શુ અઝ રૂએ કેશવર્ બરૂઆમદ્ ખોરૂશ
જહાની સરાસર્ બરૂઆમદ્ બજૂશ
બેતર્સીદ્ બીદાદ્ગર્ શહ્રૂયાર્
ફેરેસ્તાદ્ નામહ્ બસામે સવાર્
બસગ્સારે માઝન્દરાન્ બૂદ્ સામ
નુખોસ્ત્ અઝ જહાન્આફ્રીન્ બોરૂદ્ નામ
ખોદાવન્દે બહ્રામો નાહીદો હૂર્
કે હસ્ત્ આફ્રીનન્દએ પીલો મૂર્
ન દુશ્વારી અઝ ચીઝે બરૂતર્ મનેશ
ન આસાની અઝ અન્દક્ અન્દર્ બવેશ

હમહ્ બા તવાનાઈએ ઊ યકીસ્ત
બુઝોર્ગસ્ત્ બેસ્યારો યા અન્દકીસ્ત
કુનૂન્ અઝ ખોદાવન્દે ખોરૂશીદો માહ્
દોરૂદી બજાને મેનૂચેહ્ર્ શાહ્
કઝૂ ગશ્ત્ રખશન્દહ્ ફરૂરોખ્ કોલાહ્
હમઝ્ વય બમન્ ઈન્ ચુનીન પીશગાહ્
અબર્ સામે યલ્ બાદ્ ચન્દાન્ દોરૂદ્
કે આરદ્ હમી અબર્ બારાન ફોરૂદ્
મર્ આન્ પહ્લવાને જહાનદીદહ્રા
સરફ્રાઝ ગોર્દે પસંદીદહ્રા
હમીશહ્ દેલો હુશ આબાદ્ બાદ્
રવાનશ ઝે હર્ દર્દ્ આઝાદ્ બાદ્
શેનાસદ્ મગર્ પહ્લવાને જેહાન્
સુખુનહા હમી આશ્કારો નેહાન્
કે તા શાહ્ મેઝ્ગાન્ બહમ બર્નેહાદ્
ઝે સામે નરીમાન્ હમીકર્દ્ યાદ્
હમ ઈદર્ મરા પોશ્ત ગર્મી બદુસ્ત
કે હમ પહ્લવાનસ્તો હમ શાહ્ દુસ્ત
નેગહ્બાને કેશવર્ બહન્ગામે શાહ્
વઝૂ ગશ્ત્ રખશન્દહ્ તખ્તો કોલાહ્
કુનૂન્ પાદ્શાહી પુર્ આશૂબ્ ગશ્ત
સુખુનહા ઝે અન્દાઝહ્ અન્દર્ ગુઝશ્ત્
અગર્ બર્ નગીરદ્ વય આન્ ગોર્ઝે કીન્
અઝીન્ તખ્ત્ પર્દાખ્ત્ માનદ્ ઝમીન્
ચુ નામહ્ બરે સામે નયરમ રસીદ્
યકી બાદે સર્દ્ અઝ જેગર્ બરકશીદ્
બશબ્ગીર્ હન્ગામે બાન્ગે ખોરૂસ
ઝે દર્ગાહ્ બરૂખાસ્ત્ આવાએ કૂસ
યકી લશ્કરી રાન્દ્ અઝ કર્ગ્સાર્
કે દર્યાએ સબ્ઝ અન્દર્ ઊ ગશ્ત્ ખાર્
દો મન્ઝેલ યકી કર્દ્ આમદ્ બરાહ્
ચુનીન્ તા બરે શાહે ઈરાન્ સેપાહ્
ચુ ઈરાનેયાન્ આગહી યાફ્તન્દ્
સોવી પહ્લવાન્ સામ બેશ્તાફ્તન્દ્
ચુ રફ્તન્દ્ નઝદે સેપહ્બુદ્ ફરાઝ્
ઝમીન્ બૂસ કર્દન્દ્ અઝ રાહે સાઝ્

જ્યારે મુલકમાં શોર અને પોકાર ઉઠયા–ત્યારે તમામ લોક જોશમાં આવ્યું.

(હવે) તે ઝુલ્મગાર પાદશાહ ગભરાયો–તેણે સામે સવાર ઉપર નામુ મોકલ્યું. ૫૨

તે વખતે સામ માઝંદરાનના સગસારમાં હતો–(તે નામામાં) પહેલું દુન્યાને પેદા કરનારનું નામ લખ્યું.

(કે) તે મંગળ, શુક્ર અને આફતાબનો સાહેબ–કે જે હાથી અને કીડીનો પેદા કરનારો છે.

(ખોદા આગળ) મહાન ચીઝ પેદા કરવાનું કામ મુશ્કેલ નથી–(તેમજ વળી) જેહાનની પેદાયશોમાં નાની ચીઝ પેદા કરવાનું કામ પણ કાંઈ છેક આસાન નથી.

તેની શક્તિ આગળ બધુંજ સરખું છે–પછી તે મોટું હોય, ઘણું હોય યા થોડું હોય.

હવે સૂર્ય અને ચંદ્રના સાહેબથી–શાહ મિનોચેહરનાં રૂહ ઉપર દુઆ (હોજો)!

કે જેનાથી મુબારક કોલાહ પ્રકાશિત થઇ–તેનાથીજ આ આવું તખ્ત મને મળ્યું.

વાદળ જેટલાં વરસાદનાં ટીપાં વરસાવે છે તેટલીજ દુઆ પેહલવાન સામ ઉપર હોજો!

તે અનુભવી, સરફરાઝ, બહાદુર અને પસંદ થયલા પેહલવાનને (મારી દોઆ સલામ પહોંચજો).

તેનું દિલ અને હોશ હમેશે તનદુરોસ્ત હોજો!–તેનો જીવ હરેક દર્દથી આઝાદ હોજો!

હું ધારું છું કે જેહાનપેહલવાનને બધી ઝાહેર અને બાતેનની ખબર પડી છે. ૫૩

કે શાહે પાંપણો બંધ કીધાં તેની અગાઉ–નરીમાનના સામ માટે ઘણીક વાતો કહી હતી.

મને પણ તેનીજ ઘણી મદદ છે–કારણકે તે પેહલવાન અને પાદશાહનો દોસ્ત પણ છે.

તે પાદશાહના વખતમાં મુલકનો નેગેહબાન હતો–અને તેનાથીજ તખ્ત અને તાજ ચળકતું થયું (છે).

હાલે (તેજ) પાદશાહીમાં ખલલ પડી છે–અને વાત હદથી બાહેર નીકળી ગઈ છે.

અગર તે પોતાનો કીનો લેનારો ગેર્ઝ નહીં ઉચકશે–તો આ તખ્ત ઝમીન ઉપરથી નાબૂદ થઈ જશે."

જ્યારે નામુ નરીમાનના સામની નઝદીક પહોંચ્યું–ત્યારે તેણે જીગરથી એક સર્દ હાય મારી.

મરઘાને બાંગ દેવાને વખતે બામદાદે–દરગાહમાંથી નગારાંના આવાઝ નીકળ્યા.

તેણે કરગસારથી એક એવું લશ્કર ચલાવ્યું–કે જેથી લીલો* દર્યા તેની આગળ ઢંકાઈ ગયો.

તેણે બે મંઝલની (શેતાબીથી) એકજ કરી રાહ માપી–અને એમ કરી ઇરાનના શાહની નઝદીક આવ્યો.

જ્યારે ઈરાનીઓ ખબર પામ્યા–ત્યારે તેઓ પેહલવાન સામની તરફ દોડયા. ૫૪

જ્યારે તેઓ સરદારની નઝદીક જઇ પહોંચ્યા–ત્યારે તેઓએ ધારા પ્રમાણે ઝમીન(ને) બોસા લીધા.

* કેટલાક વિદ્વાનો એને ઈરાની અખાત ( Persian Gulf ) તરીકે ઓળખાવે છે.

પેયાદહ્ હમહ્ પીશે સામે દેલીર્
બેરફ્તન્દો ગોફ્તન્દ હરૂગૂનહ્ દીર્
કે નવ્દર્ હમીગોફ્ત હર્કસ્ બસામ
કે બરૂગશ્ત અઝ્ રાહે ગીતી તમામ
ઝે બીદાદીએ નવ્દરે તાજ્વર્
કે બર્ ખીરહ્ ગુમ કર્દહ્ રાહે પેદર્
જહાન્ ગશ્ત વયરાન્ ઝે કેર્દારે ઊય
ધુનૂદહ્ શુદ આન્ બખ્તે બીદારે ઊય
નગર્દદ હમી બર્ રહે બેખરદી
અઝ્ દૂર્ શુદ ફરૂરએ ઈઝદી
ચે બાશદ અગર્ સામે યલ પહ્લવાન્
નેશીનદ બર્ ઈન્ તખ્ત રઉશન્‌રવાન્
જહાન્ ગર્દદ આબાદ અઝ્ બખ્તે ઊય
મર્ ઊરાસ્ત ઈરાનો આન્ તખ્તે ઊય
હમહ્ બન્દહ્ બાશીમો ફર્માન્ કુનીમ
રવાનહા બમેહ્રશ ગેરઉગાન્ કુનીમ
૫૫ બદીન્‌શાન્ ચુનીન્ ગોફ્ત સામે સવાર્
કે ઈન્ કય પસન્દદ ઝે મા કેર્દેગાર્
કે ચૂન્ નવ્દરી અઝ્ નેઝાદે કેયાન્
બતખ્તે કયી બર્ કમર્ બર્ મેયાન્
બશાહી મરા તાજ્ બાયદ બેસૂદ
કસી ઈન્ સુખનરા નેયારદ શેનૂદ
ખુદ ઈન્ ગોફ્ત યારદ કસ અન્દર્ જેહાન્
ચુનીન્ ઝહ્રહ્ દારદ કસી અઝ્ મેહાન્
અગર્ દોખ્તરી અઝ્ મેનૂચેહ્ર્ શાહ્
બરીન્ તખ્તે ઝરીન્ બુદી બા કોલાહ્
નબૂદી બજોઝ્ ખાક્ બાલીને મન્
બદ્ ગશ્તહ્ રઉશન્ જહાન્‌બીને મન્
દેલશ ગર્ ઝે રાહે પેદર્ ગશ્ત બાઝ્
બરીન્ બર્ નેયામદ ઝમાની દરાઝ્
હનૂઝ્ આહની નીસ્ત ઝન્ગાર ખર્દ
કે રખ્શાન્દહ્ દુશ્વાર્ શાયદશ કર્દ
મન્ આન્ ઈઝદી ફરૂરહ્ બાઝ્ આવરમ
જહાન્‌રા બમેહ્રશ નેયાઝ્ આવરમ
કે ખાકે મેનૂચેહ્ર્ ગાહે મનસ્ત
પયે અસ્પે નવ્દર્ કોલાહે મનસ્ત
૫૬ બેગૂયીમ બેસ્યારો પન્દશ દેહીમ
બપન્દ અખ્તરે સૂદમન્દશ દેહીમ
શુમા ઝીન્ ગુઝશ્તહ્ પશીમાન્ શવીદ
બનવ્વી દેગર્ બાઝ્ પયમાન્ શવીદ
ગર્ અઝ્ ગર્દેશે રૂઝ્ગારો સેપેહ્ર્
બેતાબીદ અઝ્ નવ્દરે શાહ્ મેહ્ર્
બદીન્ ગીતી અન્દર્ બુવદ ખેશ્મે શાહ્
બબર્ગશ્તન્ આતેશ બુવદ જાયગાહ્
બુઝોર્ગાન્ ઝે ગોફ્તહ્ પશીમાન્ શુદન્દ
બનવ્વી દેગર્ બાઝ્ પયમાન્ શુદન્દ
બફર્રોખ પયે પહ્લવાને જહાન્
જહાન્ શુદ બનવ્વી સરાસર્ જવાન્
બપૂઝેશ હમહ્ પીશે નવ્દર્ શુદન્દ
બજાનો બતન્ વીઝહ્ કેહ્તર્ શુદન્દ

તે સઘળા દેલીરે સામની નઝદીક પેયાદા-ગયા અને તેઓએ ઘણો વખત દરેક બાબદની વાત કીધી.

દરેક જણ સામને નવદર માટે કહેતા હતા-કે "તે તમામ દુન્યાની રાહથી ફર્યો ( છે )."

તાજવર નવદરની બેદાદીની ( વાતો કહેવા લાગ્યા )-કે "તેણે બેહુદાપણાથી બાપની રાહ ગુમ કીધી છે.

મુલક તેના કામથી વયરાન થયો ( છે )-તેનું તે રોશન બખ્ત ઝુંખવું થયું ( છે ).

તે દાનાઇની રાહ ઉપર આવતો નથી-તેનાથી ખુદાઇ ઝળકાટ દૂર થયો ( છે ).

અગર બહાદુર પેહલવાન સામ પોતાની તેઝ બુદ્ધિ સાથે આ તખ્ત ઉપર બેસે તો શું છે ?

તેના નસીબથી દુન્યા આબાદ થાય-તે તખ્ત અને ઈરાન તેનુંજ છે.

અમો સઘળા બંદા છિયે અને તેનો હોકમ બજા લાવીશું-અમો તેની તરફની વફાદારીમાં જાન ફિદા કરીશું."

( એવું સાંભળી ) સામે સવારે તેઓને કહ્યું-કે "આ આપણું કીધેલું પરવરદેગાર કેમ પસંદ કરે ?

કે જ્યારે પાદશાહી અવલાદનો નવદર-કમર ઉપર કમરબંદ (બાંધીને) પાદશાહી તખ્ત ઉપર ( બેઠો છે ),

તે વખતે શું મને પાદશાહી અને તાજ છીનવી લેવું ઘટે ?-( ના ) એ વાત તો કોઈ સાંભળે પણ નહીં.

શું સરદારોમાંથી કોઈનામાં પણ એ વાત ઝાહેરમાં બોલવાની હિમ્મત છે ?

અગર શાહ મિનોચેહરની એક બેટી-તાજ પેહેરી આ સોનેરી તખ્ત ઉપર હતે,

તો પણ તેણીના પગની ખાક તેજ મારો તકયો થતે-અને ત્યાંથીજ તેણીને જોઈ હું ખુશી થતે.

અગર તેનું દિલ બાપની રાહથી ફર્યું છે-તો એ વાતને ઘણો વખત થયો નથી.

હજી લોઢાંએ કાટ ખાધો નથી-કે તેને ચળકતું કરવામાં મુશ્કેલી નડે.

હું તે ખોદાઇ ઝળકાટ પાછો લાવીશ-( અને ) લોકોને તેની મોહબતના ધરઝિ બનાવીશ.

કારણકે મિનોચેહરના પગની ખાક એજ મારૂં તખ્ત છે-( અને ) નવદરના ઘોડાનો પગ એજ મારૂં તાજ છે.

આપણે તેને ઘણું કહીશું અને શીખામણ આપીશું-નસીહતથી તેને ભાગ્યશાળી કરીશું.

તમો આ કીધેલી વાતનો પસ્તાવો કરો-( અને ) પાછો બીજો નવો કોલ કરાર કરો.

આસ્માન તથા વખતની ગર્દેશથી-જો તમો પાદશાહ નવદર તરફની વફાદારી છોડી દેશો,

તો આ દુન્યાની અંદર પાદશાહનો ગુસ્સો મેળવશો-( અને ) પેલી દુન્યામાં આતશી ( દોઝખની ) જગ્યા મેળવશો."

( તે સાંભળી ) બુઝોર્ગો પોતાનાં બોલવા ઉપર પશેમાન થયા-(અને) નવેસરથી પાછો કોલ કરાર કીધો.

જેહાનપેહલવાનનાં મુબારક કદમથી-તમામ દેશ નવો અને જવાન થયો.

તેઓ સઘળા માફી માટે પાદશાહની નઝદીક ગયા-( અને ) તેઓ ખાલેસ દિલો જાનથી તાબેદાર થયા.

ચુ સામ અન્દર્ આમદ્ બનઝ્દીકે શાહ્
ઝમીન્ બુસ કરૂદ્ અઝ્બરે તખ્તગાહ્
સબુક્ નવદર્ અઝ્ તખ્ત આમદ્ ફરાઝ્
સેપહ્બુદ્ દર્ આધૂશ બે.ગ્રેફ્ત બાઝ્
અઝાન્પસ બરે ખીશ બેન્શાખ્તશ
બેપુર્સીદો બેસ્યાર્ બેન્વાખ્તશ
સેપહ્બુદ્ બદ્ ગોફ્ત કય શહ્રયાર્
તોઈ અઝ્ ફરીદૂન્ યકી યાદ્ગાર્
ચુનાન્ બાશ દર્ પાદ્શાહીઓ દાદ્
કે હર્ કસ બનીકી કુનદ્ અઝ્ તો યાદ્
ચુનાન્ દાન્ કે હર્ કૂ જહાન્રા શેનાખ્ત
દર્ ઊ જાએ આરામ બૂદન્ નસાખ્ત
હરાન્ કસ કે દેલ બન્દદ્ અન્દર્ જહાન્
હોશીવાર્ ખાનન્દશ અઝ્ અબ્લહાન્
ફરાઝ્ આવરદ્ ગન્જો હમ ખાસ્તહ્
મોરાદશ હમહ્ ગરદદ્ આરાસ્તહ્
નદાની શબીખૂન્ બસર્ બરૂશ મર્ગ્
કુનદ્ બર્ સરશ બર્નેહદ્ તીરહ્ તર્ગ્
ઝે તખ્તશ સોવી તીરહ્ ખાક્ આવરદ્
સરો તાજશ અન્દર્ મઘાક્ આવરદ્
બેમાનદ્ દેલશ બસ્તએ ઈન્ સરાય
ખરામશ નેયાબદ્ બનઝ્દે ખોદાય
રવાનશ બેમાનદ્ દરાન્ તીરગી
હમહ્ સાલ જાનશ પુરઝ્ ખીરગી
ખેરદ્મન્દ રન્જ અન્દરૂન્ કય બરદ્
કે બોગ્ઝારદ્ આન્ જાઓ ખુદ્ બોગ્ઝરદ્
બરે મર્ગ દર્વીશો સર્ તાજે ઝર્
યકી બૂદ્ ખાહદ્ દરીન્ રહ્ગુઝર્
ચુનાન્ બાશી અન્દર્ સેપન્જી સરાય
કે રન્જહ્ નબાશી બનઝ્દે ખોદાય
ફરીદૂન્ શુદો જ્ રહે દીન્ બેમાન્દ્
બઝહ્હાકે બદ્બખ્ત નફ્રીન્ બેમાન્દ્
ચુનીન્ ગોફ્ત નવદર્ કે અય નામદાર્
બગોફ્તારે તૂ બેસ્પરમ રૂઝ્ગાર્
પશીમાનમ અઝ્ કરદએ ખીશતન્
અઝીન્ પસ નવાઝેશ કુનમ તન્ બતન્
બફરૂખ પયે નામવર્ પહ્લવાન્
જહાન્ શુદ્ બનવ્વી સરાસર્ જવાન્
બરઅફ્રૂખ્ત નવદર્ ઝે તખ્તે મેહી
નેશસ્ત અન્દર્ આરામ બા ફરૂહી
અઝાન્ પસ યકી બઝ્મગાહ્ સાખ્તન્દ
યકી હફ્તહ્ બા રૂદો મય બાખ્તન્દ
જહાન્પહ્લવાન્ પીશ બરૂશદ્ બપાય
બદસ્તૂરીએ બાઝ્ ગશ્તન્ ઝે જાય
બનવદર્ દરે પન્દહા બરૂકુશાદ્
સખુનહાએ નીકો બદ્ કરૂદ્ યાદ્
ઝે ફરૂખ ફરીદૂનો હૂશન્ગ્ શાહ્
હમાન્ અઝ્ મેનૂચેહ્રે ઝીબાએ ગાહ્
કે ગીતી બદાદો દેહેશ દાશતન્દ્
બબીદાદ્ બર્ યકદમ નુગ્ઝાશતન્દ્

જ્યારે સામ શાહની નઝદીક આવ્યો–ત્યારે તેણે તખ્ત આગળ નમન કીધું.

નવદર તુરતજ તખ્ત ઉપરથી નીચે ઉતર્યો–( અને ) સરદાર(ને) તેણે બાથમાં પકડયો.

ત્યાર પછી તેને પોતાની નઝદીક બેસાડયો–તેની ખબર અંતર પૂછી અને તેને ઘણો નવાઝયો.

૫૭ સરદારે તેને કહયું કે "ઓ પાદશાહ !–ફરીદૂનથી તુંજ એક યાદગાર રહી ગયો છે.

પાદશાહી અને ઈન્સાફમાં એવી રીતે કામ લે–કે દરેક જણ તારી નેકીને યાદ કરે.

તું સમજ કે જે કોઇયે કે આ દુન્યાના ફન ફરેબ જાણ્યા–તેણે અત્રે આરામ કરવાનો વિચાર કીધો નથી.

જે કોઇ દુન્યાની માયામાં દિલ લગાડે છે–તેને દાનાઓ મૂર્ખ કહે છે.

( આ દુન્યા ) તેને ખઝાનો અને માલબી એકઠો કરી આપે છે–તેની સઘળી ઈચ્છા તૃપ્ત કરે છે,

( પણ ) તું જાણતો નથી ( કે ) મોત તેના ઉપર શબેખૂન કરે છે ( અને ) તેના માથાં ઉપર કાળી ટોપી પેહેરાવે છે.

તેને તખ્ત ઉપરથી સીઆહ ખાક ઉપર નાખે છે–( અને ) તેનું માથું અને તાજ ખાડામાં હોમાવે છે.

તેનું દિલ આ દુન્યામાં લાગેલું રહી જાય છે–અને તેથી ખોદાની નઝદીક જઈ શકતો નથી.

તેનું રવાન એજ અંધારામાં રહી જાય છે–તેનો જીવ હમેશ સુધી–બેચેનીથી ભરપુર ( રહે છે ).

અકલમંદ ( આ ફાની દુન્યા )માં કયાં ઝેહમત ખેંચે છે?–કે જે દુન્યાને અત્રેજ છોડી પોતાને જવું પડે છે.

૫૮ મોતની આગળ શું ફકીર કે શું સોનેરી તાજ ધરાવનાર સરખાજ થઈ જાએ છે.

આ ત્રણ પાંચ દહાડાની દુન્યામાં એવી રીતે રહે–કે શેવટે તું ખોદા આગળ દુઃખી નહીં થાય.

ફરીદૂન ગયો પણ તેનો ધર્મ હજુ રહયો છે–( અને ) કમબખ્ત ઝોહાક ઉપર લઆનત રહી છે."

( એ શીખામણ સાંભળીને ) નવદર બોલ્યો કે "ઓ નામદાર !–તારા કહેવા પ્રમાણેજ હું વર્તીશ.

હું મારાં પોતાનાં કીધેલાં ( કામ )થી પસ્તાઉ છું–હવે પછી મારાં દિલથી ( લોકો ઉપર ) નવાઝેશ કરીશ."

તે નામવર પેહલવાનના મુબારક કદમથી–આખો મુલક પાછો નવેસરથી જવાન થયો.

નવદર પાછો તખ્ત ઉપરથી પ્રકાશવા લાગ્યો–દબદબા સાથે શાન્તિથી બેઠો.

ત્યાર પછી તેઓએ એક ખુશીની મજલેસ બનાવી–અને એક અઠવાડિયું વાજન્તર અને શરાબ સાથે પસાર કીધું.

ત્યાર પછી પાછો ફરવાની રજા લેવા માટે જેહાનપેહલવાન ઉભો થયો.

તેણે નવદરને ઘણીક શીખામણ દીધી–અને તેને ભલી ભલી વાતો કહી.

૫૯ મુબારક ફરીદૂન અને શાહ હોશંગ–તેમજ તખ્તને ઝેબ આપનાર મિનોચેહર ( વિષે સખુન કહયા ),

કે "તેઓ દુન્યામાં ઇન્સાફ અને સખાવતથી વર્તયા હતા–અને બેદાદીને જરાએ કોહું પણ આપ્યું ન હતું."

દેલે ઊ ઝે કઝ્ઝી બજાય આવરીદ્
ચુનાન્ કરૂદ નવ્દર્ કે ઊ રાએ દીદ્
દેલે મેહતરાન્‌રા બદ્ ગરૂમ કરૂદ્
હમહ્ દાદો બીદાદ્ આઝરૂમ કરૂદ્
ચુ ગોફ્તહ્ શુદ ઈન્ ગોફ્તનીહા હમહ્
બગરૂદન્‌કશાનો બશાહો રમહ્
બેફ્રન્ રફ્તૂ બા ખેલ્અતે નવ્દરી
ચે બા તાજો બા તખ્તો અન્ગુશ્તરી
ઘોલામાનો અસ્પાને ઝરીન્ સેતામ
પુરઝ્ ગઉહરે સોરૂખ ઝરીન્ દો જામ
બરાન્ નીઝ્ બોગ્ઝશ્ત ચન્દીન્ સેપેહર્
ન બા નવ્દર્ આરામ બૂદશ ન મેહર્
ચુ બોગ્ઝશ્ત અઝ્ શાહીયશ હફ્ત સાલ્
શેકસ્ત અન્દર્ આમદ્ બદાન્ બીહમાલ

( સામે ) તેનાં મનને બદી તરફથી પાછું ફેરવ્યું-( અને ) નવદરે તેની નસીહત પ્રમાણે ચાલવાનું જારી કર્યું.

તેણે સરદારોને પાદશાહના ઇન્સાફ અને ઘયર ઇન્સાફ બધું સ્વિકારવાના ઉત્સાહી કીધા.

જ્યારે આ સઘળી કહેવા જોગી વાતો સરદારો, શાહ અને સાધારણ લોકોને કહી,

ત્યારે તાજ, તખ્ત અને વીટી સાથ નવદરનો સરપાવ લઇ સામ રવાના થયો.

( તે સરપાવ સાથે વળી ) ઘોલામો અને સોનેરી લગામના ઘોડાઓ-( તેમજ ) લાલ ગોહરથી ભરેલી સોનેરી બે જામ હતી.

તે ઉપર ઘણો વખત નીકળી ગયો-જો કે ફરતા આસ્માને નવદરને સુખ કે શાન્તિ આપ્યાં નહીં.

જ્યારે તેની પાદશાહીનાં સાત વર્ષ પસાર થયાં-ત્યારે તે બહાદુરની પડતી આવી.

## આગાહ્ શુદને પશન્ગ્ અઝ્ મર્ગે મેનૂચેહ્ર્ વ લશ્કર્ ફેરેસ્તાદનશ્ બજન્ગે નવ્દર્.

પસાનગહ્ ઝે મર્ગે મેનૂચેહ્ર્ શાહ્
બેશુદ્ આગહી તા બતૂરાન્ સેપાહ્
ઝે નારફ્તને કારે નવ્દર્ હમાન્ ૬૦
ચકાચક્ બેગોફ્તન્દ બા બદ્‌ગમાન્
ચુ બેશ્નીદ સાલારે તુર્કાન્ પશન્ગ્
ચુનાન્ ખાસ્ત્ કાયદ બઈરાન્ બજન્ગ્
હમી યાદ્ કરૂદ્ અઝ્ પેદર્ ઝાદશમ
હમઝ્ તૂર્ બરૂઝદ્ યકી તીઝ્‌દમ
ઝે કારે મેનૂચેહ્રો અઝ્ લશ્કરશ
ઝે ગોર્દાને સાલારો અઝ્ કેશ્વરશ
હમહ્ નામદારાને લશ્કર્‌શરા
બખાન્દો બુઝોર્ગાને કેશ્વર્‌શરા
ચુ એધ્રીરો ગર્સીવઝો બાર્માન્
ચુ કલ્બાદે જન્ગી હેઝબ્રે દમાન્
સેપહ્‌દાર્ ચૂન્ વીસએ શીર્‌ચન્ગ્
કે સાલાર્ બુદ્ બર્ સેપાહે પશન્ગ્

## મિનોચેહરનાં મરણથી પશંગનું વાકેફ થવું અને તેનું નવદરની લડાઇ માટે લશ્કર મોકલવું.

હવે શાહ મિનોચેહરનાં મરણની ખબર તૂરાન સૂધી પુગી.

તેમજ નવદરની નાલાયક વર્તણુકની વાત બધી તેના દુશ્મનને પુગી.

જ્યારે તુરાનીઓના સરદાર પશંગે* એ સાંભળ્યું-ત્યારે તેણે ઇરાન ઉપર હુમ્લો કરવાનો વિચાર કીધો.

પોતાના બાપ ઝાદશમની ઘણીક બડાઈ કીધી-તેમજ તૂરનાં પણ ઘણાંક બાકાં ફુક્યાં.

પછી મિનોચેહરનાં કામ અને તેના લશ્કર માટે-( તેમજ ) સરદાર પેહલવાનો અને તેના મુલકને માટે ( બોલ્યો ).

( ત્યાર પછી ) તેણે પોતાના લશ્કરના નામદારોને અને મુલકના બુઝોર્ગોને બોલાવ્યા.

જેવા કે અધ્રીરસ,† ગર્સીવઝ, બાર્માન-તથા ઘુસ્સા ભરેલા સિંહ ( મિસાલનો ) લડાયક કલ્બાદ,

તેમજ સિંહની ચુંગાલનો સરદાર વેસેહ§ કે જે પશંગના લશ્કરનો સરદાર હતો;

---

* અફ્રાસિયાબનો બાપ અને ફરીદૂનના છોકરા તૂરના છોકરા ઝાદશમનો છોકરો. કોઈક લખનારા એને તૂરનો છોકરો જણાવે છે.

† અવસ્તાનો "અઘ્રએરથ." પેહલવીનો "અઘ્રએરાત." એ પશંગનો છોકરો અને અફ્રાસિયાબનો ભાઇ હતો. એ ઘણો સાચો અને ભલો હતો, જે ઉપરથી એનાં ફરોહરને ફર્વર્દીન યશ્તમાં આરાધ્યું છે. તુરાનીઓના હાથમાં કયદ પકડાયલા ઈરાનીઓને છોડી મેળી તેઓની કત્લ ચલાવતાં અટકાવવા માટે તેના ભાઇ અફ્રાસિયાબે એને મારી નાખ્યો હતો. ગર્સીવઝ એનો ભાઈ હતો, જેને અવસ્તામાં "કેરેસવઝદ" અને પેહલવીમાં "કર્સેવઝ" કહે છે. એ ઘણો ઘાટકી અને કાવત્રાંબાઝ હતો. શાહઝાદો સિયાવક્ષ એનાજ દઘાનો ભોગ થઇ અફ્રાસિયાબનાં હાથ ઉપર માર્યો ગયો હતો. અને શેવટે પાદશાહ કયખુસરૂએ એને મારી નાખ્યો હતો.

§ તુરાની લશ્કરનો સેપેહસાલાર. ઝાદશમનનો છોકરો અને પશંગનો ભાઇ. પીરાન, હોમાન, બાર્માન અને કલ્બાદનો બાપ.

જહાનપહ્‌લવાન પૂરશ અફ્રાસેયાબ્
બેખાન્દશ બનઝ્દીકો આમદ્ શેતાબ્
સખુન્ રાન્દ અઝ્ તૂરો અઝ્ સલ્મ ગોફ્ત
કે ઈન્ કીન્ ઝે યઝ્દાન્ નશાયદ્ નેહોફ્ત
સરીરા કોજા મધ્ઝ જૂશીદહ્ નીસ્ત
બદ્ બદ્ ચુનીન્ કાર્ પૂશીદહ્ નીસ્ત
કે બા મા ચે કર્દન્દ ઈરાનેયાન્
બદીશાં બેબસ્તન્દ યક્સર્ મેયાન્
બેખાહમ્ કુનૂન કીને તૂરે બુઝોર્ગ્
હમાન્ શાહે આઝાદહ્ સલ્મે સુતોર્ગ્
કુનૂન્ રૂઝે તીઝીઓ કીન્ જોસ્તનસ્ત
રોખ અઝ્ ખૂને દીદહ્ ગહે શોસ્તનસ્ત
ચે ગૂયીદ્ અકૂનૂન્ ચે પાસોખ દેહીદ્
યકી રાએ ફર્રોખ બદીન્ બર્ નેહીદ્
ઝે ગોફ્તે પેદર્ મધ્ઝે અફ્રાસેયાબ્
બેજૂશીદો આમદ્ દેલશરા શેતાબ્
બપીશે પેદર્ શુદ્ કોશાદહ્ ઝબાન્
દેલ્ આગન્દહ્ અઝ્ કીન્ કમર્ બર્ મેયાન્
કે શાયેસ્તએ જન્ગે શીરાન્ મનમ્
હમઆવર્દે સાલારે ઈરાન્ મનમ્
અગર્ ઝાદ્શમ્ તીધ્ બર્દાશ્તી
જહાન્રા ચુનીન્ ખાર્ નુગ્ઝાશ્તી
મેયાન્રા બેબસ્તી બકીન્ આવરી
બઈરાન્ નકર્દી કસી સર્વરી
કુનૂન્ હર્ચે પાયન્દહ્ બૂદ્ અઝ્ નેયા
ઝે કીન્ જોસ્તનો જન્ગો અઝ્ કીમેયા
કુશાદન્શ બર્ તીધે તીઝ મનસ્ત
ગહે શૂરશો રસ્તખીઝે મનસ્ત
બમધ્ઝે પશન્ગ્ અન્દર્ આમદ્ શેતાબ્
ચુ દીદ્ આન્ સહી કદ્દે અફ્રાસેયાબ્
બરો બાઝુએ શીરો હમ ઝૂરે પીલ
વઝૂ સાયહ્ અફ્કન્દહ્ બર્ ચન્દ મીલ
ઝબાનશ બકેર્દારે બોર્રન્દહ્ તીધ
ચુ દર્યા દેલો કફ્ ચુ બારન્દહ્ મીધ
બેફર્મૂદ્ તા બર્કશદ્ તીધે જન્ગ્
બઈરાન્ શવદ્ બા સેપાહે પશન્ગ્
સેપહ્બુદ્ ચુ શાયેસ્તહ્ બીનદ્ પેસર્
સઝદ્ ગર્ બર્આરદ્ બખુર્શીદ્ સર્
પસઝ્ મર્ગ્ બાશદ્ સરે ઊ બજાય
અઝીરા પેસર્ ખાનદશ રહ્‌નોમાય
ચુ ઈન્ ગોફ્ત લશ્કર્ ઝે કેશ્વર્ બેખાસ્ત
સેપાહી ઝે નામઆવરાન્ કર્દ્ રાસ્ત
ઝે પીશે પશન્ગ્ આમદ્ અફ્રાસેયાબ્
દેલી પુર્ ઝે કીનહ્ સરી પુર્ શેતાબ્
દરે ગન્જે આગન્દહ્રા બાઝ્ કર્દ્
સેપહ્રા બબખ્શીદ્ હમહ્ સાઝ્ કર્દ્
ચુ શુદ્ સાખ્તહ્ કારે જન્ગઆઝ્માય
બકાખ આમદ્ અગ્રીરસે રહ્‌નોમાય
બપીશે પેદર્ શુદ્ પુર્ અન્દીશહ્ દેલ
કે અન્દીશહ્ દારદ્ હમી પીશહ્ દેલ

(તેમજ) પોતાના બેટા જેહાનપેહલવાન અફ્રાસિયાબને–બોલાવ્યો કે જે તુરત તેની આગળ આવ્યો.

તેણે તૂર અને સલ્મની વાત કીધી અને બોલ્યો–કે "આ કીનો તો ખોદાતાલા પણ જાણે છે.

જેનાં માથામાં ભેજું સહી સલામત છે–તેને માટે તો આ વાત કાંઈ છુપી નથી,

૬૧ કે ઇરાનીઓએ આપણી સાથ શું શું કીધું (છે)?–તેઓએ હમેશ બદી ઉપરજ કમર બાંધી રાખી છે.

હવે હું બુઝોર્ગ તૂર તેમજ બુઝોર્ગ જુરસાદાર શાહ સલ્મનો કીનો લેવા ચાહું છું.

હવે ધસ્સો દેખાડવાનો અને કીનો લેવાનો વખત આવ્યો છે–અને આપણા ચેહરાને આંખમાંથી વહેતાં લોહીનાં આંસુ ધોવાનો વખત આવ્યો.

હવે તમો શું કહો છો (અને) શું જવાબ આપો છો?–મને કાંઈ સારો વિચાર આપો."

બાપના બોલવાથી અફ્રાસિયાબનું મધઝ ઉસકેરાયું અને તેને ચટપટ થવા માંડી.

તે કીનાભરેલાં દિલ સાથે તથા કમર ઉપર કમરબંદ રાખીને–બાપ આગળ બડાઈ હાંકવા લાગ્યો.

કે "સિંહની લડાઇને લાયકનો હું છું–ઈરાની સરદારોનો મુકાબલો કરનારો હું છું.

અગર ઝાદશમજ તલવાર ઉઠાવતે–તો દુન્યાને આવી ખરાબ હાલતમાં છોડી જતે નહીં.

તે કીનો લેવા માટેનો કમરબંદ બાંધતે તો–ઈરાની ઉપર કોઈ બીજો સાહેબી કરતે નહીં.

હવે આપણા નેયાગાનો જે કાંઈ કર્યા વગરનું છોડી ગયા છે–જેવું કે કીનો લેવો, લડાઇ કરવી ફન ફરેબ કરવાં,

૬૨ તે બધું પુરૂં કરવું મારી તેઝ તલવારને ભાગે આવ્યું છે–ગભરાટ અને રસ્તાખેઝ બરપા કરવાનો હવે મારો વખત આવ્યો છે."

પશંગને પણ લડાઇ કરવાનો ઉભરો થઇ આયો–જ્યારે તેણે અફ્રાસિયાબનું સીધું કદ જોયું,

તેમજ તેની સિંહના જેવી બાઝૂ અને ખભાં અને હાથી જેવી તાકત–તથા માઇલો સૂધી દૂર પડતો તેનો પછડાયો,

કાપનારી તલવાર જેવી તેની ઝબાન–દર્યા જેવું મોજા મારતું તેનું દિલ અને વરસતાં વાદળ જેવા તેના હાથ (જોયા),

ત્યારે તેણે ફરમાવ્યું કે "લડાઇની તલવાર ખેંચે–(અને) પશંગનાં લશ્કર સાથે ઇરાન ઉપર જાય.

જો કોઇ સરદાર પોતાના બેટાને સરદારીને લાયકનો જોય–અને તે અગર (પોતાનું) સર ખુરશેદ સૂધી ઉડાવે (મોટાઈ લે) તો તે વાજબીજ છે.

કારણકે તેના (પોતાના) મરણ પછી તેની સરદારીની નિશાન) અત્રે રહી જાય છે–અને એટલાજ માટે દાનાઓ તેને 'પિસર' કહે છે."

તે એટલું બોલ્યો (અને) ચોતરફથી લશ્કર બોલાવ્યું અને એક નામીચી ફઉજ તૈયાર રાખી.

ઉસકેરાયલો અને કીનાથી ભરેલો–અફ્રાસિયાબ બાપ પાસેથી આવ્યો (અને)

તેણે એકઠા કીધેલા ખઝાનાનો દરવાઝો ખોલ્યો–અને લશ્કરને બક્ષેશ આપી સઘળું તૈયાર કર્યું.

૬૩ જ્યારે લડાઇનો સઘળો સરન્જામ તૈયાર થયો–ત્યારે સલાહ આપનારો અગ્રીરસ મેહલમાં આવ્યો.

તે વિચારવંત દિલે બાપની નઝદીક ગયો–કારણકે વિચાર કરવો એજ દિલનું કામ છે.

બદુ ગોફત કય કારદીદહ પેદર
કે તોર્કાન બમર્દી બરઆવર્દહ સર
મેનૂચેહ્રર અઝ ઈરાન અગર ગમ શુદસ્ત
સેપહબુદ સેપહ સામે નયરમ શુદસ્ત
ચુ કશ્વાદો ચૂન કારને રઝ્મઝન
બોઝ ઈન નામદારાને આન અન્જુમન
તો દાની કે બર તુરો સલ્મે સેતોર્ગ
ચે આમદ અઝાન તીગઝન પીર ગોર્ગ
નેયા ઝાદશમ શાહે તુરાન સેપાહ
કે તર્કશ હમીસૂદ બર ચર્ખ માહ
અઝીન દર સુખન હીચગૂનહ નરાન્દ
બઆરામ બર નામએ કીન નખાન્દ
અગર મા નશૂરીમ બેહતર બુવદ
કઝીન શૂરશ આશૂબે કેશ્વર બુવદ
ચુનીન દાદ પાસોખ પેસરરા પશન્ગ
કે અફ્રાસેયાબ આન દેલાવર નેહન્ગ
૬૪ યકી નરરહ શીરસ્ત રૂઝે શેકાર
યકી પીલે જન્ગી ગહે કારઝાર
નબીરહ કે કીને નેયારા નજોસ્ત
સઝદ ગર નબાશદ નેઝાદશ દુરોસ્ત
તોરા નીઝ બા ઊ બેબાયદ શદન
બહર નીકો બદ રાએ ફરૂરોખ ઝદન
ચુ અઝ દામને અબ્ર ચીન કમ શવદ
બેયાબાન ઝે બારાન પુરઝ નમ શવદ
ચરાગાહે અસ્પાન શવદ કૂહો દશ્ત
ગેયાહા ઝે યાલે યલાન બરગુઝશ્ત
જહાન સબ્ઝ ગર્દદ હમી અઝ ખવીદ
બહામૂન સરાપર્દહ બાયદ કશીદ
દેલે શાદ બર સબ્ઝહો ગુલ બરીદ
સેપહરા સુવી દશ્તે આમુલ બરીદ
દેહેસ્તાન બેકૂબીદ દર ઝીરે નઅલ
બેતાઝીદ અઝ ખૂન કુનીદ આબે લઅલ
મેનૂચેહ્રર અઝાન જાએગહ જન્ગજૂય
બકીનહ સુવી તૂર બેન્હાદ રૂય
અઝાન પસ સેપાહી ચુ અબ્રે સેયાહ
બેયામદ બરે મા બકીન રઝ્મગાહ
૬૫ શુમા નીઝ બાયદ કે હમ ઝીન નશાન
બરઆરીદ ગર્દ અઝ સરે સરકશાન
સેપહરા મર ઊ બૂદ ઈરાન પનાહ
બદુ ગશ્ત આરાસ્તહ તખ્તો ગાહ
અઝ ઈરાન ચુ ઊ ગુમ શુદ અકનૂન ચે બાક
નેયર્ઝન્દ આનાન બયક મોશ્ત ખાક
ઝે નવદર મરા દર દેલ અન્દીશહ નીસ્ત
કે નવદર જવાનસ્તો પુર પીશહ નીસ્ત
બેકૂશીદ બા કારને રઝ્મઝન
દેગર ગોરૂહે ગર્શાસ્પ ઝાન અન્જુમન
અગર દસ્ત યાબીદ બર દસ્તે કીન
બદીન દુ સરફ્રાઝે ઈરાન ઝમીન
રવાને નેયાગાને મા ખશ કુનીદ
દેલે બદસેગાલાન પુર આતશ કુનીદ

તેણે કહ્યું કે " ઓ અનુભવી બાપ !–ઓ તુર્કોમાં બહાદુરીને સબબે થયલા સઉથી વડા સરદાર !

જો કે ઇરાનમાં હવે મિનોચેહર નથી રહયો–તો પણ નરીમાનનો સામ લશ્કરનો સરદાર થયલો ( છે ).

( વળી ) કેશ્વાદ ( અને ) લડાયક કારન–ઉપરાંત તે અંજુમનના ( ઘણા ) નામદારો ( છે ).

તું જાણે છે કે બુઝોર્ગ તુર અને સલ્મ ઉપર–એ તલવાર મારનાર બુઢા વરૂ ( સામે સવાર )થી શું નીપજ્યું હતું ?

તુરાની લશ્કરના શાહ નેયાગાન ઝાદશમ–કે જેની કોલાહ આસ્માન ઉપર માહતાબ સાથ અથડતી હતી,

તેણે ( પણ ) એવી લડાઈ માટે એક શબ્દ પણ ઓચર્યો નહીં–અને સલાહના વખતમાં લડાઇનો જરાપણ વિચાર નહીં કીધો.

તેથી જો આપણે પણ મૂગા બેસિયે તો સારૂં–નહીંતો આ ઘેલાપણાથી મુલકમાં ખલલ પડશે "

પશંગે બેટાને જવાબ આપ્યો–કે " દિલાવર મગરમચ્છ અફ્રાસિયાબ,

શિકારને દહાડે એક નર સિંહ ( અને ) લડાઈને દહાડે એક મસ્ત હાથી છે.

જે નબીરાએ કે નેયાગાનનો કીનો નહીં લીધો–તેની બુન્યાદમાં જો ખલલ હોય તો તે વાજબીજ છે.

તારે પણ તેની સાથે જવુંજ જોઇયે–( અને ) દરેક નાનાં મોટાં કામમાં વિચાર આપવો જોઇયે.

( માટે ) જ્યારે વાદળનાં કપડાં ઉપરથી કરચલી નીકળી જાય ( એટલે વરસાદ વરસી ચૂકે )–અને જંગલ વરસાદથી ભીનું થાય,

પહાડ અને જંગલમાં ઘોડાઓને ચરવા માટે લીલોતરી તૈયાર થાય–ઘાસ પેહલવાનોની ગરદન કરતાં ઊંચા ઉગે,

( જ્યારે ) દુન્યા ધાન્ય ( અનાજ )થી લીલોતરી ભરેલી થાય–(ત્યારે) જંગલમાં છાવણી નાખજો.

ફૂલ અને લીલોતરીમાંથી ખુશહાલ દિલે જજો–( અને ) લશ્કરને આમુલના જંગલ તરફ લઈ જજો.

દેહેસ્તાનને ( ઘોડાની ) નાલથી છુંદી નાખજો–હમ્લો કરજો અને વહેતાં પાણીને લોહીથી લાલ કરજો.

એજ જગાએથી મિનોચેહર પણ તૂર ઉપર કીનો લેવા માટે લડવા આવ્યો હતો,

અને અહીંથીજ સીઆહ વાદળની મિસાલનું એક લશ્કર–અમો સાથે લડવા આવ્યું હતું.

એજ ઈંધાનીઓથી તમો પણ હવે–દુશમનોના સરદારોની ધૂળ ઉડાડી નાખો.

ઇરાનના લશ્કરની પનાહ તે ( મિનોચેહર ) હતો–જેનાથી તખ્ત અને તાજ સણગાર પામેલાં હતાં.

હવે જ્યારે તે મરણ પામ્યો છે ત્યારે ઈરાનીઓથી શું ગભરાવાનું છે ?–જે લોકો ( બાકી રહયા છે ) તેઓ એક ચમટી ખાકને લાયક નથી.

નવદરની તો મને કશી પણ બીક નથી–કારણકે એ જવાન છે અને હજુ કાચો ( અનુભવ વનાનો ) છે.

તમુને તે લોકોમાંથી એક લડાયક કારન સાથે મુકાબલો કરવો પડશે–અને બીજો ગેર્શાસ્પ સાથે.

ખોદા કરેને ઈરાનના એ બેઉ સરદારો ઉપર લડાઇના મયદાનમાં તમો ફતેહ પામો.

આપણા નેયાગાનોના રવાનને ખુશ કરો–( અને ) દુશ્મનોનાં દિલ આતશથી બળતાં કરો. "

ચુનીન્ ગોફ્તૂ બા નામવર્ નામજૂય
કે મન્ ખૂન્ ઝે કીન્ અન્દર્ આરમ્ બજૂય

શાહઝાદાએ શાહને કહ્યું "કે કીનો લેવા માટે હું લોહીની નદી વહેતી કરીશ."

## આમદને અફ્રાસેયાબ્ બજન્ગે નવ્દર્.

ચુ દશ્ત અઝ્ ગેયા ગશ્ત ચૂન્ પર્નેયાન્
બેબસ્તન્દ ગોર્દાને તૂરાન્ મેયાન્
દેગર્ રૂઝ ચૂન બર્દમીદ આફ્તાબ્
બમર્દાને કીન્ અન્દર્ આમદ શેતાબ્
ઝદન્દ અઝ્ બરે પીલ રૂયીનહ્ કૂસ
જહાન્ શુદ ઝે ગર્દે સેપહ્ આબ્નૂસ
સેપાહી બર્આમદ ઝે તોર્કાનો ચીન્
હમાન્ ગોર્ઝ્દારાને ખાવર્ ઝમીન્
કે આનરા મેયાનો કરાનહ્ નબૂદ
હમાન્ બખ્તે નવ્દર્ જવાનહ્ નબૂદ
ચુ લશ્કર્ બનઝ્દીકે જયહૂન્ રસીદ
ખબર્ ઝાન્ બપૂરે ફરીદૂન્ રસીદ
ચુ નવ્દર્ ખબર્ યાફ્ત અઝ્ કીનહ્ખાહ્
બેખાન્દ અઝ્ હમહ્ પાદ્શાહી સેપાહ્
બઝદ કૂસો લશ્કર્ બહામૂન કશીદ
સેપહ્રા હમહ્ સૂએ જયહૂન્ કશીદ
સેપાહે જહાનદાર્ બીરૂન્ શુદન્દ
ઝે કાખે હોમાયૂન્ બહામૂન્ શુદન્દ
બરાહે દેહેસ્તાન્ નેહાદન્દ રૂય
સેપહ્દાર્ શાન્ કારને રઝ્મજૂય
શહન્શાહ્ નવ્દર્ પસે પોશ્તે ઊય
જહાની સરાસર્ પુરઝ્ ગોફ્તગૂય
ચુ લશ્કર્ બનઝ્દે દેહેસ્તાન્ રસીદ
ચુનાન્ બુદ કે ખોર્શીદ શુદ નાપદીદ
સરાપર્દએ નવ્દરે શહ્રયાર્
કશીદન્દ બર્ દશ્ત પીશે હેસાર્
ચુ અન્દર્ દેહેસ્તાન્ બેયારાસ્ત જન્ગ્
બશીન્ બર્ નેયામદ ફરાવાન્ દેરન્ગ્
કે અફ્રાસેયાબ્ અન્દર્ અર્માન્ ઝમીન્
દો સાલાર્ ગોર્દ અઝ્ બુઝોર્ગાન્ ગુઝીન્
શમાસાસો દીગર્ ખઝર્વાને ગોર્દ
ઝે લશ્કર્ સવારાન્ બદીશાન્ સેપોર્દ
ઝે જન્ગ્આવરાન્ ગોર્દ ચૂન સીહઝાર્
બેરફ્તન્દ શાયેસ્તએ કારઝાર્
સોવી ઝાબુલેસ્તાન્ નેહાદન્દ રૂય
બકીનહ્ બદસ્તાન્ નેહાદન્દ રૂય
ખબર્ શુદ કે સામે નરીમાન્ બેમોર્દ
વરા દખ્મહ્ સાઝદ હમી ઝાલે ગોર્દ
અઝાન્ સખ્ત શાદાન્ શુદ અફ્રાસેયાબ્
બદીદ આન્કે બખ્ત અન્દર્ આમદ ઝે ખાબ્

## અફ્રાસિયાબનું નવદરની લડાઈ માટે આવવું.

જ્યારે જંગલ ઘાસથી ચીતારેલાં રેશમી કપડાં જેવું થયું-ત્યારે તુરાની પેહલવાનોએ કમર બાંધી.

બીજે દિવસે સહવારનાં પોહોરમાં-કીનો લેનારા મર્દોમાં તૈયારી થવા લાગી.

તેઓએ હાથી ઉપરથી કાંસાંનાં નગારાં વજાડયાં-લશ્કરની ધૂળથી બધી જગ્યા સીઆહ રંગની થઇ. ૧૬

તુર્કેસ્તાન અને ચીન તેમજ ખાવર ઝમીનના ગોર્ઝ રાખનારાઓનું એક લશ્કર ચાલ્યું.

કે જેની હદ અને ગણત્રી હતી નહીં-હવે નવદરનું નસીબ ( પણ ) જવાન રહ્યું નહીં હતું.

જ્યારે ( તે ) લશ્કર જેહૂન નદીની નઝદીક પહોંચ્યું-ત્યારે તેની ખબર ફરીદૂનના બેટાને મળી.

જ્યારે નવદર દુશ્મનની ખબર પામ્યો-ત્યારે તેણે દરેક રાજ્યમાંથી લશ્કર બોલાવ્યું.

તેણે નગારૂં ઠોકયું અને લશ્કર જંગલ તરફ ચલાવ્યું-સઘળાં લશ્કરને જેહૂન નદી તરફ ફેરવ્યું.

પાદશાહનું લશ્કર ( પણ ) મુબારક મેહલથી જંગલ તરફ આવ્યું.

તેઓએ દેહેસ્તાનના રસ્તા તરફ મોઢાં કીધાં-તેઓનો સરદાર લડાયક કારન ( હતો ).

શેહન્શાહ નવદર તેની પછાડી ( હતો )-ચારો તરફ લડાઇનીજ વાતો થતી હતી.

જ્યારે લશ્કર દેહેસ્તાનની નઝદીક પહોંચ્યું-ત્યારે તેની ધૂળથી ખુરશેદ ઢંકાઈ ગયો.

શાહ નવદરનો તમ્બુ તેઓએ જંગલમાં કિલ્લાની નઝદીક ઉભો કીધો. ૧૭

થોડાજ વખતના વીસામા પછી-દેહેસ્તાનમાં લડાઈ જાગી.

અફ્રાસિયાબ જે અર્માનમાં હતો-તેણે નામદારોમાંથી બે સરદારો ચુંટી કાઢયા,

જેઓ શમાસાસ અને પેહલવાન ખઝર્વાન હતા તેઓને લશ્કરમાંથી સવારો સોંપ્યા.

એ પ્રમાણે લડાયક ત્રીસ હઝાર સવારો લડાઇને માટે ચાલ્યા.

તેઓએ દસ્તાન ઉપર કીનો લેવા ઝાબુલિસ્તાન તરફ મોઢાં કીધાં.

કારણ તેઓને ખબર મળી કે "નરીમાનનો સામ મરણ પામ્યો છે-અને ઝાલ તેનું દખ્મુ બનાવવાનાં કામમાં રોકાયો છે."

તેથી અફ્રાસિયાબ ઘણો ખુશી થયો-તેણે જોયું કે સુતેલું નસીબ જાગૃત થયું છે.

બેયામદ ચુ પીશે દેહેસ્તાન્ રસીદ<br>
બશાબર્ સરાપરૂદઈ બરૂકશીદ<br>
ચુનાન્ શુદ કે અરૂદે સવારાન્ જેહાન્<br>
કે ખોરૂશીદ ગોફ્તી શુદ અન્દર્ નેહાન્<br>
૧૮ સેપહ્રરા કે દાનેસ્ત કરૂદન્ શુમાર્<br>
તો શવ્ ચાર્ સદ બાર્ બેશમર્ હઝાર્<br>
બેજૂશીદ ગોફ્તી ઝમીન્ રીગો શખ<br>
સરાસર્ બેયાબાન્ ચે મૂરો મલખ<br>
અબા શાહ નવ્દર્ સદો ચેલ હઝાર્<br>
હમાના કે બૂદન્દ જન્ગી સવાર્<br>
બલશ્કર્ નેગહ કરૂદ અફ્રાસેયાબ્<br>
હચૂની બરૂઅફ્કન્દ હન્ગામે ખાબ્<br>
યકી નામહ બેન્વેશ્ત સૂએ પશન્ગ્<br>
કે જોસ્તીમ નીકીઓ આમદ બચન્ગ્<br>
હમહ લશ્કરે નવ્દર્ અર્ બેશમરીમ<br>
શેકારીસ્ત ચફ્સર્ કુજા બેશ્કરીમ<br>
દેગર્ સામ્ રફ્ત અઝ્ પસે શાહ્રૂયાર્<br>
હમાના નેયાયદ બદીન્ કારઝાર્<br>
મરા બીમ અઝૂ બુદ બઈરાન્ ઝમીન્<br>
ચુ ઊ શુદ કે ઇરાન્ બેખાહીમ કીન્<br>
સતૂદાન્ હમી સાઝદશ ઝાલેઝર્<br>
નદારદ હમી જન્ગરા પાએબર્<br>
હમાના શમાસાસ દર્ નીમરૂઝ<br>
નેશસ્તસ્ત બા તાજે ગીતી ફેરૂઝ<br>
૧૯ બહર્ કાર્ હન્ગામ જોસ્તન્ નેકૂસ્ત<br>
ઝદન્ રાએ બા મરૂદે હોશયારો દૂસ્ત<br>
ચુ કાહેલ શવદ મરૂદ હન્ગામે કાર્<br>
અઝાન્ પસ નેયાયદ ચુનાન્ રૂઝગાર્<br>
હચૂની તગાવર્ બર્ આવરૂદ પર્<br>
બેશુદ નઝ્દે સાલારે ખુરૂશીદ ફર્<br>
સપીદહ ચુ અઝ્ કૂહ સર્ બરૂકશીદ<br>
તલાયહ બપીશે દેહેસ્તાન્ રસીદ<br>
મેયાને દો લશ્કર્ દો ફર્સન્ગ્ બૂદ<br>
હમહ સાઝો આરાયેશે જન્ગ્ બૂદ

એમ સમજી તે ચાલ્યો અને જ્યારે દેહેસ્તાન આગળ આવી પહોં-ચ્યો-ત્યારે તેની સામેજ તમ્બુ ઉભો કીધો.

તેના સવારોની ધૂળથી-જાણે સૂર્ય પણ ઢંકાઇ ગયો.

તેના લશ્કરની કોણ ગણત્રી કરી શકે?–તું હઝારને ચારસો વખત ગણી જા ( યાને ચાર લાખ લશ્કર હતું ).

ગોયા ઝમીનની રેતી અને પહાડ જોશમાં આવ્યા હતા–તમામ જં-ગલ કીડી અને તીડથી ઉભાઈ ગયું હતું.

શાહ નવદર સાથ એક લાખ અને ચાલીસ હઝાર-ખરા લડાયક સવારો હતા.

અફ્રાસિયાબે તે લશ્કરને તપાસ્યું–( અને ) રાતની વેળાએ એક સાંઢણી ( સવાર ) દોડાવ્યો.

એક નામુ પશંગ ઉપર લખ્યું-કે "ધારેલો સારો વખત આવી લાગ્યો છે.

અગર નવદરનું સઘળું લશ્કર આપણે ગણીએ–તો માત્ર એક શેકાર જેટલું છે જેને અમો પકડી લઇશું.

વળી સામ પણ પોતાના પાદશાહની પાછળ ગયો છે ( મરણ પામ્યો છે )–તે જરૂર આ લડાઈમાં નહીં આવશે.

અને ઈરાનીઓમાં તેનીજ ધાસ્તી હતી-હવે તે ગયો છે એટલે આ-પણુ ઈરાન ઉપર કીનો લઈશું.

ઝાલેઝર તેનું દખ્મુ બાંધવામાં રોકાયલો છે-તે લડાઈની શકતી ધરા-વતો નથી.

અત્યાર આગમચ તો ઝાબુલમાં શમાસાસ-દુન્યાને રોશન કરનારૂં તાજ પેહેરી બેઠો પણ હશે.

દરેક કામમાં તક હાથ ધરવી એજ સરસ વાત છે-તેમજ અકલમંદ દોસ્તોની સલાહ લેવી.

જો કોઇ માણસ કામનેજ વખતે સુસ્ત થઈ પડે-તો તેને વારે ઘડિયે તેવી તક હાથ લાગતી નથી."

પેલી મઝબૂત સાંઢણી જાણે ઉડીજ ગઈ-અને તે ખુરશેદના દબદબાના સરદારની નઝદીક પુગી.

જ્યારે સહવાર પડી-ત્યારે લશ્કરના તલાયા દેહેસ્તાન આગળ આવી પુગ્યા.

બન્ને લશ્કરો વચ્ચે બે ફર્સંગ ( નો તફાવત ) હતો-( તે ) સઘળું ( લશ્કર ) લડાઈના સણગાર અને અસ્બાબ ( સાથનું ) હતું.

---

## કોશતહ્ શુદને કોબાદ્ બર્ દસ્તે બામાન્ વ જન્ગે હમ્ગોરૂહે હરૂદ્ લશ્કર્.

યકી તુરૂક બુદ નામે ઊ બામાન્<br>
હમી ખોફ્તફ્રરા ગોફ્ત બીદાર્ માન્<br>
બેયામદ સેપહ્રરા હમી બેન્ગરીદ<br>
સરાપરૂદએ શાહે નવ્દર્ બેદીદ<br>
બેશુદ નઝ્દે સાલારે તુરાન્ સેપાહ<br>
બેથાન્ દાદ અઝાન્ લશ્કરો બારૂગાહ

## બામાનના હાથ ઉપર કોબાદનું માર્યું જવું અને બન્ને લશ્કરના ટોળા વચ્ચે લડાઈ.

બામાન નામનો એક તુર્કી હતો-કે જે સુતેલાને કહેતો કે "હુશ્યાર રહો" ( બધાંને ખબરદાર રાખતો ).

તે આવ્યો ( અને ઇરાની ) લશ્કરને તપાસ્યું-અને નવદર શાહની છાવણી જોઈ,

( અને ) તે તુરાની લશ્કરના સરદાર આગળ ( પાછો ) આવ્યો–તેણે તે લશ્કર અને દરબારની ( સઘળી ) હકીકત કહી ( ખબર કીધી ).

બઝાન્ પસ બેચામદ બસાલાર્ ગોફૂત
કે મારા હોનર્ ચન્દ બાયદ નેહોફૂત
બદસ્તૂરીએ શાહુ મન્ શીરૂવાર્
બેજૂયમ અઝાન્ અન્જુમન્ કારૂઝાર્
બેબીનન્દ પયદા કે મન્ દસ્તબોરૂદ
બોઝચ મન્ કસીરા નખાનન્દ ગોરૂદ
ચુનીન્ ગોફૂત એઘ્રીરસે હુશમન્દ
કે ગર્ બાર્માન્રા રસદ ઝીન્ ગઝન્દ
દેલે મરૂઝબાનાન્ શેકસ્તહુ શવદ
બરીન્ અન્જુમન્ કાર્ બસ્તહુ શવદ
યકી મર્દે બીનામ બાયદ ગઝીદ
કે અન્ગોશ્ત અઝાન્ પસ નશાયદ ગઝીદ
પુરાઝન્ગ્ શુદ રૂએ પૂરે પશન્ગ્
ઝે ગોફૂતારે એઘ્રીરસ આમદશ નન્ગ્
બરૂએ દેઝમ ગોફૂત બા બાર્માન્
કે જઉશન્ બેપૂશો બઝેહુ કુન્ કમાન્
તો બાશી બરાન્ અન્જુમન્ સર્ફરાઝ
બઅન્ગોશ્તો દન્દાન્ નેયાયદ નેયાઝ

બેશુદ બાર્માન્ તા બદશ્તે નબર્દ
સોવી કારને કાવહુ આવાઝ કર્દ
કઝીન્ લશ્કરે નામવર્ નામદાર્
કે દારી કે બા મન્ કુનદ કાર્ઝાર્
નેગહુ કર્દ કારન્ બમર્દાને મર્દ
અઝાન્ અન્જુમન્ તા કે જૂયદ નબર્દ
કસ અઝ નામદારાન્રા પાસોખ નદાદ
મગર્ પીર્ ગશ્તહુ દેલાવર્ કોબાદ
દેઝમ ગશ્ત સાલારે એસ્પાર્હુશ
ઝે ગોફૂતે બેરાદર્ બર્આમદ બજૂશ
ઝે ખેશમશ સેરેશ્ક અન્દર્ આમદ બચશ્મ
અઝાન્ લશ્કરે ગશ્ન્ બુદ જાએ ખશ્મ
ઝે ચન્દાન્ જવાન્ મર્દુમે જન્ગ્જૂય
યકી પીર્ જૂયદ હમી રઝ્મે ઊય
દેલે કારન્ આઝોર્દહુ ગશ્ત અઝ કોબાદ
મેયાને દેલીરાન્ ઝબાન્ બર્કોશાદ
કે સાલે તો અકૂનૂન બજાઈ રસીદ
કે અઝ જન્ગ્ દસ્તત બેબાયદ કશીદ
યકી મર્દે આસૂદહુ ચૂન્ બાર્માન્
જવાને કોશાદહુદેલો શાદમાન્
સવારી કે દારદ દેલે શીરૂનર્
હમી બર્ફરાઝદ બખુર્શીદ સર્
તોઈ માયહુવર્ કદખોદાએ સેપાહુ
હમી બર્ તો ગર્દદ હમહુ રાએ શાહુ
બખૂન ગર્ શવદ લઅલ મૂએ સપીદ
શવન્દ ઈન્ દેલીરાને મા નાઉમીદ
શેકસ્ત અન્દર્ આયદ બદીન્ રઝ્મગાહુ
પુરઅઝ દર્દ ગર્દદ દેલે નીકખાહુ
નગાહુ કુન કે બા કારને રઝ્મઝન્
ચે જૂયદ બેરાદર્ દરાન્ અન્જુમન્

અને પછી સરદારને કહ્યું-કે “આપણા લડાઈના પરાક્રમ ક્યાં સુધી હજુ છૂપાં રહેશે?

જો પાદશાહ હોકમ આપે તો હું સિંહની માફક-દુશ્મનો સાથે લડાઈ કરૂં.

૭૦ મારી હુમ્લો કરવાની ચતુરાઈ જ્યારે તેઓ જોશે-(ત્યારે) મારા સિવાય કોઇને પેહલવાન કહેશે નહીં.”

અકલમંદ અઘ્રીરસ બોલ્યો-કે “અગર બાર્માનને એવી લડાઈથી કશું નુકસાન પહોંચ્યું,

તો સરદારોનાં દિલ તુટી જશે-(અને) આપણ લોકોને વાત ભારી પડી જશે.

માટે એ કામ માટે આપણ કોઇ સાધારણ જેવો માણસ ચુંટી કાઢિયે-કે જેથી આ પછીથી આપણને પસ્તાવું ન પડે.”

અઘ્રીરસના બોલવાથી પશંગના બેટા (અફ્રાસિયાબ)ને શર્મ લાગી અને તેનું મોઢું ધુસ્સા ભરેલું થયું.

તેણે ધુસ્સા ભરેલાં મોઢાંથી બાર્માનને કહ્યું-કે “તું બખ્તર પેહેર અને કમાન (નો) ચિલ્લો ચઢાવ.

તું ઝરૂર દુશ્મનો ઉપર ફાવશે-નખ અને દાંતનું કશું કામ પડશે નહીં.” (એટલે તું એ લડાઈમાં એટલી સેહલાઈથી ફતેહ પામશે કે સખ્ત લડાઈ કરવાની કશી ઝરૂર પડશે નહીં).

(એવું સાંભળીને) બાર્માન લડાઇના મયદાન તરફ ગયો-તેણે કાવેના કારનને પોકાર માર્યો,

કે “આ નામવર લશ્કરમાંથી તું કયો નામદાર ધરાવે છે કે જે મારી સાથ લડાઈ કરી શકે?”

કારને સરદારો તરફ નેગાહ કીધી કે તેઓમાંથી કોણ લડાઇના મયદાનમાં જાય છે?

૭૧ બુઢ્ઢા દિલાવર કોબાદ સિવાય-તે નામદારોમાંથી કોઇએ પાછો જવાબ આપ્યો નહીં.

(એથી) તે દાના સરદાર ધમગીન થયો-ભાઈના બાહેર પડવાથી તેને દુઃખ થયું.

ધુસ્સાને લીધે તેની આંખમાં આંસુ આવ્યાં-આવાં મોટાં લશ્કર ઉપર તે ધુસ્સે થયો,

કે “આટલા બધા જવાન લડાયક મર્દમાંથી-એક બુઢ્ઢો તેની લડાઇ માટે બાહેર પડે.”

કોબાદથી કારનનું દિલ દુઃખી થયું-તેણે દેલીરોની વચ્ચે તેને કહ્યું,

કે “હવે તારી ઉમર એટલી થઈ છે-કે તારે લડાઈથી હાથ ખેંચવો જોઇયે.

(ખાસ કરી) બાર્માન જેવાની લડાઈથી કે જે નવો ખીલતો, આતુર, જવાન અને ખુશદિલનો છે.

જે સવાર નરસિંહ જેવો બહાદુર છે-જેની કીર્તિ ખોરશેદ સુધી પુગેલી છે.

તું માન પામેલો મુબારક સરદાર છે-તારી સલાહ ઉપર તો પાદશાહનો મુખ્ય આધાર છે.

અગર (તું સરદારના) સફેદ બાલ લોહીથી લાલ થયા-તો આપણા દેલીરો હિમ્મત હારી જશે.

૭૨ આ લડાઈમાં આપણ હારી જઈશું-અને આપણું ભલું ચાહનારાઓના દિલ દુઃખી થશે.”

તું જો કે લડાયક કારનને-(તેનો) ભાઇ તે એકઠાં થયલાં લશ્કરમાં શું જવાબ આપે છે.

ચુનીન્ દાદ પાસોખ મરૂ ઊરા કોબાદ
કે ઈન્ ચર્ખે ગરૂદુન્ મરા દાદ દાદ
બેદાન્ અય બેરાદરૂ કે તન્ મરૂગ્રાસ્ત
સરો ચાલે મન્ સૂદને તરૂફ્રાસ્ત
ઝે ગાહે ખોજસ્તહ્ મેનૂચેહરૂ બાઝ
અઝ્ એમરૂઝ બૂદમ હેલ અન્દરૂ ગુદાઝ
કસી ઝેન્દહ્ બરૂ આસ્માન્ નુગ્જરદ
શેકારસ્તો મર્ગરા હમી બેશ્કરદ
ચહીરા બરૂઆયદ બશમ્શીરૂ હુશ
બહાન્ગહ્ કે આયદ દો લશ્કરૂ બજૂશ
તનશ કર્ગસો શીરે દરૂરન્દહ્રાસ્ત
સરશ નીઝહો તીધે બરૂરન્દહ્રાસ્ત
યકીરા બબેસ્તરૂ સરૂ આયદ ઝમાન્
હમીરફ્તન્ બાયદ સબુક્ બીગમાન્
અગરૂ મન્ શવમ ઝીન્ જહાને ફરાખ
બેરાદરૂ બજાયસ્ત બા બોઝોર્ગ શાખ
૭૩ પસઅ્ રફ્તનમ મેહ્રૂબાની કુનીદ
યકી દખ્મએ ખુસ્રવાની કુનીદ
સરમરા બકાફૂરો મુશ્કો ગોલાબ્
તનમરા બદાન્ જાએ જાવીદ ખાબ્
સેપારીદ મારાઓ સાકેન્ શવીદ
બયઝ્દાને દાદારૂ ઈમન્ શવીદ
બેગોફ્ત ઈનો બેગ્રેફ્ત નીઝહ્ બદસ્ત
બઆવરૂદગહ્ રફ્ત ચૂન્ પીલે મસ્ત
ચુનીન્ ગોફ્ત બા રઝ્મઝન્ બાર્માન્
કે આવરૂદ પીશમ સરતરા ઝમાન્
બેબાયસ્ત માન્દન્ કે ખુદ રૂઝ્ગારૂ
હમીકરૂદ બા જાને તૂ કારૂઝારૂ
ચુનીન્ ગોફ્ત મરૂ બાર્માન્રા કોબાદ
કે યકુ ચન્દ ગરૂદુન્ મરા દાદ દાદ
બજાએ તો આન્ મરૂદ કાયદ દમાન્
નેયાબદ ઝમાન્ નય તો ખુદ યકુ ઝમાન્
બેગોફ્તો બરૂઅન્ગીખ્ત શબ્દીઝરા
નદાદ આર્મીદન્ દેલે તીઝરા
ઝે શબ્ગીરૂ તા સાયહ્ ગુસ્તરૂદ હૂરૂ
હમી આન્ બરીન્ ઈન્ બરાન્ કરૂદ ઝૂરૂ
૭૪ બફર્જામ ફીરૂઝ શુદ બાર્માન્
બમયદાને જન્ગ્ અન્દરૂ આમદ દમાન્
યકી ખેશ્ત ઝદ બરૂ સુરીને કોબાદ
કે બન્દે કમરૂગાહે ઊ બરૂ કોશાદ
ઝે અસ્પ અન્દરૂ આમદ નેગૂન્સારૂ સરૂ
શુદ આન્ શીરૂદેલ પીરે સાલારૂ ફરૂ
બેશુદ બાર્માન્ નઝદે અફ્રાસેયાબ્
શેગોફ્તહ્ દો રૈખ્સારહ્ બા જાહો આબ્
યકી ખેલઅતશ દાદ અન્દરૂ ઝમાન્
કે કસ આન્ નેયાવરૂદ અન્દરૂ ગમાન્
કે લશ્કરૂ બદ્ ખીરહ્ શુદ સરૂબસરૂ
બદાન્ તઉકો બારહ્ બઝરૂરીન્ કમરૂ
અબા ગૂશવારો કોલાહે શેહાન્
કસઝ્ કેહ્તરાન્ નેસ્તદ આન્ અઝ્ મેહાન્

કોબાદે તેને જવાબ આપ્યો–કે "આ ફરતા આસ્માને મને પુરતો ઈન્સાફ આપ્યો ( છે ).

ઓ ભાઈ! તું જાણ કે આ શરીર મોતને માટે છે–મારૂં માથું અને ગરદન કોલાહ પેહેરવા માટે છે ( મારૂં કામ લડવાનુંજ છે ).

મુબારક મિનોચેહરના વખતથી આજનાજ દહાડાને માટે હું ટળવળાટમાં પડેલો હતો.

કોઇપણ જીવતો ને જીવતો આસ્માન ઉપર જતો નથી-માણસ એ મોતનોજ શિકાર છે.

જ્યારે બેહુ લશ્કર જોશમાં આવે છે-ત્યારે કોઈ શમ્શેરે કરી માર્યો જાય છે.

તેનું શરીર ગીધ અને ફાડીખાનારા સિંહ માટે થઈ પડે છે-(અને) તેનું માથું નેઝા અને તેઝી તલવાર માટેજ છે.

( વળી ) બીજા જણનો બિછાના ઉપર વખત પુરો થાય (છે)–કશા પણ શક વગર આપણને જવું તો છેજ.

જો હું આ બોહોળી દુન્યા છોડી જઈશ–તો મારો દબદબાવાળો કદાવર ભાઈ તો મોજૂદ છે.

મારા મરણ બાદ એટલીજ મેહરબાની કરજો–કે મારે માટે એક પાદશાહી દખ્મુ બનાવજો.

મારાં સરને કપૂર, કસ્તુરી અને ગોલાબ ચોપડજો–( અને ) મારાં તનને હમેશની ખાબની જગોમાં,

મૂકજો અને તમો શાન્તિપૂર્વક રહેજો–ખોદાતાલા ઉપર સઘળો ભરોસો રાખજો."

એટલું બોલી તેણે નેઝો હાથમાં લીધો–અને મસ્ત હાથીની મિસાલ લડાઇનાં મયદાનમાં આવ્યો.

( એવું જોઇ ) બાર્માને લડાયક ( કોબાદ )ને કહ્યું–કે "વખતજ તને મારા હાથમાં લાવ્યો છે.

તારે તો લડાઈથી દૂરજ રહેવું હતું-કારણકે વખતે પોતેજ તને તો પુરો કરી મૂક્યો છે."

કોબાદે બાર્માનને જવાબ આપ્યો–કે "આસ્માને મને પુરતો ઈન્સાફ આપ્યો છે.

તારી જગો ઉપર અગર કોઇ બીજો પણ લડવા આવે તો–તે અને તું પોતે પણ એક પળબી ( મારી સાંમે ) થોભી શકશે નહીં".

તે ( એટલું ) બોલ્યો અને કાળા ઘોડાને ડપતાવ્યો-તેણે ઉત્સુક દિલને કશો પણ વિસામો લેવા દીધો નહીં.

સહવારથી તે સાંજ સુધી–એક બીજા ઉપર ઝોર અઝમાવ્યું.

શેવટે બાર્માન ફતેહમંદ થયો-તેણે લડાઈનાં મયદાનમાં દોડતો આવીને

એક નાનો નેઝો કોબાદની કમરના નીચલા ભાગ ઉપર માર્યો–કે જે તેના કમરબંદની પાર નીકળી ગયો.

તે ઘોડા ઉપરથી ઊંધે મસ્તક નીચે પડયો–તે સિંહના દિલનો દબદબા ભરેલો બુઢ્ઢો સરદાર ( આ જેહાનથી ) ગયો.

પછી બાર્માન ચેહરા ઉપર રતાસ, મઘરૂરી અને સંતોષ સાથ અફ્રાસિયાબની નઝદીક ગયો.

તેજ વખતે તેણે તેને એક એવો સરોપાવ આપ્યો–કે જેનો ખેયાલ પણ કોઇને આવી શકે નહીં.

તે સાંકળી, હાર અને સોનેરી કમરબંદ જોઇ તમામ લશ્કર અજબ થયું.

( તે ) સાથે બાલી અને પાદશાહી તાજ–( કે જેના જેવું ) કોઇ રૈયતે પોતાના સરદારોથી મેળવ્યું ન હતું.

ચુ ઊ કોશ્તહ્ શુદ કારને રઝ્મજૂય
સેપહ્‌રા બેયાવર્દો બેન્હાદ્ રૂય
દો લશ્કર્ બસાને દો દર્યાએ ચીન્
તો ગોફ્તી કે શુદ જુમ્બ્ જુમ્બાન્ ઝમીન્
બેયામદ્ દમાન્ કારને રઝ્મઝન્
વઝાન્ રૂએ તોર્કાનો આન્ અન્જુમન્
સરફ્રાઝ્ ગર્સીવઝે રઝ્મજૂય
અબા લશ્કરે ગશ્ન્ બેન્હાદ્ રૂય
ઝે આવાઝે અસ્પાનો ગર્દે સેપાહ્
ન ખુર્શીદ્ પયદા ન તાબન્દહ્ માહ્
દેરખ્શીદને તીઘે અલ્માસગૂન્
સનાન્‌હાએ આહાર્ દાદહ્ બખૂન્
બગર્દ અન્દરૂન હમચુ અબ્રે પુર્આબ્
કે શન્ગર્ફ્ બારદ્ બરૂ આફ્તાબ્
પુરઝ્ નાલએ કૂસ શુદ મગ્ઝે મીઘ્
પુરઝ્ આબે શન્ગર્ફ્ શુદ જાને તીઘ્
બહર્સૂ કે કારન્ બર્અફ્કન્દ્ અસ્પ્
હમીતાફ્ત આહન્ ચુ આઝર્ગોશસ્પ્
તો ગોફ્તી કે અલ્માસ મોર્જાન્ ફેશાન્દ
ચે મોર્જાન્ કે દર્ કીન હમી જાન્ ફેશાન્દ
ઝે કારન્ ચુ અફ્રાસેયાબ્ આન્ બેદીદ
બેઝદ્ અસ્પો લશ્કર્ સોવી ઊ કશીદ
યકી રઝ્મ તા શબ્ બર્આમદ્ ઝે કૂહ્
બેકર્દન્દો નામદ્ દેલઝ્ કીન્ સોતૂહ્
ચુ ખુર્શીદ્ દર્ જામએ નીલગૂન્
નેહાન્ શુદ ચુ ઝન્ગી શબ્ આમદ્ બેરૂન્
જહાન્ ગશ્ત ચૂન્ ચેહ્‌રએ અહ્‌રમન્
કોશાદહ્ સેયહ્ મારે ગર્દૂન દહન્
ચુ શબ્ તીરહ્ શુદ કારને રઝ્મખાહ્
રહા શુદ ઝે સાલારે તૂરાન્ સેપાહ્
જુદા ગશ્ત લશ્કર્ ચુ અઝ્ યક્ દેગર્
સરાસીમહ્ રફ્તન્દ પુર્ ખૂન જેગર્
ઝે તૂરાન્ સેપહ્ કોશ્તહ્ શુદ બીશુમાર્
ઝે ગોર્દાને ઈરાન્ ચુ પન્જહ્ હઝાર્
ચુ બર્ગશ્ત કારન્ ઝે આવર્દગાહ્
બેયાવર્દ પીશે દેહેસ્તાન્ સેપાહ્
બરે નવદર્ આમદ્ બપર્દહ્ સરાય
ઝે ખૂને બેરાદર્ શુદહ્ દેલ્ ઝે જાય
બરા દીદ નવદર્ ફેરૂરીખ્ત આબ્
અઝાન્ મેઝ્રએ સીર્ નાદીદહ્ ખાબ્
ચુનીન્ ગોફ્ત કઝ્ મર્ગે સામે સવાર્
નદીદમ્ રવાન્‌રા ચુનીન્ સૂગ્‌વાર્
ચુ ખુર્શીદ્ બાદા રવાને કોબાદ્
તોરા ઝીન્ જહાન્ જાવેદાન્ બહ્‌રહ્ બાદ
જહાન્‌રા ચુનીનસ્ત આયીનો શાન્
યકી રૂઝ્ શાદીઓ દીગર્ ઘમાન્
બેપર્હેઝ્દન્ અઝ્ મર્ગ્ માન્ ચારહ્ નીસ્ત
ઝમીન્‌રા બજોઝ્ ગૂર્ ગહ્‌વારહ્ નીસ્ત

જ્યારે તે માર્યો ગયો ત્યારે લડાયક કારને-લશ્કર ચલાવી હલ્લો કીધો.

બન્ને લશ્કરો બે ચીનના દર્યાની મિસાલ ( જોશમાં આવ્યાં )-જાણેકે ધરતીકમ્પ થવા લાગ્યો.

લડાયક કારન ધસી આવ્યો-અને પેલી તરફ તે તુર્કી લશ્કરમાંથી,

લડાયક સરફરાઝ ગર્સીવઝ-મોટાં લશ્કર સાથે આવ્યો. ૭૫

ઘોડાઓ ખંખારતા અને લશ્કરની ધૂળથી-ખુરશેદ કે ઝળકતો માહ-તાબ દેખાતા હતા નહીં.

હીરાના ચળકાટવાળી તલવાર-( અને ) લોહીના પાણી ચઢાવેલાં ( ભિંજાયલા ) ભાળાઓનો ચળકાટ,

ઉપર ચઢેલી ધૂળમાં ( એવો લાગતો હતો ) કે જાણે પાણીના ભરેલાં વાદળાંઓ ઉપર સૂરજ હીંગરો છોડતો હોય.

નગારાના પોકારથી વાદળનું તો જાણે મઘઝ ભરાઇ ગયું-અને હીંગ-રાના પાણીથી ( લોહીથી ) તલવારનો જાણે જીવ ધરાઇ ગયો.

જે તરફ કે કારન ઘોડો ડપતાવતો-તે તરફ તલવાર આઝરગોશસ્પની મિસાલ ચળકતી હતી.

જાણે કે તેના હીરામાંથી ( તલવારમાંથી ) પરવાળાં પડતાં હતાં-પર-વાળાં શું બલ્કે કીનો લેવામાં જીવ વરસાવતી હતી.

જ્યાર અફ્રાસિયાબે કારનને એમ કરતો જોયો-ત્યારે તુરતજ ઘોડો ડપટાવીને તેની તરફ લશ્કર ચલાવ્યું.

રાત પડી ત્યાં સૂધી તેઓ લડયા-અને લડાઈથી કોઇના જીવ ધરાયા નહીં.

જ્યારે ખોરશેદ લીલા રંગના પોશાકમાં-છૂપાયો ત્યારે સીઆહ રાત નીકળી.

દુન્યા એહરેમનના ચેહરાની માફક ( કાળી ) થઇ-( અને ) આસ્માની કાળા સાંપે ( પોતાનું ) મોહુંં ખોલ્યું. ૭૬

જ્યારે રાત અંધારી થઈ ત્યારે લડાઇ ચાહનાર કારન-તુરાની લશ્ક-રના સરદારથી ફારેગ થયો.

જ્યારે લશ્કર એક બીજાથી જુદું પડયું-ત્યારે ગુસ્સા ( અને ) ગભ-રાટ ( સાથે ) બધા ગયા.

તુરાની લશ્કર પુષ્કળ માર્યું ગયું-જ્યારે ઈરાનીઓમાંથી પચાસ હઝાર બાહાદુરો માર્યા ગયા.

જ્યારે કારન લડાઇગાહમાંથી પાછો ફર્યો-ત્યારે તેણે દેહિસ્તાન* તરફ લશ્કર ચલાવ્યું.

તે નવદરના તમ્બુમાં ગયો-તેનું દિલ ભાઈનાં મરણથી ગભરાયલું હતું.

નવદરે તેને જોયો ( અને ) ઉજાગરા કીધેલાં પાંપણમાંથી આંસુ રેડયાં.

તે બોલ્યો કે "સામ સવારના મરણથી-પણ મને આટલી બધી ઘમગીની થઈ ન હતી.

કોબાદનું રવાન ખોરશેદની મિસાલ ( ઝળકાટ ભરેલું ) રહેજો !-( અને ) તને આ જેહાનથી હમેશે ફાયદો મળજો !

દુન્યાની રાહ અને રવેશ એવીજ રીતની છે-( કે ) એક દહાડો ખુશી અને બીજે દહાડે ઘમી.

કોઈપણ તરેહની પર્હેઝથી આપણ મોતથી બચી શકતા નથી-ઝમીન તરફનું આપણે માટેનું પારણું ગોર સિવાય બીજું કાંઈ નથી. ૭૭

---

* અવસ્તા "દાહિ" એ દાહી લોકોનો મુલક, જ્યાંનાં લોકોને ફર્વર્દીન યશ્તમાં આરાધવામાં આવ્યાં છે.

ચુનીન્ ગોફ્ત કારન્ કે તા ઝાદહ્ અમ
તને ખુરૂહેનરૂ મરૂગ્રા દાદહ્ અમ
ફરીદૂન્ નેહાદ ઈન્ કોલાહ્ બરૂ સરમ
કે બરૂ ક્રીને ઈરજ જમીન્ બેસ્પરમ
હનૂઝ આન્ કમરૂબન્દ ગુફ્શાદહ્ અમ
હમાન્ તીધે પૂલાદ નન્હાદહ્ અમ
બેરાદરૂ શુદ આન્ મરૂદે સન્ગો ખરદ
સરન્જામે મન્ હમ્ બરીન્ બુગ્ઝરદ
અનૂશહ્ બેઝી તૂ કે એમરૂઝ જન્ગ્
બતન્ગ્ અન્દરૂ આવરૂદ પૂરે પશન્ગ્
ચુ અઝ લશ્કરશ ગશ્ત ચન્દી તબાહ્
અઝ આસૂદગાન્ ખાસ્ત લખ્તી સેપાહ્
મરા દીદ બા ગોર્ઝએ ગાવરૂય
બેયામદ બનઝ્દીકે મન્ જન્ગજૂય
બરૂયશ બદાનગૂનહ્ અન્દરૂ શુદમ
કે બા દીદગાનશ બરાબરૂ શુદમ
યકી જાદુઈ સાખ્ત બા મન્ બજન્ગ્
કે બરૂ ચશ્મે રઉશન નમાન્દ આબો રન્ગ્
૭૮ શબ્ આમદ જહાન્ સરૂબસરૂ તીરહ્ ગશ્ત
મરા બાઝૂ અઝ કૂફ્તન ખીરહ્ ગશ્ત
તો ગોફ્તી ઝમાનહ્ સરૂ આમદ હમી
હવા ઝીરે અબરૂ અન્દરૂ આમદ હમી
બેબાયેસ્ત બરૂગશ્તન્ અઝ રઝમગાહ્
કે ગરૂદે સેપહ્ બૂદ શબ્ શુદ સેયાહ્
બરૂઆસૂદ પસ લશ્કરૂ અઝ હરૂદો સૂય
બેરફતન્દ દીગર દોયુમ જન્ગજૂય

કારને કહ્યું કે "જ્યારથી હું જન્મ પામ્યો છું ત્યારથી-મારૂં હેનર ભરેલું તન મોતને સોંપ્યું છે.

ફરીદૂને આ કોલાહ મારા માથાં ઉપર મૂકી હતી-કે હું એરચનો કીનો લેવા જાઉં.

તે કમરબંદ હજુ સુધી મેં છોડયો નથી-તેમજ મેં ( હાથમાંથી ) પોલાદની તલવાર મૂકી નથી.

તે ગંભીરતા અને અકલવાળો ( મારો ) ભાઈ ( આ જેહાનથી ) ગયો છે-( અને ) મારૂં પણ શેવટ એજ રીતે આવશે.

( ઓ શાહ ! ) તું ખુશહાલ જીવજે કે આજની લડાઈથી-પશંગનો બેટો કચડાઇ ગયો છે.

જ્યારે તેનું ઘણુંક લશ્કર માર્યું ગયું-ત્યારે તેણે અનામત રાખેલું લશ્કર બોલાવ્યું.

તેણે મને ગાવેયાની ગોર્ઝ સાથે જોયો-( તેથી ) તે મારી નઝદીક લડાઈ કરવા આવ્યો.

હું તેના મોઢાં સામે એવો ધસ્યો-કે બિલકુલ તેની આંખની સામે આવી ગયો.

તેણે લડાઈમાં મારા ઉપર કાંઈ જાદૂ કીધું-જેથી મારી રોશન ચશ્મ ઉપર અંધારૂં ફરી વળ્યું.

રાત પડી ( અને ) જેહાન સઘળી અંધારી થઇ-મારી બાઝૂ ( દુશ્મનનાં સર ) કૂટવાથી થાકી ગઈ.

ગોયા ઝમાનો આખેર આવી ગયો-બધું વાદળ ઘેરાઈ ગયું.

લડાઈગાહમાંથી પાછું ફરવું પડયું-કારણકે લશ્કરની ધૂળ ઉડતી હતી અને રાત અંધારી થઇ હતી.

ત્યાર પછી બેહુ તરફનાં લશ્કરે આસાયેશ લીધી-અને બીજે દહાડે પાછાં લડવા ગયાં."

## જન્ગે લશ્કરે નવ્દરૂ વ અફ્રાસેયાબ્ બારે દુવુમ્ વ શેકસ્ત્ ખુર્દને નવ્દરૂ.

ચુ શબ્ પર્નેયાને સેયહ્ કરૂદ ચાક
ગુનઉવરૂ શુદ અઝ પર્તવે હુરૂ ખાક
શહે અન્જુમ અઝ પરૂદએ લાજવરૂદ
યકી શોઅલહ્ અન્ગીખ્ત અઝ ઝરૂરે ઝરૂદ
રદહ્ બરૂકશીદન્દ ઈરાનેયાન્
ચુનાન્ ચૂન્ બુવદ સાઝે જન્ગે કેયાન્
બધુરૂશીદ કૂસો બેનાલીદ નાય
તો ગોફ્તી ઝમીન્ અન્દરૂ આમદ બે જાય
ચુ અફ્રાસેયાબ્ આન્ સેપહ્રા બેદીદ
બેયામદ બરાબરૂ સફી બરૂકશીદ
ચુનાન શુદ ઝે ગરૂદે સવારાન્ જેહાન્
કે ખુરૂશીદ ગોફ્તી શુદ અન્દરૂ નેહાન્
૮૦ દેહાદેહ્ બરૂઆમદ ઝે હરૂદૂ ગોરૂહ્
બેયાબાન નબુદ હીચ પયદા ન કૂહ

## અફ્રાસિયાબ અને નવદરનાં લશ્કરની બીજી વખતની લડાઈ અને નવદરનું હાર ખાવું.

જ્યારે રાતે કાળાં રેશમી કપડાં ફાડયાં-ત્યારે સૂર્યનાં કિરણથી ઝમીન રોશન થઈ.

સેતારાઓના પાદશાહે બલુ પડદામાંથી-પીળાં સોનાનો એક પ્રકાશ બાહેર પાડયો.

એક ખરેખરી પાદશાહી લડાઈ કરવાને માટે ઇરાનીઓ સફ ખેંચી ઉભા.

નગારાના આવાઝ અને કરનાયનના પોકારથી-ગોયા ઝમીન ધ્રુજવા લાગી.

જ્યારે અફ્રાસિયાબે તે લશ્કરને જોયું-ત્યારે પોતે તેની સામે સફ ખેંચી.

સવારોની ધૂળથી પૃથ્વી એટલી અંધારી થઈ ગઈ હતી-કે જાણે સૂર્ય અસ્ત પામ્યો હોય.

બન્ને ટોળામાં ધર પકડ ચાલી-લડાઈની ધૂમાધૂમમાં પહાડ ક્યો અને મયદાન ક્યું તેની કોઇને સુધ રહી નહીં.

બદાનસાન સેપાહ દરૂહમ આવીખ્તન્દ
ચુ રૂદે રવાન્ ખૂન હમીરીખ્તન્દ
બહરસૂ કે કારન્ શુદી રઝમખાહ
હેરૂ રીખ્તી ખૂન દરાન્ રઝમગાહ
કુજા ખાસ્તી ગોરૂદ અફ્રાસેયાબ્
હમહ ખૂન શુદહ દશ્ત ચૂન રૂદેઆબ્
સરન્જામ નવદર્ ઝે કલ્બે સેપાહ
બેયામદ બનઝદીકે ઊ રઝમખાહ
સુનાન્ નીઝહ બર્ નીઝહ આવીખ્તન્દ
સનાન્ યકુ બદીગર્ બરૂઆમીખ્તન્દ
કે બરૂહમ નપીચદ બરાનગૂનહ મારૂ
શહાનરા ચુનીન્ કય બુવદ કારૂઝારૂ
ચુનીન્ તા શબે તીરહ આમદ બતન્ગ્
બરૂ ચીરહ શુદ દસ્તે પૂરે પશન્ગ્
અઝ્ ઈરાનેયાન્ બીશતરૂ ખસ્તહ શુદ
બઝાન્ રૂએ પયગારૂ પયવસ્તહ શુદ
બબીચારગી રૂએ બરૂકાશતન્દ
બહામૂન સરાપરદહ બુગ્ઝાશતન્દ
દેલે નવદર્ અઝ્ ઘમ પુરઝ્ દરૂદ બૂદ
કે તાજશ ઝે અખ્તરૂ પુરઝ્ ગરૂદ બૂદ
ચુ અઝ્ દશ્ત બેન્શસ્ત આવાએ કૂસ
બેફરૂમૂદ તા પીશે ઊ રફ્ત તૂસ
બેશુદ તૂસો ગોસ્તહમ હરૂદૂ બહમ
લબાન પુરૂ ઝે બાદો રવાન પુરૂ ઝે ઘમ
બેગોફ્ત આન્ કે દરૂ દેલ મરા દરૂદ ચીસ્ત
હમીગોફ્ત અન્દીઓ ચન્દી ગેરીસ્ત
અઝ્ અન્દર્ઝે ફરૂરેખ પેદરૂ યાદ કરૂદ
પુરઝ્ ખૂન જેગરૂ લબ્ પુરઝ્ બાદ કરૂદ
કુજા ગોફ્તહ બૂદશ કે અઝ્ તુર્કો ચીન્
સેપાહી બેયાયદ બઈરાન્ ઝમીન્
અઝ્ ઈશાન્ શવદ દેલ તોરા દરૂદમન્દ
બસી બરૂ સેપાહે તો આયદ ગઝન્દ
ઝે ગોફ્તારે શાહ આમદ અકૂનૂન નશાન્
ફરાઝ્ આમદ આન્ રૂઝે ગરૂદનકશાન્
કસ અઝ્ નામએ નામદારાન્ નખાન્દ
કે ચન્દીન્ સેપહ કસ ઝે તુર્કાન્ બેરાન્દ
શુમારા સુવી પારસ બાયદ શદન્
શબેસ્તાન્ બેયાવરૂદનો આમદન્
બઝાનજા કશીદન્ સુરી ઝાદફરૂહ
બરાન્ કૂહે અસ્પોરૂઝ્ બોરૂદન્ ગોરૂહ
કુનૂન સૂએ રાહે સેપાહાન્ રવીદ
બઝાન્ લશ્કરે ખીશ પેન્હાન્ શવીદ

એક લશ્કર બીજાં લશ્કર સાથે વળગી પડયું-અને વહેતી નદી મિ-
સાલ લોહી રેડાવા લાગું.

લડાયક કારન જે જગોએ જતો-ત્યાં બસ લોહીજ લોહી વહેતું.

જે જગા ઉપર કે પેહલવાન અફ્રાસિયાબ પડતો-ત્યાં મયદાનમાં
લોહીની નદી વહેતી.

શેવટે નવદર લશ્કરની કલ્બગાહમાંથી-લડાયક અફ્રાસિયાબની સામે
લડવા આવ્યો.

તેઓએ નેઝા સાથે નેઝો અને ભાળા સાથે ભાલો એવાતો ભેળી
નાખયો,

કે તેવી રીતે હરેક સાંપ બીજા સાંપ સાથ પણ ભપેટાય નહીં-પાદ-
શાહઓની તે કાંઇ એવી લડાઈ હોય ?

એમ કરતાં રાત નઝદીક આવી-અને પશંગનો બેટો ફતેહમંદ
નીવડયો.

ઈરાનીઓમાંથી પુષ્કળ ઝખ્મી થયા-અને પેલી તરફ ( તો ) લડાઈ
ચાલુજ રહી.

તેઓએ લાચાર થઇને મોઢાં ફેરવ્યાં-( અને ) જંગલમાંજ તમ્બુ
છોડી ગયા.

૮૦ નવદરનું દિલ ઘમથી દર્દ ભરેલું થયું-કારણકે નસીબે તેના તાજ
ઉપર ધૂળ નાખી.

જ્યારે મયદાનમાંનાં નગારાના આવાજ બંધ પડયા-ત્યારે તેણે તૂસને*
તેડાવ્યો.

તૂસ અને ગોસ્તહમ§ બેહુ જણ સાથે ગયા-બેહુ હાય અફસોસ અને
ઘમ ભરેલા હતા.

નવદર બોલ્યો કે "હાય મને કેવું દુઃખ થાય છે"-તે થોડું બોલતો
અને રડી પડતો.

હાય અને અફસોસ સાથે-તેણે મુબારક બાપની શીખામણ યાદ
કીધી.

કે તેણે કહયું હતું કે 'તુર્ક અને ચીનથી-એક લશ્કર ઈરાન ઝમીન
ઉપર આવશે.

તેઓથી તારૂં દિલ દર્દ ભરેલું થશે-( અને ) તારાં લશ્કરને પુષ્કળ
નુકસાન થશે.'

હવે ( તે ) શાહનું બોલવું ઝાહેર થયું છે-દુશ્મનોએ જીત મેળવી છે.

કોઇએ ( આગલા ) નામદારોનાં નામામાં ( પણ ) વાંચ્યું નથી-કે
તુરાનમાંથી કોઈ એટલું લશ્કર આવ્યું હોય.

તમો હવે આપણા કબીલાના માણસોને લેવા પાર્સ જાઓ.

૮૧ તે લોકોને ત્યાંથી લઈ ઝાદકોહને રસ્તે બધાને અસ્પોરૂઝ પહાડ ઉપર
લઈ જાઓ.

હમણા તમો એસ્ફહાનને રસ્તે જાઓ-અને આપણા લશ્કરથી છુપા
જજો.

---

* અવસ્તાનો "તુસ". પેહલવીનો "તુસ". શાહનામા પ્રમાણે એ નવદરનો છોકરો હતો. પેહલવી પુસ્તકો એને નવદરી ખાન્દાનનો ગણે છે. અવસ્તામાં એને "ઝોરાવર પેહલવાન" કહયો છે. દાદસ્તાને દીની પ્રમાણે એ પેહલવાન અમર્ગ હતો. શાહનામા પ્રમાણે એ બીજા પેહલવાનો સાથ જ્યારે કયખુસરૂ ઘોફેનશીન થયો ત્યારે તેની પુઠે ગયો હતો તે પાછો ફર્યોજ નહીં. આ તુસ નબળાં મનનો હોવાથી પેહલવાન ઝાલે એને ઈરાનની ગાદી આપી હતી નહીં.

§ અવસ્તાનો "વિસ્તઉરૂ." પેહલવીનો "મસ્વાક". અવસ્તા, પેહલવી અને ફાર્સી પ્રમાણે એ નવદરનો છોકરો હતો, અ-
વસ્તામાં એની ફ્રવશીને આરાધી છે.

કે કારે શુમા દેલ શેકસ્તહ શવન્દ
બરીન ખસ્તગી નીઝ ખસ્તહ શવન્દ
કે તોખ્મે ફરીદૂન મગર યક દો તન
બરદ જાન અઝીન બીશુમાર અન્જુમન
નદાનમ કે દીદાર બાશદ જોઝ ઈન
યક એમશબ બેકૂશીમ દસ્તે પસીન
શબો રૂઝ દારીદ કારઆગહાન
બેજૂયન્દ હોશયાર કારે જહાન
અગર લશ્કર અઝ બદ દેહદ આગહી
શવદ તીરહ ઈન ફરરે શાહન્શાહી
શુમા દેલ નદારીદ બસ ઝુસ્તમન્દ
કે તા બુદ ચુનીન બૂદ ચર્ખે બલન્દ
યકીરા બખાક અન્દર આરદ ઝમાન
યકી બા કોલાહે કચી શાદમાન
તને કોશ્તહ બા મોરદહ યકસાન શવદ
તપદ યક ઝમાન પસ તન આસાન શવદ
૮૨ બેદાદશ મરીન પન્દહા ચૂન સઝીદ
પસ આન દસ્તે શાહાનહ બીરૂન કશીદ
ગેરેફત આન દો ફર્ઝન્દરા દર કેનાર
ફેરૂરીખ્ત આબ અઝ મેઝહ શહરયાર
બેશુદ તૂસો ગોસ્તહમો નવદર બેમાન્દ
દેલે દરદમન્દશ બઘમ દર નેશાન્દ

( નહીં તો ) તમારાં કામથી તેઓનાં દિલ તુટી જશે-( અને ) આ દેલગીરી ઉપર વળી ગમ્મ ઉમેરાશે.

આ આપણા લશ્કરમાંથી વખતે ફરીદૂનની અવલાદનાં એક બે માણુસ પણ બચી જાય.

હું નહીં ધારતો કે હવે પછી ફરીથી હું તમોને જોઈશ-કારણ આજ રાતની આપણી છેલ્લી લડાઇ છે.

તમો રાત અને દહાડો જાસુસો રાખજો-તમો દુન્યાનું કામ હુસ્યારીથી કરજો.

અગર લશ્કર બૂરી ખબર આપે-કે આ શેહન્શાહી ઝળકાટ સીઆહ થયો,

તો તમારે કશો ઘમ કરવો નહીં-કારણકે હમેશાથીજ આ ઝમાનો એમજ ચાલતો આવ્યો છે.

એકને તે માટી સાથે મેળવી નાખે છે-( અને ) બીજાને પાદશાહી કોલાહ સાથે ખુશ થાય છે.

લડાઈના ઝખ્મથી નીપજેલું કે કુદરતી રીતે આવેલું મોત સરખુંજ છે-જરા વાર તફડવાનું અને પછી શાન્તિ."

તેણે એવી કેટલીક ઘટતી શીખામણો આપી-પછી પાદશાહી હાથ લમ્બાવ્યો,

અને તે બન્ને બેટાઓને રડતી આંખોએ બઘલમાં ચાંપ્યા.

તુસ અને ગોસ્તહમ ગયા અને નવદર ( ત્યાંજ ) રહયો-તેનું દુઃખી દિલ ઘમમાં ગિરેફતાર હતું.

## જન્ગે નવ્દર બા અફ્રાસેયાબ બારે સેવુમ વ ગુરીખ્તને નવ્દર સૂએ દેહેસ્તાન.

બઝાન પસ બેયાસૂદ લશ્કર દો રૂઝ
સેદીગર ચુ બેફ્રૂખ્ત ગીતીફેરૂઝ
નબુદ શાહરા રૂઝગારે દેરન્ગ
બબીચારગી કરદ બાયેસ્ત જન્ગ
અબા લશ્કરે નવદર અફ્રાસેયાબ
ચુ દર્યાએ જૂશાન બુદો રૂદે આબ
બોરૂશીદન આમદ કે પરદહ સરાય
અબા નાલહો બૂકો હેન્દી દરાય
તબીરહ બરઆમદ કે દરગાહે શાહ
નેહાદન્દ બર સર કે આહન કોલાહ
બપરદહસરાએ રદ અફ્રાસેયાબ
કસીરા સર અન્દર નેયામદ બખાબ
હમહ શબ હમી લશ્કર આરાસ્તન્દ
હમાન તીધો ઝૂબીન બેપયરાસ્તન્દ
૮૩ ઝમીન કૂહ તા કૂહ જવેશનવરાન
બેરફતન્દ બા ગોરઝહાએ ગરાન
નબુદ કૂહ પયદા ન રીગો ન શખ
કે દર્યા બદર્યા કશીદન્દ નખ

## ત્રીજી વખત અફ્રાસિયાબ સાથ નવદરની લડાઈ અને નવદરનું દેહિસ્તાન તરફ નાસવું.

લશ્કરે બે દિવસ આસાયેશ લીધી અને ત્યાર પછી-જ્યારે ત્રીજે ( દહાડે ) દુન્યાને રોશન કરનાર ( ખુરશેદે જેહાન ) રોશન કીધી,

ત્યારે પાદશાહનો ઢીલ કરવાનો વખત રહયો નહીં-તેને લાચારીથી લડાઈ કરવીજ પડી.

અફ્રાસિયાબ નવદરનાં લશ્કર ઉપર-જોશ કરતા દર્યા અને પાણીની નદી મિસાલ ધસી આવતો.

છાવણીમાંથી કરનાય અને હિન્દી ઘંટ સાથના લડાઈના પોકાર નીકળ્યા.

પાદશાહના તખ્ત આગળ નગારાં (ના આવાઝ ) થયા-પેહલવાનોએ લોઢાંની કોલાહ સર ઉપર મૂકી.

પાદશાહ અફ્રાસિયાબના સરાપર્દામાં કોઇને ઊંઘ આવી નહીં.

સઘળી રાત લશ્કરની તૈયારીમાં કાઢી-તેમજ તલવાર અને બરછીની તૈયારી કીધી.

એક નાકેથી બીજે નાકે સૂધી બધા બખ્તર પેહેરી-ભારી ગોર્ઝો લઈ ચાલ્યા.

નહીં પહાડ કે મયદાન કે નહીં ટેકરી માલુમ પડતી હતી-એક નાકેથી બીજે નાકે સૂધી લશ્કર સફ સમારી ઉભાં હતાં.

બેયારાસ્ત કારન્ બકલબ્ અન્દરૂન્
કે બા શાહ્ બાશદ્ સેપહ્‌રા સુતૂન્
ચપે શાહ્ ગોરૂદે તલીમાન્ બેખાસ્ત
ચુ શાપૂરો નસ્તૂહ્ બર્ દસ્તે રાસ્ત
વઝાન્ રૂએ અફ્રાસેયાબે દેલીર્
બર્આરાસ્ત લશ્કર્ બમાનન્દે શીર્
ચપે લશ્કરશ બાર્માન્ હમચુ બાદ
બશાસ્ત અન્દરૂન્ ચૂબે આહન્ નેહાદ
ચુ હરૂદ્ સેપહ્ સફ્ કશીદન્દ રાસ્ત
બોફ્રશીદને નાએ રૂચીન્ બેખાસ્ત
ઝે શબ્ગીર્ તા ખુર્ ઝે ગુમ્બદ્ બેગશ્ત
નબુદ્ કૂહ્ પયદા ન દર્યા ન દશ્ત
દેલે તીઘ્ ગોફ્તી બેબાલદ્ હમી
ઝમીન્ ઝીરે અસ્પાન્ બેનાલદ્ હમી
ચુ શુદ્ નીઝહા બર્ ઝમીન્ સાયહ્દાર્
શેકસ્ત અન્દર્ આમદ્ સુવી શહ્ર્યાર્
ચુ આમદ્ બબખ્ત અન્દરૂન્ તીરગી
ગેરેફ્તન્દ તુર્કાન્ બરાન્ ખીરગી
બરાન્ સૂ કે શાપૂરો નસ્તૂહ્ બૂદ્
પરાગન્દહ્ શુદ્ હરૂચે અન્બૂહ્ બૂદ્
હમીબૂદ્ શાપૂર્ તા કશ્તહ્ શુદ્
સરે બખ્તે ઇરાન્ સેયહ્ ગશ્તહ્ શુદ્
બસી નામદારાને ઈરાન્ સેપાહ્
ચે કોશ્તહ્ ચે ખસ્તહ્ અબર્ રઝ્મગાહ્
ચુ શાહો ચુ કારન્ ચુનાન્ દીદ્ કાર્
કે અખ્તર્ નબુદ્ યાર્ દર્ કાર્ઝાર્
અઝ્ અન્બૂહે તુર્કાને પર્ખાશજૂય
બસૂએ દેહેસ્તાન્ નેહાદન્દ રૂય
દેહેસ્તાન ગેરેફ્તન્દ ચફ્સર્ હેસાર્
નબુદ્ શાન અબર્ હીચ રાહી ગુઝાર્
શબો રૂઝ્ બુદ્ બર્ ગુઝર્ગાહ્ જન્ગ્
બર્આમદ્ બરીન્ નીઝ્ ચન્દી દેરન્ગ્
ચુ નવદર્ ફેરૂહેશ્ત પા દર્ હેસાર્
બરૂ બસ્તહ્ શુદ્ રાહે જન્ગી સવાર્
સવારાન્ બેયારાસ્ત અફ્રાસેયાબ્
ગેરેફ્તશ ઝે જન્ગે દેરન્ગી શેતાબ્
યકી નામવર્ તુર્ક્રા કર્દ્ યાદ્
સેપહ્બુદ્ કરૂખાને વીસહ્ નેઝાદ્
સુવી પારૂસ ફર્મૂદ્ તા બર્કશીદ્
બરાહે બેયાબાન્ સર્ અન્દર્ કશીદ્
કઝાન્ સૂ બુદ્ ઈરાનીઆન્રા બુનહ્
બેજૂયદ્ બુનહ્ મર્દુમે બદ્તનહ્
ચુ કારન્ શનીદ્ આન્ કે અફ્રાસેયાબ્
ગુસી કર્દ્ લશ્કર્ બહન્ગામે ખાબ્
શુદ્ અઝ્ રશ્ક્ જૂશાનો દેલ્ કર્દ્ તન્ગ્
બરે નવદર્ આમદ્ બસાને પલન્ગ્
કે તૂરાન્ શહ્ આન્ નવજવાન્ મર્દ્ મર્દ્
નેગહ્ કુન્ કે બા શાહે ઈરાન્ ચે કર્દ્
સોવી રૂએ પૂશીદગાને સેપાહ્
ફેરેસ્તાદ્ બીમર્ સેપાહી બરાહ્

કારન કલ્બગાહમાં ગોઠવાયો–કે જેથી પાદશાહની સાથે લશ્કરનો મદદગાર ગઈ પડે.

પેહલવાન તલીમાને પાદશાહની ડાબી ( બાજૂ ) પસંદ કીધી–જ્યારે શાપૂર અને નસ્તૂહ જમણા હાથ ઉપર ( ઉભા ).

પેલી તરફ દેલીર અફ્રાસિયાબે–બહાદુરીથી લશ્કર ગોઠવ્યું.

તેનાં લશ્કરની ( ડાબી તરફ ) પવનની ઝડપનો બાર્માન ( હતો )–( કે જેણે ) ચમટીમાં લોઢાંનો તીર પકડયો હતો.

જ્યારે બન્ને લશ્કરે સીધી સફ ખેંચી–ત્યારે પિતળની કરનાયનો પોકાર નીકળ્યો.

સવારથી તે આફતાબ અસ્ત પામ્યો ત્યાં સુધી–પહાડ, દર્યા અને ઝમીન દેખાતાં હતાં નહીં.

ગોયા તલવારનું દિલ વધતું હતું ( ઉમંગી થતું હતું )–ઘોડાઓની નીચેની ઝમીન પોકાર કરતી હતી.

જ્યારે નેઝાઓનો છાયડો ભોંય ઉપર પડવા લાગ્યો ( સાંજ પડી )–ત્યારે પાદશાહ ( નવદર )ની હાર ઘણીજ નઝદીક આવી લાગી,

૮૪ અને જેમ જેમ ભાગ્ય નીચું પડતું ગયું-તેમ તેમ તુર્કીઓ ઊંચા ચઢતા ગયા.

જે તરફ કે શાપૂર અને નસ્તૂહ હતા–તે તરફનો જેટલો ટોળો હતો તે વીખરાઈ ગયો.

( માત્ર ) શાપૂર જ્યાં સુધી માર્યો ગયો ત્યાં સુધી તે ઉભો રહયો–( અને પછી ) ઈરાનનું નસીબ ઊંધુ વળ્યું.

તેમજ ઈરાની લશ્કરના ઘણાક નામદારો–લડાઈગાહમાં શું માર્યા ગયા કે શું ઝખ્મી થયા.

જ્યારે શાહ અને કારને એવી હાલત જોઈ–કે "લડાઈ કરવામાં સેતારો હવે મદદગાર નથી થતો,"

ત્યારે લડાયક તુર્કીઓનાં ટોળામાંથી–તેઓ દેહિસ્તાન તરફ ચાલ્યા.

અને ત્યાં જઇને પનાહ લીધી-કારણકે તેઓને પસાર થવાનો બીજો કાંઈ માર્ગ હતો નહીં.

( તે ) પસાર થવાના રસ્તા ઉપર રાત અને દહાડો લડાઈ ચાલતી–એમ કરતાં કેટલોક વખત નીકળી ગયો.

જ્યારે નવદર કિલ્લામાં જઈ ભરાયો–કે જ્યાં કોઈ સવાર જઈ ન શકતો હતો,

ત્યારે અફ્રાસિયાબે સવારો તેયાર કીધા–અને લડાઈની ઢીલનો તેણે લાભ લીધો.

૮૫ તેણે એક નામવર તુર્કી વેસેનાં ખાન્દાનના સરદાર કરૂખાનને બોલાવ્યો.

( અને ) ફરમાવ્યું જેથી તે પાર્સની તરફ જંગલને રસ્તે ગયો.

કારણકે ત્યાં ઈરાનીઓનાં ઘર છે ( છોકરાં બચ્ચાં છે )–અને આફતમાં આવેલું માણસ પોતાના ઘર તરફજ જાય છે.

જ્યારે કારને સાંભળ્યું કે અફ્રાસિયાબે–રાતની વેળા લશ્કર મોકલ્યું છે,

ત્યારે તે અદેખાઈથી જુસ્સામાં આવી ગયો અને દુઃખી દિલે–ચિત્તાની મિસાલ નવદરની નઝદીક આવ્યો,

( અને બોલ્યો કે "તું જો કે તે નીચ જવાન તુરાનનો શાહ ઇરાનના પાદશાહ સાથ કેવી રીતે વર્તે છે ?

તેણે ( આપણા ) લશ્કરના કબીલા તરફ એક મોટું લશ્કર મોકલ્યું છે.

બેયાવરૂદ લશ્કરૂ સોવી બારે રય
બેયારાસ્ત જન્ગો બેયફૂશારૂદ પય
તલાયહુ શબો રૂઝ દર જન્ગ્ બૂદ
તો ગોફૂતી કે ગીતી બયક્ રન્ગ્ બૂદ
સુબારેઝ હમીકોશ્તહુ શુદ અઝ દો રૂય
હમહુ નામદારાને પર્ખાશજૂય

૧૨૦ બરૂઆમદ દો હફ્તહુ બરીન્ કારઝાર
પેયાદહુ બેમાન્દહુ તગાવરૂ સવાર
શબી ઝાલ બેન્શસ્ત હન્ગામે ખાબ્
સખુન્ ગોફ્ત બેસ્યારૂ ઝફ્રાસેયાબ્
હમ અઝ રઝમઝન્ નામદારાને ખીશ
અઝાન્ પહુલવાનાનો યારાને ખીશ
હમીગોફ્ત હરૂ ચન્દ કઝ પહુલવાન્
ખુબદ બખ્ત બીદારો રઉશન્રવાન્
બેબાયદ યકી શાહે ખુસ્રવનેઝાદ
કે દારદ ગુઝશ્તહુ સુખુનહા બયાદ
બકેર્દારે કેશ્તીસ્ત કારે સેપાહ
હમશ બાદો હમ બાદબાન્ તખ્તે શાહ
અગરૂ દાશ્તી તૂસો ગોસ્તહુમ ફરૂ
સેપાહસ્તો ગોર્દાને બેસ્યારૂ મરૂ
હરાન્ નામવરૂ કૂ નબાશદ્શ રાય
બતખ્તે બુઝોર્ગી નબાશદ સઝાય
નઝીબદ બરીશાન્ હમી તાજો તખ્ત
બેબાયદ યકી શાહે બીદારૂબખ્ત
કે બાશદ બરૂ ફરૂએ ઈઝદી
બેતાબદ ઝે ગોફ્તારે ઊ બેખ્રદી

૧૨૧ ઝે પહુલવ હમહુ મૂબેદાન્રા બેખાન્દ
બઝીન્ ગોફ્તહુ ચન્દીન્ સુખુનહા બેરાન્દ
ઝે તોખ્મે ફરીદૂન્ બેજોસ્તન્દ ચન્દ
યકી શાહે ઝીબાએ તખ્તે બલન્દ
નદીદન્દ બોઝ પૂરે તહ્માસ્પ ઝવ
કે ઝૂરે કયાન્ દાશ્ત ફર્હન્ગે ગવ
બેશુદ કારનો મૂબેદે મર્ઝબાન્
સેપાહી ઝે ગોર્દાનો ગુન્દાવરાન્
યકી મોઝ્દહુ બોરૂદન્દ નઝદીકે ઝવ
કે તાજે ફરીદૂન્ બતૂ ગશ્ત નવ
સેપહ્દારે દસ્તાનો યક્સરૂ સેપાહ
તોરા ખાસ્તન્દી સઝાવારે ગાહ
સરૂઆમદ હમહુ કારે નવ્દરૂ શુ બૂદ
કુનૂન કારે ઝવરા બેબાયદ શુનૂદ

ત્યારે તે રએનાં ખાર તરફ લશ્કર લાવ્યો-( અને ) સફ સમારી મઝબૂત થઈ ઊભો.

તલાયા રાત અને દિવસ લડતા-જાણે કે દુન્યા એકજ રંગની થઈ હતી ( એટલે રાત કે દહાડો કાંઈ માલૂમજ ન પડતો ).

બન્ને તરફથી ઘણાક લડાયક નામદારો ( અને ) જંગી માણસો માર્યા ગયાં.

એમ કરતાં પખવાડિયું નીકળી ગયું-પેયાદા અને ઘોડે સવારો થાકી ગયા.

એક મોડી રાતે ઝાલ (પોતાના સરદારો સાથે) બેઠો અને અફ્રાસિયાબ સંબંધિ ઘણીક વાતો કીધી.

તેમજ પોતાના લડાઈ મારનારા નામદારો,-( અને ) પોતાના મદદગારો તેમજ પેહલવાનોની ( વાતો ચલાવી ).

તે બોલ્યો કે " જો કે પેહલવાનો સારાં નસીબ અને સારી બુદ્ધિ ઘણીબી ધરાવે છે,

( તો પણ ) આપણને પાદશાહી અફલાદનો એક શાહ જોઇયે-કે જે આગળ બનેલા બનાવો જાણતો હોય.

એમ સમજો કે લશ્કર તે એક વહાણ છે-જેને માટે શાહનું તખ્ત તે પવન અને સડ છે.

અગર તૂસ અને ગોસ્તહમમાં શાહી પ્રકાશ હતે,-તો ( આપણી પાસે ) પેહલવાનો અને લશ્કર ઘણું છે.

પણ જે માણસમાં કે ડહાપણ નહીં હોય-(પછી તે ગમે એટલો અમીરી ખાન્દાનનો હોય તો પણ) તે તખ્ત અને તાજને લાયક તો નહીંજ થાય.

એઓતો તાજ અને તખ્તને લાયકના નથી-આપણને કોઈ પરાક્રમી પાદશાહ જોઇયે,

કે જેના ઉપર ખુદાઈ નૂર હોય-( અને ) જેના બોલવાથી દાનાઈ પ્રકાશતી હોય. "

તેણે પેહલવ (શેહર)માંથી દાનાઓને બોલાવ્યા-અને આ વાત ઉપર કેટલોક વાદવિવાદ ચલાવ્યો.

તેઓએ ફરીદૂનનાં તોખ્મમાંથી કોઈ બુલંદ તખ્તને લાયકના શાહની કેટલીક શોધ કીધી.

તેઓએ તેહમાસ્પના* બેટા ઝવ સિવાય ( બીજા કોઇને ) જોયો નહીં-કે જે પાદશાહી કૌવત ( અને ) પેહલવાની દાનાઇ ધરાવતો હતો.

કારન અને દાના મર્ઝબાન, ( અને ) પેહલવાનોનું એક ટોળું અને બીજા બહાદુરો ગયા.

તેઓ ઝવની નઝદીક એક વધામણી લઈ ગયા-કે " ફરીદૂનનું તાજ તારાથી તાઝું થયું ( છે ).

સરદાર દસ્તાન અને તમામ લશ્કરે-એકે આવાઝે તને પાદશાહ ઠેરવ્યો છે. "

નવદરની જે કાંઈ હકીકત હતી તે પુરી થઇ-હવે ઝવની બાબત સાંભળ.

---

* અવસ્તાનો " તૂમાસ્પ. " પેહલવીનો " તોહમાસ્પ. " એને ફરીદૂનના ખાન્દાનના એક નબીરા તરીકે ઓળખાવ્યો છે. કેટલાક લખનાર એને અસ્વના બેટા તરીકે ઓળખાવે છે.

# ઝવ્*

## પાદ્શાહીએ ઝવ્ પન્જ્ સાલ્ બૂદ્ બર્ તખ્ત્ નેશાનીદને ઝાલ્ ઝવ્રા વ બખ્શ્ કર્દને ઈરાન્ વ તૂરાન્ વ મોર્દને ઝવ્.

## ઝવની પાદશાહી પાંચ વર્ષ હતી, ઝાલનું ઝવને તખ્ત ઉપર બેસાડવું અને ઇરાન અને તૂરાનના ભાગ કરવા, અને ઝવનું મરણ પામવું.

બરૂઝે હોમાયૂન ઝવે નીકુબખ્ત
બેયામદ્ બરૂઆમદ્ બરૂઅફ્રાઝે તખ્ત
બશાહી બરૂ આફ્રીન ખાન્દન્દ
નેસારે શાહી બરૂ વય અફૂશાન્દન્દ
બશાહી બરૂ આફ્રીન્ ખાન્દ્ ઝાલ્
નેશસ્ત અઝ્બરે તખ્ત ઝવ પન્જ્ સાલ્
કોહન્ બૂદ દર્ સાલો હોશ્યાર્ મર્દ
બદાદો બખૂબી જહાન્ તાઝહ્ કર્દ
સેપહ્રા ઝે કારે બદી બાઝ્ દાશ્ત
કે બા પાક્ યઝ્દાન્ યકી રાઝ્ દાશ્ત
ગેરેફ્તન નેયારસ્તો કોશ્તન્ કસી
બઝાન્ પસ નદીદન્દ્ કોશ્તહ્ બસી
હમાન્ બુદ્ કે તન્ગી બુદ્ અન્દર્ જહાન્
શુદહ્ ખુશ્ક્ ખાકો ગેયારા દહાન્
નેયામદ્ હમી ઝાસ્માન્ આબો નમ
હમીબર્ફશીદન્દ્ નાન્ બા દેરમ
દો લશ્કર્ બરાનગૂનહ્ બર્ પન્જ્ માહ્
બરૂય અન્દર્ આવરૂદહ્ રૂએ સેપાહ્
બેકર્દન્દ્ હર્ રૂઝ્ જન્ગે ગરાન્
કે ઝૂરે યલાન્ બૂદો રઝ્મે સરાન્
ઝે તન્ગી ચુનાન્ શુદ્ કે યારહ્ નમાન્દ્
ઝે લશ્કર્ હમી પૂદો તારહ્ નમાન્દ્
સુખુન્ રફ્ત શાન્ યક્ બયક્ હમઝબાન
કે અઝ્ માસ્ત બર્ મા બદે આસ્માન્
ઝે હર્ દૂ સેપહ્ ખાસ્ત આવાઝે ઘવ
ફેરેસ્તાદહ્ આમદ્ બનઝ્દીકે ઝવ
કે અઝ્ બહ્રે મા ઝીન્ સરાએ સેપન્જ
નેયામદ્ બજોઝ્ દર્દો અન્દૂહો રન્જ
બેયા તા બેબખ્શીમ રૂએ ઝમીન્
સરાયીમ બર્ યક્ દેગર્ આફ્રીન્

નેકબખ્ત ઝવ ( એક ) મુબારક દિવસે–આવ્યો ( અને ) બુલંદ તખ્ત ઉપર બેઠો.

તેઓએ તેની પાદશાહી ઉપર દુઆ કીધી–( અને ) તેના ઉપર પાદશાહી વધાવો કીધો.

તેના પાદશાહ થવા ઉપર ઝાલે પણ દુઆ કીધી–( અને ) ઝવ તખ્ત ઉપર પાંચ વર્ષ બેઠો.

તે ડાહયા બુઢ્ઢા ઝવે પોતાની પાદશાહીના વખતમાં ઈન્સાફ અને નેકીથી આખા મુલકને નવેસરથી નવો કીધો. ૧૨૨

તેણે લશ્કરને બુરાઈનાં કામથી દૂર રાખ્યું–કારણ પોતે પાક યઝદાનથી ઘણો બીહને ચાલતો હતો.

તેણે કોઇ(ને) પકડવા કે મારવા દીધા નહીં–ત્યાર પછી કાપા કાપી ઘણીજ ઓછી થઈ ગઈ.

એમ બન્યું કે હવે દુકાળ પડયો–ખાક અને ઘાસ સૂકાઈ ગયાં.

આસ્માન ( ઉપર )થી પાણી કે ઠાર કાંઈ પડતાં નહીં હતાં–દિરમને ભારે રોટી વેચાતી હતી.

એવી રીતે બન્ને લશ્કરો પાંચ મહિના સુધી–એક બીજાંની સામે પડી રહયાં.

તેઓ દરરોઝ પેહલવાનો અને સરદારોને ઘટે એવી ભારી લડાઇ કરતા હતા.

પણ દુકાળે તે લોકને આધાર વનાના કરી નાખ્યાં–લશ્કરના બધા સાંધે સાંધા ઢીલા કરી નાખ્યા.

તેઓ સઘળા એકી વખતે બોલી ઉઠયા–કે " જે દુઃખ આપણુ ઉપર પડે છે તે આપણી કરણીનોજ બદલો છે. "

બન્ને લશ્કર હવે તો ઘભરાઇ ગયાં–( અને ) ઝવની નઝદીક એક કાસેદ આવ્યો,

કે " આ ત્રણ પાંચ દિવસની દુન્યામાં આપણે ભાગે તો દુખ, ધમ અને મેહનત સિવાય બીજું કશું આવ્યુંજ નથી. ૧૨૩

માટે આવ આપણુ આ મુલક વેહેંચી લઇયે–અને એક બીજા સાથે સંપથી રહીયે. "

---

* અવસ્તાનો " ઉઝવ " પેહલવીનો " ઝુબ. " અવસ્તા પ્રમાણે પણ એ તોહમાસ્પનો છોકરો હતો. કેટલાકો એને તોહમાસ્પના ખાન્દાનનો ગણે છે. પેહલવી પ્રમાણે પણ એણે પાંચ વર્ષ રાજ્ય કર્યું. એ ઘણો ભલો પાદશાહ હતો. ઈરાની રૈયત જે પાદશાહ અફ્રાસિયાબને હાથ ખરાબ થઈ હતી તેને એણે પાછી રાહ ઉપર મૂકી હતી.

સરે નામદારાન્ તેહી શુદ ઝે જન્ગ્
ઝે તન્ગી નબુદ ફુરસ્ગારે દેરન્ગ્
બરાન્ બરૂનેહાદન્દ હરૂ દુ સોખન્
કે દરૂ દેલ્ નદારન્દ કીને કોહન્
બેબખ્શીદ ગીતી બરસ્મો બદાદ
ઝે કારે ગુઝશ્તહ નેયારન્દ યાદ
શુ ઝીનગૂનહ આમદ સખુન્ દરૂમેયાન્
બુઝોર્ગાને ઈરાનો તૂરાનેયાન્
નેશસ્તન્દ બા સુલ્હો ગોફ્તન્દ બાઝ્
કે અઝ્ કીનહ બાહમ નગીરીમ્ સાઝ્
ઝે જયહૂન્ હમી તા સરે મર્ઝે તૂરૂ
અઝાન્ બખ્શે ગીતી ઝે નઝ્દીકો દૂરૂ
રવારવ્ ચુનીન્ તા બચીનો ખોતન્
સેપોરૂદન્દ શાહી બદાન્ અન્જોમન્
ઝે મર્ઝી કુજા મર્ઝે ખર્ગાહ બૂદ
અ ઝૂ ઝાલ્‌રા દસ્ત કૂતાહ બૂદ
૧૨૪ અઝીન્ રૂએ તોર્કાન્ નજૂયન્દ રાહ
ચુનીન્ બખ્શ કરૂદન્દ તખ્તો કોલાહ
સોવી પારૂસ લશ્કરૂ બેરૂન રાન્દ ઝવ
કોહન્ બૂદ લીકેન્ જહાન્ કરૂદ નવ
સોવી ઝાબુલેસ્તાન્ બેશુદ ઝાલેઝરૂ
જહાની ગેરેફ્તન્દ હરૂ યક બબરૂ
હમાન્ લશ્કરે તુરૂક રફ્તન્દ બાઝ્
બરૂઆસૂદહ અઝ્ કીનો પયગારો સાઝ્
શુ અઝ્ હમહેગરૂ બાઝ્ ગશ્ત આન્ સેપાહ
બફર્માને દારન્દએ હુરો માહ
પુરઝ્ ધુલ્ધુલો રઅદ શુદ કૂહસારૂ
ઝમીન્ પુરૂ શુદ અઝ્ રન્ગો બૂયો નેગારૂ
જહાન્ ચૂન્ અરૂસી રસીદહ જવાન્
પુરઝ્ ચશ્મએ બાઘો આબે રવાન્
શુ મરૂદુમ નદારદ નેહાદે પલન્ગ્
નગરૂદદ ઝમાનહ બરૂ તારો તન્ગ્
મેહાન્‌રા હમહ અન્જુમન્ કરૂદ ઝવ
બદાદારૂ બરૂ આફ્રીન્ ખાન્દ નવ
ફેરાખી કે અઝ્ તન્ગી આમદ પદીદ
જહાન્‌આફ્રીન્ દાશ્ત આન્‌રા કલીદ
૧૨૫ બહરૂ સૂ યકી જશ્ન્‌ગહ સાખ્તન્દ
દેલઝ્ કીનો નફ્રીન્ બેપર્દાખ્તન્દ
ચુનીન્ તા બરૂઆમદ બરીન્ પન્જ્ સાલ્
નબૂદન્દ આગહ ઝે રન્જો મલાલ્
ઝમાનહ હમાના શુદ અઝ્ દાદ સીરૂ
હમીખાસ્ત કાયદ બચન્ગાલે શીરૂ
બસાલ્ અન્દરૂ આમદ બહશ્તાદો શશ
બપેઝ્મોરૂદ સાલારે ખુરૂશીદફશ
શુ શુદ બખ્તે ઈરાનેયાન્ કુન્દરવ્
શુદ આન્ દાદગુસ્તરૂ જહાનદારૂ ઝવ

નામદારોનાં માથાંમાંથી લડાઇનો વિચાર નીકળી ગયો-કારણ દુકાળને લીધે હવે ઢીલ કરવાનો વખત ન હતો.

બન્ને તરફથી તેઓ એ વાત ઉપર આવ્યા, કે "જૂનો કીનો હવે દિલમાંથી કાઢી નાખવો.

ઈન્સાફ અને રેવાજ પ્રમાણે જેમ આગળ હતા તેમ મુલકના ભાગ કરી લઇયે-( અને ) ગઈ ગુઝરીને હવે યાદ નહીં કર્યે."

જ્યારે આ વાત થઈ-ત્યારે ઇરાન અને તુરાનના બુઝોર્ગો,

સાથે મળીને બેઠા અને બોલ્યા, કે "હવે આપણુ એક બીજા સાથ ફન ફરેબ કરીશું નહીં.

'જેહૂન નદીથી તે છેક તુર્કસ્તાનની ઝમીન સૂધી-તેમજ આસે પાસેની ઝમીનનો સઘળો ભાગ,

તેમજ આગળ ચાલતાં છેક ચીન અને ખોતન સૂધીની પાદશાહી તેઓએ તુરાની પાદશાહને સોંપી.

તથા ખર્ગાહનો મુલક ( ભટકતી ફરતી નાતીવાળાઓની ઉજડ ઝમીન )થી પણ ઝાલે હાથ ઉઠાવ્યો.

એ પ્રમાણે તુર્કીઓની આ સરહદ મુકરર થઈ-અને એવી રીતે તેઓએ રાજ વેહેંચી લીધું.

( પછી ) ઝવે લશ્કર પાછું પાર્સ તરફ ફેરવ્યું-પોતે બુઢ્ઢો હોવા છતાં દુન્યાને જવાન કરી દીધી.

અને ઝાલેઝર ઝાબુલેસ્તાન તરફ પાછો ફર્યો-અને સઉ સઉએ પોતાનો મુલક હાથમાં લીધો.

તેમજ તુર્કી લશ્કર(બી) પાછું ફર્યું-કીના, લડાઈ અને હથિયાર ભીડવાથી નચિન્તાઈ થઇ.

જ્યારે બન્ને લશ્કર પાછાં ફર્યાં-ત્યારે સૂર્ય અને ચંદ્રના સાહેબના હોકમથી,

પહાડ ગર્જના અને વીજળીના ચમકાટથી ભરાઈ ગયાં-અને ( વરસાદથી ) ઝમીનમાં પાછાં રંગ, રૂપ, અને વાસ આવી ગયાં.

દુન્યામાં જાણે નવેસરથી જવાની ( જોબન ) આવી ગઈ-બગીચા, વહેતાં પાણી અને નદી નાળાંથી ભરપુર થઈ ગઈ.

જો ઈન્સાનમાં ફાડીખાનારાં હયવાનોની ખાસીયત નહીં આવે-તો ફરતું આસ્માન તેના ઉપર આફત કે દુકાળ કાંઈ નાખતું નથી.

ઝવે સઘળા બુઝોર્ગોની અંજુમન મેળવી-( અને ) નવેસરથી દાદારના શુક્રાના કીધા,

કે "દુકાળ પછીથી જે સુકાળ થયો-તેની કૂંચી દુન્યાના પેદા કરનાર પાસેજ હતી."

લોકોએ જગે જગે જશ્નો કરવા માંડયાં-કીના અને ધિક્કારને દિલથી દૂર કરી નાખ્યા.

એવી રીતે પાંચ વર્ષ ગુઝર્યાં-તે અરસામાં લોકોએ કશી પણ તકલીફ કે પીડા ખમી નહીં.

પણ ખરેજ દુન્યા ઇન્સાફથી ધરાઈ ગઇ-અને ઈચ્છવા લાગી કે પોતે સિંહના પંજામાં જઇ પડે ( એટલે વળી કાંઇ લડાઈ જાગે તો સારૂં ).

હવે જ્યારે ( ઝવ ) છયાસી વર્ષની ઉમરે પુગો-ત્યારે ખુરશેદની મિસાલના સરદારની હયાતીનું ઝાડ કુમળાવા લાગ્યું.

જ્યારે ઈરાનીઓનું નસીબ સુસ્ત પડી ગયું-ત્યારે તે ઈન્સાફી પાદશાહ ઝવ ગુઝરી ગયો.

# ગર્શાસ્પ્*

## પાદ્શાહીએ ગર્શાસ્પ્ નોહ્ સાલ્ બુદ્ બર્ તખ્ત્ નેશસ્તને ગર્શાસ્પ્ વ મોર્દનશ્ વ બાઝ્ આમદને અફ્રાસેયાબ્ બઈરાન્.

પેસરૂ બુદ મરૂ ઊરા યકી ખીશકામ
પેદરૂ કરૂદહ્ બૂદીશ ગર્શાસ્પ નામ
બેયામદ નેશસ્ત અઝ્બરે તખ્તગાહ્
બસરૂ બરૂનેહાદ આન્ કયાની કોલાહ્
ચુ બેન્શસ્ત બરૂ તખ્તગાહે પેદરૂ
જહાન્રા હમીદાશ્ત બા ઝીબો ફરૂ
ખબરૂ શુદ બતોર્કાન્ કે ઝવ દરૂગુઝશ્ત
બદાન્સાન્ કે બુદ તખ્ત બીશાહ્ ગશ્ત
ચુ આમદ બખારે રય અફ્રાસેયાબ્
બેબખ્શીદ ગીતીઓ બુગ્ઝાશ્ત આબ્
નેયાવરૂદ યક્ તન્ હેરૂહે પશન્ગ્
સરશ પુરૂ ઝે કીન્ બૂદો દેલ પુરૂ ઝે જન્ગ્
દેલશ બુદ ઝે તખ્તો કોલાહ્ કોશ્તહ્ બૂદ
બતીમારે એઘ્રીરસ આશોફ્તહ્ બૂદ
બદ્ રૂએ નન્મૂદ હરૂગેઝ્ પશન્ગ્
શુદ આન્ તીઘે રઊશન્ પુરઝ્ તીરહ્ રન્ગ્
ફેરેસ્તાદહ્ રફ્તી બનઝ્દીકે ઊય
બસાલો બમહ્ હીચ નન્મૂદ રૂય
હમીગોફ્ત અગરૂ તખ્તરા સરૂ બુદી
ચુ એઘ્રીરસશ યારૂ દરૂખરૂ બુદી
તો ખૂને બેરાદરૂ બેરીઝી હમી
ઝે પર્વરૂદહ્ મોર્ઘી ગુરીઝી હમી
તોરા સૂએ દોશ્મન્ ફેરેસ્તમ બજન્ગ્
હમી બા બેરાદરૂ કુની રૂઝ તન્ગ્
મરા બા તો તા જાવેદાન્ કારૂ નીસ્ત
બનઝ્દે મનત રાહે દીદારૂ નીસ્ત
ચુનીન્ તા બરૂઆમદ બરીન્ રૂઝગારૂ
દરખ્તે બલા કીનહ્ આવરૂદ બારૂ

## “કેરશાસ્પ”ની પાદશાહી નવ વર્ષ હતી, કેરશાસ્પનું તખ્ત ઉપર બેસવું અને તેનું મરણ પામવું અને અફ્રાસિયાબનું ઈરાન ઉપર પાછું ચઢી આવવું.

તેનો એક પરાક્રમી બેટો હતો-બાપે તેનું નામ કેરશાસ્પ રાખ્યું હતું.

તે આવ્યો અને તખ્ત ઉપર બેઠો-તેણે શાહી તાજ માથાં ઉપર મૂક્યું.

જ્યારે તે બાપનાં તખ્ત ઉપર બેઠો-ત્યારે તેણે રોનક અને દબદબા સાથ હાકેમી કીધી.

તુર્કીઓને ખબર થઈ કે "ઝવ મરણ પામ્યો-અને જેમ પહેલાં હતું તેમ તખ્ત પાછું પાદશાહ વનાનું થઈ ગયું."

જ્યારે અફ્રાસિયાબ રયનાં ઇલાકામાં આવેલી ખાર નામની જગ્યાએ આવી પહોંચ્યો-ત્યારે ઈરાનની હદ ઈરાનીઓને સોંપીને નદી ઓળંગી ગયો.

તે આવ્યો પણ કોઇબી પશંગ તરફથી તેને માટે એક સારો સખુન લાવ્યું નહીં-કારણ પશંગનું દિલ એના તરફ ધિક્કાર અને ધુસ્સા ભરેલું હતું.

તેનું (પશંગનું) પોતાનું દિલ તખ્ત અને તાજ તરફથી મરી ગયું (તુટી ગયું) હતું-અઘ્રીરસના ધમથી તે દુ:ખી હતો.

પશંગ તેને કશું પણ કોહું દેતો ન હતો-તેણે પેલી ચળકતી તલવારને કાટ ખાઇ કાળી પડી જવા દીધી.

અફ્રાસિયાબે મહિનાઓ સૂધી તેની પાસે કાસેદો મોકલ્યા પણ તેણે કોઇને આવવા દીધા નહીં.

તે બોલતો હતો (કે) "અગર તને તખ્તનો ખેયાલ હતો-તો અઘ્રીરસ જેવોજ તારો મદદગાર થવાને લાયક હતો.

તું તો ભાઈનુંજ ખૂન કરે છે-અને મરઘીનાં પીલાંથી નાસી જાય છે.

મેં તને દુશ્મન તરફ લડાઈ માટે મોકલ્યો-પણ તેં તો ભાઇનોજ વખત પુરો કરી નાખ્યો.

જાવેદાન સુધી હવે મારે તારી સાથ કશો સંબંધ રહેશે નહીં-તું કદી પણ મારાં મોં સામે આવતો ના."

એવી રીતે એ વાત ઉપર વખત નીકળી ગયો-(અને) બલાના ઝાડને કીનાનું ફળ લાગ્યું.

---

* આ પાદશાહ માટે અવસ્તામાં તેમજ પેહલવીમાં કાંઇ મળતું નથી. આ પાદશાહ ઘણો નબળાં મનનો હોવાથી રાજમાં પાછા બખેડા થવા માંડયા અને તુરાની અફ્રાસિયાબનો પાછો પગ પેસારો ઈરાનમાં થયો તે ઉપરથી પેહલવાન ઝાલને કોઇ બીજા પાદશાહને ખોળવાની ફર્ઝ પડી.

પુર્ આવાઝ્ શુદ્ ગૂશ અઝીન્ આગહી
કે બીકાર્ શુદ્ તખ્તે શાહનશાહી
૧૨૭ પયામી બેયામદ્ બકેર્દારે સન્ગ્
બઅફ્રાસેયાબ્ અઝ્ દેલાવર્ પશન્ગ્
કે બુગ્ઝાર્ જયહૂનો બર્કશ સેપાહ્
મમાન્ તા નેશીનદ્ કસી બર્ બગાહ્
યકી લશ્કર્ આરાસ્ત અફ્રાસેયાબ્
ઝે દશ્તે સેપન્જાબ્ તા રૂદે આબ્
તો ગોફ્તી ઝમીન્ શુદ્ સેપહ્રે રવાન્
હમીબારદ્ અઝ્ તીઘે હેન્દી રવાન્
બનોહ્ સાલ્ ઈન્ લશ્કરે નામદાર્
બેયામદ્ રવારવ્ સોવી કારઝાર્
યકાયક્ બઈરાન્ રસીદ્ આગેહી
કે આમદ્ ખરીદારે તખ્તે મેહી
બદાન્ સાલ્ ગર્શાસ્પે ઝવ્ દર્ગુઝશ્ત
ઝે ગીતી હમાન્ બદ્ હવીદા બેગશ્ત

આ ખબર ચારે તરફ ફેલાઈ ગઈ-કે "શેહન્શાહી તખ્ત ખાલી પડયું છે."

દેલાવર પશંગ તરફથી અફ્રાસિયાબ ઉપર જાણે પત્થર આવી પડયો હોય તેમ ઉતાવળો એક પયઘામ આવ્યો,

કે "જેહૂન નદીથી પાર ઉતરી લશ્કર લઇને જા-એવું નહીં થાય કે તું રહી જાય અને કોઈ બીજો તખ્ત ઉપર બેસી જાય.

( એ ઉપરથી ) અફ્રાસિયાબે જેહૂન નદીથી તે સેપન્જાબનાં મયદાન સુધી લશ્કર ગોઠવી દીધું.

ઝમીન જાણે ફરતું આસ્માન થઈ ગઈ હતી-અને વરસાદની જગાએ હિન્દી તલવારોમાંથી જીવ વરસતા હતા.

નવ વર્ષ પછી આ નામદાર લશ્કર દોડાદોડી કરી લડવા આવ્યું.

ઈરાનમાં પણ અચાનક ખબર પડી-કે મોટાં તખ્તનો ખરીદદાર આવેછે.

જે વર્ષમાં કે ઝવનો ગેરશાસ્પ મરણ પામ્યો-તેજ વર્ષમાં વળી પાછી આફત પેદા થઈ.

---

## આગાહ્ શુદને ઝાલ્ અઝ્ આમદને અફ્રાસેયાબ્ બઈરાન્ વ ખાસ્તને રોસ્તમ્ અસ્પ્ વ સલીહે નબર્દ્રા અઝ્ પેદર્.

## ઇરાન ઉપર અફ્રાસિયાબના આવવાથી ઝાલનું વાકેફ થવું અને રૂસ્તમનું બાપ પાસેથી ઘોડો અને લડાઈનાં હથિયાર માગવાં.

ચુ શુદ્ તખ્તે ઈરાન્ ઝે શાહી તેહી
નદીદન્દ્ કસ ફર્રૂગારે બેહી
બરામદ્ હમી કૂયો બર્ઝીન્ બજૂશ
ઝે ઈરાન્ સરાસર્ બરામદ્ ખોરૂશ
સોવી ઝાબુલેસ્તાન્ નેહાદન્દ્ રૂય
જહાન્ શુદ્ સરાસર્ પુરઝ્ ગોફ્તગૂય
૧૨૮ બેગોફ્તન્દ્ બા ઝાલ્ ચન્દીન્ દુરોશ્ત
કે ગીતી બસ્ આસાન્ ગેરેફ્તી બમોશ્ત
પસે સામ તા તુ શુદી પહ્લવાન્
નબૂદીમ યક્રૂઝ્ રઉશન્ રવાન્
ચુ ઝવ્ દર્ગુઝશ્તો પેસર્ શાહ્ બૂદ્
બદાન્રા ઝે બદ્ દસ્ત કુતાહ્ બૂદ્
કુનૂન્ શુદ્ જહાન્જૂએ ગર્શાસ્પ શાહ્
જહાન્ ગશ્ત્ બીશાહો બીસર્ સેપાહ્
સેપાહી ઝે જયહૂન્ બરીન્ સૂ કશીદ્
કે શુદ્ આફ્તાબ્ અઝ્ જહાન્ નાપદીદ્
અગર્ ચારહ્ દાની તો ઈન્રા બેસાઝ્
કે આમદ્ સેપહ્બુદ્ બતન્ગી ફરાઝ્
ચુનીન્ ગોફ્ત બા મેહ્તરાન્ ઝાલેઝર્
કે તા મન્ બેબસ્તમ બમર્દી કમર્
સવારી ચુ મન્ પાએ બર્ ઝીન્ નકાશ્ત
કસી તીઘે ગોર્ઝે મરા બર્ નદાશ્ત

જ્યારે ઈરાનનું તખ્ત પાદશાહીથી ખાલી પડયું-ત્યારે મુલકમાં શાન્તિ રહી નહીં.

ઈરાનમાં ચારે તરફ પોકાર ઉઠી રહયો-ગલી અને મોહલ્લામાં રમખાન થવા માંડયાં.

તેઓ બધા ઝાબુલ તરફ ગયા-બધી દુન્યામાં ગડબડ થઈ રહી.

તેઓએ ઝાલને કેટલાક કડવા સખુન કહયા-કે "તારો કારોબાર ઘણોજ લાસરયો છે.

સામ પછી તું પેહલવાન થયો ત્યારથી-અમોએ એક પણ ખુશીનો દહાડો જોયો નથી.

જ્યારે ઝવ ગુઝરી ગયો અને ( તેનો ) બેટો પાદશાહ થયો-ત્યારે બૂરાઓના હાથ બદીથી દુર હતા.

હવે જેહાનજોય કેરશાસ્પ શાહ ( ગુઝરી ) ગયો ( છે )-દુન્યા પાદશાહ વગરની અને લશ્કર સરદાર વિનાનું થયું ( છે ).

એક લશ્કર જેહૂન નદી પસાર કરી ચૂકયું છે-જેની ધૂળથી સુરજ પણ દેખાતો નથી.

અગર તું એનો ઈલાજ જાણતો હોય તો કર-કારણકે ( તે ) સરદાર ઘણોજ નઝદીક આવી લાગ્યો છે."

ઝાલેઝરે સરદારોને કહયું-કે "મેં જ્યારથી મર્દી ઉપર કમર બાંધી ( છે ),

ત્યારથી મારા જેવા એક( પણ ) સવારે ઝીન ઉપર પગ મેલ્યો નથી-કોઈ મારી તલવાર અને ગોર્ઝનો માર ખમી શકયો નથી.

બજ્જાઈ કે મન્ પાએ બેહૂશારદમ
એનાને સવારાન્ બુદી પારદમ
શબો રૂઝ દરૂ જન્ગ્ ચકુસાન્ બુદમ
ઝે પીરી હમહુ સાલ તર્સાન્ બુદમ
બરૂઝે જવાની બઝૂરે દો પાય
ચુ બાદે વઝાન્ જસ્તમી મન્ ઝે જાય
કુનૂન ચમ્બરી ગશ્ત પોશ્તે યલી
નતાબમ હમી ખન્જરે કાબલી
સેપાસમ ઝે યઝદાન્ કઝીન્ બીખ રોસ્ત
બરામદ યકી શાખે ફરૂરોખ દુરોસ્ત
કે અઝ્ વય હમી સરૂ બગરૂદુન્ કશદ
બમર્દી બેબીની હમ ઊ ચૂન્ રસદ
કુનૂન ગશ્ત રોસ્તમ ચુ સર્વે સેહી
બેઝીબદ બરૂ બરૂ કોલાહે મેહી
યકી અસ્પે જન્ગીશ બાયદ હમી
કઝીન્ તાઝી અસ્પાન્ નશાયદ હમી
બેજૂયમ યકી બારએ પીલતન્
બેખાહમ ઝે હરૂ સૂ કે હસ્ત અન્જોમન્
બેખાનમ બરોસ્તમ બરીન્ દાસ્તાન્
કે હસ્તી બરીન્ કારૂ હમદાસ્તાન્
કે બરૂ કીનએ તોખ્મએ ઝાદશમ
બેબન્દી મેયાનો નબાશી દેઝમ
હમહુ શહરે ઈરાન્ બગોફતારે ઊય
બેબૂદન્દ શાદાન્દેલો તાઝહરૂય
ઝે હરૂ સૂ હયૂની તગાવરૂ બેતાખ્ત
સલીહે સવારાને જન્ગી બેસાખ્ત
બરોસ્તમ બેગોફત અય ગવે પીલતન્
બબાલા સરત બરૂતરૂ અઝ્ અન્જુમન્
યકી કારૂ પીશસ્તો રન્જે દરાઝ્
કઝ્ બુગ્સલદ ખાબો આરામો નાઝ્
તોરા નૂઝ પૂરા ગહે રઝમ નીસ્ત
ચે સાઝમ કે હન્ગામએ બઝમ નીસ્ત
હનૂઝ અઝ્ લબત શીરૂ બૂયદ હમી
દેલત નાઝો શાદી બેજૂયદ હમી
ચેગૂનહ ફેરેસ્તમ બદશ્તે નબરૂદ
તોરા નઝદે શીરાને પુરૂ કીનો દરૂદ
ચે ગૂઈ ચે સાઝી ચે પાસોખ દેહી
કે જોફતે તો બાદા મેહીઓ બેહી
ચુનીન્ પાસોખ આવરદ રોસ્તમ બદૂય
કે અય નામવરૂ મેહતરે નામજૂય
હમાના ફરામૂશ કર્દી ઝે મન્
દલીરી નમૂદન્ બહરૂ અન્જોમન્
ઝે કૂહે સેપન્દો ઝે પીલે મેયાન્
ગુમાનમ કે આગાહ બુદ પહેલવાન્
કુનૂન ગરૂ બેતર્સમ ઝે પૂરે પશન્ગ્
નમાનદ ઝે મન્ દરૂ જહાન્ બૂયો રન્ગ્
કુનૂન કારે રઝમસ્તો આવીખ્તન્
ન હન્ગામે નન્ગસ્તો બગુરેખ્તન્
ઝે આહૂન્જદને શીરે શર્ઝહ્ મરદ
હમાન્ જોસ્તને રઝ્મો નન્ગો નબરૂદ

જે જગોએ હું પગ મૂકતો–ત્યાંના સવારોની લગામ ઢુમચી થઈ પડતી ( એટલે તેઓ નાસી જતા ).

રાત અને દહાડો એક સરખી રીતે મેં લડાઈ કીધી છે–અને હમેશાં હું બુઢાપાથી બીહતો રહયો છું.

જવાનીના દહાડામાં બન્ને પગના કઉવતથી–હું ફુંકતા પવનની મિસાલ કૂદતો હતો. [૧૨૯]

હવે પેહલવાની પીઠ વાંકી થઈ ( છે )–કાબુલી ખંજર (પકડવાની ) બી મને શક્તિ નથી.

તો પણ હું ખોદાના શુકરાના ( કરૂં છું ) કે આ જડથી એક સારી મુબારક ડાળી ઉગી નીકળી છે.

જે પોતાનું માથું આસ્માન સુધી પુગાડશે–અને મર્દીમાં પણ તમો જોશો કે કેવો થાય છે ?

હવે રૂસ્તમ સીધાં સરોવરની મિસાલનો થયો છે–તેને મોટાઈનું તાજ ઘટે છે.

તેને ( માટે ) એક જોરાવર ઘોડો જોઇયે છે–આ અરબી ઘોડાઓમાથી કોઈ ચાલે તેમ નથી.

હું એક હાથીને તનનો ઘોડો શોધું છું–જે જગોએ ( ઘોડાનાં ) ટોળાં છે ત્યાંથી મંગાઉ છું.

હું આ વાત રૂસ્તમને કહીશ–અને પૂછીશ કે તું એ બાબદમાં એક મત થાય છે,

અને ખરાં દિલથી કબૂલ કરે છે કે ઝાદશમનાં તોખ્મ ઉપર તું કીનો લેશે ?"

ઇરાન શેહેરનાં સઘળાં ( લોકો ) તેના બોલવાથી–ખુશી ( ભરેલાં ) દિલનાં અને ખીલેલા ચેહેરાનાં થયાં.

દરેક તરફ દોડનારી સાંઢણી દોડાવી–અને જંગી સવારોને હથિયાર આપ્યાં. [૧૩૦]

( ઝાલે ) રૂસ્તમને કહયું ( કે ) " ઓ હાથીનું શરીર ધરાવનારા !– લમ્બાઈમાં બધા કરતાં તું એક માથાં પુર ઊંચો છે.

એક મુશ્કેલ કામ આવી પડયું છે–કે જેથી ખાબ, આરામ અને ખુશી ઘટી જશે.

ઓ બેટા ! હજુ તારો લડાઈ કરવાનો વખત નથી આવ્યો–પણ શું કરૂં આ ખુશીનો વખત નથી.

હજુ તારા મોઢાંમાંથી દૂધનો વાસ આવે છે–હજુ તારો લાડ કરવા અને ખુશી કરવાનો વખત છે.

હું તને કેવી રીતે લડાઈનાં મયદાનમાં ધુસ્સા અને કીનાથી ભરેલા સિંહોની સામે મોકલું ?

હવે તું શું કહે છે, શું વિચારે છે ( અને ) શું જવાબ આપે છે ?– ભલાઈ અને બુઝોર્ગી તારા સાથી હોજો !"

રૂસ્તમે તેને જવાબ આપ્યો–કે " ઓ ખાન્દાની નામાકિત સરદાર !

જે બહાદુરી મેં ઝાહેરમાં બતાવી છે તે કદાચ તું ભૂલી ગયો છે.

સેપંદ પહાડ અને મસ્ત હાથીની ( વાત )થી–હું ધારૂં છું કે પેહલવાન વાકેફ હશે.

અગર હું હમણા પશંગના છોકરાથી બીહું–તો દુન્યામાં મારૂં નામ રહે નહીં. [૧૩૧]

આ લડાઈ કરવા અને વળગી પડવાનોજ વખત છે–નહીં કે શર્મ કરવા અને નાસી જવાનો.

ભયંકર સિંહને પછાડવા, લડાઈની પુઠે લાગવા, કીર્તિ મેળવવા અને લડાઈ કરવાથીજ મર્દનું નામ થાય છે.

ઝનાન્‌રા અઝાન્ નામ નાયદ બલન્દ
કે પયવસ્તહ્‌ દરૂ ખુરૂદનો ખોફ્તનન્દ
બદ્દ ગોફ્‌ત ઝાલ્ અય દેલીરે જવાન્
સરે નામ્‌દારાનો પોશ્તે ગવાન્
ઝે ફૂહે સેપન્દા ઝે પીલે સફીદ
સોરૂદીઓ દાદી દેલમરા નવીદ
હમાના કે આન્ રઝ્‌મ આસાન્ બુદી
દેલમ ઝાન્ સખુન્ કય હેરાસાન્ બુદી
વલીકેન્ ઝે કેર્દારે અફ્રાસેયાબ્
શબે તીરહ્‌ ર્ફ્‌તન્ નેયારમ બખાબ્
ચેગૂનહ્‌ ફેરેસ્તમ તોરા પીશે ઊય
કે શાહે દેલીરસ્તો પર્ખાશજૂય
તોરા કારે બઝ્‌મસ્તો આવાએ રૂદ
કશીદન્ મયો પહુલવાની સોરૂદ
૧૩૨ ન હન્ગામે રઝ્‌મસ્તો નન્ગો નબરૂદ
બરાવરૂદન્ અઝ્ ખાક્ બરૂ માહ્ ગરૂદ
ચુનીન્ ગોફ્‌ત રોસ્તમ બદસ્તાને સામ
કે મન્ નીસ્તમ મરૂદે આરામો જામ
ચુનીન્ યાલો ઈન્ ચન્ગહાએ દરાઝ
ન વાલા બુવદ પર્વરીદન્ બનાઝ
અગરૂ દશ્તે કીનસ્તો ગરૂ જન્ગે સખ્ત
બુવદ યારૂ યઝદાનો પીરૂઝબખ્ત
હરાન્‌ગહ્‌ કે ચાચી બઝેહ્‌ દરૂકશમ
સેતારહ્‌ ફેરૂરીઝદ અઝ્ તરૂકશમ
બબીની કે દરૂ જન્ગ્ મન્ ચૂન શવમ
ચુ અન્દરૂ સફે રીઝેશે ખૂન્ શવમ
યકી અબ્રૂ દારમ બચન્ગ્ અન્દરૂન્
કે હમરન્ગે આબસ્તો બારાન્‌શ ખૂન્
હમી આતેશ અફ્રૂઝદ અઝ્ ગઉહરશ
હમી મઘ્ઝે પીલાન્ બેસાયદ સરશ
હરાન્‌ગહ્‌ કે જઉશન્ બબરૂ દરૂકશમ
ઝમાનહ્‌ બરૂઆરદ સરઝ્ તરૂકશમ
હરાન્ બારહ્‌ કૂ ઝખ્મે ગૂપાલે મન્
બેતાબદ બરો બાઝુઓ યાલે મન્
૧૩૩ નતર્સદ ઝે અરૂશદતો મન્જનીક્
નેગહ્‌બાન્ નબાયદ વરા જાસલીક્
યકી બારહ્‌ બાયદ ચુ કૂહે બલન્દ
ચુનાન્ ચૂન્ મન્ આરમ બખમ્મે કમન્દ
કે ઝૂરે મરા તાબ્ દારદ બજન્ગ્
શેતાબશ નબાશદ બજાએ દેરન્ગ્
ચુ સરૂ પીશ દારદ સનાનમ બજન્ગ્
બગીરદ ઝે ખૂનશ દેલે સન્ગ્ રન્ગ્
યકી ગોરૂઝ ખાહમ ચુ યક્ લખ્ત કૂહ્
ગરૂ આયદ ઝે તૂરાન્ બપીશમ ગોરૂહ્
સરાન્‌શાન્ બેકૂબમ બદાન્ ગોરૂઝ બરૂ
નેયાયદ બરમ હીચ પર્ખાશખરૂ
શેકસ્તહ્‌ કુનમ મન્ બદ્દ પોશ્તે પીલ
ઝે ખૂન્ રૂદ રાનમ ચુ દર્યાએ નીલ

ઓરતોનાં નામ એથીજ પ્રખ્યાત નથી થતાં-કે તેઓનું કામ ખાવું અને સૂવું એજ છે.”

ઝાલે તેને કહ્યું (કે) “ઓ બહાદુર જવાન, નામદારોના સરદાર અને પેહલવાનોના મદદગાર!

સેપંદ પહાડ અને સફેદ હાથી બાબેની-વધાઈ આપી તેં મારૂં દિલ ખુશ કીધું છે.

પણ તે લડાઈ સેહલી હતી, તે વાતથી હું બીહતો ન હતો.

પણ અફ્રાસિયાબના કાવા દાવાથી, મને રાતે ઊંઘ પણ આવતી નથી.

હું તને તેની સાંમે કેમ મોકલું?-કારણકે તે શાહ બહાદુર અને લડાયક છે.

તારો વખત ખુશાહાલીની મજલેસ અને ગાયન સાંભળવાનો-(તેમજ) શરાબ પીવાનો અને પેહલવાનોની કીર્તિ સાંભળવાનો છે.

અને નહીં કે લડાઇ, નામોશી અને ઝઘડાનો-અથવા ઝમીન ઉપરની ધૂળ માહતાબ સૂધી પુગાડવાનો.”

રૂસ્તમે સામના દસ્તાનને કહ્યું-કે “હું અયાશી અને છાંટા પાણીથી ખુશ થનારો નથી.

એવી ગર્દન અને આવા મઝ્‌બૂત હાથોને-લાડમાંજ ઉછેરવા એ વાજબી નથી.

લડાઈનું મયદાન હોય કે સખ્ત લડાઈ હોય તો શું થયું?-ખોદા અને બુલંદ નસીબ મારા મદદગાર છે.

જે વખતે કે હું ચાચી (કમાન)નો ચીલ્લો ખેંચું,-તે વખતે મારા તીરની કોથલીથી સેતારા નીચે પડે (છે).

તું જોશે કે લડાઈમાં હું કેવી રીતે જાઉં છું-જ્યાં લોહી વહેતું હોય તે સફમાં હું કેવી રીતે ધસું છું?

હું હાથમાં એક વાદળ (શમ્શીર) લઇને જઈશ-કે જે રંગે પાણી જેવી છે પણ લોહી વરસાવે છે.

તેના ગોહરથી આતશ નીકળે છે-તેની નોક હાથીઓનાં મસ્તક કચડી નાખે છે.

જ્યારે કે હું બખ્તર પેહેરૂં-ત્યારે મારા તીરના ભાથરાથી દુન્યામાં ધરતીકમ્પ થઈ રહે.

જે ઘોડો કે મારા ગોર્ઝના ફટકા, મારી છાતી, બાઝૂ અને ગર્દનના, ધક્કા ખમી શકે,

જે ઘોડો લડાયક ગાડાંઓ અને હથિયારોથી બીહે નહીં-જેને કોઇ હુશ્યાર મર્દની નેગેહબાનીની ઝરૂર હોય નહીં,

તેવો એક બુલંદ પહાડની મિસાલનો ઘોડો જોઇયે છે-જેને હું પોતાની કમંદે કરી પકડી શકું.

જે લડાઇ વખતે મારાં ઝોરની સામે ટકી શકે-અને ઉભો રહેવાની જગાએ તેઝી નહીં કરે.

જ્યારે હું મારો ભાલો લડાઇમાં ફેરવું-ત્યારે તેનાં લોહીથી પત્થરનું દિલ પણ રંગ પકડે છે.

વળી હું પહાડના ટુકડાની મિસાલનો એક ગોર્ઝ ચાહું છું, (કે) અગર તૂરાનીઓ મારી નઝદીક આવે,

તો તે ગોઝથી હું તેઓનાં માથાં ફેંકું, (કે જેથી) કોઈ પણ લડાઈ કરવા મારી નઝદીક આવે નહીં.

હું તેનાથી હાથીની પીઠ તોડી નાખું, (અને) નીલ નદી મિસાલ લોહીની નદી વહેતી કરૂં.

ચકી દરૂઅ ખાહમ ઝે બબ્રેબેયાન્
કે અઝ્ આબો આતેશ નબાશદ ઝેયાન્
ન તીરો ન નીઝહ્ ગોઝારૂ આયદશ
બરૂ હીચ ઝખ્મી ન કારૂ આયદશ
બઆવરૂદ રઝ્મી કુનમ બીસેપાહ્
કે ખૂન્ બારદ અઝ્ અબ્રૂ આવરૂદગાહ્
નબાશદ ખદન્ગે મરા પાએદારૂ
કુજા ઝાહની કરૂદહ્ બાશદ ગોઝારૂ
કુનમ રૂએ કેશ્વરૂ હમહ્ બીસેપાહ્
સનાનમ ગુઝરૂ ગીરદ અઝ્ ચરૂખ માહ્
હમહ્ શાહો રસ્મે પલન્ગ્ આવરમ
સરે સરૂકશાન્ ઝીરે ચન્ગ્ આવરમ
ચુનાન્ શુદ ઝે ગોફૂતારે ઊ પહ્લવાન્
કે ગૂઈ બરૂઅફૂશાન્દ ખાહદ રવાન્
બપાસોખ ચુનીન્ ગોફૂત દસ્તાને સામ
કે અય સીરૂ ગશ્તહ્ ઝે આરામો જામ
બેયારમ બરત ગોર્ઝે સામે સવારૂ
કે દારમ ઝે વય દરૂ જહાન્ યાદગારૂ
ફેકન્દી બદાન્ ગોરૂઝ પીલે ઝેયાન્
કે જાવીદ બાદી અયા પહ્લવાન્
બેફરૂમૂદ તા ગોરૂઝે સામે સવારૂ
કે કર્દી બમાઝન્દરાન્ કારૂઝારૂ
બેયારીદ ઝી પહ્લવે નામદારૂ
બદાન્ તા ઝે દુશ્મન્ બરૂઆરદ દમારૂ
ઝે ગર્શાસ્પે યલ્ માન્દહ્ બુદ યાદગારૂ
પેદરૂ તા પેદરૂ તા બસામે સવારૂ
તહમ્તન્ ચુ ગોરૂઝે નેયારા બેદીદ
દો લબ્ કરૂદ ખન્દાનો શાદી ગુઝીદ
ચકી આફ્રીન્ ખાન્દ બરૂ ઝાલેઝરૂ
કે અય પહ્લવાને જહાન્ સરૂબસરૂ
ચકી અસ્પ ખાહમ કુજા ગોરૂઝે મન્
કશદ તા ચુનીન્ ફરૂરહો બોરૂઝે મન્
સેપહ્બુદ ઝે ગોફૂતારે ઊ ખીરહ્ માન્દ
બદ્ હરૂ ઝમાન્ નામે યઝ્દાન્ બેખાન્દ

હું એક *બબ્રેબેયાનનું બખ્તર ચાહું છું, કે જેને પાણી કે આતશથી નુકસાન પુગે નહીં.

તેની ( અંદર ) તીર અને નેઝો પસાર થઈ શકે નહીં, ( અને ) તે ઉપર કોઇ પણ ઝખ્મ પહોંચી શકે નહીં.

લડાઈગાહમાં લશ્કર વના હું એવી લડાઈ કરીશ-કે જેથી લડાઈનાં મયદાનમાં વાદળથી લોહી વરસશે.

લોઢાંમાંથી પસાર થઇ જનાર મારા તીરની સામો કોઈ ટકી શકશે નહીં. ૧૩૪

હું સઘલા મુલકને લશ્કર વગરનું કરી નાખીશ-મારો ભાલો ફરતા માહતાબમાંથી પસાર થઇ જશે.

ચિત્તાની મિસાલે હું લડાઈ કરીશ-( અને ) મધરૂરોનાં માથાં નીચાં પાડીશ."

પેહલવાન ( ઝાલ ) તેની વાતથી એટલો ખુશી થઇ ગયો-કે જાણે હમના પોતાનો જીવ અર્પણ કરી દેશે.

સામના દસ્તાને જવાબ આપ્યો-કે "ઓ જામ અને આરામથી ધરાયલા !

હું તારી આગળ સામે સવારનો ગોર્ઝ લાઉ છું-કે જે મારી પાસે તેની યાદગારી તરીકે રહયો છે.

જે ગોર્ઝથી તેં મસ્ત હાથીને માર્યો હતો-ઓ પેહલવાન ! હમેશે તું જીવતો રહેજે."

તેણે હોકમ કીધો કે "સામે સવારનો ગોર્ઝ-કે ( જેનાંથી ) માઝન્દરાનમાં લડાઇ કરી હતી,

તે નામદાર પેહલવાનની આગળ લાવો-કે જેથી દુશ્મનનું મગજ બાહેર કાઢે."

તે ( ગોર્ઝ ) પેહલવાન કેરશાસ્પથી પેઢી દર પેઢી સામે સવાર સુધી યાદગાર રહેલો છે.

જ્યારે તેહમ્તને બપાવાનો ગોર્ઝ જોયો-ત્યારે તેણે બન્ને હોઠ હસ્તા કીધા અને ખુશ થયો. ૧૩૫

તેણે ઝાલેઝર ઉપર દુઆ કીધી-કે "ઓ તમામ દુન્યાના પેહલવાન !

હું એક ઘોડો ચાહું છું કે જે મારા એવી રીતના ઝલકાટ અને દબદબા સાથ મારા ગોર્ઝનો પણ બોજો ઊચકી શકે."

સરદાર ( ઝાલ ) તેના બોલવાથી વિચારમાં પડયો-ખોદાની મેહરબાની તેના ઉપર ઉતરો એમ વારમ્વાર દુવા માંગતો હતો.

---

* આ બબ્રેબેયાન માટે કહે છે કે તે જેહાનપેહલવાન રૂસ્તમે "બબ્ર" નામનું જાનવર કે જે સિંહને મળતું બલ્કે સિંહથી પણ વધુ ઝોરાવર અને ઘણુંજ ભયંકર હોય છે તેને મારીને તેનું ચામડું કાઢી પોતે પેહેરવા માટે બખ્તર બનાવ્યું હતું, કે જેવું બખ્તર કોઇ પણ પેહલવાનનું હતું નહીં. આ ચામડાંની બનાવટનાં બખ્તર ઉપર કોઈ પણ જાતનો ઝખ્મ લાગતો હતો નહીં એવું તે મઝબૂત હતું. આ "બબ્ર" જાનવર સાથની રૂસ્તમની લડાઇનું રસીલું બેયાન "બાનૂગોશસ્પ નામા"માં આવેલું છે, કે જે નામુ રૂસ્તમની બેટી બાનૂગોશસ્પની બહાદુરીના વર્ણનથી ભરેલું છે.

# ગેરેફ્તને રોસ્તમ્ રખ્શ્રા વ લશ્કર્ કશીદન્ બજન્ગે અફ્રાસેયાબ્.

ગલહ્ હર્ ચે બૂદશ બઝાબુલસેતાન્
બેયાવરૂદ્ બહુરી ઝે કાબુલસેતાન્
હમહ્ પીશે રોસ્તમ હમીરાન્દન્દ
બર્ દાઘે શાહી હમીખાન્દન્દ
હર્ અસ્પી કે રોસ્તમ કશીદશ બપીશ
બપોશતશ બેયકૂશાર્દી દસ્તે ખીશ
ઝે નીરૂએ ઊ પોશ્ત કર્દી બખમ
નેહાદી બરૂએઝમીન્ બર્ શેકમ
ચુનીન્ તા બેયામદ્ ચકાયકુ બતન્ગ્
ફ્સીલહ્ હમીરફ્ત અઝ્ રન્ગ્રન્ગ્
યકી માદેયાન્ તીઝ્ બુગ્ઝશ્ત ખેન્ગ્
બરશ ચૂન્ બરે શીરો ફૂતાહ્ લેન્ગ્
૧૩૬ દો ગૂશશ ચુ દૂ ખન્જરે આબ્દાર્
બરો ચાલ ફર્બેહ્ મેયાનશ નેઝાર્
યકી કુરરહ્ અઝ્ પસ બબાલાએ ઊય
સુરીનો બરશ હમ બપહ્નાએ ઊય
સેયહ્ચશ્મો બૂર્ અબ્રશો ગાવ્દુમ
સેયહ્ ખાયહો તુન્દો પૂલાદ્ સુમ
તનશ પુર્ નેગાર્ અઝ્ કરાન્ તા કરાન્
ચુ દાઘે ગુલે સુર્ખ બર્ ઝઅફ્રાન્
ચે બર્ આબ્ બૂદી ચે બર્ ખુશ્કૂ રાહ્
બરૂઝ્ અઝ્ ખુર્ અફ્ઝૂન્ બુદો શબ્ ઝે માહ્
પયે મૂર્ચેહ્ બર્ પલાસે સેયાહ્
શબે તીરહ્ દીદી દો ફર્સન્ગ્ રાહ્
બનીરૂએ પીલો બબાલા હયૂન્
બઝહ્રહ્ ચુ શીરો કોહે બીસુતૂન્
ચુ રોસ્તમ બદાન્ માદેયાન્ બેન્ગરીદ્
મરાન્ કુરરએ પીલતન્રા બેદીદ્
કમન્દે કયાની હમીદાદ્ ખમ
કે આન્ કુરરહ્રા બાઝ્ ગીરદ્ ઝે રમ
બરોરતમ ચુનીન્ ગોફ્ત ચૂપાને પીર્
કે અય મેહ્તર્ અસ્પે કસાન્રા મગીર્
૧૩૭ બેપુર્સીદ્ રોરતમ કે ઈન્ અસ્પે કીસ્ત
કે અઝ્ દાઘ રૂએ દો રાનશ તેહીસ્ત
ચુનીન્ દાદ્ પાસોખ કે દાઘશ મજૂય
કઝીન્ હસ્ત હર્ગૂનઈ ગોફ્તગૂય
હમી રખ્શ ખાનીમો બૂર્ અબ્રશસ્ત
બખૂબી ચુ આબો બરન્ગ્ આતશસ્ત
ખોદાવન્દે ઈન્રા નદાનીમ કસ
હમી રખ્શે રોસ્તમશ ખાનીમો બસ
સે સાલસ્ત ઈન્ તા બઝીન્ આમદહ્સ્ત
બચશ્મે બુઝોર્ગાન્ ગઝીન્ આમદહ્સ્ત

# રૂસ્તમનું "રખ્શ"ને પકડવું અને અફ્રાસિયાબની લડાઈ માટે લશ્કર લઈ જવું.

જેટલા ઘોડાનાં ટોળાં ઝાબુલમાં અને કેટલાંક કાબુલમાં હતાં તે બધાં મંગાવ્યાં.

તે બધા રૂસ્તમને દેખાડયા–જે પાદશાહી છાપવાળા હતા તે બધા માટે બોલતા ગયા ( કે આ પાદશાહી છાપવાળો છે ).

જે ઘોડો કે રૂસ્તમ પોતાની પાસે લઈ–તેની પીઠ ઉપર પોતાનો હાથ ફેરવતો,

તેની પીઠ તેના કૌવતથી વાંકી વળી જતી–અને તેનું પેટ ઝમીન સાથે લાગી જતું હતું.

એમ કરતાં કરતાં તે કંટાળી ગયો–( અને ) તરેહ તરેહનાં ટોળાં પસાર થતાં ગયાં.

એક ભૂરા રંગની તેઝ ચાલની ઘોડી પસાર થઈ–તેની છાતી સિંહની મિસાલની અને પગ નાના હતા.

તેના બન્ને કાનો બે તીક્ષ્ણ ખંજરની મિસાલના–તેની છાતી અને ગર્દન ભરેલી અને કમર પતલી ( હતી ).

( તેની ) પછાડી એક વછેરો તેના જેટલોજ ઊંચો ( હતો )–જેની છાતી અને કુલાંબી તેનીજ પોહોલાઈનાં ( હતા ).

કાળી આંખવાળો ભૂરા કાબરચિત્રા રંગનો અને વાંકી પૂછડીનો–ઝોરાવર ખાસીયતનો, તુંન્દી ભરેલો અને પોલાદી ખડીનો,

એક છેડેથી બીજે છેડે સૂધી તેનું આખું શરીર સુંદર અને બુટ્ટાવાળું–જાણે કેસરની ભોંય ઉપર કોઇએ લાલ ફૂલ બિછાવ્યાં હોય.

શું પાણી ઉપર કે શું ઝમીન ઉપર (સરખીજ ચાલનો) હતો ( યાને અચ્છો તરનાર હતો). દિવસમાં તે સૂર્યથી અને રાત્રે ચંદ્રથી વધારે પ્રકાશતો હતો.

તે સીઆહ રાતે બે ફર્સંગને છેટેથી કાળી સકલાત ઉપર કીડીનો પગ જોઈ શકતો હતો.

તે કૌવતમાં હાથી અને ઊંચાઈમાં સાંઢણી જેવો હતો–બહાદુરીમાં સિંહ અને ( ગોયા ) ઝબરદસ્ત પહાડ હતો.

જ્યારે રૂસ્તમે તે ઘોડીને જોઈ–( તેમજ ) પેલા હાથી જેવા વછેરાને જોયો,

ત્યારે તેણે કયાની કમંદને વાંક આપ્યો–કે જેથી તે વછેરાને દોડતો અટકાવે.

ત્યારે એક બુઢ્ઢા ચરવાહારે રૂસ્તમને કહ્યું–કે "ઓ સરદાર! મેહરબાની કરી કોઈના ઘોડા ઉપર હાથ ના નાખ."

રૂસ્તમે તેને પૂછ્યું કે "આ ઘોડો કોણનો છે?–કારણકે તેની જાંગ ઉપર છાપ નથી દેખાતી."

તેણે જવાબ આપ્યો કે "તું એના ઉપરનો છાપ શું શોધે છે–એને માટે તો કંઇક બોલાય છે.

અમો એને "રખ્શ" કહિયે છિયે અને તે ભૂરા કાબરચિત્રા રંગનો છે–એ ખૂબીમાં પાણીના રેલા જેવો અને આતશના પ્રકાશ જેવો છે.

એનો માલેક કોણ થશે તે અમો જાણતા નથી–અમો તો એને બસ 'રૂસ્તમનો રખ્શ' કહિયે છિયે.

એને ઝીનમાં નાખ્યાને હાલ ત્રણ વર્ષ થયાં છે–બધા સરદારોની આંખમાં ખૂંચી બેઠો છે.

ચુ માદરૂશ બીનદ કમન્દે સવારૂ
ચુ શીરૂ અન્દરૂ આયદ કુનદ કાર્ઝારૂ
નદાનીમ અય પહ્લવાને જેહાન્
કે રાઝસ્ત બા ઈન્ હમન્દરૂ નેહાન્
બેપર્હીઝ તૂ અય હોશીવારૂ મરૂદ
બગેરૂદે ચુનીન્ અઝ્દહા બરૂમગરૂદ
કે ઈન્ માદેયાન્ ચૂન્ દરૂઆયદ બજન્ગ્
બેદરૂરદ દેલે શીરો ચર્મે પલન્ગ્
ચુ બેશ્નીદ રોસ્તમ બદાન્સાન્ સુખન્
બેદાનેસ્ત ગોફ્તારે મરૂદે કોહન્
બેયન્દાખ્ત રોસ્તમ કયાની કમન્દ
સરે અબ્રશ આવરૂદ નાગહ બબન્દ
બેયામદ ચુ શીરે ઝેયાન્ માદરશ
હમીખાસ્ત કન્દન્ બદન્દાન્ સરશ
બેઘુરૂરીદ રોસ્તમ ચુ શીરે ઝેયાન્
ઝે આવાઝે ઊ ખીરહ શુદ માદેયાન્
યકી મોશ્ત ઝદ બરૂ સરો ગરૂદનશ
બખાક અન્દરૂ ઓફ્તાદ લર્ઝાન તનશ
સરાસીમહ ચૂન બાદ બરૂ ગશ્ત અઝૂય
બસૂએ ગલહ તીઝ બેન્હાદ રૂય
બેયફ્શુરૂદ રાન્ રોસ્તમે ઝૂરૂમન્દ
બરૂ તન્ગ્તરૂ કરૂદ ઝખ્મે કમન્દ
બેયાઝીદ ચન્ગાલ કરૂદહ બઝૂરૂ
બેયફ્શુરૂદ યકૂ દસ્ત બરૂ પોશ્તે બૂરૂ
નકરૂદ ઈય્ પોશ્ત અઝ ફશુરૂદન તેહી
તો ગોફ્તી નદારદ હમી આગેહી
બદેલ ગોફ્ત કીન્ બરૂનેશસ્તે મનસ્ત
કુનૂન્ કારૂ કરૂદન્ બદસ્તે મનસ્ત
બરામદ ચુ બાદે દમાન અઝ બરશ
બેશુદ તીઝ ગુલરન્ગ્ ઝીરૂ અન્દરશ
ઝે ચૂપાન્ બેપુર્સીદ કીન્ અઝ્દહા
બયન્દસ્તો ઈન્રા કે દાનદ બહા
ચુનીન્ દાદ પાસોખ કે ગરૂ રોસ્તમી
બરૂ રાસ્ત કુન રૂય ઈરાન્ ઝમી
મરીન્રા બરો બૂમે ઈરાન્ બહાસ્ત
બરીન્ બરૂ તો ખાહી જહાન્ કરૂદ રાસ્ત
લબે રોસ્તમ અઝ ખન્દહ શુદ ચૂન બુસદ
ચુનીન્ ગોફ્ત નીકી ઝે યઝ્દાન્ સઝદ
બઝીન્ અન્દરૂ આવરૂદ ગુલરન્ગ્રા
સરશ ગરૂમ શુદ કીનહો જન્ગ્રા
કુશાદહ ઝનખ કરૂદશો તીઝતગ્
બેદીદશ કે દારદ દેલો ઝૂરો રગ્
કશદ જઉશનો ખૂદો ગૂપાલે ઊય
તને પીલ દારદ બરો યાલે ઊય
ચુ ઝીન્સાન્ બયન્ગ્ આમદશ બારગી
દેલ અઝ ગમ બેપર્દાખ્ત યકબારગી
ચુનાન્ ઝક્ત આમદ કે દરૂ શબ્ સેપન્દ
હમીસૂખ્તન્દશ ઝે બહરે ગઝન્દ
બરો રાસ્ત ગોફ્તી કે જાદૂ શુદસ્ત
બઆવરૂદ તા જેન્દહ આદ શુદસ્ત

પણ જેવી એની મા સવારની કમંદ જોય છે-તેવીજ સિંહની મિસાલ સામી થાય છે.

એ જેહાન પેહલવાન! એનો શું ભેદ છે તે અમો જાણતા નથી.

તું એક ડાહયા માણસની પખે એનાથી દૂર રહે-(અને) એવી રીતનાં અઝદહાની સામે ના થા.

કારણકે જ્યારે આ ઘોડી લડવા ઉપર આવે છે-ત્યારે સિંહનું દિલ અને ચિત્તાનું ચામડું ચીરી નાખે છે."

જ્યારે રૂસ્તમે આ વાત સાંભળી-ત્યારે તે બુઢ્ઢા મર્દની વાત જાણી ગયો.

૧૩૪ રૂસ્તમે પાદશાહી કમંદ ફેંકી-અને એકદમ પેલા ભૂરા વછેરાને ફસાવી દીધો.

એવું જોઇ તેની મા મસ્ત સિંહની મિસાલ આવી-અને ચાહતી હતી કે રૂસ્તમનું માથું કરડી ખાય.

રૂસ્તમ મસ્ત સિંહની મિસાલ પોકાર્યો-તેના આવાઝથી ઘોડી ડરી ગઇ.

તેણે તેનાં સર અને ગર્દન ઉપર એક મુક્કી મારી-તેથી તે ધ્રુજતી ભોંય ઉપર પડી ગઈ.

તે ધભરાટમાં ને ગભરાટમાં ઉછલી ઉભી થઈ-અને તુરત પાછી ઘોડાનાં ટોળાં તરફ નાસી ગઈ.

ઝોરમંદ રૂસ્તમ હવે પગ ઠેરવી ઉભો થયો-અને રખ્શ ઉપરની કમંદને વધારે ખેંચી.

પછી પેહલવાને તેની પીઠ ઝોરથી ઠપકારી પોતાનો હાથ ઝોરથી ફેરવ્યો,

(પણ) તેણે એથી જરાબી પીઠ વાંકી કીધી નહીં-તેને મનસે જાણે કશું તુંજ નહીં.

(રૂસ્તમ) દિલમાં બોલ્યો કે "આ મારી સવારીને લાયક છે-હવે હું કાંઇ કરી શકીશ."

તે પવનની મિસાલ તેની ઉપર સવાર થયો-અને તે ગુલરંગ ઘોડો દોડવા લાગ્યો.

૧૩૫ તેણે ચરવાદારને પૂછયું કે "આ અઝદહાનું શું દામ છે અને એની કીમત કોણ કરી શકે છે?

તેણે જવાબ આપ્યો કે "જો તું રૂસ્તમ હોય-તો આ ઉપર સવાર થઈ ઇરાન ઝમીનને આબાદ કર.

આખુ ઈરાન એજ એની કીમત છે-એની સવારીથીજ તું દુન્યાને આબાદ કરશે."

રૂસ્તમના હોઠ હસવાથી પરવાળાંની મિસાલ થયા-તે બોલ્યો કે "નેકીજ યઝદાન તરફથી સઝાવાર છે."

તેણે ગુલરંગ ઘોડા ઉપર ઝીન કર્યું-અને કીનાનો ઈરાદો કીધો.

તેણે લગામ ઢીલી છોડી દઇને ઝોરમાં દોડાવી જોયું કે તેનામાં હિમ્મત, કૌવત અને તેઝી છે.

તેમજ વળી તે તેનાં બખ્તર, ફોલાદ અને ગોર્ઝનો ભાર ઊંચકી શકે છે, હાથી જેવું શરીર અને તેવીજ ગર્દન અને બાઝૂ ધરાવે છે.

જ્યારે તેના હાથમાં એવો ઘોડો આવ્યો-ત્યારે તે ઘણોજ ખુશ થયો.

એ રખ્શ તેને એટલો બધો તો વહાલો થઈ પડયો કે રાતને વખતે તેને નઝર નહીં લાગી જાય તે માટે તેની આસપાસ સિપંદ બાળતા હતા.

જાણે તેની ડાબી જમણી તરફ કાંઇ જાદુઇ ચાલતી હતી-લડાઇમાં તો તે જીવતું હરાજ હતું.

૧૪૦ ઝનખ નર્મો કફૂફ્અફ્ગનો દસ્તકશ
સુરીન્ ગેર્દો બીનાદેલો ગામખશ
દેલે ઝાલેઝર્ શુદ ચુ ખુર્રમ બહાર્
ઝે રખ્શે નવ્આયીનો ફર્રોખ સવાર્
દરે ગન્જ બોકુશાદો દીનાર્ દાદ
બર્ એમ્રૂઝો ફર્દા નેયામદ્શ યાદ
બેઝદ મોહ્રહ્ દર્ જામ બર્ પોશ્તે પીલ્
બઝ્ બર્શુદ આવાઝ્ તા ચન્દ મીલ્
બોર્ૂશીદને કૂસ બા કર્રનાય
હમાન્ ઝેન્ગહ્ પીલાનો હેન્દી દરાય
બરામદ ઝે ઝાબુલસેતાન્ રસ્તખીઝ્
ઝમીન્ મોર્દહ્રા બાન્ગ્ બર્ઝદ કે ખીઝ્
સેપાહી બરામદ ઝે ઝાબુલ બેરૂન્
ચુ શીરાન્ હમહ્ દસ્ત શોસ્તહ્ બખૂન્
બપીશ અન્દરૂન્ રોસ્તમે પહ્લવાન્
પસે પોશ્તે ઊ સાલ્ખુર્દહ્ ગવાન્
ચુનાન્ શુદ ઝે લશ્કર્ દરો દશ્તો રાઘ
કે બર્ સર્ નેયારસ્ત પર્રીદ ઝાઘ
તબીરહ્ ઝદન્દી હમી ચન્દ જાય
જહાન્રા ન સર્ બૂદ પયદા ન પાય
૧૪૧ બહન્ગામે બેશ્કુફહો ગુલ્સેતાન્
બેયાવર્દ લશ્કર્ ઝે ઝાબુલ્સેતાન્
ઝે ઝાલ્ આગહી યાફ્ત અફ્રાસેયાબ્
બર્આમદ ઝે આરામો અઝ્ ખુર્દો ખાબ્
બેયાવર્દ લશ્કર્ સોવી ખારે રય
બદાન્ મર્ઘઝારી કે બુદ આબો નય
વઝ્ ઈરાન્ દમાદમ બેયામદ સેપાહ્
ઝે રાહે બેયાબાન્ સોવી રઝ્મગાહ્
ઝે લશ્કર્ બલશ્કર્ દો ફર્સન્ગ્ માન્દ
સેપહ્બુદ જહાન્ દીદગાન્રા બેખાન્દ
બદીશાન્ ચુનીન્ ગોફ્ત કફ્રાસેયાબ્
બેયાવર્દ લશ્કર્ અઝીન્ રૂએ આબ્
મન્ ઈદર્ હમી લશ્કર્ આરાસ્તમ
બસી સર્વરીઓ મેહી ખાસ્તમ
પરાગન્દહ્ શુદ રાએ બીતખ્તે શાહ્
હમહ્ કાર બીરૂયો બીસર્ સેપાહ્
ચુ બર્ તખ્ત બેન્શસ્ત ફર્રોખન્દહ્ ઝવ
ઝે ગીતી યકી આફ્રીન્ ખાસ્ત નવ
કસી બાયદ અકૂનૂન્ ઝે તોખ્મે કયાન્
બતખ્તે કયી બર્ કમર્ બર્ મેયાન્
૧૪૨ શાહી કુ બઅઉરન્ગ્ દારદ ઝમી
કે બીસર્ નબાશદ તને આદમી
નેશાન્ દાદ મૂબદ બમા ફર્રોખાન્
યકી શાહ્ બા ફર્રો બખ્તે જવાન્
ઝે તોખ્મે ફરીદૂન્ યલે કયકોબાદ
કે બા ફર્રો બોર્ઝસ્તો બા રસ્મો દાદ

નર્મ મોઢાંનો, કફ નાખનારો, લગામ સમજનારો,-ગોળ કુલાનો ચાલાક અને સરખાં કદમ ભરનારો હતો.

નવી રીતના રખ્શ અને મુબારક સવારથી-ઝાલેઝરનું દિલ ખુશી ભરેલા બહારની મિસાલ થયું.

તેણે ખઝાનાનો દરવાઝો ખોલ્યો અને દીનાર બખ્શયા-તેણે આજ અને કાલનો વિચાર કર્યો નહીં.

હાથીની પીઠ ઉપર મૂકેલી જામમાં મોહરો નાખ્યો-જેનો આવાઝ કેટલાક માઈલ સુધી ગયો.

કરનાય સાથ નગારાંના તેમજ મસ્ત હાથી અને હિન્દી ઘંટના આવાઝથી,

ઝાબુલમાં જાણે કયામત આવી લાગી-ઝમીને મુવેલાંઓને પોકાર માર્યો કે "ઉઠો."

ઝાબુલથી એક લશ્કર રવાના થયું-( સઘળાઓએ ) સિંહની મિસાલ હાથ લોહીથી ધોયલા હતા.

તેની હરોલમાં પેહલવાન રૂસ્તમ-તેની પીઠ પછાડી બુઝોર્ગ પેહલવાનો ( હતા ).

લશ્કરથી જંગલ, મયદાન અને નાળાં એવાં ભરાઈ ગયાં-કે કાગડાને પણ ઉડવાની જગા રહી નહીં.

જગે જગે નગારાં વાગતાં-ગડબડથી બધી દુન્યા ભરાઇ ગઇ હતી.

ફૂલ ખીલવાને વખતે-ઝાલે ઝાબુલેસ્તાનથી લશ્કર ચલાવ્યું.

અફ્રાસિયાબને ઝાલની ખબર પડી-તેણે આરામ, ખાવું અને ખાબ છોડી દીધાં.

તે રયના ખારની તરફ લશ્કર લાવ્યો-જ્યાં લીલોતરીવાળાં મયદાનમાં પાણીના ચશ્મા હતા અને બરૂ ઉગેલાં હતાં.

અને ઈરાનથી (બી) બીઆબાનને રસ્તે થઇને લડાઈની જગો તરફ ઉપરા સાપરી લશ્કર આવ્યું.

જ્યારે ( આ ) લશ્કરથી ( પેલું ) લશ્કર બે ફર્સંગ દૂર રહ્યું-ત્યારે સરદાર ( ઝાલે ) બુઝોર્ગોને બોલાવ્યા.

તેણે તેઓને કહ્યું કે " અફ્રાસિયાબ-નદી ઉતરી આ તરફ આવ્યો છે.

મેં લશ્કરને અત્રે સઘળી સામગ્રી અને દરેક રીતે ફાયદો પુગે તેમ ગોઠવ્યું છે,

( પણ ) શાહ વિનાનાં તખ્તે અકલ વીખરાઈ ગઇ છે-લશ્કર સરદાર વગરનું અને સઘળું કામ ઘયર રીતનું ( થઇ પડ્યું છે ).

જ્યારે મુબારક ઝવ તખ્ત ઉપર બેઠો-ત્યારે નવી નવી કીર્તિ મળતી હતી.

હવે શાહી તોખ્મનો કોઇ જોઇયે છે-કે જે શાહી કમરબંદ બાંધી તખ્ત ઉપર બેસે.

એવો પાદશાહ કે જે મુલકને રીતસર રાખે-કારણકે માથાં વિનાનું માણસ હોતું નથી.

એક મૂબેદે અમો ભાગ્યશાળીઓને એક દબદબાવાળા અને ઉંચા નસીબના પાદશાહ માટે કહ્યું હતું.

તે ફરીદૂનની તોખ્મનો પેહલવાન કયકોબાદ-કે જે ઝળકાટ અને દબદબા સાથનો અને નીતિ અને ઈન્સાફ સાથનો છે."

## ફેરેસ્તાદને ઝાલ્ રોસ્તમ્રા બ અલ્બોરઝ્ કૂહ્ બઆવર્દને કયકોબાદ્ વ બાઝ્ આમદનશ્ બા ઊ.

બરોસ્તમ ચુનીન્ ગોફ્ત ફર્ખોન્દહ્ ઝાલ્ કે બરૂગીરૂ ગૂપાલો બેફ્રાઝ્ યાલ્ ગુઝીન્ કુન્ યકી લશ્કરી હમગોઝ્હ્ બેરવ્ તાઝેયાન્ તા બઅલ્બોરુઝ્ કૂહ્ અબરૂ કયકોબાદ્ આફ્રીન્ કુન્ યકી મકુન્ પીશે ઊ બરૂ દેરન્ગ્ અન્દકી બદૂ હફ્તહ્ બાયદ્ કે ઈદરૂ બવી ગહો બીગહ્ અઝ્ તાખ્તન્ નઘ્નવી બેગૂઈ કે લશ્કરૂ તોરા ખાસ્તન્દ્ હમી તખ્તે શાહી બેપીરાસ્તન્દ્ કે દરૂખુરૂદે તાજે કયાન્ જોઝ્ તો કસ નબીનીમ શાહા તો ફર્યાદ્રસ ચુ ઝાલેઝરૂ ઈન્ દાસ્તાન્હા બેગોફ્ત તહ્મ્તન્ ઝમીન્રા બમેઝ્ગાન્ બેરોફ્ત બરખ્શ અન્દરૂ આમદ્ હમાન્ગાહ્ શાદ્ બેયામદ્ ગોરાઝાન્ બરે કયકોબાદ્ ઝે તોર્કાન્ બસી બુદ્ તલાયહ્ બરાહ્ રસીદ્ અન્દરૂ ઈશાન્ યલે સફ્પનાહ્ બરૂઆવીખ્ત બા નામદારાન્ બજન્ગ્ યકી ગોર્ઝએ ગાવ પયકરૂ બચન્ગ્ યકી હમ્લહ્ આવરૂદ્ રોસ્તમ ચુ કૂહ્ બતન્હા તને ખીશતન્ બીગોઝ્હ્ બયકૂ હમ્લહ્ અઝ્ જાએ બરૂકન્દ્ શાન્ પરાગન્દો અઝ્ હમ દરૂઅફૂગન્દ્ શાન્ બહરૂ સૂ કે તાઝાન્ શુદી જન્ગ્જૂય રવાન્ ગશ્તી અઝ્ ખૂન્ દરાન્ જન્ગ્જૂય ફેરાવાન્ ઝે તૂરાનેયાન્ કશ્તહ્ શુદ્ બસરૂ બરૂ સેપહ્રે યલાન્ ગશ્તહ્ શુદ્ દેલીરાને તૂરાન્ બરૂઆવીખ્તન્દ્ સરન્જામ અઝ્ રઝ્મ બુગ્રીખ્તન્દ્ નેહાદન્દ્ સરૂ સૂએ અફ્રાસેયાબ્ હમહ્ દેલ પુરઝ્ ખૂનો દીદહ્ પુરાબ્ બેગોફ્તન્દ્ ઊરા હમહ્ બીરો કમ સેપહ્ બુદ્ શુદ્ અઝ્ કારે ઈશાન્ દેઝમ બેફરમૂદ્ તા નઝ્દે ઊ શુદ્ કલૂન્ ઝે તોર્કાન્ દેલીરી ગવી પુરૂ ફુસૂન્ બદ્ ગોફ્ત બુગ્ઝીન્ ઝે લશ્કરૂ સવારૂ વઝ્ ઈદરૂ બેરવ તા દરે શહ્રૂયારૂ દેલીરો ખેરદ્મન્દો હોશયારૂ બાશ બપાસ્ અન્દરૂન્ સખ્ત બીદારૂ બાશ કે ઈરાનેયાન્ મરૂદુમે રીમનન્દ્ હમી નાગહાન્ બરૂ તલાયહ્ ઝનન્દ્

## ઝાલનું રૂસ્તમને અલ્બોર્ઝ પહાડ ઉપર કયકોબાદને લાવવા માટે મોકલવું અને તેનું તેની સાથ પાછું આવવું.

મુબારક ઝાલે રૂસ્તમને કહ્યું–કે "તું ઊઠ અને ગોર્ઝ ઊંચક.

સાથે જનારૂં એક લશ્કર પસંદ કરી કાઢ–( અને ) દોડતો અલ્બોર્ઝ પહાડ ઉપર જા,

અને કયકોબાદ આગળ નમન કર–( પણ ) ત્યાં જરાપણ વાર ના લગાડતો.

બે અઠવાડિયામાં તારે અત્રે પાછું આવવું જોઇયે–તારે સૂવું નહીં પણ ઉતાવળે કે અવવારે ચાલ્યાજ કરવું.

તું કહેજે કે લશ્કર તારી વાટ જુવે છે–તેઓએ પાદશાહી તખ્ત સણગારી તૈયાર કીધું છે.

કારણકે તારા સિવાય અમો કોઇને પણ શાહી તાજને લાયકનો જોતા નથી માટે ઓ શાહ ! તું હમારી મદદે આવ."

જ્યારે ઝાલેઝરે આ વાતો કહી–ત્યારે તેહમ્તને તેને નમન કર્યું,

અને તુરતજ ખુશી(થી) રખ્શ ઉપર બેઠો–( અને ) દોડતો કયકોબાદની નઝદીક આવ્યો. ૧૪૩

રસ્તામાં તુર્કીઓના ઘણાક તલાયા હતા–તેઓમાં આ લશ્કરનો નેગહબાન ઘુસી ચાલ્યો,

અને હાથમાં એક ગાયની સૂરતનો ગોર્ઝ લઈ–તે લોકો સાથે લડવા લાગ્યો.

રૂસ્તમ એખલો કસાપણ લશ્કર વના તેઓની ઉપર પહાડની પખે જઇ પડયો.

તેણે એક હમ્લામાં તેઓને જગોથી ઉખેડી નાખ્યા–તેઓ પડી ગયા અને વીખરાઈ પણ ગયા.

જે તરફ કે તે જંગજોય દોડતો–ત્યાં તે લડાઈમાં લોહીની નદી જારી કરતો.

તૂરાનીઓમાંથી પુષ્કળ માર્યા ગયા–તે પેહલવાનોનો બરગશ્તે દહાડો બેઠો.

તૂરાનના દેલીરો લડયા–પણ શેવટે લડાઈમાંથી નાસી ગયા.

સઘળા તૂટેલે દિલે અને આંખ પાણીભરેલી લઇને અફ્રાસિયાબ તરફ ગયા.

તેઓએ તેને સઘળું વધતું ઓછું કહ્યું–સરદાર ( અફ્રાસિયાબ ) તેઓની હાલતથી ધમભરેલો થયો.

તેણે હોકમ કીધો જેથી એક બહાદુર યુક્તિભરેલો પેહલવાન કલૂન તેની નઝદીક આવ્યો. ૧૪૪

તેણે કહ્યું કે "તું લશ્કરમાંથી સવાર ચુંટી લઇને–અહીંથી પાદશાહના મેહલ સૂધી જા.

સાવધ, ડહાપણવાળો અને બહાદુર રહેજે–અને ઘણીજ હુશ્યારી સાથે દેખરેખ રાખજે.

કારણકે ઈરાનીઓ માણસાઇ દેવો છે–તેઓ અચાનક તલાયાઓ ઉપર આવી પડે છે."

બેરૂન આમદ અઝ નઝદે ખુસ્રવ કલૂન
બપીશ અન્દરૂન મરૂદુમે રહેનમૂન
સરે રાહ બરૂ નામદારાન્ બેબસ્ત
બમર્દાને જન્ગીઓ પીલાને મસ્ત
વઝાન્ રૂએ રોસ્તમ દેલીરે ગુઝીન્
બેપયમૂદ ઝી શાહે ઈરાન્ ઝમીન્
ઝે યક્ મીલ રહ તા બઅલ્બોરૂઝ કૂહ
યકી જાએગહ દીદ બસ બા શોકૂહ
દરખ્તાને બેસ્યારો આબે રવાન્
નેશસ્તનગહે મરૂદુમે નવજવાન્
યકી તખ્ત બેન્હાદ નઝદીકે આબ્
બરૂ રીખ્તહ મુશ્કનાબો ગોલાબ્
૧૪૫ જવાની બકેર્દારે તાબન્દહ માહ
નેશસ્તહ બરાન્ તખ્ત બરૂ સાયહગાહ
રદહ બરૂકશીદહ બસી પહલવાન્
બરસ્મે બુઝોર્ગાન્ કમરૂ બરૂ મેયાન્
બેયારાસ્તહ મજ્લેસે શાહવારૂ
બસાને બેહેશ્તી બરન્ગો નેગારૂ
ચુ દીદન્દ મરૂ પહલવાનરા બરાહ
પઝીરહ શુદન્દશ અઝાન્ જાયગાહ
ચુ નઝદીકે રોસ્તમ ફેરાઝ આમદન્દ
બપીશશ હમહ દરૂ નમાઝ આમદન્દ
બેગોફતન્દ કય પહલવે નામદારૂ
નશાયદ અઝીન્ જાત કરૂદન્ ગોઝારૂ
કે મા મીઝબાનો તો મેહમાને મા
ફેરૂદ આઈ ઈન્ જા બફર્માને મા
બદાન્ તા હમહ દસ્તે શાદી બરીમ
બયાદે રોખે નામવરૂ મય ખરીમ
તહમ્તન્ બશાદી ચુનીન્ ગોફ્ત બાઝ
કે અય નામદારાને ગરૂદનફેરાઝ
મરા રફ્ત બાયદ બઅલ્બોરૂઝ કૂહ
બકારી કે બેસ્યારૂ દારદ શોકૂહ
૧૪૬ નશાયદ બેમાનમ અઝીન્ કારૂ બાઝ
કે પીશસ્ત બેસ્યારૂ રન્જે દરાઝ
હમહ મર્ઝે ઈરાન્ પુરઝ દોશમનસ્ત
બહરૂ કૂદએ માતમો શીવનસ્ત
સરે તખ્તે ઈરાન્ અબી શહરૂયારૂ
મરા બાદહ ખુરૂદન્ નેયાયદ બકારૂ
નબાયદ નેશસ્તન્ બઆરામો નાઝ
કઝીન્ ઘમ નદારમ નેશીબો ફેરાઝ
બેગોફતન્દ કય નામવરૂ પહલવાન્
અગરૂ સૂએ અલ્બોરૂઝ પૂઈ નવાન્
સઝદ ગરૂ બેગૂઈ તો અય નામજૂય
કે આનજા કેરા મીકુની જોસ્તજૂય
કે મા ખયલે આન્ મર્ઝે ફર્ખોન્દહ ઈમ
કે ઈનજા ચુનીન્ બઝમ અફ્કન્દહ ઈમ
બઆન્કસ તોરા રહનમૂની કુનીમ
બહન્ગામે યારી કુશૂની કુનીમ
ચુનીન્ દાદ પાસોખ બદાન્ અન્જોમન્
કે શાહી દરાનજાસ્ત પાકીઝહતન્

કલૂન પાદશાહની આગળથી ચાલ્યો-રસ્તો દેખાડનારા તેની આગળ ચાલ્યા.

તેણે લડાયક મર્દો અને મસ્ત હાથીઓથી-નામદાર દુશ્મનોનો રસ્તો રોકયો.

એની તરફથી દેલીર પસંદ કીધેલો રૂસ્તમ-ઈરાનના શાહ તરફ ચાલ્યો.

અલ્બોર્ઝ પહાડથી એક માઈલ ઉપર-તેણે એક જગો પુષ્કળ શાન શોકત વાળી જોઈ,

( ત્યાં ) ઘણાક ઝાડો અને વેહેતાં પાણી ( હતાં )-( અને ) નવ જવાન માણસોની બેઠક ( હતી ).

પાણીના ( ઝરા ) નઝદીક એક તખ્ત મૂકેલું હતું-તેના ઉપર ખાલેસ કસ્તૂરી અને ગોલાબ છાંટેલા હતા.

ચળકતા માહતાબની મિસાલનો એક જવાન-છાયાની જગોએ તખ્ત ઉપર બેઠેલો હતો.

ઘણાક પેહલવાનો તેની આગળ સફ સમારી ઉભા હતા, ( અને ) બુઝોર્ગોની માફક કમર ઉપર કમરબંદ ( બાંધેલા હતા ).

બેહશ્તના આકાર અને રૌનક જેવી-એક પાદશાહી મજલેસ ભરેલી હતી.

જ્યારે તેઓએ પેહલવાનને આવતો જોયો-ત્યારે તેઓ તે જગોએથી તેને એસ્તેકબાલ ગયા.

જ્યારે તેઓ રૂસ્તમની નઝદીક આવ્યા-ત્યારે સઘળાઓએ તેની આગળ નમન કીધું.

તેઓ બોલ્યા કે " ઓ નામદાર પેહલવાન !-તું અત્રેથી ચાલી જતો ના.

કારણકે તું અમારો મેહમાન અને અમો તારા મેઝબાન ( છિયે )-તું અમારાં ઇઝનને ( માન આપી ) આ જગોએ ઉતર,

જેથી આપણ સઘળા ખુશી કર્યે-( અને તું ) નામવરના ચેહરાની યાદમાં શરાબ પીયે. "

તેહમ્તને તેઓને ખુશી થઇને જવાબ આપ્યો-કે " ઓ ગર્દનફરાઝ નામદારો !

મારે એક ઘણાજ અગત્યના કામ ઉપર અલ્બોર્ઝ પહાડ ઉપર જવું છે.

મારે અત્રે જરા પણ વખત ખોવાનો નથી-કારણ ઘણુંજ મુશ્કેલ કામ આવી પડયું છે.

ઇરાનની સઘળી ઝમીન દુશ્મનથી ભરાઈ ગઈ છે-દરેક કુટુમ્બમાં માતમ અને રડાકૂટના આવાઝ ચાલે છે.

ઈરાનનું તખ્ત પાદશાહ વગરનું પડેલું-અને હું ખુશી કરૂં એ કેમ બને ?

મારે અયરા આરામ કરવાનો વખતજ નથી-કારણ આ ઘમથી હું ગભરાઈ ગયો છું. "

તેઓએ કહયું કે " ઓ નામવર પેહલવાન !-જો તું અલ્બોર્ઝ તરફજ જાય છે તો,

ઓ નામજોય ! અમોને કહે કે ત્યાં કોણને શોધવા જાય છે ?

કારણકે અમો તેજ મુબારક જગોના સવારો છિયે-જેઓએ આ જગોએ એવી મજલેસ તેયાર કીધી છે.

તેથી અમો તને તે માણસ સુધી પુગાડી દઈશું-અને રસ્તામાં એક બીજાના દોસ્ત થઈશું."

તેણે તેઓને જવાબ આપ્યો-કે " તે જગોમાં પાકીઝે તનનો એક શાહ છે.

સરફૂરાઝરા કયકોબાદસ્ત નામ
ઝે તોખ્મે ફરીદૂને બા દાદો કામ
કસી કઝ શુમા દારદ ઊરા બયાદ
નેશાની દેહીદમ સોવી કયકોબાદ
ચુ બરૂગોફૂત ઝીનસાન્ ગવે પીલતન્
શનીદન્દ ગોફૂતારે ઊ અન્જોમન્
સરે આન્ દેલીરાન્ ઝબાન્ બરૂકોશાદ
કે દારમ્ નેશાની મનઝ કયકોબાદ
ગરૂ આઈ ફેરૂદ અન્દરીન્ ખાને મા
બેયફ્રૂઝી અઝ રૂએ ખુદ જાને મા
બેગૂયમ તોરા મન્ નેશાને કોબાદ
કે ઊરા ચેગૂનસ્ત રસ્મો નેહાદ
તહમ્તન્ ઝે રખ્શ અન્દરૂ આમદ ચુ બાદ
ચુ બેશ્નીદ ઝીશાન્ નેશાને કોબાદ
બેયામદ દમાન્ તા લબે રૂદબારૂ
નેશસ્તન્દ દરૂ ઝીરે આન્ સાયહુદારૂ
જવાન્ અઝબરે તખ્તે ઝરૂરીન્ નેશસ્ત
ગેરેફૂતહુ યકી દસ્તે રોસ્તમ બદસ્ત
બદસ્તે દેગરૂ જામે પુરૂ બાદહુ કરૂદ
વઝ યાદે મર્દાને આઝાદહુ કરૂદ
દેગરૂ જામે બાદહુ બરોસ્તમ સેપોરૂદ
બદ્દુ ગોફૂત કય નામબર્દારૂ ગોરૂદ
બેપુર્સીદી અઝ મન્ નેશાને કોબાદ
તો ઈન્ નામરા અઝ કે દારી બયાદ
બદ્દુ ગોફૂત રોસ્તમ કે અઝ પહુલવાન્
પયામ્ આવરીદમ્ બરઉશન રવાન્
સરે તખ્તે ઈરાન્ બેયારાસ્તન્દ
ખુઝોર્ગાન્ બશાહી વરા ખાસ્તન્દ
પેદરૂમ આન્ ગુઝીને મેહાન્ સરૂબસરૂ
કે ખાનન્દ ઊરા હમી ઝાલેઝરૂ
મરા ગોફૂત રવ તા બઅલ્બોરૂઝ કૂહુ
કોબાદે દેલાવરૂ બેબીન્ બા ગોરૂહુ
બશાહી બરૂ આફ્રીન્ કુન્ યકી
મકુન્ પીશે ઊ દરૂ દેરંગ્ અન્દકી
બેગૂયશ કે ગોર્દાન્ તોરા ખાસ્તન્દ
સરે તખ્તે ઈરાન્ બેયારાસ્તન્દ
નેશાન્ અરૂ તવાની તો દાદન્ મરા
દેહીઓ બશાહી રસાની વરા
ઝે ગોફૂતારે રોસ્તમ દેલીરે જવાન્
બેખન્દીદો ગોફૂતશ કે અય પહુલવાન્
ઝે તોખ્મે ફરીદૂન મનમ કયકોબાદ
પેદરૂ બરૂ પેદરૂ નામ દારમ બયાદ
ચુ બેશ્નીદ રોસ્તમ ફોરૂબોરૂદ સરૂ
બખેદમત ફેરૂદ આમદ અઝ તખ્તે ઝરૂ
કે અય ખુસ્રવે ખુસ્રવાને જેહાન્
પનાહે દેલીરાનો પોશ્તે મેહાન્
સરે તખ્તે ઈરાન્ બકામે તો બાદ
તને ઝેન્દહુ પીલાન્ બદામે તો બાદ
નેશસ્તે તો બરૂ તખ્તે શાહન્શાહી
હમત અરૂકશી બાદો હમ ફરૂરહી

તે સરફરાઝનું નામ કયકોબાદ છે–તે મુબારક અને ઈન્સાફી ફરીદૂનની નસ્લનો છે.

તમોમાંથી જે કોઈ તેને જાણતા હોવો–તે મને કયકોબાદ પાસે જવાનો માર્ગ દેખાડો." ૧૪૭

જ્યારે પીલતન પેહલવાન આ બોલ્યો–( અને ) તેનું બોલવું તે લોકોએ સાંભળ્યું,

ત્યારે તે દેલીરોના સરદારે ઝબાન ખોલી–કે "હું કયકોબાદની નિશાન જાણું છું.

પણ જો તું નીચે ઉતરી અમારાં આ મકાનમાં આવે–અને પોતાના બખ્તાવર ચેહરાએ કરી અમારા જીવ ખુશી કરે,

તો હું તને કોબાદની ઈંધાણી આપું–કે તેની રાહરસ્મ કેવી છે?"

જ્યારે તેણે તેઓથી કોબાદ વિષે આ સાંભળ્યું–ત્યારે તેહમ્તન રખ્શ ઉપરથી પવનની મિસાલ ઉતરી પડયો.

તે શેતાબ નદીના કિનારા સુધી આવ્યો–તેઓ તે છાંયાદાર ( ઝાડ ) હેઠળ બેઠા.

તે જવાન એક હાથમાં રૂસ્તમનો હાથ પકડીને સોનેરી તખ્ત ઉપર બેઠો.

બીજા હાથમાં દારૂથી ભરેલી જામ પકડી–અને તે મોટા મરતબાના આઝાદ મર્દોની યાદમાં ( નોશ ) કીધી.

તેણે બીજી જામ રૂસ્તમને આપી–અને કહ્યું કે "એ નામ ઉઠાવનાર પેહલવાન!

તેં મને જે કોબાદની નિશાન પૂછી–તો તું તેનું નામ કયાંથી જાણે છે?" ૧૪૮

રૂસ્તમે તેને કહ્યું કે "પેહલવાન ( ઝાલ )થી, હું એક ખુશી ભરેલી વધાઈ લઇને આવ્યો છું.

સરદારોએ ઈરાનનું તખ્ત તૈયાર કરી રાખ્યું છે–( અને ) બુઝોર્ગો તેને પાદશાહ થવા માટે તેડે છે.

તમામ બુઝોર્ગોનો પસંદ કીધેલો મારો બાપ–કે જેને લોકો ઝાલેઝર કહે છે,

તેણે મને કહ્યું ( કે ) અલ્બોર્ઝ પહાડ ઉપર જા–( અને ) દિલાવર કોબાદને તેના લોકો સાથે જોઈ કાઢ.

પછી પાદશાહ જાણીને તેની આગળ નમન કર–( પણ ) ત્યાં ઘણો વાર શોભતો ના.

તું તેને કહેજે કે પેહલવાનોએ તને બોલાવ્યો ( છે )–( અને ) તેઓએ ઈરાનનું તખ્ત તૈયાર કીધું છે."

હવે જો તું મને તેની ઈંધાણી આપી શકતો હોય–તો આપ અને તેને પાદશાહી ઉપર પુગાડ."

રૂસ્તમના બોલવાથી તે જવાન દેલીર હસ્યો અને બોલ્યો કે "એ પેહલવાન!

હુંજ ફરીદૂનનાં તોખ્મથી ઉતરેલો કયકોબાદ છું–હું પેઢી દર પેઢી બધાં નામ જાણું છું."

જ્યારે રૂસ્તમે આ સાંભળ્યું ત્યારે સર નમાવ્યું–( અને ) નમન કરવા માટે સોનેરી તખ્ત ઉપરથી નીચે ઉતર્યો. ૧૪૯

કે "એ જેહાનના પાદશાહોના શાહ!–દેલીરોની પનાહ અને બુઝોર્ગોની હિમ્મત.

ઇરાનનું તખ્ત તારી મરજી ઉપર રહેજે!–મસ્ત હાથીઓનાં તન તારા હાથમાં રહેજે!

તારી બેઠક પાદશાહી તખ્ત ઉપર હોજે–તેમજ કીર્તિ અને દબદબો તારી સાથે હોજે!

હોફ્દી રસાનમ બશાહે જહાન્
કે ઝાલે ગુઝીન્ આન્ ગવે પહુલવાન્
અગર્ શાહ્ ફર્માન્ દેહદ બન્દહ્ રા
કે બોકુશાયમ અઝ્ બન્દ્ ગૂયન્દહ્ રા
પયામી બેગૂયમ કે જન્ગ્આવરાન્
બનઝ્દીકીએ શાહે રઉશન્રવાન્
કોબાદે દેલાવર્ બરૂઆમદ્ કે જાય
બરોસ્તમ સેપોરૂદ્ આન્ દેલો હુશો રાય
તહમ્તન્ હમાન્ગહ્ ઝબાન્ બરૂકોશાદ્
પયામે સેપહદારે ઈરાન્ બેદાદ્
સખુન્ ચૂન્ બગૂશે સેપહબુદ્ રસીદ્
કે શાદી દેલ્ અન્દર્ બરશ બરૂતપીદ્
૧૫૦ બેયારીદ્ પસ ગોફ્ત જામે નબીદ્
બયાદે તહમ્તન્ બલબ્ દરૂકશીદ્
તહમ્તન્ હમીદૂન્ યકી જામે મય
બેખુરદ્ આફ્રીન્ કરદ્ બર્ જાને કય
તોઈ અઝ્ ફરીદૂને ફરૂરોખ નેશાન્
કે રોસ્તમ શુદઝ્ દીદનશ શાદમાન્
અબી તુ મબાદા જહાન્ યક્ ઝમાન્
ન અવરન્ગે શાહીઓ તાજે કયાન્
બરામદ્ ખોરૂશ અઝ્ દેલે ઝીરો બમ
ફરાવાન્ બેશુદ્ શાદી અન્દૂહ્ કમ
નેશસ્તન્દ્ ખૂબાને બર્બતનવાઝ્
યકી ઊદ્સૂઝો યકી ઊદ્સાઝ્
સરાયન્દએ ઈન્ ઘઝલ્ સાઝ્ કરદ્
દફો ચન્ગો નયરા હમ્આવાઝ્ કરદ્
કે એમરૂઝ રૂઝીસ્ત બા ફરૂરો દાદ્
કે રોસ્તમ નેશસ્તસ્ત બા કયકોબાદ્
બશાદી ઝમાની બર્ આરીમ કામ
કે જમશીદ્ ગૂયીમો નૂશીમ જામ
બેદેહ્ સાકીએ નૂશલબ્ જામે મય
બેનૂશમ બયાદે શહે નીકૂપય
૧૫૧ બેદેહ્ સાકીએ નૂશલબ્ જામે જમ
કે બેઝ્દાયદ્ આન્ મય ઝે દેલ્ ઝન્ગે ઘમ
અઝીન્ પન્જ શીન્ રૂએ રઘબત મતાબ્
શબો શાહેદો શહદો શમ્ઓ શરાબ્
ફલક્ તુન્દ્ ખૂયસ્ત બા હર્ કસી
તો બા ઊ મકુન્ તુન્દ્ખૂઈ બસી
મયે લઅલ્ ખુર્ ખૂને દેલહા મરીઝ્
તો ખાકી ચુ આતેશ મશવ તુન્દો તીઝ્
મયે લઅલગૂન્ ખુશતરસ્ત અય સલીમ
કે ખૂનાબએ અન્દરૂને યતીમ
અગર્ દામન્ આલૂદહ્ ગરદદ્ બમય
હરામસ્ત હઝ્મી નદારદ્ બપય
અઝાન્ આબે રન્ગીન્ બનઝ્દીકે મન્
બેહ્ અઝ્ આન્કે નફ્રીન્ કુનદ્ પીરઝન્
અઝ્ અબ્રીશમે ચન્ગો આવાઝે રૂદ્
સરાયન્દહ્ ઈન્ બયતહા મીસોરૂદ્
ચુ દઉરી બેગશ્ત અઝ્ મયે અર્ઘવાન્
બરૂઅફ્રૂખ્ત રોખ્સારે શાહે જહાન્

તે પેહલવાનોના પેહલવાન પસંદ કીધેલા ઝાલ તરફથી-હું (તું) દુન્યાના શાહને વધાઈ આપું છું.

જો પાદશાહ મુજ તાબેદારને હોકમ આપે-તો હું મારે પુગાડવાનો જે પયઘામ છે તે પુગાડું.

તુંજ ઉત્સાહ ભરેલા શાહની નઝદીક-લડાયક સરદારોનો પયઘામ કહું."

દિલાવર કોબાદ જગોએથી ઉઠયો-તેણે રૂસ્તમના બોલવા ઉપર સઘળું ધ્યાન લગાડયું.

તેજ વખત તેહમ્તને ઝબાન ખોલી-ઈરાનના સરદારોનો પયઘામ કહયો.

જ્યારે (તે) સખુન સરદાર (કયકોબાદ)ના કાન ઉપર પહોંચ્યા-ત્યારે ખુશહાલીથી તેનું દિલ ધડકવા લાગ્યું.

તે બોલ્યો કે "જામ લાવો"-અને તેણે તે તેહમ્તનની યાદમાં નોશ કીધી.

તેહમ્તને (પણ) એજ પ્રમાણે એક જામ-શાહ ઉપર દુઆ કરી(ને) પીધી.

(કે) "તું મુબારક ફરીદૂનની નિશાનનો છે-કે જેને જોવાથી રૂસ્તમ ખુશી થયો છે.

તું વગર જેહાન અને પાદશાહી તખ્ત અને કયાની તાજ એક પલ પણ ના હોતાં!"

નીચા અને ઊંચા સૂર નીકળવા લાગ્યા-ખુશહાલી વધી અને ઘમ ઓછો થયો.

ખૂબસૂરત વાજન્તર વગાડનારા બેઠા-એક અગર બાળતો હતો અને બીજો ઊદ (નામનું) વાજન્તર વગાડતો હતો.

દફ, ચંગ અને વાંસળીના સૂર મેળવીને એક ગવૈયાએ આ ગઝલ લલકારી.

કે "આજનો દહાડો ઘણોજ મુબારક છે-કે રૂસ્તમ કયકોબાદ સાથ બેઠો છે.

આપણ ખુશી સાથ થોડો વખત પસાર કર્યે-જમશેદની વાતો કર્યે અને દારૂની જામ નોશ કર્યે.

(ઓ) મીઠા હોઠવાળા સાકી! શરાબની ભરેલી જામ આપ-(કે જેથી) પનોતે પગલેના શાહની યાદમાં પીઉં.

(ઓ) શાકર જેવા હોઠવાળા શાકી! જમશેદી જામ આપ-કે જે શરાબ દિલના ઘમ રૂપી કાટને દૂર કરે છે.

આ પાંચ "શીન" શબ (રાત), શાહેદ (મઅશૂક), શેહદ (મધ), શમએ (ચેરાઘ) અને શરાબ (દારૂ)થી તારૂં આતુર મોહું ના ફેરવતો.

આસ્માન દરેક સાથ તુંદી કરે છે-તું તેની સાથ ઘણો મિજાઝ ના કરતો.

તું લાલ શરાબ પી અને કોઇને દુઃખ ના દે-કારણ તું ખાકી છે (માટે) આતશની માફક ગર્મ અને તેઝ ના થા.

ઓ ભલા માણસ! કોઈ નાવારસનાં દિલનું લોહી પીવા કરતાં (તેને દુઃખી કરવા કરતાં)-લાલ રંગનો શરાબ પીવો એ સારૂં છે.

અગર શરાબ સાથ દામન વળગેલી રહે (યાને ઘણો પીયે)-તો તે હઝમ (થવો) હરામ છે (અને) તે પગથી (પોતાને પાયદાર) રાખી શકે નહીં.

તેથી મારી નઝદીક રંગીન પાણી (દારૂ)-બુઢી ઓરત લઅનત નાખે તે કરતાં ભલું (છે)."

સારંગીના આવાઝે અને ચંગના તાર ઉપર-ગવૈયો ઉપલાં બયતો ગાતો હતો.

જ્યારે લાલ શરાબની જામ ફરવા લાગી-ત્યારે જેહાનના શાહનો ચેહરો ખીલ્યો.

ચુનીન્ ગોફૂત આન્ શાહ્ બા પહ્લવાન્
કે ખાબી બેદીદમ બરઉશાન્ રવાન્
કે અઝ્ સૂએ ઈરાન્ દો બાઝે સપીદ
યકી તાજે રખ્શાન્ બકેદારે શીદ
ખરામાનો નાઝાન્ રસીદી બરમ
નેહાદન્દી આન્ તાજરા બર્ સરમ
ચુ બીદાર્ ગશ્તમ શુદમ પુર્ ઉમીદ
અઝાન્ તાજે રખ્શાનો બાઝે સપીદ
બેયારાસ્તમ મજ્લેસે શાહ્વાર્
બદીન્સાન્ કે બીની બદીન્ જૂએબાર્
તહ્મતન્ મરા શુદ ચુ બાઝે સપીદ
રસીદમ ઝે તાજે દેલીરાન્ નવીદ
તહ્મતન્ ચુ બેશ્નીદ આન્ ખાબે શાહ્
ઝે બાઝો ઝે તાજે ફેરુઝાન્ ચુ માહ્
ચુનીન્ ગોફૂત બા શાહ્ ગુન્દાવરાન્
નેશાનસ્ત ખાબત ઝે પયઘમ્બરાન્
કુનૂન્ ખીઝ્ તા સૂએ ઈરાન્ શવીમ
બયારી બનઝ્દે દેલીરાન્ શવીમ
કોબાદ અન્દર્ આમદ્ ચુ આતેશ ઝે જાય
બબૂરે નબર્દ અન્દર્ આવર્દ પાય
કમર્ બર્ મેયાન્ બસ્ત રોસ્તમ ચુ બાદ
બેયામદ ગોરાઝાન્ અબા કયકોબાદ
શબો રુઝ્ અઝ્ તાખ્તન્ નઘ્નવીદ
ચુનીન્ તા બનઝ્દે તલાયહ્ રસીદ
કલૂને દેલાવર્ શુદ આગહ્ ઝે કાર્
પઝીરહ્ બેયામદ સોવી કાર્ઝાર્
શહન્શાહે ઈરાન્ ચુ ઝાન્ ગૂનહ્ દીદ
બરાબર્ હમીખાસ્ત સફ્ બર્કશીદ
તહ્મતન્ બદ્ ગોફૂત કય શહ્રયાર્
તોરા રઝ્મ જોસ્તન્ નેયાયદ બકાર્
મનો રખ્શો ગૂપાલો બર્ગુસ્તવાન્
હમાના નદારન્દ બા મન્ તવાન્
દેલો ગોર્ઝો બાઝૂ મરા યાર્ બસ
નખાહમ જોઝ્ ઈઝદ નેગહ્દાર કસ
મરીન્ દસ્તો ગુલરન્ગ્ દર્ ઝીરે મન્
કે આયદ બરે ગોર્ઝો શમ્શીરે મન્
બેગોફૂતીનો અઝ્ જાએ બર્કર્દ રખ્શ
બગોર્ઝી સવારી હમીકર્દ પખ્શ
યકીરા ગેરેફૂતી ઝદી બર્ દેગર્
ઝે બીની ફેરૂરીખ્તી મગ્ઝે સર્
યકાયક્ રોબૂદી સવારાન્ ઝે ઝીન્
બસરૂપન્જહો બરઝદી બર્ ઝમીન્
બનીરૂ બેયન્દાખ્તીશાન્ ઝે દસ્ત
સરો ગર્દનો પોશ્તશાન્ મીશેકસ્ત
કલૂન્ દીદ દીવી બેજસ્તહ્ ઝે બન્દ
બદસ્ત અન્દરાન્ ગોર્ઝો બર્ ઝીન્ કમન્દ
બર્ હમ્લહ્ આવર્દ માનન્દે બાદ
બેઝદ નીઝહો બન્દે જઉશન્ કોશાદ
તહ્મતન્ બેઝદ દસ્તો નીઝહ્ ગેરેફૂત
કલૂન્ અઝ્ દેલીરીશ બમાન્દ શેગેફૂત

પછી તેણે પેહલવાન ( રૂસ્તમ )ને કહયું-કે "મારાં ઉત્સાહ ભરેલાં રવાને એક ખાબ જોયો,

કે જાણે ઇરાન તરફથી બે સફેદ બાઝ પક્ષીઓ-ખુરશેદની મિસાલનાં એક ચળકતાં તાજને લઈને, ૧૫૨

મારી નઝદીક લાડ અને નાઝ(થી) આવે છે-( અને ) તેઓ તે તાજને મારાં માથાં ઉપર મૂકે છે.

જ્યારે હું જાગૃત થયો ત્યારે તે ઝળકતાં તાજ અને સફેદ પક્ષીની મને ઘણીજ આશા લાગી.

પછી મેં પાદશાહો ભરે તેવી એક મજલેસ આ નદીને કિનારે ભરી જે તું હમણા જુવે છે.

પેલું સફેદ બાઝ તે મારે માટે તેહમ્તન થયો-અને મને વધાઈ મળી કે હું બહાદુરોનું તાજ માથે મૂકીશ."

તેહમ્તને જ્યારે શાહના આ ખાબની તેમજ બાઝ પક્ષી અને માહતાબ જેવાં ચળકતાં તાજની વાત સાંભળી,

ત્યારે તેણે પેહલવાનોના શાહને કહયું ( કે ) "તારો ખાબ પયઘમ્બરોની એક નિશાન છે.

હવે તું ઉઠ કે આપણ ઈરાન તરફ-દેલીરોની નઝદીક મદદ માટે જઇયે."

કોબાદ આતશની માફક તેઝીથી ઉઠયો-( અને ) લડાઈના ઘોડા ઉપર પગ મૂકયો.

રૂસ્તમે પવનની ઝડપે કમર ઉપર કમરબંદ બાંધ્યો-( અને ) કયકોબાદ સાથ દોડતો આવ્યો.

તેણે રાત અને દહાડો સફર કીધી-અને એમ કરી પેલા તલાયાની નઝદીક આવી પુગ્યો. ૧૫૩

દેલાવર કલૂનને આ વાતની ખબર પડી-( તેથી ) તે લડાઈ માટે સામે આવ્યો.

જ્યારે ઈરાનના શેહન્શાહે એ જોયું-ત્યારે ( તેની ) સામે સફ ખેંચવાનો ઈરાદો કીધો.

તેહમ્તને તેને કહયું કે "ઓ પાદશાહ !-તારે લડવા લાયકની આ લડાઈ નથી.

હું, રખ્શ, ગોર્ઝ અને બખ્તર સામે-તું જાણ કે એ લોકો ટકી શકશે નહીં.

હિમ્મત, ગોર્ઝ અને બાઝૂ એજ મારાં મદદગાર બસ છે-ખોદાતાલા સિવાય હું કોઈ બીજો મદદગાર માંગતો નથી.

મારા જેવો હાથ અને રખ્શ જેવો મારા પગ નીચે ઘોડો-તેમજ મારા ગોર્ઝ અને તલવાર સામે કોણ આવી શકશે ?"

તે એટલું બોલ્યો અને રખ્શ ડપટાવ્યો-ગોર્ઝના એક ફટકાએ તે એક સવાર(ને) પુરો કરતો હતો.

તે એકને પકડતો ( અને ) બીજા ઉપર અફાળતો-( તેથી ) માથાંમાંથી તેનું ભેજું નાકને રસ્તે નીકળી પડતું.

પોતાના જંગી હાથોએ તે સવારોને ઝડપથી ઝીન ઉપરથી ઉચકી ઝમીન ઉપર પટકી નાખતો.

એવા ઝોરથી તે લોકોને ઝમીન ઉપર પટકતો-કે તે લોકના સર, ગર્દન અને પીઠ ભાગી જતી. ૧૫૪

કલૂને જોયું ( કે ) "કોઈ દેવ બંદથી છુટી આવ્યો છે-( તેના ) હાથમાં ગોર્ઝ અને ઝીન ઉપર કમંદ ( છે ).

તેણે તેના ઉપર પવનની મિસાલ હમ્લો કીધો-અને નેઝો મારી તેના બખ્તરની કેટલીક સાંકળીઓ તોડી નાખી.

રૂસ્તમે હાથ મારી તેનો નેઝો પકડી લીધો-તેની બહાદુરીથી કલૂન અજબ થયો.

સેતદ નીઝહ્ અઝ્ દસ્તે ઊ નામદારૂ
બેધુરૂરીદ ચૂન્ તન્દરૂ અઝ્ કુહ્સારૂ
બેઝદ નીઝહો દરૂરોબૂદશ ઝે ઝીન્
નેહદ આન્ બુને નીઝહ્‌રા બરૂ ઝમીન્
કલૂન્ ગશ્ત ચૂન્ મોરૂઘ બરૂ બાબ્ઝન્
બેદીદન્દ લશ્કરૂ હમહ્ તન્ બતન્
બેરાન્દ અઝ્ બરશ રખ્શો બેસ્પોરૂદ ખારૂ
બરૂઆવરૂદશ અઝ મઘઝ્ ચકૂસરૂ દમારૂ
સવારાન્ હમહ્ રૂએ બરૂકાશ્તન્દ
કલૂન્‌રા બહાન્ગૂનહ્ બોગ્ઝાશ્તન્દ
હઝીમત શુદ અઝ્ વય સેપાહે કલૂન્
બયકૂ બારગી બખ્ત ગશ્તહ્ નેગૂન્
૧૫૫ તહ્‌મ્તન્ ગુઝશ્ત અઝ્ તલાયહ્ સવારૂ
બેયામદ શેતાબાન્ સુવી કુહ્સારૂ
બજા બુદ અલકૂઝારો આબે રવાન્
ફેરૂદ આમદ આન્ જાએગહ્ પહ્લવાન્
ચુનીન્ તા શબે તીરહ્ આમદ ફરાઝ્
તહ્‌મ્તન્ હમીકરૂદ હરૂગૂનહ્ સાઝ્
ઝે આરાયેશે જામએ પહ્લવી
હમાન્ તાજો આન્ બારએ ખુસ્રવી
ચુ શબ્ તીરહ્ શુદ પહ્લવે પીશબીન્
બરૂઆરાસ્ત બા શાહે ઈરાન્ ઝમીન્
બનઝ્દીકે ઝાલ્ આવરીદશ બશબ્
બઆમદ શુદન્ હીચ નુકૂશાદ લબ્
નેશસ્તન્દ યકૂ હફૂતહ્ બા રાએઝન્
શુદન્દ અન્દરાન્ મૂબેદાન્ અન્જુમન્
કે શાહી ચુ શાહ્ કયકોબાદ અઝ્ જેહાન
નબાશદ કસ અઝ્ આશકારો નેહાન્
હમીદૂન્ બેબૂદન્દ યકૂ હફૂતહ્ શાદ
બબઝ્મો બબાદહ્ બરે કયકોબાદ

તે નામદારે તેના હાથમાંથી નેઝા છીનવી લીધો-( અને ) પહાડ ઉપરથી વીજળી ગગડાટ કરે તે મિસાલ પોકારી,

તેને નેઝા મારી ઝીન ઉપરથી ઊંચકી લીધો-અને નેઝાને ઝમીન ઉપર ટેકવી દીધો.

કલૂન જાણે કબાબની સીક ઉપર મોર્ઘ ચઢાવ્યું હોય તે મિસાલ થયો-( આ દેખાવ ) લશ્કરના એકેએક જણે જોયો.

પછી તેને રખ્શના કદમ તલે કચડી નાખ્યો-અને તેને બિલ્કુલ પુરો કરી નાખ્યો.

સઘલા સવારોએ મોં ફેરવી નાસવા માંડયું-( અને ) કલૂનને તેમજ છોડી ગયા.

તેનાથી કલૂનનું લશ્કર હારી ગયું-( તેઓનું ) નસીબ એકદમ ઊંધું વળ્યું.

રૂસ્તમ તલાયા આગળથી પસાર થઈ ગયો-( અને ) પહાડ તરફ ઉતાવળે ચાલ્યો.

જે જગાએ ઘાસ ચારો અને વહેતું પાણી હતું-તે જગોએ પેહલવાન ઉતર્યો.

એમ કરતાં રાત પડવા માંડી-તેહમ્તને દરેક વાતની તૈયારી કીધી.

( જેવી કે ) પેહલવાની કપડાં-તેમજ તાજ અને પાદશાહી ઘોડો.

જ્યારે રાત અંધારી થઈ ત્યારે તે ચાલાક પેહલવાન-ઈરાન ઝમીનના શાહ સાથે તૈયાર થયો.

તેને રાતના ઝાલની આગળ લાવ્યો-એ આવવા જવાની કોઇને કશી ખબર પડી નહીં.

તેઓ એક હફતો મસલહત માટે બેઠા-તેમાં દાનાઓ એકઠા થયા.

( અને બધા એકમત થયા ) કે " શાહ કયકોબાદના જેવો દુન્યામાં કોઈ પણ ઠેકાણે બીજો પાદશાહ નથી. "

તેઓ એ પ્રમાણે એક અઠવાડિયું કયકોબાદની નઝદીક ખુશીની મજલેસ અને દારૂ સાથ ખુશીમાં બેઠા.

# કયકોબાદ*

## બર્ તખ્ત્ નેશસ્તને કયકોબાદ્ વ લશ્કર્ કશીદનશ્ બજન્ગે અફ્રાસેયાબ્.

બહશ્તુમ બેયારાસ્તહ્ તખ્તે આજ
બેયાવીખ્તન્દ અઝ્ બરે આજ તાજ
બશાહી નેશસ્ત અઝ્ બરશ કયકોબાદ
હમાન્ તાજે ગઉહર્ બસર્ બર્નેહાદ
હમહ્ નામદારાન્ શુદન્દ અન્જોમન્
ચુ દસ્તાનો ચૂન્ કારને રઝ્મઝન્
ચુ કશ્વાદો ખર્રાદો બર્ઝીને ગવ
ફેશાનદન્દ ગઉહર્ બરાન્ તાજે નવ
અઝાન્ પસ બેગોફ્તન્દ કય શહર્યાર્
સોવી રઝ્મે તોર્કાન્ બર્આરાએ કાર્
કોબાદ અઝ્ બુઝોર્ગાન્ સખુન્ ચૂન્ શનીદ
બેયામદ બરાબર્ સફી બર્કશીદ
બેફર્મૂદ તા નામવર્ મેહ્તરાન્
બેપૂશન્દ ઝાહન્ સલાહે ગરાન્
મનાદી બર્આમદ ઝે દર્ગાહે શાહ્
કે અય પહ્લવાનાને ઈરાન્ સેપાહ્
કુનૂન્ ગાહે રઝ્મસ્ત કીન્ આવરીદ
બતોર્કાને સર્કશ કમીન્ આવરીદ
હરાન્ કસ કે મર્દી કુનદ આશ્કાર્
ઝે મા ખેલ્અતો બખ્શેશ અઝ્ કેર્દેગાર્
દેગર્ રૂઝ્ બર્દાશ્ત લશ્કર્ ઝે જાય
ખોરૂશીદન્ આમદ ઝે પર્દહ્સરાય
બપૂશીદ રોસ્તમ સલીહે નબર્દ
ચુ પીલે ઝેયાન્ ગશ્ત બર્ખાસ્ત ગર્દ
રદહ્ બર્કશીદન્દ ઈરાનેયાન્
બેબસ્તન્દ ખૂન્ રીખ્તનરા મેયાન્

## કયકોબાદનું તખ્ત ઉપર બેસવું અને તેનું અફ્રાસિયાબની લડાઈ માટે લશ્કર લઈ જવું.

આઠમે દહાડે હાથી દાંતનું તખ્ત સણગાર્યું-( અને ) તખ્ત ઉપર તાજ લટકાવ્યું.

કયકોબાદ તે ઉપર પાદશાહી કરવાને માટે બેઠો-અને માથાં ઉપર ગોહરનું તાજ મૂક્યું. ૧૫૬

સઘળા નામદારો એકઠા થયા-જેવા કે ઝાલેઝર અને લડાઈ મારનાર કારન,

તેમજ કેશવાદ, ખર્રાદ, અને પેહલવાન બર્ઝીન-તેઓએ તે નવા શાહ ઉપર ગોહર વધાવ્યાં.

તે પછી તેઓ બોલ્યા કે "ઓ પાદશાહ ! તું તુર્કીઓની લડાઈની તૈયારી કર."

જ્યારે કોબાદે બુઝોર્ગોના આ સખુન સાંભળ્યા-ત્યારે તેણે સામે આવી સફ ખેંચી.

તેણે ફર્માવ્યું કે "નામવર સરદારો-લોઢાનાં ભારી હથિયાર ભીડે."

શાહની દરબારમાંથી મનાદી ફેરવાઈ-કે "ઓ ઈરાની લશ્કરના પેહલવાનો !

હમણા લડાઇનો વખત છે માટે તમો લડાઈ કરવા ચાલો-અને મગરૂર તુર્કીઓ ઉપર હુમ્લો કરો.

જે કોઈ કે ઝાહેરમાં મર્દી દેખાડશે-( તેને ) મારા તરફથી સરોપાવ અને ખોદા તરફથી બક્ષેશ ( મળશે )."

બીજે દિવસે કુચની તૈયારી થઈ-( અને ) તમ્બુમાંથી ઘોઘાટ નીકળ્યા.

રૂસ્તમે લડાઈનાં હથિયાર ભીડયાં-તે મસ્ત હાથીની મિસાલે ગયો અને ધૂળ ઉડી. ૧૫૭

ઈરાનીઓએ સફ ખેંચી-( અને ) લડાઈ ઉપર કમર બાંધી.

---

* અવસ્તાનો "કવિ કવાત" અને પેહલવીનો "કૈકવાત." આ પાદશાહ ફરીદૂનના વંશનો હતો. એ કોણનો છોકરો હતો તે કોઈ ચોક્કસ જણાવતું નથી. આફ્રીંગાનનાં દીબાચામાં આપણે જે નામો દઇયે છિયે તેમાં આ પાદશાહનું નામ "કયકોબાદ કયઅરશ" કરીને લઇયે છિયે. આ પાદશાહ ઘણો પરહેઝગાર હતો. એની ફ્રવશીને ફર્વર્દીન યશ્તમાં આરાધી છે. આ નામીચા પાદશાહથી "કયાની" વંશની સ્થાપના થઈ છે. "કય"નો સાધારણ અર્થ પાદશાહ થાય છે. બીજા વિદ્વાનો "કયાની"ને "કયવાન" સાથ સરખાવી "શનિશ્ચર સેતારો" કહે છે કારણકે આ પાદશાહથી ઈરાનીઓની તેમજ ઈરાન દેશની મોટાઈમાં વધારો થયો હતો. આ વધારો રૂસ્તમની બહાદુરીને આભારી હતો. અને એટલાજ ઉપરથી એ પાદશાહોએ "કય"નો એલ્કાબ ધારણ કર્યો હતો. આ પાદશાહના વખતમાં "એલ્યાસ" અને એસ્માયલ" નામના પરહેઝગારો થઈ ગયા હતા. આ પાદશાહે "હમદાન" નામનું શેહર વસાવ્યું હતું.

બયકૂ દસ્ત મેહરાબે કાબુલ ખોદાય
બયકૂ દસ્ત ગોસ્તહમે જન્ગી બપાય
બકલ્બ અન્દરૂ કારને રઝમઝન
અબા ગોરૂદ કશ્વાદે લશ્કરશેકન
બપીશ અન્દરૂન રોસ્તમે પહલવાન
પસે પોશ્તે ઊ સાલખુરૂદહ ગવાન
પસે પોશ્તશાન ઝાલ બા કયકોબાદ
બયકૂ દસ્ત આતેશ બયકૂ દસ્ત બાદ
બપીશ અન્દરૂન કાવેયાની દેરફૂશ
જહાન જૂ શુદહ સોર્ખો ઝર્દો બેનફૂશ
ચુ કેશ્તી શુદહ આર્મીદહ ઝમીન
કુજા મઉજ ખીઝદ ઝે દર્યાએ ચીન
સેપર દર સેપર યાકૂતહ દશ્તો રાઘ
દુરોખ્શીદને તીઘહા ચૂન ચરાઘ
જહાન સરબસર ગશ્તહ દર્યાએ કાર
બરઅફ્રાખ્તહ શમઅ જૂ સદ હઝાર
૫૮ ઝે નાલીદને બૂકો બાન્ગે સેપાહ
તો ગોફ્તી કે ખુરશીદ ગુમ કરદહ રાહ
વઝાન સૂ બરઆરાસ્ત અફ્રાસેયાબ
અબા નામદારાને બા ખેશ્મો આબ
ચુ અજનાસ બા વીસહ દર મયમનહ
સરફરાઝ હર યક ગવે યક તનહ
શમાસાસો ગર્સીવઝ અઝ મયસરહ
બઝહર આબ દાદહ સનાન યકસરહ
બકલ્બ અન્દરૂન શાહે તૂરાન સેપાહ
અબા ચન્દ તન નામવર કીનહખાહ
બરઆમદ યકી અબ્ર બરસાને કીર
સેપહ ગશ્ત બર ચરખ બહરામે પીર
દો લશ્કર બરામદ ઝે યક રૂ બજાય
ન સર બૂદ પયદા સેપહરા ન પાય
બરામદ ઝે હર દૂ સેપહ બૂકો કૂસ
ઝમીન કરદ બા આસ્માન દસ્તબૂસ
ઝે નઅલે સુતૂરાને પૂલાદસાય
ઝમીન ચૂન ફલક ખાસ્ત રફ્તન ઝે જાય
સરે નઉકે નીઝહ સેતારહ બેબોરદ
સરે તીઘ તાબ અઝ શરારહ બેબોરદ
૫૯ ઝે ખૂન ખાક મયદાને કીન ગશ્ત સીર
ઝે શમ્શીરે ગોર્દાન નમીરસ્ત શીર
કમન્દ અઝ કમીન બર ઝે ઝાન મીગેરેફ્ત
ઝે ગર્મી રવાનરા રવાન મીગેરેફ્ત
સબુક કારને રઝમઝન કાન બેદીદ
ચુ શીરે ઝેયાન નઅરઈ બરકશીદ
મેયાને સેપાહ અન્દર આમદ દેલીર
હમી બર ખોરૂશીદ ચૂન નર્રહ શીર
ઝમાની દરાન દશ્ત જઉલાન નમૂદ
ઝે બાઝૂ હોનરહાએ મર્દાન નમૂદ
હમીગોફ્ત પોશ્તે દેલીરાન મનમ
યકી પહલવાની ઝે ઈરાન મનમ
યકી મરદ ખાહમ સવારે દેલીર
કે બાહમ બમયદાન બગર્દીમ દીર

એક હાથ ઉપર કાબુલનો હાકેમ મેહરાબ–( અને ) બીજા હાથ ઉપર જંગી ગોસ્તહમ ઉભા.

કલ્બગાહમાં લડાયક કારન–લશ્કરને હરાવનાર પેહલવાન કેશ્વાદ સાથ ( ઉભો ).

હરોલની અંદર પેહલવાન રૂસ્તમ–તેની પીઠ પછાડી અનુભવી પેહલવાનો ( ઉભા ).

તેઓની મદદ માટે ઝાલ કયકોબાદ સાથે ( ઉભો )–જેની એક તરફ આતશ ( તલવાર ) અને બીજી તરફ પવન ( ગોર્ઝ ) હતાં.

( તેઓની ) આગળ કાવેયાની ઝુન્ડો ( ઉડતો હતો )–તેથી જેહાન રાતી, પીળી અને આસ્માની રંગની થઈ હતી.

આ સ્થીર ઝમીન તે વહાણનાં જેવી થઈ પડી–કે જે મોજ મારતા ચીનના દર્યામાં ફસી પડ્યું હોય.

જંગલ અને ખીણ ઢાલ ( અને ) ઢાલથી ભરાઇ ગયલાં ( હતાં )–તેમાં તલવારોનું ચળકતું જાણે દીવા બળતા હતા.

( ધુળના ઉડવાથી ) તમામ દુન્યા અંધારા દર્યા ( મિસાલ ) થઈ–તેમાં તલવારોનો પ્રકાશ જાણે લાખો દીવા બળતા હતા.

કરનાયના સાદ અને લશ્કરના પોકારથી–ગોયા આફતાબ ( પોતાની ) ચાલ ભૂલી ગયો હતો.

પેલી તરફ દબદબા અને ઘુસ્સાવાલા નામદારોને લઈને અફ્રાસિયાબે તૈયારી કીધી.

જેમકે અજનાસ અને વેસે જમણા હાથ ઉપર–બીજા એકેએક બહાદુર પેહલવાનો સાથ ( ઉભો ).

ડાબા હાથ તરફ શમાસાસ અને ગર્સીવઝ–ઝેહરી પાણી પાયલા ભાલા સાથ ઉભા.

કલ્બગાહમાં તૂરાની લશ્કરનો શાહ–કેટલાક લડાયક નામવરો સાથ ( ઉભો ).

તે લશ્કર ડામર જેવાં કાળાં વાદળની પઍ ચઢી આવ્યું–જેથી આસ્માન ઉપરનો જૂનો મંગળ સિતારો ઢંકાઈ ગયો.

બન્ને લશ્કર એક બીજાની સામે આવ્યાં–સિપાહીઓની સંખ્યાનો કશો શુમારજ ન હતો.

બન્ને તરફનાં લશ્કરમાંથી કરનાય અને નગારાં(ના આવાઝ ) ઉઠયા–જે છેક આસ્માન સૂધી પુગ્યા.

લોખંડને ઘસી નાખે એવી ઘોડાઓની નઅલથી–ઝમીને પણ આસ્માનની પઍ ફરતી થવાનો વિચાર કીધો.

નેઝાની નોક સેતારાઓને છેદી નાખતી–તલવારની નોક અંગારને ઝાંખા પાડી દેતી હતી.

લોહી પી પીને લડાઈનાં મયદાનની ખાક ધરાઈ ગઈ હતી–પેહલવાનોની તલવારથી સિંહ પણ છૂટી શકતા ન હતા.

કમંદ માણસોને પકડી પકડીને સંતોષ પામતી હતી–તે એટલી ઝડપથી પડતી હતી કે જાણે ઉડી જતા જીવને પકડતી હતી.

જ્યારે લડાયક કારને આવો મામલો જોયો ( ત્યારે ) શેતાબ–મસ્ત સિંહની મિસાલ એક પોકાર માર્યો.

તે બહાદુરી સાથે લશ્કરની વચ્ચે આવ્યો–અને નર સિંહની મિસાલ પોકાર્યો.

તેણે થોડો વખત તે મયદાનમાં ઘોડાને દોડાવ્યો–( અને પોતાની ) બાઝૂએ કરી મર્દીના હોનરો બતાવ્યા.

તે બોલતો હતો ( કે ) “ બહાદુરોની કુમક ( મદદ ) હું છું–ઈરાનનો હું એક પેહલવાન છું.

હું તમોમાંથી કોઈ બહાદુર સવાર માગું છું–કે અમો બેઉ જણા મયદાનમાં ઘણો વખત સૂધી લડયે.

બમયદાન્ નેયામદ કસી હરૂ બરશ
કે હરૂ પહુલવાની બેતાબદ સરશ
બરન્ગીખ્ત અઝ્ કીને અફ્રાસેયાબ્
સરી પુરૂ ઝે કીનો દેલી પુરૂ શેતાબ્
બેશુદ તાઝેયાન્ તા બતૂરાન સેપાહુ
ઝે ગરૂદશ બેશુદ તીરહુ ખુરૂશીદો માહુ
ગહી સૂએ ચપ શુદ ગહી સૂએ રાસ્ત
બેગર્દીદો અઝ્ હરૂ કસી કીનહુ ખાસ્ત
બહરૂ હમ્લઈ કારને સરૂફરાઝ્
બેયફૂગન્દ દહુ ગોરૂદે ગરૂદનફરાઝ્
બગોર્ઝો બતીઘો સનાને દરાઝ્
હમીકોશ્ત અઝીશાન્ યલે સરૂફરાઝ્
ઝે કોશતહુ ઝમીન્ કરૂદ માનન્દે કુહુ
શુદહુ ઝૂ દેલીરાને તોર્કાન્ સુતૂહુ
શમાસાસરા દીદ ગોરૂદે દેલીરૂ
કે બરૂ મીખોરૂશીદ ચૂન નરૂરહુ શીરૂ
બેયામદ દમાન્ તા બરે ઊ રસીદ
સબુક્ તીઘે તીઝ્ અઝ્ મેયાન્ બરૂકશીદ
બેઝદ બરૂ સરશ તીઘે ઝહરૂ આબ્દારૂ
બેગોફતા મનમ કારને નામદારૂ
નેગૂન્ અન્દરૂ આમદ શમાસાસે ગોરૂદ
બેયોફતાદ બરૂ જાએ દરૂ દમ બેમોરૂદ
ચુનીનસ્ત કેર્દારે ગરૂદૂને પીરૂ
ગહી ચૂન્ કમાનસ્તો ગાહી ચૂ તીરૂ

પણુ મયદાનમાં કોઈ તેની સામે આવ્યું નહીં-કે પેહલવાનીમાં તેનો મુકાબલો કરે.

તે અફ્રાસિયાબ ઉપર કીનો લેવા માટે ઉસકેરાઈ ગયો-તેનું સર કીનાથી અને દિલ શિતાબીથી ભરેલું હતું.

(કારન) એવીજ હાલતમાં દોડતો તુરાની લશ્કર ઉપર જઈ પડયો-તેની ધૂળથી સૂર્ય અને ચંદ્ર ઢંકાઈ ગયા.

તે ઘડી ડાબી તરફ (અને) ઘડી જમણી તરફ જતો-તે દોડતો અને દરેક જણુ પાસે લડાઈ માગતો હતો. ૧૬૦

સરફરાઝ કારન દરેક હમ્લામાં-દશ ગર્દનફરાઝ પેહલવાનો નીચે નાખતો હતો.

ગોર્ઝ, તલવાર અને લામ્બા ભાળાથી-દુશમનોના સરફરાઝ પેહલવાનોને કત્લ કરતો હતો.

તેણે દુશમનોને કાપી કાપી ઢગલે ઢગલા કરી દીધા-તેનાથી તુર્કી દેલીરો આજેઝ થયા.

જેવો તે બહાદુર પેહલવાને શમાસાસને જોયો-કે તુરતજ નર સિંહની મિસાલ પોકાર્યો,

અને દોડતો તેની નઝદીક આવી પહોંચ્યો-(અને) તુરત મેયાનમાંથી તેઝ તલવાર ખેંચી કાઢી.

તે બોલ્યો (કે) "હું નામદાર કારન છું"-(એટલું કહીને) ઝેહરી પાણી પાયલી તલવાર તેના માથાં ઉપર મારી,

(તેથી) શમાસાસ પેહલવાન ઊંધે મસ્તકે પડયો-તેજ જગે પડીને તુરત મરણુ પામ્યો.

બુઢ્ઢાં આસ્માનનાં કામ એવાંજ છે-કોઈ વખત તે કમાન અને કોઈ વેળા તીર બને છે.

---

## જન્ગે રોસ્તમ્ બા અફ્રાસેયાબ્ વ રોબૂદને તાજ્ અઝ્ સરશ્ વ ગુરીખ્તને અફ્રાસેયાબ્ બતૂરાન્.

ચુ રોસ્તમ બેદીદ આન્ કે કારન્ ચેકરૂદ
ચેગૂનહુ બુવદ સાઝે જન્ગો નબરૂદ
બપીશે પેદરૂ શુદ બેપુર્સીદ અઝૂય
કે બા મન્ જહાન્પહુલવાના બેગૂય
કે અફ્રાસેયાબ્ આન્ બદ્અન્દીશ મરૂદ
કુજા જાએ દારદ બદશ્તે નબરૂદ
ચે પૂશદ કુજા બરૂ ફરાઝદ દેરફ્શ
કે પયદાસ્ત તાબાન દેરફશે બેનફ્શ
નેશાન્ દેહુ કે પયગારૂ સાઝમ બદૂય
મેયાને યલાન્ સરૂફરાઝમ બદૂય
અગરૂ યારૂ બાશદ મરા હુરો માહુ
કશાનશ બેયારમ બનઝદીકે શાહુ
મરા જોઝ્ બદૂ નીસ્ત એમરૂઝ જન્ગ્
મનો ગોર્ઝો મયદાનો પૂરે પશન્ગ્

## રૂસ્તમની અફ્રાસિયાબ સાથની લડાઈ, રૂસ્તમનું તેના માથાં ઉપરથી તાજ લઈ લેવું અને અફ્રાસિયાબનું તૂરાન નાસી જવું.

જ્યારે રૂસ્તમે જોયું કે "કારને શું કીધું-અને લડાઈ અને હમ્લો કેવી રીતે કરવો જોઇયે ?"

ત્યારે તે બાપની નઝદીક ગયો (અને) તેને પૂછયું-કે "એ જેહાનપેહલવાન ! તું મને કહે, ૧૬૧

કે પેલો બુરી મનશાનીનો અફ્રાસિયાબ-લડાઈનાં મયદાનમાં કયાં ઉભો રહે છે ?

તે કેવો (પોશાક) પેહેરે (છે) અને તેનો ઝુંડો કયાં ઉડે છે ?-એક ભૂરા રંગનો ઝુંડો અત્રે ઉડે છે ખરો.

તું મને તેની ઈંધાણી આપ જેથી હું તેની સાથે લડાઈ કરૂં-અને તેથી હું પેહલવાનોની વચ્ચે સરફરાઝ (થાઉં).

જો આફતાબ અને માહતાબ મારા મદદગાર થાય-તો હું તેને ખેંચતો પાદશાહની નઝદીક લઈ આઉં.

આજ હું તેના સિવાય કોઇ સાથ લડાઈ નહીં કરીશ-(બસ) હું, ગોર્ઝ, મયદાન અને પશંગનો બેટો.

મન એમરૂઝ બન્દે કમરૂગાહે ઊય
બેગીરમ કશાનશ બેયારમ બરૂય
બફર્માને જાનઆફ્રીન યકૂ ખોદાય
અગરૂ કૂહૂ બાશદ બરૂઆરમ ઝે જાય
બેબન્દમ બેયારમ બરે કયકોબાદ
મરાન બદકુનેશ મરૂદે બીરાહો દાદ
બદૂ ગોફ્રૂત ઝાલ અય પેસરૂ ગૂશ દારૂ
યકૂ એમરૂઝ બા ખીશતન હુશ દારૂ
૧૬૨ કે આન તુરૂકૂ દરૂ જન્ગ નરૂ અઝ્દહાસ્ત
દમ આહન્જો દરૂ કીનહુ અબ્રે બલાસ્ત
દેરફૂશે સેયાહુ અસ્તો ખફૂતાન સેયાહુ
ઝે આહનશ સાઅદ ઝે આહન કોલાહુ
હમહુ રૂએ આહન ગેરેફૂતહુ બઝરૂ
દેરફૂશે સેયહુ બસ્તહુ બરૂ ખૂદ બરૂ
બહીજા કે ગોરૂદે દેલાવરૂ બુવદ
બરઝ્મ અન્દરશ દહુ બરાબરૂ બુવદ
બયકૂ જાએ સાકેન નબાશદ બજન્ગ
ચુનીનસ્ત આયીને પૂરે પશન્ગ
નેહન્ગ ઊ ઝે દર્યા બરૂઆરદ બદમ
ઝે હશતાદ રશ નીસ્ત બાલાશ કમ
અઝૂ ખીશતનરા નેગહુદારૂ સખ્ત
કે મરૂદે દેલીરસ્તો પીરૂઝબખ્ત
શવદ કૂહે આહન ચુ દર્યાએ આબ
અગરૂ બેશનવદ નામે અફ્રાસેયાબ
બદૂ ગોફ્રૂત રોસ્તમ કે અય પહુલવાન
તો અઝ મન મદારૂ ઈચ રન્જહુ રવાન
જહાનઆફ્રીનન્દહુ યારે મનસ્ત
દેલો તીઘો બાઝૂ હેસારે મનસ્ત
૧૬૩ અગરૂ અઝ્દહા બાશદો દીવે નરૂ
બેયારમશ બેગ્રેફ્રૂતહુ બન્દે કમરૂ
બેબીની કુનૂન દરૂ સફે કારૂઝારૂ
કઝાન શાહે જન્ગી બરારમ દમારૂ
બદાનગૂનહુ બા વય દરૂઆયમ બજન્ગ
કે બરૂ વય બેગેરૂયદ સેપાહે પશન્ગ
બરન્ગીખ્ત આન રખ્શે રૂયીનહુ સુમ
બરામદ ખોરૂશીદને ગાવદુમ
દમાન રફ્રૂત તા સૂએ તુરાન સેપાહુ
યકી નઅરહુ ઝદ શીરે લશ્કરૂપનાહુ
ચુ અફ્રાસેયાબશ બદામૂન બેદીદ
શેગેફ્રૂતીદ ઝાન કૂદકે નારસીદ
ઝે ગોર્દાન બેપુર્સીદ કીન અઝ્દહા
બદીનગૂનહુ અઝ બન્દ ગશતહુ રહા
કુદામસ્ત કીનરા નદાનમ બનામ
યકી ગોફ્રૂત કીન પૂરે દસ્તાને સામ
બુવદ રોસ્તમશ નામો બસ સરૂકશસ્ત
ગહે જન્ગ ચુન આબો ચુન આતશસ્ત
નબીની કે બા ગોર્ઝે સામ આમદહુસ્ત
જવાનસ્તો જૂયાએ નામ આમદહુસ્ત
૧૬૪ બપીશે સેપહુ આમદ અફ્રાસેયાબ
ચુ કેશ્તી કે મઊજશ બરારદ ઝે આબ

હું આજે તેને કમરબંદ-પકડીને તેને ખેંચતો અત્રે લઈ આવીશ.

પેદા કરનાર એક ખોદાના હોકમથી,-જો તે પહાડબી હશે તો તેને ખેંચી લાવીશ.

તે બૂરાં કરતુકના ઝુલ્મગાર મર્દને-બાંધીને કયકોબાદ આગળ લઈ આવીશ.”

તેને ઝાલે કહ્યું કે “ઓ બેટા! તું સાંભળ-અને આજ તું જરા સાવધ થા,

કે તે તુર્કી લડાઈ કરવામાં નર અઝદહા જેવો છે-તેના ફુંફાડામાંથી આતશ પડે છે અને લડાઈમાં તે આફતનું વાદળ થઈ પડે છે.

તેનો ઝુન્ડો કાળો છે અને બખ્તર પણ કાળુંજ પેહેરે છે-લોખંડી બાઝૂબંધ બાંધે છે અને લોખંડી કોલાહ પેહેરે છે.

લોખંડ ઉપર બધુ સોનું મઢેલું છે-અને કોલાહમાં કાળી વાવટી જડેલી છે.

જે લડાઈમાં તે દિલાવર પેહલવાન ઉતરે છે ત્યાં દશ માણસની બરાબર લડાઈ કરી શકે છે.

અને લડાઈમાં તે એક જગોએ ઠરતો નથી-પશંગના બેટાની આ રીતભાત છે.

તે પોતાના શ્વાસે કરી દર્યામાંથી મગરમચ્છ બાહેર ખેંચી કાઢે છે-તેની ઊંચાઈ હેંસી વામથી કમ નથી.

તું તેનાથી પોતાને ખૂબ સંભાળજે-કારણકે તે બહાદુર છે-અને ભાગ્યશાળી છે.

જો અફ્રાસિયાબનું નામ એક લોઢાંનો પહાડ સાંભળે તો તે પણ દર્યાના પાણી માફક પીગળી જાય છે.”

રૂસ્તમે તેને કહ્યું કે “ઓ પેહલવાન!-તું મારે માટે જીવને કોઈ પણ (રીતે) દિલગીર ના કર.

દુન્યાને પેદાનો કરનાર મારો મદદગાર છે-હિમ્મત, તલવાર, અને બાઝૂ મારો કિલ્લો છે.

જો તે અઝદહા અને નર દેવ પણ હશે-તો પણ તેનો કમરબંદ પકડીને લઇ આવીશ.

તું હવે જોશે કે લડાઈનાં મયદાનમાં-હું તે જંગી પાદશાહનું ભેજું બાહેર લાઉં છું.

હું તેની સાથે એવી રીતની લડાઈ કરીશ-કે પશંગનું લશ્કર તેના ઉપર રડશે.”

પછી તેણે કાંસાંની ખરીવાળો રખશ દપટાવ્યો-(અને) રણસીંગડાંનો આવાઝ ઉઠયો.

તે દોડતો તુરાની લશ્કર તરફ ગયો-તે લશ્કરને પનાહ આપનાર સિંહે એક પોકાર માર્યો.

જ્યારે અફ્રાસિયાબે તેને મયદાનમાં જોયો-ત્યારે તે ઉધરતા છોકરાને જોઈ અજબ થયો.

તેણે પેહલવાનોને પૂછ્યું કે “આ અઝદહા-જાણે બંદમાંથી છુટી આવેલો હોય તેવો

એ કોણ છે જેનું હું નામ જાણતો નથી?”-એક જણે કહ્યું કે “એજ સામના ઝાલનો બેટો.

તેનું નામ રૂસ્તમ છે અને ઘણો બહાદુર છે-લડાઈની વખતે પાણીનો રેલો અને આતશનો શોઅલો થઈ જાય છે.

તું જોતો નથી કે તે સામનો ગોર્ઝ લઇને આવેલો છે?-તે જવાન છે અને નામ કાઢવા આવ્યો છે.”

જેમ કોઈ વહાણને દર્યાના મોજા ઉછાળી નાખે-તેમ અફ્રાસિયાબ લશ્કરની આગળ આવ્યો.

**ચુ રોસ્તમ વરા દીદ બેકૂશરૂદ રાન્**
**બગરૂદન્ બરૂઆવરૂદ ગોર્ઝે ગરાન્**
**ચુ તન્ગ્ અન્દર્ આવરૂદ બા ઊ ઝમીન્**
**ફેરૂ કરૂદ ગોર્ઝે ગેરાન્રા બઝીન્**
**ચુ અફ્રાસેયાબરા બદાન્ગૂનહુ દીદ**
**બેઝદ ચન્ગો તીઘ્ અઝ્ મેયાન બરૂકશીદ**
**ઝમાની બેકૂશીદ બા પૂરે ઝાલ્**
**તહમ્તન્ બરૂઅફ્રાખ્તહુ ચન્ગો યાલ્**
**બબન્દે કમરૂશ અન્દર્ આવીખ્ત ચન્ગ્**
**જુદા કરૂદશ અઝ્ પોશ્તે ઝીને ખદન્ગ્**
**હમીખાસ્ત બોરૂદન્ બપીશે કોબાદ**
**દેહદ રૂઝે જન્ગે નુખોસ્તીન્રા યાદ**
**ઝે હન્ગે સેપહુદારો ચન્ગે સવાર્**
**નેયામદ દવાલે કમર્ પાયદાર્**
**ગુસસ્તો બખાક્ અન્દર્ આમદ સરશ**
**સવારાન્ ગેરેફ્તન્દ ગેરૂદ અન્દરશ**
**તહમ્તન્ ફેરૂબોરૂદ ચન્ગે દરાઝ્**
**રોબૂદ અઝ્ સરશ તાજે આન્ સરૂફરાઝ્**
**બયક્ દસ્તે રોસ્તમ કમર્ માન્દહુ બૂદ**
**બદસ્તે દેગર્ તાજશ અઝ્ સર્ રબૂદ**
**સેપહુબુદ ચુ અઝ્ ચન્ગે રોસ્તમ બેજસ્ત**
**બેખાયીદ રોસ્તમ હમી પોશ્તે દસ્ત**
**ચેરા ગોફ્ત નગ્રેફ્તમશ ઝીરે કશ**
**હમી બર્ કમર્ સાખ્તમ પન્જહુ બશ**
**ચુ ગોર્દાને ઈરાન્ હમી તન્ બતન્**
**બેરફ્તન્દ નઝદીકે આન્ પીલતન્**
**ચુ કારન્ ચુ કશ્વાદો ગોર્દાન્ હમહુ**
**બરોસ્તમ શુદન્દ આફ્રીન્ખાન્ હમહુ**
**તહમ્તન્ યકીરા બરે ખીશ ખાન્દ**
**હમહુ કારે રફ્તહુ બદૂ બાઝ્ રાન્દ**
**બેગોફ્તા ગેરેફ્તમ કમરૂબન્દે શાહુ**
**બદાન્ તા બેયારમ બઈરાન્ સેપાહુ**
**ગુસસ્તહુ શુદ અઝ્ હમ કમરૂબન્દે ઊય**
**બેયોફ્તાદ અઝ્ દસ્ત પયવન્દે ઊય**
**ચુ બરૂખાસ્ત અઝ્ ખાક્ આન્ પયકરશ**
**ચુ ખોરૂશીદે રખ્શાન્દહુ તાજે સરશ**
**રોબૂદમ બતઉફીકે જાન્આફ્રીન્**
**બઝૂદી બરશ નઝદે શાહે ગુઝીન્**
**કે તા બરૂકશમ તીઘે તીઝ અઝ્ મેયાન્**
**કુનમ રસ્તખીઝી બતૂરાનેયાન્**
**ચુ આવાઝે જન્ગ્ આમદ અઝ્ પોશ્તે પીલ્**
**ખોરૂશીદને કૂસ અઝ્ ચન્દ મીલ્**
**યકી મોઝ્દહુ બોરૂદન્દ નઝદીકે શાહુ**
**કે રોસ્તમ બેદરૂરીદ કલ્બ સેપાહુ**
**બનઝદે સેપહુદારે તોર્કાન્ રસીદ**
**દેરફ્શે સેપહુદાર્ શુદ નાપદીદ**
**ગેરેફ્તશ કમરૂબન્દો અફ્ગન્દ ખાર્**
**ખોરૂશી બરામદ ઝે તોર્કાન્ બઝાર્**
**ગેરેફ્તન્દ ગેરૂદશ દેલાવર્ સરાન્**
**પેયાદહુ બેબોરૂદન્દશ આન્ સરૂવરાન્**

જ્યારે રૂસ્તમે તેને જોયો ત્યારે ઘોડો ડપટાવ્યો-( અને ) ભારી ગોર્ઝ ઉઠાવ્યો.

જ્યારે તે તેની પાસે આવી લાગ્યો-ત્યારે તેણે ભારી ગોર્ઝ ઝીન ઉપર મૂકયો.

જ્યારે અફ્રાસિયાબે તેને એમ કરતો જોયો-ત્યારે ઝટ મેયાનમાંથી તલવાર ખેંચી કાઢી,

અને થોડો વખત ઝાલના બેટાની સાથે લડયો-( એટલામાં ) રૂસ્તમે હાથ લમ્બાવ્યો,

અને તેનો કમરબંદ પકડીને-તેને ઘોડાના ઝીન ઉપરથી ઊંચકી લીધો.

અને ચાહતો હતો કે તેને કોબાદ પાસે લઈ જાય-અને પોતાની પહેલા દહાડાની નિશાની બતાવે.

પણ અફ્રાસિયાબનું વઝન અને રૂસ્તમના પંજાનું ઝોર-પેલો કમરબંદ ખમી શકયો નહીં,

જેથી તે તુટી ગયો અને અફ્રાસિયાબ ભોંય ઉપર પડયો-( તેજ વખતે તેના ) સવારો તેની આસપાસ ફરી વળ્યા.

રૂસ્તમે હાથ લમ્બાવીને-તે સરફરાઝનું તાજ તેના માથાં ( ઉપર )થી લઈ લીધું.

રૂસ્તમના એક હાથમાં જો કે કમરબંદ રહેલો હતો-તો પણ બીજે હાથે તેના માથાં ઉપરથી તાજ લઇ લીધું. ૧૬૫

જ્યારે રૂસ્તમના હાથમાંથી સરદાર છટકી ગયો-ત્યારે રૂસ્તમ ઘણોજ પસ્તાવો કરવા લાગ્યો.

તે બોલ્યો ( કે ) "મેં તેને બઘલમાંજ કાંય નહીં પકડી લીધો-શું કામ મેં તેનો કમરબંદજ પકડયો ?"

જ્યારે ઈરાની પેહલવાનોએ આ જોયું ત્યારે એકેએક જણ-રૂસ્તમની નઝદીક ગયા.

જેવા કે કારન, કેશવાદ, અને સઘળા પેહલવાનોએ-રૂસ્તમના ઉપર આફ્રીન કીધી.

રૂસ્તમે એક જણને પોતાની નઝદીક બોલાવ્યો-( અને ) તેને સઘળો બનેલો બનાવ કહયો.

તે બોલ્યો ( કે ) "મેં પાદશાહનો કમરબંદ પકડયો-કે જેથી હું તેને ઈરાની લશ્કરમાં લઈ આઉં.

પણ તેનો કમરબંદ તુટી ગયો, તે હાથમાંથી નીચે પડયો ( અને ) છટકી ગયો.

જ્યારે તે ભોંય ઉપરથી ઉભો થયો-ત્યારે ઝળકતા ખુરશેદની માફકનું તેનું તાજ,

ખોદાની બક્ષેશથી મેં ખેંચી લીધું-એને તું જલ્દીથી નેક પાદશાહની નઝદીક લઈ જા,

કે હું તેઝી તલવાર ખેંચી-તુરાનીઓ ઉપર રસ્તાખેઝ બરપા કરૂં." ૧૬૬

જ્યારે હાથીની પીઠ ઉપરના ઘંટના આવાઝ નીકળ્યા-( અને ) કેટલેક દૂરથી નગારાંના આવાજ ઉઠયા,

ત્યારે તે પાદશાહની નઝદીક એક વધાઇ આવી-કે "રૂસ્તમે તુરાની લશ્કરની કલ્બગાહ તોડી નાખી.

તે તુર્કીઓના સરદાર ( અફ્રાસિયાબ )ની નઝદીક ગયો-અને તે સરદારનો ઝુંડો ગુમ કરી નાખ્યો.

તેણે તેનો કમરબંદ પકડયો અને ( ઝમીન ઉપર ) પછાડી નાખ્યો-( તેથી ) તુર્કીઓમાં બૂમ બરાડા થવા માંડયા.

દેલાવર સરદારો તેની આસપાસ ફરી વળ્યા-( અને ) તે સરદારો તેને પ્યાદો ( બચાવી ) લઈ ગયા.

સેપહ્દારે તોર્કાન્ ચુ શુદ ઝીરૂદસ્ત
યકી બારએ તીઝ્તગ્ બરૂનેશસ્ત
પસાન્ગાહ્ રાહે બેયાબાન્ ગેરેફ્રૂત
સેપહ્રરા રહા કર્દો ખુદ જાન ગેરેફ્રૂત
ચુ ઈન્ મોઝ્દહ્ બેશ્નીદ ઝૂ કયકોબાદ
બેફરૂમૂદ તા લશ્કરશ હમચુ બાદ
બયફૂબારદ્ બરૂ ખયલે તૂરાન્ ઝનન્દ
બરૂ બીખે ઈશાન્ ઝે બુન્ બરૂકનન્દ
૧૯૭ ઝે જાય અન્દરૂ આમદ ચુ આતેશ કોબાદ
બેજુમ્બીદ લશ્કરૂ ચુ દર્યા ઝે બાદ
ઝે દસ્તે દેગરૂ ઝાલો મેહ્રાબે શીરૂ
બેરફ્રૂતન્દ પર્ખાશજૂયો દેલીરૂ
બરામદ ખોરૂશીદને દારો ગીરૂ
હેરખ્શીદને ખન્જરો ઝખ્મે તીરૂ
બરાન્ તર્કે ઝરૂરીનો ઝરૂરીન્ સેપહ્રૂ
ઘમાન્ શુદ સરૂ અઝ ચાકૂ ચાકે તબરૂ
તો ગોફૂતી કે અબ્રી બરામદ ઝે કોન્જ
ઝે શન્ગરૂફૂ નયરન્ગ્ ઝદ બરૂ તુરોન્જ

દુ લશ્કરૂ બયકદીગરૂ આવીખ્તન્દ
તો ગોફૂતી બહમ અન્દરૂ આમીખ્તન્દ
ઘેરીવીદને મર્દાં ઘોરૂરન્દહ્ કૂસ
હમીકરૂદ બરૂ રઅદે ઘોરૂરાન્ ફુસૂસ
ઝે આસીબે શીરાને પૂલાદ ચન્ગ્
દરીદહ્ દેલે શીરો ચર્મે પલન્ગ્
ઝમીન્ કરૂદહ્ બુદ સોરૂખ રોસ્તમ બજન્ગ્
યકી ગોર્ઝએ ગાવ્પયકરૂ બચન્ગ્
બહરૂ સૂ કે મર્કબ્ બરૂઅન્ગીખ્તી
ચુ બર્ગે ખેઝાન્ સરૂ ફેરૂરીખ્તી
૧૯૮ બશમ્શીરે બુરૂરાન્ ચુ બુગ્ઝાશ્ત દસ્ત
સરે સરૂફરાઝાન્ હમીકરૂદ પસ્ત
અગરૂ બરૂઝદી બરૂ સરૂ આન્ સરૂફરાઝ
બદૂ નીમહ્ કર્દીશ બા અસ્પો સાઝ
ચુ શમ્શીરૂ બરૂ ગરૂદન્ અફ્રાખ્તી
ચુ કૂહ્ અઝ સવારાન્ સરૂ અન્દાખ્તી
ઝે ખૂને દલીરાન્ બદસ્ત અન્દરૂન્
ચુ દર્યા ઝમીન્ મઉજઝન્ શુદ ઝે ખૂન
હમહ્ રૂએ સહ્રા સરો દસ્તો પાય
બઝીરે સુમે અસ્પે જન્ગ્આઝ્માય
ઝે સુમ્મે સુતૂરાન્ દરાન્ પહ્નદસ્ત
ઝમીન્ શુદ શશો આસ્માન્ ગશ્ત હશ્ત
ફરૂરફૂતો બરૂરફૂત રૂઝે નબરૂદ
બમાહી નમે ખૂનો બરૂ માહ્ ગરૂદ
બરૂઝે નબરૂદ આન્ યલે અરૂજમન્દ
બશમ્શીરો ખન્જરૂ બગોર્ઝો કમન્દ

જ્યારે તુર્કીઓનો સરદાર આજેઝ થયો-ત્યારે તે એક તેઝ ચાલના ઘોડા ઉપર બેસી,

તેજ વખત જંગલ તરફ નાસી ગયો-લશ્કરને પડતું મેલ્યું અને પોતાનો જીવ હૈયે ધર્યો."

જ્યારે કયકોબાદે તેનાથી આ ખુશ ખબર સાંભળી-ત્યારે તેણે ફરમાવ્યું કે "લશ્કર પવનની મિસાલ,

એકદમ તુરાની ટોળા ઉપર મારો ચલાવે-(અને) તેઓને જડ મૂળથી ઉખેડી નાખે."

(એટલું કહીને) કોબાદ આતશની મિસાલ આગળ ધસ્યો-અને (તેનું) લશ્કર જેમ પવનથી દર્યો (ઉછલે) તેમ જોશમાં આવ્યું.

બીજી તરફથી ઝાલ અને સિંહ મેહરાબ-બહાદુરી સાથે લડવા ચાલ્યા.

ખંજરના ચળકાટ અને તીરોની થડાથડ અથડામણ સાથે-લડાઇનો ધર પકડનો ઘોઘાટ ઉઠયો.

સોનેરી ટોપી અને સોનેરી ઢાલ ઉપર-કુહાડીઓના ધડાધડ ફટકા પડવાથી માથાં ફરવા લાગ્યાં.

એવું લાગતું હતું કે જાણે કોઈ ખૂણાંમાંથી વાદળ ચઢી આવ્યું છે અને તે નારંગી રૂપી માથાં ઉપર (કપાઈ કપાઈ જુદાં પડેલાં માથાંઓ ઉપર) હીંગરાના ટીપાં (લોહી) નાખે છે.

બન્ને લશ્કરો એક બીજા સાથ વળગ્યાં, ગોયા એક બીજામાં ભેળાઈ ગયાં.

મર્દોનું પોકારવું અને નગારાંના શોર-ગર્જનારાં વાદળના આવાઝ ઉપર અફસોસ નાખતાં હતાં (યાને ચઢાવો કરતાં હતાં).

પોલાદી ચુંગાલના સિંહ મર્દોની ધરપચથી-વાઘનું દિલ અને ચિત્તાનું ચામડું ફાટતું હતું.

રૂસ્તમે લડાઈથી ઝમીન રાતી કીધી હતી-તેના હાથમાં ગાયની શિકલનો ગોર્ઝ હતો.

જે તરફ તે ઘોડો ડપટાવતો,-ત્યાં પાનખર રૂતુનાં પાદડાં માફક માથાં નીચે પડતાં હતાં.

જ્યારે તે કાપનારી તલવાર ઉપર હાથ નાખતો-ત્યારે સરફરાઝોનાં સર નીચે ફેંકતો.

અગર તે સરફરાઝ કોઈ માથાં ઉપર (શમ્શેર) મારતો-તો તે તેના ઘોડા અને લડાઈના સામાન સાથ બે ટુકડા કરતો.

જ્યારે તે તલવાર ફેરવતો-ત્યારે સવારોનાં માથાં છાંટી પહાડની માફક ઢગલો (કરતો).

દેલીરોનાં ખૂનથી લડાઈનાં મયદાનની ઝમીન-દર્યા માફક લોહીના મોજા મારતી થઈ.

સઘળી જંગલની સપાટી માથાં, હાથ અને પગ(થી ભરાઈ ગઈ)-(અને તે સઘળાં) લડાયક ઘોડાની નઅલ નીચે (કચડાવા લાગ્યાં).

ઘોડાઓની નઅલથી તે બેહલાં જંગલમાં-ઝમીન છ* થઇ (યાને ખાડા પડયા) અને આસ્માન આઠ બન્યાં (યાને ધૂળનાં પડ ચઢયાં).

તે લડાઇને દિવસે લોહીનો ભીનાસ ઝમીન નીચેની માહી (સુધી) ગયો અને ધૂળ માહતાબ સુધી ચઢી.

લડાઇને દહાડે તે નામીચા પેહલવાન (રૂસ્તમે) તલવાર, ખંજર, ગોર્ઝ અને કમંદથી,

* કેટલાક વિદ્વાનોના મત મુજબ ઝમીનનાં સાત પડ છે તેમાંથી પહેલું પડ રૂસ્તમની લડાઈમાં ઘોડાઓની નઅલથી ખોદાઈ જઈ ગોયા એક પડ ઓછું થઈ છજ પડ રહયાં તેમજ આસ્માનનાં પણ સાત પડ ઉપર આ લડાઈની ધૂળથી એક આઠમું પડ થઈ ગયું.

**બુરીદો દરીદો શેકસ્તો બેબસ્ત
યલાનરા સરો સીનહો પાઓ દસ્ત
હઝારો સદો શસ્ત ગોરૂહે દેલીર્
બયક્ ઝખ્મ શુદ કોશ્તહ્ દર્ જન્ગે શીર્
નેગહ્ કરૂદ ફર્ઝન્દરા ઝાલેઝર્
બદાન્ નામબર્દારે બા ઝૂરો ફર્
ઝે શાદી દેલ અન્દર્ બરશ બરૂતપીદ
કે રોસ્તમ બદાન્સાન્ હોનરૂમન્દ દીદ
બેરફૂતન્દ તોર્કાન્ ઝે પીશે મોધાન્
કશીદન્દ લશ્કર્ સોવી દામોધાન્
વઝાન્જા બજયહૂન્ નેહાદન્દ રૂય
ખલીદહ્ દેલો બા ધમો ગોફૂતગૂય
શેકસ્તહ્ સલીહો ગુસસ્તહ્ કમર્
ન ઘૂકો ન કૂસો ન પાયો ન સર્
સે રૂઝ આન્ સેપહ્ બર્ લબે રૂદ માન્દ
બરૂઝે ચહારોમ અઝાન્જા બેરાન્દ
હમહ્ પહ્લવાનાને ઈરાન્ સેપાહ્
ઝે રહ્ બાઝ ગશ્તન્દ નઝ્દીકે શાહ્
હમહ્ હર્ યક્ અઝ ગન્જ ગશ્તહ્ સોતૂહ્
ગેરેફૂતહ્ ઝે તોર્કાન્ ગોરૂહા ગોરૂહ્
બજા આમદન્દ આન્ સેપાહે મેહાન્
શુદન્દ આફ્રીન્ખાન્ બશાહે જેહાન્
વઝાન્ સૂ તહમ્તન્ ચુ બરગશત બાઝ
બેયામદ બરે શાહે ઈરાન્ ફરાઝ
ચુ શાહ્ આન્ ચુનાન્ દીદ બરૂપાએ જસ્ત
ગેરેફૂતશ સરો દસ્તે રોસ્તમ બદસ્ત
નેશાનદશ બયક્ દસ્તે ખુદ નામવર્
બદસ્તે દેગર્ નામવર્ ઝાલેઝર્**

પેહલવાનોનાં માથાં, સીના, પગ અને હાથ-કાપ્યાં, ચીર્યાં, ભાંગ્યા અને બાંધ્યા.*

એક હઝાર એકસો અને સાઠ દિલાવર પેહલવાનો-એકજ હુમ્લામાં તે સિંહ (રૂસ્તમ)ની લડાઈમાં માર્યા ગયા.

ઝાલેઝરે તે દબદબા અને કૌવત સાથનાં નામ ઉઠાવનાર ફર્ઝંદ ઉપર નઝર કીધી, ૧૬૯

અને ખુશહાલીથી તેની છાતી ધડકવા લાગી-કારણકે તેણે (રૂસ્તમ)ને આવો હોનરમંદ જોયો.

તુર્કીઓ મોધાન નઝદીકથી (નાસી) ગયા-તેઓએ દામોધાન તરફ લશ્કર ચલાવ્યું,

અને તે જગોએથી તેઓ લડાઈની ચર્ચા કરતા કરતા ધમગીન અને ઝખ્મી દિલ સાથ જેહૂન નદી તરફ ગયા.

(તેઓનાં) હથિયાર ભાગેલાં અને કમર તુટેલી-નહીં કરનાય કે નગારાં, કે નહીં આખા હાથ પગ અને ગર્દન.

તે લશ્કર ત્રણ દહાડા નદીના કિનારા ઉપર રહ્યું-ચોથે દહાડે ત્યાંથી આગળ ચાલ્યું.

સઘળા ઈરાની લશ્કરના પેહલવાનો-પાદશાહની નઝદીક પાછા ફર્યા.

દરેક જણ ખઝાનાંથી ધરાયલો-અને તુર્કીઓમાંથી ટોળાબંધ કેદીઓ પકડેલા હતા.

તે બાહદુર લશકર પાછું ભેગું થયું-અને જેહાનના પાદશાહ ઉપર દુઆ કીધી.

આ તરફથી જ્યારે રૂસ્તમ પાછો ફર્યો-ત્યારે તે ઇરાનના શાહની નઝદીક આવ્યો.

જ્યારે પાદશાહે તેને જોયો ત્યારે તે ઉઠયો-અને રૂસ્તમના હાથ અને માથું પોતાના હાથમાં પકડી, ૧૭૦

તે નામવરને પોતાના એક હાથ ઉપર અને બીજા હાથ ઉપર નામવર ઝાલેઝરને બેસાડયા.

## ગુઝારેશ્ નમૂદને અફ્રાસેયાબ્ પીશે પેદર્ સરગુઝશ્તે જન્ગે રોસ્તમ્ વ ખાહેશે આશ્તી કર્દન્.

**વઝાન્ સૂ કે બુગ્રીખ્ત અફ્રાસેયાબ્
હમી તાઝેયાન્ તા બદાન્ રૂએ આબ્
યકી હફ્તહ્ બેન્શસ્ત નઝ્દીકે રૂદ
બહશ્તુમ બરારાસ્ત બા ખેશ્મો દૂદ
બેરફ્ત અઝ લબે રૂદ નઝ્દે પશન્ગ્
ઝબાન્ પુર્ ઝે ગોફ્તારો ફ્તાહ્ ચન્ગ્**

## અફ્રાસિયાબનું બાપની નઝદીક રૂસ્તમની લડાઈની હકીકત કહી સંભળાવવી અને સુલેહની ખાહેશ કરવી.

એનીગમથી નાઠેલો અફ્રાસિયાબ-નદીને કિનારે સૂધી નાહસ્તોજ ગયો.

તે એક હફતો નદીને કિનારેજ રહયો-(અને) આઠમે દહાડે ધુસ્સા અને કીના ભરેલો.

નદી કિનારાથી પશંગની નઝદીક ગયો-તેને બોલવાનું ઘણું હતું અને કરવાનું થોડું હતું.

* ફિર્દોસીની બયતો જોડવાની કાબેલીયતનો આ નમૂનો છે. પેહલવાન રૂસ્તમે "તલવાર, ખંજર, ગોર્ઝ અને કમંદ"થી કરીને એક બયતમાં જણાવી, બીજાં તેની પછીના બયતમાં અનુક્રમે જણાવે છે, કે તલવારથી કાપ્યાં, ખંજરથી ચીર્યાં, ગોર્ઝથી ભાંગ્યા અને કમંદથી બાંધ્યા. હવે પાછું બીજા મિસ્રામાં જણાવે છે, કે કાપ્યાં તે માથાં ચીર્યાં તે સીના, ભાંગ્યા તે પગ અને બાંધ્યા તે હાથ.

બદુ ગોફ્તા કય નામબર્દારૂ શાહ
તોરા બૂદ ઈન્ જન્ગ્ જોસ્તન્ ગોનાહ
યકી આન્ કે પયમાન્ શેકસ્તન્ ઝે શાહ
બુઝોર્ગાને પીશીન્ નદીદન્દ રાહ
નદાની કે મર્દાને પયમાન્શેકન્
સેતૂદહ્ નબાશન્દ દર્ અન્જોમન્
ન અઝ્ તોખ્મે ઈરજ્ ઝમીન્ પાક્ શુદ
ન ઝહરે ગઝાયન્દહ્ તર્યાક્ શુદ

યકી ચૂન્ રવદ્ દીગરૂ આયદ્ બજાય
જહાન્રા નમાનન્દ બીકદ્ખોદાય
૧૭૧ કોબાદ્ આમદો તાજ બર્ સર્ નેહાદ્
બકીનહ્ યકી નવ દર્ અન્દર્ કોશાદ્
સવારી પદીદ્ આમદ્ અઝ્ પોશ્તે સામ
કે દસ્તાન્રા રોસ્તમ નેહાદહ્સ્ત નામ
બેયામદ્ બસાને નેહન્ગે દેઝમ
કે ગોફ્તી ઝમીન્રા બેસૂઝદ્ બદમ
હમીતાખ્ત અન્દર્ ફરાઝો નેશીબ્
હમીઝદ્ બગોર્ઝો બતીગો રેકીબ્
નેયર્ઝીદ્ જાનમ બયક્ મોશ્તે ખાક્
ઝે ગોર્ઝશ હવા શુદ્ પુરઝ્ ચાક્ચાક્
હમહ્ લશ્કરે મા ઝે હમ બર્દરીદ્
કસ અન્દર્ જહાન્ ઈન્ શેગેફ્તી નદીદ્
દેરફ્શે મરા દીદ્ બર્ યક્ કરાન્
બઝીન્ અન્દર્ અફ્કન્દ્ ગોર્ઝે ગરાન્
બેયામદ્ ગેરેફ્તશ કમર્બન્દે મન્
તો ગોફ્તી કે બુગ્સસ્ત પયવન્દે મન્
ઝુનાન્ બર્ગેરેફ્તમ ઝે ઝીને ખદન્ગ્
તો ગોફ્તી નદારમ બયક્ પશશહ્ સન્ગ્
કમર્બન્દ્ બોગસસ્તો બન્દે કબાય
ઝે ચન્ગશ ફેતાદમ નેગૂન્ ઝીરે પાય
૧૭૨ બદાન્ ઝૂર્ હર્ગેઝ્ નબાશદ્ હેઝબ્રૂ
દો પાયશ બખાક્ અન્દરૂન્ સર્ બઅબ્રૂ
સવારાને જન્ગી હમહ્ હમગોરૂહ
કશીદન્દમ અઝ્ ચન્ગે આન્ લખ્તે કૂહ
તો દાની ઝે શાહી દેલો ચન્ગે મન્
બજન્ગ્ અન્દરૂન્ ઝૂરો આહન્ગે મન્
બદસ્તે વયન્દર્ યકી પશશહ્અમ
વઝાન્ આફ્રીનેશ પુર્ અન્દીશહ્અમ
યકી પીલતન્ દીદમો શીરચન્ગ્
ન હૂશો ન દાનેશ ન રાયો ન સન્ગ્
એનાનશ સેપોરદહ્ બદાન્ પીલે મસ્ત
હમશ કૂહો હમ ઘારો હમ રાહે પસ્ત
દેલીરાનો શીરાન્ બસી દીદહ્અમ
એનાન્પીચ ચાન્ગૂનહ્ નશ્નીદહ્અમ
હમાના કે ગૂપાલે સીસદ્ હઝાર્
ઝદન્દશ બરાન્ તારકે નામદાર્
તો ગોફ્તી કે અઝ્ આહનશ કર્દહ્ અન્દ્
બરૂયો બસન્ગશ બર્આવર્દહ્ અન્દ્

તેણે કહ્યું કે “ એ નામ ઉઠાવનાર પાદશાહ !–આ લડાઈ શોધવી તારી ભૂલને લીધે થઈ.

એકતો એ કે તેં પાદશાહનો કોલ તોડયો–આગળા બુઝોર્ગોએ એવું કદી પણ કીધું નથી.

તું જાણતો નથી કે વચન તોડનારા–કેઠે પણ ઈઝ્ઝત પામતા નથી.

( તેથી કાંઈ ) એરચનાં તોખ્મથી ઝમીન પાક થઈ નથી ( એટલે એરચની અવલાદ તો હજુ ચાલુજ છે )–અને કાતેલ ઝેહર તર્યાક ( ઝેહરનો ઉતાર ) બન્યું નથી.

જ્યારે એક જાય છે ત્યારે બીજો તેની જગો ઉપર આવે છે–મુલક કાંઈ હાકેમ વગરનો રહેતો નથી.

કોબાદ આવ્યો અને માથાં ઉપર તાજ મૂકયું–તેણે વળી નવોજ કીનો શુરૂ કીધો.

સામની નસ્લથી એક સવાર પયદા થયો ( છે ) ઝાલે તેનું નામ રૂસ્તમ રાખ્યું છે.

તે ધુસ્સાભરેલાં મગરમચ્છની મિસાલ આવ્યો–જાણે ઝમીનને પોતાના શ્વાસે કરી બાળી નાખે.

તે એનીગમ પેલીગમ સઘળે દોડતો હતો–અને ગોર્ઝ, તલવાર અને લાતથી નીચે નાખતો હતો.

મારા જીવની કીમત તેની આગળ એક ચમટી ખાક જેટલી પણ ન થઇ–તેના ગોર્ઝનો સાદ હવામાં પણ ભરાઇ ગયો ( ચો તરફ ફેલાઇ ગયો ).

આપણું સઘળું લશ્કર તેણે વીખેરી નાખ્યું–દુન્યામાં કોઇએ આવી અજાયબી જોઇ ન હશે.

તેણે એક બાઝૂ ઉપર મારો ઝુન્ડો જોયો–( તેથી ) તેણે ભારી ગોર્ઝ, ઝીન ઉપર મૂકયો.

અને દોડતો આવી મારો કમરબંદ પકડયો–જાણે મારા સાંધેસાંધા છુટા પડી ગયા.

મને ઘોડાના ઝીન ઉપરથી એવીતો સેહલાઇથી ઊંચકી લીધો–કે જાણે મારામાં એક મચ્છર જેટલું પણ વઝન ન હોય.

મારા કમરબંદ અને પેહેરણના બંદ ટુટી ગયા–હું તેના હાથમાંથી પગ હેઠળ ઊંધો પડયો.

સિંહમાં પણ તેનાં જેટલું તો ઝોર ન હશે–તેના બન્ને પગ ઝમીન ઉપર અને માથું વાદળ ઉપર ( એટલો ઊંચો ) છે.

જંગી સવારોએ એકઠા થઇને–તે પહાડના ટુકડાનાં હાથમાંથી મને ખેંચી કાઢયો.

મારી હિમ્મત, મારો પોલાદી પંજો, મારૂ ઝોર, અને મારી હુમ્લો કરવાની ઢબતો તું જાણે છે.

( પણ એ બધું છતાં ) તેના હાથમાં તો હું એક મચ્છર જેવોજ છું–એવાં માણસનો મને ઘણો વિચાર આવે છે.

મેં તેને એક હાથીનાં તનનો અને સિંહની ચુંગાલનો માણસ જોયો–જોકે તેનામાં હજુ અકલ, દાનાઇ, વિચાર અને અંદાઝો આવ્યો નથી.

તેણે પોતાની લગામ મસ્ત હાથી જેવા (ઘોડા)ને સોંપી દીધેલી–તેને મનસે પહાડ કે ખાડા ખબોચ્યા કે ઊંચી નીચી જગા સઉ સરખુંજ છે.

મેં ઘણા દેલીરો અને સિંહો જોયા છે–( પણ ) આવો સવાર તો સાંભળ્યો પણ નથી.

હું ધારૂં છું કે ખચીત ત્રણ લાખ ( એટલે પુષ્કળ ) ગોર્ઝ (લશ્કરે)–તે નામદારની કોલાહ ઉપર માર્યાં હશે,

પણ જાણે તે લોઢાનો ઘડેલો છે–યા કાંસાં અને પત્થરનો બનાવેલો છે ( કે તેના ઉપર કસી અસર થઈ નહીં ).

ચે દર્યાશ પીશો ચે બબ્રેબેયાન્
ચે દરૂન્દહ્ શીરો ચે પીલે ઝેયાન્
હમીતાખ્ત ચકુસાન્ ચુ રૂઝે શેકારૂ
બબાઝી હમીઆમદશ કાર્ઝારૂ
ચુનૂ ગરૂ બુદી સામરા દસ્તબોરૂદ
ઝે તુર્કાન્ નમાન્દી સરફરાઝ ગોરૂદ
જોઝ અઝ આશતી જોસ્તનત રાએ નીસ્ત
કે બા ઊ સેપાહે તોરા પાએ નીસ્ત
જહાનજૂયો પોશ્તે સેપાહત મનમ
બદુશ્વારી અન્દરૂ પનાહત મનમ
નમાન્દસ્ત બા ઊ મરા તાવ્ હીચ
બેરવ્ રાએઝન્ આશ્તીરા પસીચ
હમાન્ બખ્શે ઈરજ્ ઝે ઈરાન્ ઝમીન્
કે દાદશ ફરીદુને બા આફ્રીન્
ઝમીની કુજા આફરીદુને ગોરૂદ
બદાનગહ્ બતૂરે દેલાવરૂ સેપોરૂદ
બમન્ દાદહ્ બૂદન્દો બખ્શાન્દહ્ રાસ્ત
તોરા કીને પીશીન્ નેયાયદત ખાસ્ત
અઝાન્ ગરૂ બેગર્દીમો જન્ગ્આવરીમ
જહાન્ બરૂ દેલે ખીશ તન્ગ્આવરીમ
તો દાની કે દીદન્ બેહ્ અઝ આગેહીસ્ત
મેયાને શનીદન્ હમીશહ્ તેહીસ્ત
અઝ એમરૂઝ કારી બફર્દા મમાન્
કે દાનદ કે ફર્દા ચે ગરૂદદ ઝમાન્
તોરા જન્ગે ઇરાન્ ચુ બાઝી નમૂદ
ઝે બાઝી સેપહરા દરાઝી નમૂદ
ગુલેસ્તાન્ કે એમરૂઝ ગરૂદદ બહારૂ
તો ફર્દા ચેની ગુલ નેયાયદ બકારૂ
નેગરૂ તા ચે માયહ્ સનાનહાએ ઝરૂ
હમાન્ તર્કે ઝરૂરીનો ઝરૂરીન્ સેપરૂ
હમાન્ તાઝી અસ્પાન્ બઝરૂરીન્ લગામ
હમાન્ તીઘે હેન્દી બઝરૂરીન્ નેયામ
અઝીન્ બીશતરૂ નામદારાને ગોરૂદ
કે બાદ અન્દરૂ આમદ બખારી બેબોરૂદ
ચુ કલ્બાદો ચૂન્ બાર્માને દેલીરૂ
કે બૂદી શેકારશ હમહ્ નરૂરહ્ શીરૂ
ખઝર્વાન કુજા ઝાલ્ બેશકસ્ત ખોરૂદ
નમૂદશ બગોર્ઝે ગેરાન્ દસ્તબોરૂદ
શમાસાસ કાન્ બૂદ લશ્કરૂ પનાહ્
કે કારન્ બેકોશતશ બઆવરૂદગાહ્
કલૂને દેલાવરૂ કે રોસ્તમ બેકોશ્ત
કુનૂન્ બાદ માન્દસ્ત ઝીનહા બમોશ્ત
બેઝીન્ નામદારાન્ દેગરૂ દહ્ હઝારૂ
ફેઝૂન્ કોશ્તહ્ આમદ બરીન્ કાર્ઝારૂ
બતરૂ ઝીન્ હમહ્ નામો નન્ગે શેકસ્ત
શેકસ્તી કે હરગેઝ નેયાયદશ બસ્ત
ગરૂ અઝ મન્ સરે નામવરૂ કોશ્તહ્ શુદ
કે અગ્રીરસે પુરહોનરૂ કોશ્તહ્ શુદ
જઝાએ બદો નીકીએ રૂઝગારૂ
દરૂ એમરૂઝ ફર્દા ગેરેફતમ શુમારૂ

તેની નઝદીક શું દર્યા કે શું બબ્બેબયાન-શું ફાડીખાનારા સિંહ કે શું મસ્ત હાથી (વિસાદમાં નથી).

જાણે શિકાર કરતો હોય તેમ સેહલાઈથી ઘોડો ડપટાવતો હતો- ૧૭૩
લડાઇને તો તે રમતજ સમજતો હતો.

એવી શકિત અગર સામમાં હતે-તો તુર્કોઓમાંથી એકપણ સરફરાઝ પેહલવાન જીવતો રાખતે નહીં.

તને હવે સુલેહ કરવા સિવાય બીજો ઇલાજ નથી-કારણકે તેની સામે થવાની તારા લશ્કરમાં તાકત નથી.

નામ ઉઠાવનાર અને તારા લશ્કરનો આધાર હું છું-મુશ્કેલીમાં તને આસરો આપનાર હું છું.

( છતાં ) મને તેની સાથ લડવાની મુદ્દલ તાકત રહી નથી-તું તેની સાથ સુલેહ કરવાની તૈયારી કર.

ઇરાન ઝમીનનો એરચનો ભાગ, કે જે તેને મુબારક ફરીદુને આપ્યો હતો,

અને તે ઝમીન કે જે પેહલવાન ફરીદુને-સાથે સાથે દિલાવર તૂરને સોંપી હતી,

તે તેઓએ આપણને આપી અને તે વાજબી રીતે બક્ષેલી છે-તેથી હવે તું આગળા કીનાનો વિચાર છોડીદે.

જો આપણ એ વિચારથી દૂર જઇને લડાઇ કરીશું-તો આપણે પોતાનીજ ખરાબી કરીશું.

તું જાણે છે કે સાંભળ્યા કરતાં નઝરે નઝર જોવું એતો હમેશે સારૂંજ હોય છે-કારણ સાંભળેલી વાતમાંતો ઠાલી પોકલપણુંજ હોય છે.

તું આજનું કામ આવતી કાલ ઉપર ના રાખ-કોણ જાણે છે કે ૧૭૪
આવતી કાલે શું થશે?

તને ઇરાનની લડાઇ ખેલ માફક જણાઇ-પણ તે ખેલ લશ્કરને ભારી પડી ગયો.

જે બગીચો કે આજે ખીલેલો હોય-ત્યાં તું આવતી કાલે ફૂલ જોવા જાય તો શા ખપનાં?

તું જોકે કેટલા બધા સોનેરી ભાલા,-સોનેરી કોલાહ અને સોનેરી ઢાલ,

તેમજ સોનેરી લગામ સાથના અરબી ઘોડા-તેમજ સોનેરી મેયાન સાથની હિન્દી તલવાર,

એથી વધુ પેલા નામદાર પેહલવાનો જે બધાને લડાઇનો વંટોળિયો ઘસડી ગયો છે.

જેવાકે કલ્બાદ અને દેલીર બાર્માન-કે જેઓનો શિકાર સઘળો નર-સિંહનોજ હતો.

ખઝર્વાન કે જેને ઝાલે પોતાના ભારી ગોર્ઝનો હોનર બતાવી છુંદી નાખ્યો.

શમાસાસ કે જે લશ્કરની પનાહ હતી-તેને કારને લડાઇના મયદાનમાં માર્યો.

દેલાવર કલૂન જેને રૂસ્તમે માર્યો, એ બધાના નામ નિશાન હવે રહ્યાં નથી.

એ નામદારો ઉપરાંત બીજા વધુ દશ હઝાર, લડાઈમાં માર્યા ગયા છે. ૧૭૫

એ બધાં ઉપરાંત હાર ખાધાની નામોશી-કે જે નામોશી કદીપણ મીટવાની નથી.

હવે જો મારે હાથે એક નામવર માર્યો ગયો છે-અને તે હોનરમંદ અઘ્રીરસ.

તો સારૂં અને નરસું આજે બરાબર થઇ ગયું છે-અને એનો શેવટનો હિસાબ તું આવતી કાલ ઉપરજ ( કયામત માટે ) રહેવાદે.

કે બાઝ્ આમદન્દમ હમાન્ સરૂકશાન્
પસે પોશ્તે હર્ યક્ દેરફુશાન્ ફશાન્
બસી યાદ્ દાદન્દમ અઝ્ રૂઝગારૂ
દમાન્ અઝ્ પસે મન્ દવાન્ ખારો ઝારૂ
હરાન્ગહ્ પશીમાની આમદ્ બપીશ
પુરઝ્ ઘમ શુદહ્ દેલ્ ઝે કેર્દારે ખીશ
બસી ગશ્તમ્ આઝરૂદહ્ અઝ્ રૂઝગારૂ
બેબખ્શદ્ ગેનાહે મરા શહ્રૂયારૂ
કુનૂન્ અઝ્ ગુઝશ્તહ્ મકુન્ હીચ યાદ્
સોવી આશ્તી યાઝ્ બા કયકોબાદ્
અગ્ર્ દીગરૂ આયદ્ યકી આરૂઝૂય
બગેરૂદ્ અન્દરૂ આયદ્ સેપહ્ ચારૂ સૂય
૧૭૬ બયકૂ દસ્ત્ રોસ્તમ્ કે તાબન્દહ્ હૂરૂ
ગહે રઝમ્ બા ઊ નતાબદ્ બઝૂરૂ
બદસ્તે દેગરૂ કારને રઝ્મઝન્
કે ચશ્મશ્ નદીદસ્ત્ હરૂગેઝ્ શેકન્
સેદીગરૂ ચુ કશ્વાદે ઝરૂરીન્ કોલાહ્
કે આમદ્ બઆમુલ્ બેબોરૂદ્ આન્ સેપાહ્
ચહારોમ્ ચુ મેહ્રાબે કાબુલ્ ખોદાય
કે સાલારે શાહસ્ત્ બા ફરૂરો રાય

કારણકે આપણા સરદારો મારી ( નઝદીક ) પાછા આવ્યા છે-તે ( બહાદુરો જે ) દરેકની પીઠ પછાડી ઝળકતા ભાલા ( હતા ),

તેઓએ મને મારા ખુવારી સાથે નાસી આવ્યા પછી-મારી પુઠે આવતાં તેઓ ઉપર શું શું વીત્યુ તે બધું કહયું છે.

જ્યારે મારા મનમાં પસતાવો લાગતો-ત્યારે મારાં પોતાનાં કીધેલાં કામોથી હું દિલગીર થતો.

હું ઝમાનાથી ઘણો દુઃખી થયો છું, (હવેતો) પાદશાહ મારો ગુનાહ બક્ષે.

હવે તું ગઈ ગુઝરીને યાદ ના કર-અને કયકોબાદ સાથે સુલેહ કરવાની કોશેશ કર.

અને જો તારો કાંઇ જુદોજ વિચાર થયો-તો ચારો તરફથી લશ્કર એકઠું થઇ જશે.

અને ( યાદ રાખજે કે ) પેલી તરફ એકતો રૂસ્તમ છે જેની સામે લડાઇ વખતે ઝળકતો સૂર્ય પણ ટકી શકશે નહીં.

બીજો લડાયક કારન-કે જેની આંખે હારતો કદી જોઈજ નથી.

ત્રીજો સોનેરી કોલાહવાળો કેશ્વાદ-કે જે આમુલ આવી પેલા ઈરાની કયદીઓને છોડવી લઇ ગયો.

ચોથો કાબુલનો હાકેમ મેહ્રાબ-કે જે પાદશાહનો સરદાર અને દબદબા અને અકલવાળો છે."

## નામએ પશન્ગ્ બકયકોબાદ્ વ આશ્તી ખાસ્તન્.

સેપહ્દારે તૂરાન્ દો દીદહ્ પુરાબ્
શેગેફ્તી ફેરૂ માન્દ્ ઝફ્રાસેયાબ્
કે અન્દાન્ સુખુનહાશ યાદ્ આમદસ્ત
સરશરા કુનૂન્ રાયો દાદ્ આમદસ્ત
યકી મરૂદ્ બા હૂશો દેલ્ બરૂગઝીદ્
બઈરાન્ ફેરેસ્તાદ્ ચૂન્ મીસઝીદ્
કે વીસહ્ બુદશ નામે આન્ નામવરૂ
બેરાદરૂ મરૂ ઊરા ઝે મામો પેદરૂ
દબીરે નવીસન્દહ્રા ગોફ્ત શાહ્
કે પીશ આરૂ કેર્તાસો મુશ્કે સેયાહ્
યકી નામહ્ બેન્વેશ્ત અર્ઝન્ગ્વારૂ
બરૂ કરૂદહ્ સદ્ ગૂનહ્ રન્ગો નેગારૂ
૧૭૭ બનામે ખોદાવન્દે ખોરૂશીદો માહ્
કે ઊ દાદ્ બરૂ આફ્રીન્ દસ્તગાહ્
ખોદાવન્દે બીચારો અમ્બાઝો જોફ્ત
અઝૂયસ્ત્ પયદાઓ પેન્હાન્ નેહોફ્ત
જહાન્આફ્રીનન્દએ બીનેયાઝ્
બફ્રમાને ઊ દાન્ નેશીબો ફરાઝ્
રવાન્ શુદ્ બફ્રમાને ઊ હૂરો માહ્
વઝૂ દારદ્ આરામ ખાકે સેયાહ્
ફરાઝન્દએ તાકે ફીરૂઝહ્ ફામ
બરારન્દએ સુબ્હ્ અઝવાને શામ

## કયકોબાદ ઉપર પશંગનું નામું અને તેનું સુલેહ ચાહવું.

તૂરાનના સરદાર ( પશંગે ) બન્ને આંખ પાણીભરેલી કીધી-તે અફ્રાસિઆબની આ વાતચિત્તથી અજબ થયો.

કે એને આટલીબધી વાત આવડી ગઈ છે-હવે એના માથાંમાં અકલ અને ઈન્સાફ આવ્યો છે.

તેણે એક દાના હિમ્મતવાળો મર્દ પસંદ કીધો-અને ઘટતી રીતે ઈરાન તરફ મોકલ્યો.

એ નામવરનું નામ વેસે હતું-એકજ માબાપથી અવતરેલો પોતાનો ભાઈ હતો.

પાદશાહે મુન્શીને કહયું-કે "કાગઝ અને સીઆહી લાવ."

એક નામું સુંદર ચિતાર અને રંગીન બોર્ડર સાથનું લખ્યું.

સૂર્ય અને ચાંદ્રના સાહેબનાં નામથી ( શરૂ કીધું )-કે "જેણે શુકાના કરવાની શકિત આપી છે.

તે દોસ્ત, ભાગ્યો અને જોડાં વગરનો સાહેબ છે-તેનાથીજ ઝાહેર અને છુપું છે.

તે ( સાહેબ ) કોઇની પણ મદદ વગર દુન્યા પયદા કરનારો ( છે )-તેના હોકમથી ચઢતી અને પડતી થાય છે.

તેના હોકમથી આફતાબ અને માહતાબ ફરતા થાય ( છે )-અને તેનાથીજ સીઆહ ખાક આરામ મેળવે છે.

પીરોઝા રંગનો મેહરાબ (યાને આસ્માન) રોશન કરનારો-સાંજમાંથી સવાર પાડનારો તેજ છે.

**શબે અમ્બરીન્ હેન્દુએ બામે ઉય**
**શફક્ દુર્દી આશામ અઝ્ જામે ઉય**
**ખુર્ અઝ્ રાહ્‌ જૂઈ ચુ ખૂબાને ચીન્**
**પરસ્તારએ ચાર્ બાલેશ નેશીન્**
**મહે નવ ઝે રાહે સર્ અફ્ગન્દગી**
**બયૂશ અન્દરૂન્ હલ્કએ બન્દગી**
**યકીરા બરારદ્ બચર્ખે બલન્દ્**
**યકીરા બખાક્ અફ્કનદ્ મુસ્તમન્દ્**
**વઝ્ બર્ રવાને ફરીદૂન્ દોરૂદ્**
**કેઝ્ દારદ્ ઈન્ તોખ્મે મા તારો પૂદ્**
**કુનૂન્ બેશનવ અય નામવર્ કયકોબાદ્**
**સોખુન્ ગૂયમ અઝ્ રાહે શાહીઓ દાદ્**
**કે અઝ્ તૂર્ બર્ ઈરજે નીકુબખ્ત**
**બદ્ આમદ્ પદીદ્ અઝ્ પયે તાજો તખ્ત**
**ગર્ ઈન્ કીનહ્ અઝ્ ઈરજ્ આમદ્ પદીદ્**
**મેનૂચેહર્ સર્ તા સર્ આન્ કીન્ કશીદ્**
**બશાન્ બર્ હમીરાન્દ્ બાયદ્ સખુન્**
**નબાયદ્ કે પર્ખાશ માનદ્ ઝે બુન્**
**બર્ આન્ હમ કે કરૂદ્ આફરીદૂન્ નુખોસ્ત**
**કુજા રાસ્તીરા બબખ્શેશ બેજોસ્ત**
**સઝદ્ ગર્ બેમાનીમ મા હમ બરાન્**
**નગર્દીમ ઝાઇનો રાહે સરાન્**
**ઝે ખર્ગાહ્ તા માવરોલનહર્ દર્**
**કે જયહૂન્ મેયાનસ્તશ અન્દર્ ગુઝર્**
**બરો બૂમે મા બૂદ્ હન્ગામે શાહ્**
**નકરૂદ્ અન્દરીન્ મરૂઝ્ ઈરજ્ નેગાહ્**
**હમાન્ બખ્શે ઈરજ્ બુદ્ ઈરાન્ ઝમીન્**
**કે અઝ્ આફરીદૂન્ બુદો આફ્રીન્**
**અઝાન્ ગર્ બેગર્દીમો જન્ગ્ આવરીમ**
**જહાન્ બર્ દેલે ખીશ તન્ગ્ આવરીમ**
**બુવદ્ ઝખ્મે શમ્શીરો ખેશ્મે ખોદાય**
**નેયાબીમ બહ્રહ્ બહર્ દુ સરાય**
**દેગર્ હમચુનાન્ ચૂન્ ફરીદૂને ગોરૂદ્**
**બસલ્મો બતૂરો બઈરજ્ સેપોરૂદ્**
**બેબખ્શીમ અઝાન્ પસ નજૂયીમ કીન્**
**કે ચન્દીન્ બલા ખુદ્ નેયર્ઝદ્ ઝમીન્**
**સરે ઝેન્દએ ઝાલ્ ચૂન્ બર્ફ્ ગશ્ત**
**ઝે ખૂને યલાન્ ખાક્ શન્ગર્ફ્ ગશ્ત**
**સરન્જામ હમ જોઝ્ બબાલાએ ખીશ**
**નેયાબદ્ કસી બહ્રહ્ અઝ્ જાએ ખીશ**
**બેમાનીમ બા આન્ રશે પન્જ્ ખાક્**
**સરાપાએ કેર્બાસો જાએ મઘાક્**
**દેગર્ આરૂઝૂયસ્ત અન્દૂહો રન્જ્**
**શુદન્ તન્ગ્દેલ દર્ સરાએ સેપન્જ્**
**બગર્ બાઝ્ લશ્કર્ બજન્ગ્ આવરીમ**
**સરે ખુદ્ બદામે નેહન્ગ્ આવરીમ**
**હમાના કે નીકી બેહ્ અઝ્ કારે બદ્**
**નજૂયીમ મા દીગર્ આઝારે ખદ્**
**અગર્ રામ ગર્દદ્ બદીન્ કયકોબાદ્**
**સરે મરૂદે બેખ્રદ્ નગર્દદ્ ઝે દાદ્**

અંધારી રાત એ તેના મેહલનો ચોકીદાર છે-સાંજનાં ઝઝકળાંએ તેની જામ નીચે બેઠેલો થડો પીધો છે. ( જેથી તેનામાં રતાસ આવ્યો છે ).

તેનીજ કૃપાથી સૂર્ય ચીનાઇ માશુકો જેવા સણગાર સાથે-તેના તખ્ત આગળ ચાકરી કરે છે.

ચાંદરાતનો ચાંદ સર નમાવી-તેની ચાકરીમાં તત્પર રહે છે.

એકને તે બુલંદ આસ્માન સુધી ચઢાવે છે-( અને ) બીજાને હાજતમંદ કરી ખાકમાં નાખે ( છે ).

તેનાથી ફરીદૂનનાં રવાનને શાન્તિ હોજો !-કે જેની ઓલાદમાં આપણુ છિયે.

હવે ઓ નામવર કયકોબાદ ! તું સાંભળ-હું પાદશાહને ઘટે તેવા ઈન્સાફી અને ખરા સખુન કહું છું, ૧૭૮

કે નેકબખ્ત એરચને તૂરથી-તાજ અને તખ્ત માટેજ હાનિ પુગી.

જો એ કીનો એરચથી શુરૂ થયો-તો મિનોચેહરે તેનો પુરેપુરો બદલો લીધો.

હવે મારે એજ કહેવું છે કે આપસ આપસની લડાઈ હમેશે સુધી નહીં ચાલવી જોઇયે.

ફરીદૂને કીધેલા પહેલી વખતના ભાગ-કે જે ભાગ ઘણાજ ઇન્સાફ પૂર્વક કીધા હતા,

તેનેજ આપણુને પણ વળગી રહેવું જોઇયે-અને વડીલોની રાહરસ્મ છોડવી ન જોઇયે.

“ ખરગાહ ” થી “ માવરોલનેહર ” સુધી-કે જેની વચ્ચે જેહૂન નદી આવે છે, ( જૈહૂન નદીથી જેની હદ બંધાય છે ),

તે અમારો ભાગ છે કે જે ઉપર શાહ ફરીદૂનની હયાતીમાં એરચ કશી પણ દેખરેખ રાખતો હતો નહીં.

એરચનો ભાગતો ઈરાન ઝમીનનો હતો-કે જે શાહ ફરીદૂનથી તેને બક્ષી દોઆ સાથ મળ્યો હતો.

હવે જો આપણ એનાથી ફરી જઇયે અને લડાઇ કર્યે-તો આપણુ પોતાને હાથેજ પોતા ઉપર દુઃખ લાવ્યે.

એમાં ( લડાઈ કીધામાં ) તલવારો અથડશે, ખોદા ગુસ્સે થશે અને આપણે બન્ને દુન્યામાં બદનામ થઈશું. ૧૭૯

માટે જેવી રીતે પેહલવાન ફરીદૂને-સલ્મ, તૂર અને એરચને સોંપ્યું હતું

તેમજ આપણુ રહેવા દઇયે અને ફરી લડાઈ કર્યે નહીં-કારણુ દુન્યા પોતે આવી લડાઈની કીમત લાયકની નથી.

બુઝોર્ગ ઝાલનું માથું બરફ મિસાલ ( સફેદ ) થયું છે-(અને) પેહલવાનોનાં લોહીથી ખાક રાતી બનેલી છે.

અને શેવટે માણુસને પોતાનાં શરીરની લમ્બાઈ જેટલી ઝમીન સિવાય તેના ધન દોલતમાંથી કશુ પણુ મલતું નથી.

આપણુ પેહેરવા માટે એક ચાદર અને રહેવા માટે એક કબર સાથે પાંચ વામ લામ્બી ઝમીન એટલુંજ પોતાનું કરી શકીશું.

એ સિવાય બીજી બધી ઈચ્છાઓથી રંજ અને તકલીફજ થાય છે-અને આ ત્રણ પાંચ દહાડાની દુન્યામાં આફતનું મૂળ થઈ પડે છે.

હવે જો વળી પાછી લડાઈ કર્યે તો જાણી જોઇને મગરમચ્છનાં મોંઢામાં પડયે.

તું જાણકે નેકી બુરાઈ કરતાં ભલી ( છે )-તે માટે જાણી જોઈ આપણે પોતા ઉપર હવે દુઃખ નાખીશું નહીં.

જો કયકોબાદ આ કબૂલ કરે-અને જો તે ડાહયો માણસ ઇન્સાફની વાત પસંદ કરે,

૧૮૦ કસઅ્ મા નબીનન્દ જયહુન્ બખાબ્
વઅ્ ઈરાન્ નેયાયન્દ ઝાન્ રૂએ આબ્
મગર્ બા દોરૂદો સલામો પયામ
દો કેશવર્ બુવદ ઝીન્ સુખન્ શાદકામ
ચુ નામહ્ બમોહર્ અન્દર્ આવરદ શાહ્
ફેરેસ્તાદ નઅ્દીકે ઈરાન્ સેપાહ્
હમઅ્ ગઉહરો તાજો હમ તખ્તે ઝર્
હમઅ્ ખૂબ્રૂયાને ઝરૂીન્કમર્
અઅ્ અસ્પાને તાઝી બઝરૂીન્ સેતામ
હમઅ્ તીઘે હેન્દી બસીમીન્ નેયામ
ઝે પુર્માયહ્ ચીઝી કઝાન્ બૂમ ખાસ્ત
અબા નામહ્ આન્ હદયહા કરદ રાસ્ત
બેઓર્દન્દ નામહ્ બરે કયકોબાદ
સોખુન્ નીઅ્ અઝાન્ગૂનહ્ કર્દન્દ યાદ
ચુ બેશ્નીદ શાહ્ કયકોબાદ આન્ હમહ્
બર્આવર્દ સર્ અઅ્ મેયાને રમહ્

તો અમારામાંથી કોઈ ખાબમાં ( પણ ) જેહૂન નદી જોશે નહીં-તેમજ ઈરાનીઓ પણ નદી ઓળંગી એનીપાર આવે નહીં.

કદાચ આપસ આપસની મિત્રાચારી અને એખ્લાસથી-બન્ને મુલકોમાં આબાદાનીજ વધશે."

જ્યારે પાદશાહે નામુ મોહરબંધ કીધું-ત્યારે તે ઈરાની લશ્કર તરફ મોકલ્યું.

સાથે ગોહર, તાજ અને સોનેરી તખ્ત-તેમજ સોનેરી કમરબંદ (સાથ)ની લોન્ડીઓ,

સોનેરી લગામ સાથના અરબી ઘોડાઓ-તેમજ રૂપેરી મેયાન સાથની હિન્દી તલવારો,

તેમજ કીમતી ચીજ કે જે તે મુલકમાં થતી હતી-તે બધો હદયો નામા સાથે મોકલ્યો.

કાસેદે કયકોબાદને નામુ પુગાડયું-અને ઝબાની સંદેસો પણ કહયો.

જ્યારે પાદશાહ કયકોબાદે તે સઘળું સાંભળ્યું-ત્યારે તેણે માથું ઊંચક્યું.

## પાસોખે નામએ પશન્ગ અઝ્ કયકોબાદ્ વ બાઝ્ ગશ્તને પશન્ગ્ બતૂરાન્.

## કયકોબાદ તરફથી પશંગનાં નામાનો જવાબ અને પશંગનું તૂરાન તરફ પાછું ફરવું.

ચુનીન્ દાદ પાસોખ કે દાની દુરોસ્ત
કે અઅ્ મા નબુદ પીશદસ્તી નુખોસ્ત
ઝે તૂર્ અ[…]ર્ આમદ નુખોસ્તીન્ સેતમ
કે શાહી ચુ ઈરજ શુદ અઅ્ તખ્ત કમ
૧૮૧ બદીન્ રૂઅ્ગાર્ અન્દર્ અફ્રાસેયાબ્
બેયામદ બઈરાનો બોગ્ઝાશ્ત આબ્
શનીદી કે બા શાહે નવદર્ ચે કરદ
દેલે દામો દદ શુદ પુરઅ્ દાઘો દરદ
ઝે કીનહ્ બએઘ્રીરસે પુર્ખરદ
ન આન્ કરદ કઅ્ મરદુમી બર્ખરદ
ઝે કેર્દારે બદ ગર્ પશીમાન્ શવીદ
બનવ્વી ઝે સર્ બાઅ્ પયમાન્ શવીદ
મરા નીસ્ત અઅ્ કીનહ્ આઝારો રન્જ
પસીચીદહ્અમ દર્ સરાએ સેપન્જ
શુમારા સેપારમ્ અઝાન્ રૂએ આબ્
મગર્ યાબદ આરામશ અફ્રાસેયાબ્
બનવ્વી યકી બાઅ્ પયમાન્ નેબેશ્ત
બબાઘે બુઝોર્ગી દરખ્તી બેકેશ્ત
ફેરેસ્તાદહ્ આમદ બસાને પલન્ગ્
રસાનીદ નામહ્ બનઅ્દે પશન્ગ્
ચુનહ્ બર્નેહાદો સેપહ્રા બેરાન્દ
હમી ગરદ બર્ આસ્માન્ બર્ફેશાન્દ
ઝે જયહૂન્ ગુઝર્ કરદ માનન્દે બાદ
વઝાન્ આગહી શુદ બરે કયકોબાદ

એવો પાછો જવાબ લખાવ્યો કે "તું જાણે છે તો ખરો-કે આ લડાઈની પહેલ અમો તરફથી નથી થઈ.

પહેલો ઝુલ્મ તો તૂર તરફથીજ થયો-જ્યારે તેણે તખ્ત એરચ જેવા શાહ વિનાનું કીધું.

હાલમાં અફ્રાસિયાબ-નદી ઓળંગી ઇરાનમાં આવ્યો,

અને તેં સાંભળ્યુ હશે કે તેણે શાહ નવદર સાથ શું કીધું ?-કે જે કરપીણ કામથી જાનવરો વટીકના દિવસ ઘમગીન અને દુઃખી રયા.

તેમજ વળી અકલમંદ અઘ્રીરસ સાથે-કીના લેવામાં તેણે માણસાઇને ન છાજતું કામ કીધું.

હવે અગર તમો બૂરાં કામથી પશેમાન થાઓ-અને નવેસરથી પાછો સઘળો કોલ કરાર કરો ( તો )

જો કે હું મારી સઘળી કીનેલી તૈયારીઓ સાથે-ઘણોજ સારી પખે કીનો લઈ શકુ છું,

છતાં નદીની પેલી તરફનો મુલક તમોને સોંપું છું-હવે કદાચ અફ્રાસિયાબને ઠાઠક પડશે."

એ પ્રમાણે તેણે નવેસરથી કરારનામુ કીધું-અને પોતાની મોટાઈના બગીચામાં એક નવું ઝાડ રોપ્યું.

કાસેદ ચિત્તાની ઝડપે આવ્યો-અને પશંગને નામુ પહોંચાડયું.

તેવોજ તેણે સરસામાન ઉપાડયો અને લશ્કર પાછું ફેરવ્યું-જેની ધૂળ આસ્માન સુધી ચડી.

તેણે પવનની મિસાલ જેહૂન નદી પસાર કીધી-અને તેની ખબર કયકોબાદની નઝદીક પુગી.

સુનાન્ ગશ્ત શાદાન્ દેલે શહ્રૂયારૂ
કે દોશ્મન્ શુદ અઝ્ પીશ બીકાર્ઝારૂ
બદૂ ગોફ્તુ રોસ્તમ્ કે અય શહ્રૂયારૂ
મજૂ આશ્તી દરૂ ગહે કાર્ઝારૂ
નબુદ આશ્તી પીશ અઝ્ આવરૂદ શાન્
બદીન્ રૂઝ્ ગોર્ઝે મન્ આવરૂદ શાન્
સુનીન્ ગોફ્તુ બા નામવરૂ કયકોબાદ
કે ચીઝી નદીદમ્ નેકૂતરૂ ઝે દાદ
નબીરહ્ ફરીદૂને ફરૂરોખ પશન્ગ્
બસીરી હમી સરૂ બેપીચદ ઝે જન્ગ્
સઝદ્ ગરૂ હરાન્ કસ કે દારદ ખરદ
બકઝ્ઝીઓ નારાસ્તી નન્ગરદ
ઝે ઝાબુલસેતાન્ તા બદર્યાએ સેન્દ
નેવેશ્તીમ્ અહ્દે તોરા બરૂ પરન્દ
તો શાત્ તખ્ત બા અફૂસરે નીમરૂઝ્
બેદારો હમીબાશ ગીતીફેરૂઝ્
બઝાન્ રૂએ કાબુલ બમેહરાબ્ દેહ્
સરાસરૂ સનાનત બઝહરૂ આબ્ દેહ્
કુજા પાદશાહીસ્ત બીજન્ગ્ નીસ્ત
વગરૂ ચન્દ રૂએઝમીન્ તન્ગ્ નીસ્ત
બસી ખેહઅત આરાસ્ત શાહે રમહ્
બરે પહ્લવાનાન્ સેપોરૂદ આન્ હમહ્
બરોસ્તમ્ બસી જામહો અસ્પ દાદ
બદાન્સાન્ કે બુદ દરૂખુરે કયકોબાદ
સરશારા બેયારાસ્ત અઝ્ તાજે ઝરૂ
હમાન્ ગોરૂદગાહશ બઝરૂરીન્ કમરૂ
ઝે યક રૂએ ગીતી મરૂ ઊરા સેપોરૂદ
બેબૂસીદ રૂએ ઝમીન્ મરૂદે ગોરૂદ
અઝાન્ પસ ચુનીન્ ગોફ્તુ ફરૂરોખ કોબાદ
કે બીઝાલ તખ્તે બુઝોર્ગી મબાદ
બયકૂ મૂએ દસ્તાન્ નેયર્ઝદ જેહાન્
કે ઊ માન્દ માન્ યાદગારૂ અઝ્ મેહાન્
યકી જામએ શહ્રૂયારી બઝરૂ
ઝે યાકૂતો પીરૂઝહ્ તાજો કમરૂ
નેહાદન્દ મહ્દ અઝ્ બરે પન્જ પીલ
ઝે પીરૂઝહ્ રખ્શાન્ તરૂ અઝ્ આબે નીલ
બગોસ્તરૂદ જરૂબફ્ત બરૂ મ:દ ઝરૂ
યકી ગન્જ કશ કસ નદાનેસ્ત મરૂ
ફેરેસ્તાદ નઝ્દીકે દસ્તાને સામ
કે ખેહઅત તોરા ઝીન્ ફુઝૂન્ બાદો કામ
દેગરૂ બારહ્ ઝીન્ બેહ્તરૂ આરાયમન
દરે ગન્જહા પીશ બોકુશાયમન
અગરૂ બાશદમ્ ઝેન્દગાની દરાઝ્
તોરા મન્ કુનમ્ દરૂ જહાન્ બીનેયાઝ્
હમાન્ કારને પીરે કશ્વાદરા
ચુ બર્ઝીનો ખરૂશાદે પૂલાદરા
બયારૂઆરૂન્દ ખેહઅત ચુનાન્ ચૂન્ સઝીદ
કસીરા કે ખેહઅત સઝાવારૂ દીદ
દેરમ્ દાદો દીનારો તીઘો સેપરૂ
કેરા બુદ દરૂખુરૂ કેલાહો કમરૂ

એથી પાદશાહનું દિલ ખુશહાલ થયું-કે દુશ્મન (પોતાની) આગળથી વગર લડાઈએ પાછો ફર્યો. ૧૮૨

પણ રૂસ્તમે તેને કહ્યું કે "ઓ પાદશાહ!-લડાઈના વખતમાં તું સુલેહની આશા ના રાખતો.

એતો મારા ગોર્ઝે એ લોકને આ દહાડો (સુલેહ કરવાનો) સુજ પાડયો-નહીં તો અગાઉ એ લોકોના હુમ્લાથી આપણને કયે દહાડે નચિન્તાઈ હતી?"

કયકોબાદે (તે) નામવરને કહ્યું-કે "ઈન્સાફ કરતાં કોઇ ચીઝ મેં વધારે સારી જોઈ નથી.

મુબારક ફરીદુનના નબીરા પશંગે-લડાઈથી ધરાઇ જઇને લડવાથી મોં ફેરવ્યું છે,

તેથી અકલમંદ માણસોને ઘટે છે-કે તેના એ કામને જૂઠું એને બનાવટી ન સમજે.

અમો તને ઝાબુલેસ્તાનથી તે સિન્ધુ નદી સુધીનો બધો મુલક ઈનામ તરીકે રેશમી કપડાં ઉપર લખી આપે છિયે.

તું જા (અને) નીમરોઝનું તખ્ત અને તાજ લે અને દુન્યાને સુધારનારો થા.

એની તરફ કાબુલ મેહરાબને આપ-(અને) તારા નેઝા અણિયાળાજ રાખજે;

કારણકે જ્યાં પાદશાહ છે ત્યાં લડાઈ થવાનીજ-જો કે દુન્યા કાંઇ નાનીસુની નથી."

એજ પ્રમાણે પાદશાહે બીજા પેહલવાનોને પણ ઘણોક સરોપાવ આપ્યો. ૧૮૩

જેવી રીતે કયકોબાદને (પોતાને) ઘટારત હતી-તેવી રીતે તેણે રૂસ્તમને ઘણો પોશાક અને ઘોડા આપ્યા.

તેનાં માથાં ઉપર સોનેરી તાજ મૂક્યું-અને કમર ઉપર સોનેરી કમરબંદ બાંધ્યો.

તેને દુન્યાનો એક ભાગ આપ્યો-(જેથી) તે પેહેલવાને પાદશાહને નમન કીધું.

ત્યાર પછી ભાગ્યશાળી કોબાદ બોલ્યો-કે બુઝોર્ગીનું તખ્ત ઝાલ વિનાનું નાહોતું.

ઝાલના એક બાલ બરાબર પણ આખી દુન્યા આવી શકતી નથી-કારણકે આપણા વડવાઓથી એજ યાદગાર રહેલો છે.

પાદશાહોને લાયકનો એક સોનેરી પોશાક-યાકૂત અને પીરોઝા જડીત તખ્ત અને કમરબંદ,

પાંચ હાથી ઉપર પીરોઝા જડીત અમારી મૂકી-જે નીલનાં પાણી કરતાં વધુ ઝળકતી હતી.

(તે) સોનેરી અમારી ઉપર સોનેરી વણતનાં કપડાં નાખ્યાં-તથા ગણી ન શકાય એટલો ખઝાનો.

તેણે (તે બધું) સામન દસ્તાનની નઝદીક મોકલ્યું-અને કહેવડાવ્યું કે "તને એથી પણ વધુ સરોપાવ મલજો અને તારી મુરાદો પુરી પડજો.

હું તને ભાગ્યે વખત આ કરતાં પણ વધારે નવાઝીશ-હું તારી આગળ ખઝાનાનો દરવાઝો ખોલીશ. ૧૮૪

જો હું લાંબો વખત જીવતો રહ્યો-તો કોઇ પણ તારી આશા પુરી કીધા વિનાની રાખીશ નહીં."

તેમજ બુઢ્ઢા કારન અને કેશ્વાદને-બર્ઝીન, અને પોલાદની ચુંગાલના ખરશાદને સરોપાવ આપ્યા.

(અને) બીજા જે કોઇને કે લાયક જોયા તેઓને વળી જે કોઇને વધુ લાયક જોયા તેઓને તાજ,

દિરમ, દીનાર અને ઢાલ આપ્યાં-તેમજ જેને કોલાહ અને કમરબંદ લાયક હતાં તે તેઓને આપ્યા.

# પાએતખ્ત્ સાખ્તને કયકોબાદ્ એસ્તખરૂરા વ ગેર્દે જહાન્ ગશ્તન્ વ મોર્દનશ્.

બઝાનજા સોવી પારૂસ અન્દર્ કશીદ
કે દર્ પારૂસ બુદ ગન્જહારા કલીદ
નેશસ્તનગહ્ આનગહ્ બએસ્તખર્ બૂદ
કયાનરા બદાન્ જાએગહ્ ફખર્ બૂદ
જહાની નેહાદન્દ રૌખ સૂએ ઊય
કે ઊ હસ્ત સાલારે દીહીમજૂય
બતખ્તે કયાન્ અન્દર્ આવરૂદ પાય
બદાદો બઆયીને ફરૂખોન્દહ્ રાય
ચુનીન્ ગોફ્ત બા નામવર્ બેખ્રદાન્
કે ગીતી મરા અઝ્ કરાન્ તા કરાન્
૧૮૫ અગર્ પીલ્ બા પશ્શહ્ કીન્ આવરદ
હમહ્ રખ્નહ્ દર્ દાદો દીન્ આવરદ
નખાહમ બગીતી જોઝ્ અઝ્ રાસ્તી
કે ખેશ્મે ખોદા આવરદ કાસ્તી
તન્ આસાની અઝ્ દાદો રન્જે મનસ્ત
કુજા આબો ખાકસ્ત ગન્જે મનસ્ત
હમહ્ પાદશાહાન્ મરા લશ્કરન્દ
સેપાહીઓ શહરી મરા યકસરન્દ
હમહ્ દર્ પનાહે જહાનદાર્ બીદ
ખેરદમન્દ બીદો બીઆઝાર્ બીદ
હરાન્ કસ કે દારદ ખુરીદો દેહીદ
સેપાસી ઝે ખુરદન્ મરા બરનેહીદ

બઝાન્ કસ કુજા બાઝ્ માનદ ઝે ખરૂદ
નેયાબદ હમી તૂશહ્ અઝ્ કાર્ કરૂદ
ચરાગાહ્ શાન્ બારગાહે મનસ્ત
હરાન્ કસ કે અન્દર્ પનાહે મનસ્ત
સેપાહી અઝાન્ પસ બગેરૂદ આવરીદ
બગર્દીદ યકસર્ જહાનરા બેદીદ
ચુ દહ્ સાલ્ બરગશ્ત્ ગેરદે જેહાન્
હમહ્ દાદ કરૂદ આશ્કારો નેહાન્
૧૮૬ બસી શહરે ખોરૂરમ્ બેના કરૂદ કય
ચુ સદ દેહ્ બેના કરૂદ બર્ ગેરૂદે રય
સોવી પારૂસ બેન્હાદ આનગાહ્ રૂય
ચુ ચન્ગે ઝમાનહ્ રસીદ અન્દર્ ઊય
નેશસ્ત અઝબરે તખ્ત બા મૂબદાન્
સેતારહ્‌શેનાસાનો હમ બેખ્રદાન્
સરાસર્ બેયાવર્દ ગોર્દાને ખીશ
બદીશાન્ નેગહ્ કરદ દેલ્ કરદ રીશ
અઝાન્ રફતહ્ નામઆવરાન્ યાદ કરૂદ
બદાદો દેહેશ ગીતી આબાદ કરૂદ
બરીનગૂનહ્ સદ સાલ શાદાન્ બેઝીસ્ત
નેગર્ તા ચુનીન્ દર્ જહાન્ શાહ્ કીસ્ત

# કયકોબાદનું એસ્તખરને પાયતખ્ત બનાવવું અને તેનું દેશેદેશ ફરવું અને મરણ પામવું.

ત્યાંથી તે પાર્સ ગયો-કે જ્યાં તેનો ખઝાનો હતો.

તે દહાડામાં એસ્તખર પાયતખ્ત હતું-પાદશાહોને તે જગા માટે મગરૂરી હતી.

સઘળાઓની એકમતીથી-કે તેજ પાદશાહીને લાયકનો છે.

તે કયાની તખ્ત ઉપર બેઠો-અને ઇન્સાફ તથા અકલમંદોની રાહ રસ્મ પ્રમાણે રાજ કરવા લાગ્યો.

તેણે નામવર અકલમંદોને કહ્યું-કે " તમામ દુન્યા મારે તાબે થઇ છે.

( મારા મુલકમાં ) જો હાથી મગત્રાં સાથે પણ ઝઘડો કરે-તો દીન અને ઈન્સાફમાં વાંધો પડી જાય.

હું દુન્યામાં રાસ્તી સિવાય કશું થવા દઇશ નહીં-કારણ જૂઠાંથી ખોદાનો કોપ ઉતરે છે.

મારી મેહનત અને ઇન્સાફથી મેં માણસોને સુખ આપ્યું છે-કારણકે મારો ખઝાનો એ ઝમીન અને પાણીજ છે.

સઘળા પાદશાહો મારા રખેવાળ છે-મારી આગળ સિપાહી અને શેહરી સરખા છે.

તમો સઘળા ખોદાની પનાહમાં હોજો !-અકલમંદ અને દુઃખ વગરના થજો !

તમો પાસે જે કશું હોય તેનો સારી પખે આનંદ ભોગવો અને છુટટે હાથે બક્ષેશ કરો-અને જેનો તમો આનંદ ભોગવો તે માટે મારી ઉપર પણ ભલી દુઆ કરજો !

જે લોકો પાસે ખાવાનું ન હોય-અને મેહનત કરીને રોઝી મેળવવાને અશક્ય હોય,

તે લોકો પોતાનો ખોરાક મારી દરબારમાંથી લે-અથવા જે લોકો મારા ફર્માનબરદારો છે તેઓ પણ લે."

ત્યાર પછી તેણે લશ્કરને ભેગું કીધું-અને દરેક જગાની તપાસ કરવા માંડી.

એ પ્રમાણે દશ વર્ષ સુધી એણે બધો મુલક તપાસ્યો-અને છુપો કે ઝાહેર બધે ઈન્સાફ ફેલાવ્યો.

કયકોબાદે ઘણા સુખાકારી ભરેલાં શેહરો વસાવ્યાં-જેવાં કે રયની આસપાસના સો કસ્બા.

હવે જ્યારે ઝમાનાએ એના ઉપર પણ હાથ લમ્બાવ્યો-ત્યારે તે પાર્સ તરફ પાછો ફર્યો.

તુન્જૂમીઓ અને અકલમંદો-તથા મોબેદોને એકઠા કરી તે તખ્ત ઉપર બેઠો.

પોતાના બધા પેહલવાનોને પણ ભેગા કીધા-પછી તે બધાને જોઇને ઝખમી દિલે,

તેણે ગુઝરી ગયેલા નામદારોને યાદ કીધા-તેણે ઈન્સાફ અને સખાવતથી દુન્યા આબાદ કીધી.

એ પ્રમાણે તે ખુશી ( સાથ ) સો વર્ષ જીવ્યો-તું વિચાર કર કે દુન્યામાં કોઈ એવો પાદશાહ થયો છે ?

પેસર્ બુદ મર્ ઊરા બેરદમન્દ ચાર્
કે બૂદન્દ અઝ્ દર્ જહાન્ યાદગાર્
નુખોસ્તીન્ ચુ કાઊસે બા આફ્રીન્
કયારશ દોવુમ્ બુદ સેવુમ્ કયપશીન્
ચહારોમ્ કયર્મીન્ કુજા બૂદ નામ
સેપોરૂદન્દ ગીતી બઆરામો કામ
ચુ સદ સાલ્ બોગ્ઝશ્ત્ બા તાજો તખ્ત્
સરન્જામ્ તાબ્ અન્દર્ આમદ બબખ્ત્
ચુ દાનેસ્ત્ કામદ બનઝદીક મરૂગ્
બેપેઝ્મોરદ ખાહદ હમી સબ્ઝ્ બરૂગ્
સરે માહ કાઊસે કયરા બેખાન્દ
ઝે દાદો દેહેશ ચન્દ બા ઊ બેરાન્દ
બદૂ ગોફ્ત્ મા બરૂનેહાદીમ રખ્ત્
તો બોગ્ઝાર્ તાબૂતો બરદાર્ તખ્ત્
ચુનાનમ કે ગૂઈ ઝે અલ્બોરૂઝ્ કૂહ
કુનૂન આમદમ શાદમાન બા ગોરૂહ
ચુ બખ્તી કે બીઆગહી બુગ્ઝરદ
પરસ્તન્દએ ઊ નદારદ ખરદ
તો ગર્ દાદગર્ બાશીઓ પાકરાય
બેયાબી બરશારા બદીગર્ સરાય
વગર્ આઝ્ ગીરદ સરતરા બદામ
બરૂઆરી યકી તીઘે તીઝ્ અઝ્ નેયામ
બદાન્ ખીશતન્ રન્જહ દારી હમી
પસ આન્રા બદોશ્મન્ સેપારી હમી
દરાન્જાએ જાએ તો આતશ બુવદ
બદુન્યા દેલત તલ્ખો નાખશ બુવદ
બેદાન્ અય ગેરામીએ નીકૂનેહાદ
બેબાયદ કે ફૂશી બઅદ્લો બદાદ
તોરા દાદમ ઈન્ તાજે શાહીઓ ગાહ
બદાદો દેહેશ પૂયો બેસ્પાર્ રાહ
બેગોફ્ત્ ઇનો શુદ ઝીન્ જહાને ફરાખ
ગુઝીન્ કરૂદ સન્દૂક બર્ તખ્તો કાખ
ચુનીન્ આમદ ઈન્ ગીતી અઝ્ ખૂયે સાઝ્
બેદારદ નેયાઝ્ આવરદ રન્જ બાઝ્
દરખ્તીસ્ત બા શાખે બેસ્યાર્ બાર્
બરશ તાઝહ ગુલ શાખ યકસર્ નેગાર્
નુખોસ્તાન્ બગુલ શાદખારત કુનદ
પસાન્ગહ દેલઅફ્ગારો ખારત કુનદ
બસી પાદશાહાને ગરૂદનફરાઝ્
કે રફ્તન્દ અઝીન્જા બગમોં ગોદાઝ્
કઝાન્શાન્ કુનૂન માન્દહ નામસ્તો બસ
બગીતી નમાન્દસ્ત જાવીદ કસ
જહાન્રા ચુનીનસ્ત રસ્મો નેહાદ
બેયારદ ઝે ખાકો દેહદ શાન્ બબાદ
ઝે ગોફ્તારે ફર્ઝાનહદેલ મરદે પીર્
સખુન બેશનવો યકબયક યાદ ગીર્
બસર્ શુદ કુનૂન કેસ્સએ કયકોબાદ
ઝે કાઊસ બાયદ કુનૂન કરૂદ યાદ
દરખ્તે બરૂમન્દ ચૂન શુદ બલન્દ
બર્ આયદ ઝે ગરૂદૂન બરૂ બર્ ગઝન્દ

દુન્યામાં તેની યાદગારી રહી જાય તેવા તેના ચાર છોકરા હતા જે સઘળા બુદ્ધિમાન હતા.

પહેલો વિખ્યાતી ભરેલો કાઊસ–બીજો કયઆરશ, ત્રીજો કયપશીન.

અને ચોથો કયઅર્મીન હતો–જેઓ સુખ અને શાન્તિમાં વખત ગુઝારતા હતા.

એને રાજ કરતાં જ્યારે એક સદી વીતી–ત્યારે નસીબે નવોજ ચકરાવો લીધો.

જ્યારે તેણે જાણ્યું કે મોત નઝદીક આવ્યું છે–( અને હવે ) લીલાં પાદડાં કુમળાશે, ૧૮૭

ત્યારે બેસતા મહિનાને દહાડે તેણે કયકાઊસને બોલાવ્યો–અને તેને ઈન્સાફ અને સખાવત બાબે ઘણું કહ્યું.

તે બોલ્યો કે “ હું કુચ કરવાની તૈયારી કરૂં છું–તું મારી મરણ ક્રિયા કરજે અને તખ્ત લેજે.

મને તો હજુ એવુંજ લાગે છે કે જાણે હું હમણાજ મારાં માણસો સાથે હસ્તો રમતો અલ્બોર્ઝ પહાડ ઉપરથી આવ્યો હોઉં.

હાય ! નસીબબી કેવું છે કે આપણને કશી પણ ચેતવણી આપ્યા વના બદલાઈ જાય છે–હવે ત્યારે જે એની અભિલાષ કરે છે તે મૂર્ખો છે.

અગર તું ઈન્સાફ અને નેક વિચારનો રહેશે તો તુ તેનું ફળ બીજી દુન્યામાં પામશે.

જો તું લોભ લાલચનાં ફાંદામાં પડશે–તો તેમ કીધાથી તું એક એવી તેઝ તલવાર બાહેર ખેંચશે,

કે જેથી પહેલાં તો તું પોતેજ ઝખમી થશે–અને પછી તે તારા દુશ્મનને હવાલે કરવી પડશે.

તેનાથી પેલી દુન્યામાં તારૂં રહેઠાણ દોઝખમાં થશે–અને આ દુન્યામાં તને તારૂં દિલ ડંખશે અને તું દુઃખી રહેશે.

માટે ઓ વહાલા અસીલ બેટા ! ધ્યાન રાખી–હમેશે ભલાઈ અને ઇન્સાફ કરવાનીજ કોશેશ કરજે.

આ પાદશાહી તાજ અને તખ્ત તને સોંપુ છું–તું ઈન્સાફ અને સખાવતનોજ રસ્તો ધરજે. ” ૧૮૮

તે એટલું બોલ્યો અને આ દુન્યા ( છોડી ) ગયો–તેણે મેહલ અને તખ્ત કરતાં પેટી ( ઘોર ) વધુ પસંદ પડી.

આ દુન્યા અસલથીજ એવીજ ચાલતી આવી છે–પહેલાં તે લાડમાં ઉછેરે છે અને પછી દુઃખમાં નાખે છે.

આ દુન્યા એક ફળથી ઝુમાયલી ડાળી સાથનું ઝાડ છે–જેના ફળ તાઝાં તૈયાર થવલાં અને ડાળીઓ રંગબેરંગી.

પહેલાં તે ફળ ફૂલથી તને ભરપુર કરી દે છે–અને પછી તને દિલગીર કરી તુચ્છકારી કાઢે છે.

ઘણા ગર્દનફરાઝ પાદશાહો–જેઓ અત્રેથી ઘણા ઠાઠમાઠ સાથે ગયા છે,

તેઓનું હવે નામ માત્રજ રહી ગયું છે–( આ ) દુન્યામાં કોઈ જાવેદાન રહયું નથી.

હમેશથીજ આ દુન્યાની એવી રીતી છે–કે તે માટીમાંથી ઉત્તપન્ન કરે છે અને પછી ધૂળધાણી કરી નાખે છે.

અકલમંદ બુઢ્ઢા મર્દની વાત–તું સાંભળ અને એકએક યાદ રાખ.

અત્રે કયકોબાદનો કિસ્સો તમામ થયો ( છે )–હવે કાઊસના (કિસ્સા) ઉપર ધ્યાન લગાડ.

કોઈ ફળફુલ ઝાડ ઉપર, જ્યારે તે ખૂબ ખીલી નીકળ્યું હોય–ત્યારે જો કોઈ આસ્માની આફત આવી પડે છે તો, ૧૮

શવદ્ બરૂગ્ પેઝ્મોરૂદહો બીખ્ સોસ્ત
સરશ સૂએ પસ્તી ગેરાયદ્ નુબોસ્ત
ચુ અઝ્ જાએગહ્ બોગ્સલદ્ પાએ ખીશ
બશાખે નવ્આચીન્ દેહદ્ જાએ ખીશ
મરૂ ઊરા સેપારદ્ ગુલો બર્ગો બાઘ
બહારી બકેર્દારે રઉશન્ ચરાઘ
અગરૂ શાખે બદ્ ખીઝદ્ અઝ્ બીખે નીકૂ
તો બા બીખે તુન્દી મેયાઘારૂ રીકૂ
પેદરૂ ચૂન્ બફર્ઝન્દ્ માનદ્ જેહાન્
કુનદ્ આશ્કારા બરૂ બરૂ નેહાન્
ગરૂ ઊ બેફ્કનદ્ ફરૂરે નામે પેદરૂ
તો બીગાનહ્ ખાનશ મખાનશ પેસરૂ
અગરૂ ગુમ કુનદ્ રાહે આમૂઝ્ગારૂ
સઝદ્ ગર જફા બીનદ્ અઝ્ રૂઝ્ગારૂ
ચુનીનસ્ત રસ્મે સરાએ કોહન્
સરશ હીચ્ પયદા નબીની જે બુન્
ચુ રસ્મે બદશ બાઝ્ યાબદ્ કસી
નખાહદ્ કે માનદ્ બદ્ દરૂ બસી

તેનાં પાતરાં કુમળાઈ જાય છે અને જડ નબળી પડી જાય છે–અને તે ઝમીન તરફ વાંકું વળવા માંડે છે.

એમ કરી જ્યારે તે જડમૂળથી ઉખડી જાય છે–ત્યારે તે કોઈ બીજાં એક નવાં માટે જગા કરે છે.

અને તેનેજ બગીચાની બધી સુંદરતા આવી જાય છે–તેમજ વળી પ્રકાશમાન વસંત રૂતુનો ઝળકાટ પણ આવે છે.

હવે જો તે સારી જડમાંથી કોઈ ખરાબ પીલો ફૂટી નીકળે–તો (ઓ ભલા માણસ!) તું તેને માટે અસલી જડને બદનામ ના કરતો.

બાપ જ્યારે બેટાને દુન્યા સોંપી જાય છે–ત્યારે તેને દરેક બાબદથી વાકેફ કરી જાય છે.

પછી જો તે પોતાના બાપના નામ અને ઈઝ્ઝતને નામોશી લગાડે–તો તું તેને બેટો ના સમજતો પણ પારકો જાણજે.

જો કોઈ પોતાના ગુરૂનો દેખાડેલો માર્ગ તજી દીએ–અને તેની ઉપર જો પછી વિપત્તિ પડે તો તે વાજબી છે.

આ પુરાણા મુસાફરખાનાની એજ રીત છે–એનું ધડ કે પૂછડું કાંઈ માલૂમ પડતું નથી.

જો કોઈ કે એનો બૂરો માર્ગ ધારણ કરે છે–તે અત્રે ઘણો વખત રહેવા પામતો નથી.

## કયકાઊસ્*

### પાદ્શાહીએ કયકાઊસ્ સદો પન્જાહ્ સાલ્ બૂદ્ બર્ તખ્ત્ નેશસ્તને કયકાઊસ વ આહન્ગે માઝન્દરાન્ કર્દન્.

### કાઊસની પાદશાહી દોઢસો વર્ષ હતી, કાઊસનું પાદશાહી તખ્ત ઉપર બેસવું અને માઝંદરાનનો ઈરાદો કરવો.

૧૫૦ ચુ કાઊસ બેગ્રેફ્ત ગાહે પેદરૂ
મરૂ ઊરા જહાન્ બન્દહ્ શુદ્ સરબસરૂ
જે હરૂ ગુનઈ ગન્જ આગન્દહ્ દીદ્
જહાન્ સરૂબસરૂ પીશે ખુદ્ બન્દહ્ દીદ્
હમઝ્ તખ્તો હમ તઉકો હમ ગુશ્વારૂ
હમાન્ તાજે ઝરૂરીન્ ઝબર્જદનેગારૂ
હમાન્ તાઝી અસ્પાને આગન્દહ્યાલ્
બગીતી નદાનેસ્ત કસરા હમાલ્

જ્યારે કાઊસે બાપનું તખ્ત લીધું–ત્યારે તમામ દુન્યા તેની તાબેદાર થઈ.

તેણે તરેહવાર ખઝાનો એકઠો કીધેલો જોયો–તમામ જેહાન પોતાની નઝદીક તાબેદાર જોઈ.

તેણે તખ્ત, સાંકળી અને બાલી–તેમજ પોખરાજ જડીત સોનેરી તાજ.

તેમજ માતેલી ગર્દનના અરબી ઘોડા–એ સઘળું જ્યારે જોયું ત્યારે પોતા જેવો દુન્યામાં બીજો કોઈ નથી એમ સમજવા લાગ્યો.

---

* અવસ્તાનો "કવિ ઉસધન" પેહલવીનો "કેકાઉસ." પેહલવી પ્રમાણે એ કયકોબાદના છોકરા અપિવેહનો છોકરો હતો. ફિર્દોસી એને કયકોબાદનોજ છોકરો ગણે છે. અવસ્તા પ્રમાણે આ પાદશાહને કુદરતી ખોરહ હતું, જે ઉપરથી શાહ ગોસ્તાસ્પને દોઆ કરતાં પયઘમ્બર ઝરતોશ્ત કહે છે કે "કાઉસના જેવો પુર ચળકાટવાળો થજે." પેહલવી પ્રમાણે પણ એણે ૧૫૦ વર્ષ રાજ્ય કર્યું હતું. ફર્વર્દીન યશ્તમાં એની ફ્રવશીને આરાધી છે. પાઝંદ આશીર્વાદમાં એને "આગાહમંદ" તરીકે ઓળખાવ્યો છે. આ પાદસાહનાં વધુ વર્ણન માટે જુઓ ખોલાસો.

ચુનાન્ બુદ કે દર્ ગુલશને ઝર્નેગાર્
હમીખુર્દ ફ્ઝી મયે ખુશગવાર્
યકી તખ્તે ઝર્રીન્ બુલૂરીન્શ પાય
નેશસ્તહ્ બર્ બર્ જહાન્ કદખોદાય
અબા પહ્લવાનાને ઈરાન્ બહમ
હમી રાએ ઝદ્\શાહ્ બર્ બીશો કમ
ચુનીન્ ગોફ્ત કન્દર્ જહાન્ શાહ્ કીસ્ત
ગુઝશ્તહ્ ઝે મન્ દર્ખુરે ગાહ્ કીસ્ત
મરા ઝીબદ અન્દર્ જહાન્ બર્તરી
નેયારદ ઝે મન્ જોસ્ત કસ દાવરી
હમીખુર્દ બાદહ્ હમીગોફ્ત શાહ્
દરૂ ખીરહ્ માન્દહ્ સરાને સેપાહ્
ચુ રામેશગરે દીવ ઝી પર્દહ્દાર્
બેયામદ કે ખાહદ બરે શાહ્ બાર્
ચુનીન્ ગોફ્ત કઝ્ શહ્રે માઝન્દરાન્
યકી ખુશનવાઝમ ઝે રામેશગરાન્
અગર્ દર્ખુરમ બન્દગી શાહ્રા
કોશાયદ બરે તખ્તે ઊ રાહ્રા
બેરફ્ત અઝ્ દરે પર્દહ્ સાલારે બાર્
બેયામદ ખરામાન્ બરે શહ્ર્યાર્
બેગોફ્તશ કે રામેશગરે બર્ દરસ્ત
અબા બર્બતો નગ્ઝ્ રામેશગરસ્ત
હમી રાહ્ જૂયદ બદીન્ પીશગાહ્
ચે ફર્માન્ દેહદ નામવર્ પાદ્શાહ્
બેફર્મૂદ તા પીશે ઊ તાખ્તન્દ
બરે રૂદસાઝાન્શ બેન્શાખ્તન્દ
બબર્બત ચુ બાયસ્ત બર્સાખ્ત રૂદ
બર્આવર્દ માઝન્દરાની સરૂદ
કે માઝન્દરાન્ શહ્રે મા યાદ બાદ
હમીશહ્ બરો બૂમશ આબાદ બાદ
કે દર્ બૂસ્તાનશ હમીશહ્ ગુલસ્ત
બકૂહ્ અન્દરૂન્ લાલહો સુમ્બુલસ્ત
હવા ખુશગવારો ઝમીન્ પુર્નેગાર્
ન સર્દો ન ગર્મો હમીશહ્ બહાર્
નવાઝન્દહ્ બુલ્બુલ બબાગ અન્દરૂન્
ગોરાઝન્દહ્ આહૂ બરાગ અન્દરૂન્
હમીશહ્ નેયાસાયદ અઝ્ જોસ્તજૂય
હમહ્ સાલહ્ હર્ જાએ રન્ગસ્તો બૂય
ગોલાબસ્ત ગૂઈ બજૂયશ રવાન્
હમી શાદ ગર્દદ ઝે બૂયશ રવાન્
દયો બહ્મનો આઝરો ફર્વર્દીન્
હમીશહ્ પુરઝ્ લાલહ્ બીની ઝમીન્
હમહ્ સાલહ્ ખન્દાન્ લબે જૂએબાર્
બહર્ જાએ બાઝો શીકારી બકાર્
સરાસર્ હમહ્ કેશ્વર્ આરાસ્તહ્
ઝે દીનારો દીબાઓ ઝર્ ખાસ્તહ્
બુતાને પરસ્તન્દહ્ બા તાજે ઝર્
હમહ્ નામદારાને ઝર્રીન્ કમર્
કસી કન્દરાન્ બૂમ આબાદ નીસ્ત
બકામ અઝ્ દેલો જાને ખુદ શાદ નીસ્ત

એવું બન્યું કે સોનેરી રંગ મેહલમાં તે એક દિવસ-બેઠો બેઠો લેહઝતદાર શરાબ પીતો હતો.

એક સોનેરી તખ્ત જેના પાયા બીલોરી હતા-તે ઉપર દુન્યાનો સાહેબ ( કાઊસ ) બેઠેલો હતો.

તે ઈરાની પેહલવાનો સાથે નાની મોટી બાબદો ઉપર વાતચિત્ત કરતો હતો.

તે બોલ્યો કે " દુન્યામાં મારા સિવાય તખ્તને લાયકનો બીજો પાદશાહ કયો છે ?

દુન્યામાં મોટાઈ એ મનેજ ઘટે છે-મારી સામે કોઈ પણ થઈ શકતો નથી.

તે શાહ દારૂ પીતો હતો ( અને એ પ્રમાણે ) બોલતો હતો-જે સાંભળી સરદારો અજબ થતા હતા.

એટલામાં એક દેવ ગવૈયાના લેબાસમાં દરબાન તરફ-આવ્યો કે પાદશાહ પાસે તેને જવા દે. ૧૯૧

તે બોલ્યો કે " હું માઝંદરાનથી આવ્યો છું-અને ગવૈયામાં ઘણોજ સરસ ગવૈયો છું.

જો હું પાદશાહની તાબેદારીને લાયક ગણાઉં-તો તેના તખ્તની પાસે મને જવા દેવો જોઇયે. "

દરબાન દરવાઝા આગળથી ગયો-અને પાદશાહની નઝદીક આવી લાગ્યો,

અને કહ્યું કે " એક રામેશગર આવ્યો છે-ઘણોજ સરસ ગવૈયો છે અને તમ્બુરો સાથે લાવ્યો છે.

તે પાદશાહ આગળ આવવાની પરવાનગી માંગે છે-નામવર શાહ શું હોકમ આપે ( છે ) ?"

શાહે હોકમ આપ્યો જેથી લોકો તેને લઈ આવ્યા-અને ગવૈયાઓની સફમાં તેને બેસાડયો.

તેણે પોતાનું બર્બત મેળવ્યું-( અને ) માઝંદરાની સુરોદ ગાયો.

કે " માઝંદરાન મારી જન્મ ભૂમી ( ખોદા કરે ) હું કદીપણ તેને ભૂલું નહીં-તેના ખેતરો અને ખીણો હમેશે આબાદ રહેજો !

જ્યાંના બગીચાઓમાં બારો માસ ગોલાબ ખીલેલા રહે છે-જ્યાંની ટેકડીઓ ઉપર લાલા અને સુમ્બુલ ખીલે છે.

જ્યાંની હવા ખુશનુમા અને ઝમીન લીલોતરી ભરેલી-જ્યાં નહીં સર્દી કે નહીં ગર્મી ( પણ ) હમેશે વસંતરૂતુજ રહે છે. ૧૯૨

જ્યાંના બગીચાઓમાં બુલ્બુલ મધૂર સુરોદ કરે છે-જ્યાંની ખીણોમાં હરણ દોડતાં ફરે છે.

જેઓ આખું વર્ષ પોતાની શોધખોળ ચલાવ્યાં જાય છે-જ્યાં આખું વર્ષ સુંદર લીલોતરી અને મીઠો પમરાટ ફેલાવે છે.

ત્યાંની નદીઓમાં પાણીની જગે જાણે ગોલાબજળ વહે છે જેની સુગંધીથી જીવ ખુશ થાય છે.

દય, બહમન, આદર, અને ફર્વર્દીન-સઘળા મહીનાઓમાં ત્યાં ઝમીન ફળ ફૂલથી ભરેલીજ રહે છે.

આખું વર્ષ નદીના કિનારા હસ્તા ( રહે છે ) (પાણી સુકાતાં નથી )-(અને) દરેક જગોએ શિકારી જાનવરો અને શિકારીઓ કામમાં લાગેલા રહે છે.

તમામ મુલક, દીનાર, રેશમી કપડાં, ખઝાના અને માલ અસ્બાબથી હમેશે સુશોભિત રહે છે.

પુતલાં જેવી દાસીઓનાં માથાં ઉપર સોનેરી તાજ હોય છે-અને સરદારોની કમરે સોનેરી પટા હોય છે.

જે કોઈ કે તે સુંદર ઝમીનમાં નથી રેહતો-તેને ઈચ્છાપૂર્વક આનંદ અને સુખ નથી મળતાં. "

ચુ કાઊસ બેશનીદ જૂ ઈન સખુન
યકી તાઝેહ અન્દીશેહ અફગન્દ બુન
૧૯૩ દેલે રઝમજૂયશ બેબસ્ત અન્દરાન
કે લશ્કર કશદ સૂએ માઝન્દરાન
ચુનીન ગોફત બા સરફરાઝાને રઝમ
કે મા દેલ નેહાદીમ યકસર બબઝમ
અગર કાહેલી પીશેહ ગીરદ દલીર
નગરદદ ઝે આસૂદને ગાહ સીર
કુજા કાહેલી તીરહબખ્તી બુવદ
બર બર હમી રન્જો સખ્તી બુવદ
વગર બદદેલી પીશેહ ગીરદ જવાન
બેમાનદ તનશ પસ્તો તીરહરવાન
મનમ જમ્મો ઝહહાકો અઝ કયકોબાદ
ફુઝુનમ બતખ્તો બફરરો નેઝાદ
ફુઝુન બાયદમ નીઝ અઝીશાન હોનર
જહાનજૂએ બાયદ સરે તાજવર
મરા બોરદ લશ્કર બમાઝન્દરાન
સરાસર ગેરેફતન બગોર્ઝે ગરાન
સુખુન ચૂન બગુશે બુઝોર્ગાન રસીદ
અઝીશાન કસ ઈન રાએ ફરરોખ નદીદ
હમહ ઝરદ ગશતન્દો પુરચીન બરૂય
કસી રઝમે દીવાન નકરદ આરઝૂય
૧૯૪ કસી રાસ્ત પાસોખ નેયારસ્ત કરદ
ઘમીન શુદ દેલો લબ પુરઝ બાદે સરદ
ચુ તૂસો ચુ ગૂદર્ઝો કશ્વાદો ગીવ
ચુ ખરરાદો ગુર્ગીનો બહરામે નીવ
બઆવાઝ ગોફતન્દ મા કેહતરીમ
ઝમીન જોઝ બફર્માને તૂ નેસ્પરીમ
વઝાનપસ યકી અન્જોમન સાખ્તન્દ
ઝે ગોફતારે ઊ દેલ બેપર્દાખ્તન્દ
નેશસ્તન્દો ગોફતન્દ બા યક દેગર
કે અઝ બખ્ત મારા ચે આમદ બસર
અગર શહરયાર ઈન સખુનહા કે ગોફત
બમય ખુરદન અન્દર નખાહદ નેહોફત
ઝે માઓ ઝે ઈરાન બરઆરદ હલાક
નમાનદ અઝીન બૂમો બર આબો ખાક
કે જમશીદ બા તાજો અન્ગુશ્તરી
બફર્માને ઊ દીવો મોર્ઘો પરી
ઝે માઝનદરાન યાદ હરગેઝ નકરદ
નજોસ્ત અઝ દલીરાને દીવાન નબરદ
ફરીદૂને પુરદાનેશો પુરફુસૂન
મરીન આરઝૂરા નબુદ રહનમૂન
૧૯૫ અગર શાયદી બોરદન ઈન રહ બસર
બમર્દીઓ નામો બગન્જો ગોહર
મેનૂચેહર કર્દી બદીન પીશદસ્ત
નકર્દી બદીન હેમ્મતે ખીશ પસ્ત
બદીન ચારહ બાયદ ફુનૂન દસ્ત યાખ્ત
નેહાની યકી ચારએ નવ બેસાખ્ત
યકી ચારહ બાયદ નમૂદન બરીન
કે ઈન બદ બેગરદદ ઝે ઈરાન ઝમીન

જ્યારે કાઊસે તેનાથી આ સખુન સાંભળ્યા–ત્યારે તેને એક નવો ખેયાલ ઉભો થયો.

તેનાં લડાઇખોરાં દિલે એવો ઠરાવ કીધો–કે માઝંદરાન ઉપર ચઢાઈ કરવી.

તેણે લડાયક સરદારોને કહ્યું–કે “આપણે મોજમઝાહમાં ઘણું દિલ લગાડી દીધું છે.

જ્યારે દલીર માણસ આળસુ થઈ જાય છે–તો તે મોજશોખ અને પોતાના ઘરથી કદીપણ ધરાતો નથી.

કારણકે આળસાઈ એ બદબખ્તીજ છે–એનાથી આળસુ ઉપર દુઃખ અને આફત પડે છે.

જો જવાન થઇને હીચકારાપણાની આદત પાડે–તો તે કશીપણ ઉન્નતિ કીધા વિનાનો રહી જાય.

હું જમશેદ, ઝોહાક અને કયકોબાદ કરતાં–તખ્ત, દબદબા અને બુન્યાદમાં ચઢયાતો છું.

તો મારે તેઓ કરતાં વધારે પરાક્રમ દેખાડવાં જોઇયે–તાજ પેહેરેલાં માથાંએતો અનુભવી થવુંજ જોઇયે.

મારે માઝંદરાનમાં લશ્કર લઈ જવું જોઇયે–અને તેને મારા ભારી ગોર્ઝે સદાબર જીતવું જોઇયે.”

જ્યારે (આ) સખુન બુઝોર્ગોના કાન ઉપર પડયા–ત્યારે કોઇએ પણ આ વિચાર ભલો છે એમ વિચાર્યું નહીં.

તેઓ સઘળા ફિક્કા થઈ ગયા અને સઘળાએ ભવાં ચઢાવ્યાં–કારણ કોઇને દેવો સાથે લડાઈ ગમતી ન હતી.

કોઇએ પણ ખુલ્લે ખુલ્લો જવાબ આપવાની હિમ્મત કીધી નહીં–સઘળા ઘમગીન થયા અને અફસોસ કરવા લાગ્યા.

જેવા કે તૂસ, ગૂદર્ઝ, કેશ્વાદ અને ગેવ–ખરરાદ, ગુર્ગીન, અને પેહલવાન બેહરામ.

તેઓ મોંઢેથી બોલ્યા (કે) “અમો તાબેદાર છિયે–અમો તારા હોકમ સિવાય કદમ ઊંચકતા નથી.”

પછી તેઓ એકઠા થયા અને શાહના કહેવા વિષે પોત પોતાનું દિલ ખાલી કરવા લાગ્યા.

એકઠા બેસી એક બીજા સાથે વાતો કરવા લાગા–કે “નસીબ વળી આ શું દેખાડે છે?

જો જે કાંઈ પાદશાહે કહયું છે તે શરાબના બહારમાંજ બોલાયું હતું એમ ન ઠર્યું તો,

તે આપણને અને ઈરાનને હલાક કરશે–અને આ સરઝમીનમાં ખાક કે પાણી પણ રહેશે નહીં.

કારણકે તાજ અને વીટી ધરાવનારો જમશીદ–(કે) જેના હોકમમાં દેવ અને પક્ષી અને પરી (હતાં),

તે છતાં તેણે કદીપણ માઝંદરાનને યાદ વટીક નહીં કીધું–અને બહાદુર દેવો સાથે કદી લડાઈબી નહીં કીધી.

દાનવ અને હોનરમંદ ફરીદૂને(બી) આ ઈચ્છા કીધી નહીં.

અગર બહાદુરી, નામ, ખઝાનો અને હીરા મોતીથી–જો એ કામ પાર પડતું હતે,

તો મિનોચેહર ઝરૂર એ બાબતનો વિચાર કરતે–અને પોતે હિમ્મત હારતે નહીં.

એનો ઈલાજ કરવા ઉપર હવે હાથ લમ્બાવવો જોઇયે–અને એની કાંઈ છૂપી તદબીર કરવી જોઇયે.

ઈરાન ઉપર આવતી આ આફત દૂર કરવા આપણને કાંઈ તદબીર કરવી જોઇયે.”

ચુનીન્ ગોફ્તૂ પસ તૂસ બા મેહતરાન્
કે અય રઝ્મદીદહ્ દેલાવરૂ સરાન્
મરીન્ બન્દરા ચારહ્ અકૂનૂન્ યકીસ્ત
બેસાઝીમો ઈન્ કારૂ દુશ્વારૂ નીસ્ત
હયૂની તગાવરૂ૧ બરે ઝાલે સામ
બેબાયદ ફેરેસ્તાદો દાદન્ પયામ
કે ગરૂ ગેલ્ બસરૂ દારી અકૂનૂન્ મશૂય
યકી તીઝ્ કુન્ મગ્ઝો બેન્માએ રૂય
બેગૂઈ અબરૂ શાહે કાઊસે કય
કે બરૂ ખીરહ્ કારી નવ્ અફૂગન્દ પય
કે આખેરૂ પશીમાની આયદ અઝૂય
બેબાયદ ફુનૂન તીઝ બરૂકાશ્ત રૂય
મગરૂ ક્રૂ કોશાયદ યકી પન્દમન્દ
સખુન બરૂ દેલે શાહરૂયારે બલન્દ
બેગૂયદ કે ઈન્ અહરમન્ દાદ્ ચાહ્
દરે દીવ હરૂગેઝ્ નબાયદ ગોશાદ
મગરૂ ઝાલશ આરદ અઝીન્ ગોફ્તહ્ બાઝ્
વગરૂનહ્ સરૂઆમદ નેશીબો ફરાઝ્
બદીન્ રાએ ગશ્તન્દ યકુસરૂ ગવાન્
કે ઈન્ કારૂરા ઝાલ્ સાઝદ રવાન્
સખુનહા ઝે હરૂગૂનહ્ બરૂસાખ્તન્દ
હયૂની તગાવરૂ બેરૂન તાખ્તન્દ
દવન્દહ્ હમીતાખ્ત તા નીમરૂઝ્
ચુ આમદ બરે ઝાલે ગીતીફરૂઝ્
ચુનીન્ દાદશ અઝ્ નામદારાન્ પયામ
કે અય નામવરૂ બા ગોહરૂ પૂરે સામ
યકી કારૂ પીશ આમદ અકૂનૂન શેગેફ્તૂ
કે અઝ્ દાનેશ અન્દાઝહ્ નતવાન્ ગેરેફ્ત
દરીન્ કારૂ ગરૂ તૂ નબન્દી કમરૂ
ન તન્ માનદ ઈદરૂ ન બૂમો ન બરૂ
યકી શાહરા દરૂ દેલ અન્દીશહ્ ખાસ્ત
બેપીચીદશ અહરીમન્ અઝ્ રાહે રાસ્ત
બરન્જે નેયાગાનશ અઝ્ બાસ્તાન્
નખાહદ હમીબૂદ હમદાસ્તાન્
હમી ગન્જે બીરન્જ્ બેગ્ઝાયદશ
હમીગાહે માઝન્દરાન્ બાયદશ
અગરૂ દીર સરૂ ખારી અઝ્ આમદન્
સેપહબુદ્ હમી ઝૂદ ખાહદ શદન્
હમહ્ રન્જે તૂ દાદ્ ખાહદ બબાદ
કે બોર્દી ઝે આગાઝ્ બરૂ કયકબાદ
તો બા રોસ્તમે શીરે નાખોરૂદહ્ સીરૂ
મેયાન્રા બેબસ્તી ચુ શીરે દેલીરૂ
કુનૂન્ આન્ હમહ્ બાદ શુદ પીશે ઊય
બેપીચીદ જાને બદઅન્દીશે ઊય
ચુ બેશ્નીદ દસ્તાન્ બેપીચીદ સખ્ત
કે શુદ ઝરૂદ બર્ગે કયાની દરખ્ત
હમીગોફ્ત કાઊસે ખુદકામહ્ મરૂદ
ન ગરૂમ આઝ્મૂદહ્ બગીતી ન સરૂદ
સુખુન અઝ્ જહાનદીદગાન્ નશ્નવદ
શબે તીરહ્ બા રાએ ખુદ નગનવદ

પછી તૂસે સરદારોને કહયું-કે " ઓ લડાયક અને દિલાવર સરદારો !

એ બંધનથી છુટવાનો એક ઈલાજ છે-( તે ) આપણે કર્યે અને એ કાંઈ મુશ્કેલ નથી.

આપણે એક તેઝ ચાલની સાંઢણી સામના ઝાલ તરફ મોકલ્યે અને કહેવાડયે,

કે અગર માથાં ઉપર મટોડી-ચોપડી હોય તો તે ધોવા પણ ( થોભતો ) ના-અને તારી અકલને તેઝ કરી અમોને આવી મળ.

તે ( આવે અને ) કયકાઉસ શાહને સમજાવે-કે જેણે આ નવાં બેહુદા કામનો વિચાર કીધો છે.

કે એ કામમાં શેવટે પસ્તાવુંજ પડશે-માટે એવો વિચાર તુરતજ છોડી દેવો.

કદાચ ઝાલ આપણા બુલંદ મરતબાના પાદશાહનાં ધ્યાન ઉપર નસીહતની વાત લાવી શકે ૧૯૬

અને કહે કે આ કામ કરવા માટે તને એહરેમને ઉશ્કેર્યો છે-દેવોનો દરવાઝો કદી ખોલવો નહીં જોઇયે.

કદાચ ઝાલજ એને એ વાતથી પાછો ફેરવી શકશે-નહીં તો આપણાનો દહાડા ભરાઈ ચૂકયા એમ સમજવું."

તમામ પેહલવાનો એજ વિચાર ઉપર (એક મત) થયા-કે "આ કામને ઝાલજ રાહ ઉપર લાવશે."

તેઓએ એ બાબત ઉપર બધી તરફનો વિચાર કરી જોયો-પછી એક તેઝ સાંઢણી દોડાવી.

સાંઢણી સવાર નીમરૂઝ સુધી દોડતોજ ગયો-જ્યારે તે દુન્યાને રોશન કરનાર ઝાલની નઝદીક આવ્યો,

ત્યારે તેણે તે નામદારોનો પયઘામ કહયો-તે બોલ્યો કે " ઓ ઉંચા કુળના સામના નામવર બેટા !

હાલમાં એક અજબ જેવું કામ માથે આવી પડયું છે-કે જેમાં અકલ કાંઈ કામ કરી શકતી નથી.

જો તું એ કામ સરંજામ ઉતારવા બાહેર નહીં પડશે તો-અહીં એક પણ માણસ તેમજ ખેતરો અને ઝમીનો સલામત રહેશે નહીં.

પાદશાહનાં દિલમાં એક વિચાર આવ્યો ( છે )-તેને એહરેમને સીધે રસ્તેથી ઉલટો દોરવ્યો છે.

તેને તેના વડીલોએ ઊંચકેલી ઝેહમત ઉપર સંતોષ આવતો નથી. ૧૯૭

વગર મેહનતે એકઠો થયલો ખઝાનો હવે તેને છોડવા ચાહે છે-એને તો માઝંદરાનનું તખ્ત જોઇયે છે.

હવે જો તું આવવાની જરાબી આનાકાની કરશે-તો પાદશાહ જલ્દીથી ચાલી જશે,

અને સઘળી તારી મેહનત કે જે તેં શુરૂઆતમાં કયકોબાદ માટે કીધી હતી તે બરબાદ જશે.

તે મેહનત કે જે તેં ખાધાથી નહીં ધરાયલા સિંહ રૂસ્તમ સાથે-દેલાવર સિંહની પખે કમર બાંધીને કીધી હતી

તે સઘળી મેહનત હવે તેને મનસે રદ્દી થઈ ગઈ છે-તેના બૂરા વિચારોએ તેનું માથું ફેરવી નાખ્યું છે."

જ્યારે ઝાલે સાંભળ્યું ત્યારે તેણે ઘણોજ બળાપો કીધો-કે "બાદશાહી ઝાડનાં પાતરાં હવે કરમાવા લાગ્યાં."

તે બોલ્યો કે " પેલો માથાનો ફરેલ મીઝાજી કાઊસ-જેણે દુન્યાની લીલી સુકી જોઈ નથી,

તે અનુભવીઓની વાત માનનો નથી-અને પોતાના બેહુદા વીચારોએ રાતે તેને ઊંઘ પણ આવતી નથી.

કસીકૂ બુવદ્ દર્ જહાન્ પીશગાહ્
બરૂ બોગઝરદ્ સાલો બોરૂશીદ્દા માહ્
૧૯૮ વઝ્ અન્દીશએ તીઘે ઊ દર્ જેહાન્
બેલર્ઝન્દ્ ચકુસર્ કેહાનો મેહાન્
નબાશદ્ શેગેફ્ત અર્ બમન્ નગ્રવદ્
શવમ્ ખસ્તહ્ અર્ પન્દે મન્ નશ્નવદ્
વર્ ઈન્ રન્જ્ આસાન્ કુનમ્ બર્ દેલમ્
અઝ્ અન્દીશએ શાહ્ દેલ્ બોગ્સલમ્
ન અઝ્ મન્ પસન્દદ્ જહાન્આફ્રીન્
ન શાહો ન ગોર્દાને ઈરાન્ ઝમીન્
શવમ્ ગૂયમશ્ હર્ચે આયદ્ ઝે પન્દ્
ઝે મન્ ગર્ પઝીરદ્ બુવદ્ સૂદમન્દ્
વગર્ તીઝ્ ગર્દદ્ કોશાદસ્ત રાહ્
તહમ્તન્ હમ્ ઈદર્ બુવદ્ બા સેપાહ્
પુર્ અન્દીશહ્ બુદ્ આન્ શબે દીરૂબાઝ્
ચુ ખુર્શીદ્ બેન્મૂદ્ તાજ્ અઝ્ ફરાઝ્
કમર્ બસ્તો બેન્દહાદ્ સર્ સૂએ શાહ્
બુઝોર્ગાન્ બેરફ્તન્દ્ બા ઊ બરાહ્
ખબર્ શુદ્ બતૂસો બગૂદર્ઝો ગીવ્
બબહ્રામો ગુર્ગીને ગોર્દાને નીવ્
કે દસ્તાન્ બનઝ્દીકે ઈરાન્ રસીદ્
દેરફ્શે હોમાયૂનશ્ આમદ્ પદીદ્
૧૯૯ પઝીરહ્ શુદન્દશ્ સરાને સેપાહ્
સરે ક્રૂ કશદ્ પહ્લવાની કોલાહ્
ચુ દસ્તાને સામ્ અન્દર્ આમદ્ બતન્ગ્
પેયાદહ્ શુદન્દશ્ હમહ્ બીદેરન્ગ્
બર્ સર્કશાન્ આફ્રીન્ ખાન્દન્દ્
સોવી શાહ્ બા વય્ હમીરાન્દન્દ્
બદ્ ગોફ્ત તૂસ અય ગવે સર્ફરાઝ્
કશીદી ચુનીન્ રન્જે રાહે દરાઝ્
ઝે બહ્રે બુઝોર્ગાને ઈરાન્ ઝમીન્
બર્ આસાયેશ ઈન્ રન્જ્ કર્દી ગુઝીન્
હમહ્ સર્બસર્ નીકૂખાહે તો ઈમ્
સેતૂદહ્ બફ્રે કોલાહે તો ઈમ્
બદાન્ નામદારાન્ ચુનીન્ ગોફ્ત ઝાલ્
કે હર્ કસ કે ઊરા બેફ્રૂઝદ્ સાલ્
હમહ્ પન્દે પીરાનશ્ આયદ્ બયાદ્
અઝાન્ પસ દેહદ્ ચર્ખે ગર્દાનશ્ દાદ્
નશાયદ્ કે ગીરમ્ અઝૂ પન્દ્ બાઝ્
કે અઝ્ પન્દે મા નીસ્ત ખુદ્ બીનેયાઝ્
ઝે પન્દે ખેરદ્ ગર્ બેગર્દદ્ સરશ્
પશીમાનીઓ રન્જ્ બાશદ્ બરશ્
૨૦૦ બઆવાઝ્ ગોફ્તન્દ્ મા બા તોઈમ્
ઝે તો બોગઝરદ્ પન્દે કસ નશ્નવીમ્
હમહ્ યક્સરહ્ પીશે શાહ્ આમદન્દ્
બરે નામવર્ તાજો ગાહ્ આમદન્દ્
હમીરફ્ત પીશ્ અન્દરૂન્ ઝાલેઝર્
પસે ઊ બુઝોર્ગાને ઝરૂરીન્ કમર્
ચુ કાઊસરા દીદ્ દસ્તાને સામ્
નેશસ્તહ્ બઅઉરન્ગ્ બર્ શાદ્કામ્

અગર તે માણુસ કે જે દુન્યાનો પાદશાહ હોય-અને જેની ઉપર વખત પણ વીત્યો હોય,

તેમજ તેની તલવારના ભયથી દુન્યામાં-નાનાં કે મોટાં ધ્રુજતાં હોય,

તેવો માણસ અગર મારૂં કહેવું ન સાંભળે તો તેમાં કશું અજબ થવાનું નથી-જો કે હું પોતે તો એ મારી નસીહત ન સાંભળવાથી દુઃખી થઈશ.

હવે જો હું એ બાબતને તુચ્છકારી કાઢું છું-અને પાદશાહનો કશો વિચાર નથી કરતો,

તો ખુદાતાલા, ઈરાન ઝમીનના પેહલવાનો અને પાદશાહ સઘળાં મારેથી નારાઝ થાય છે.

માટે હું જઈ તેને ઘટતી શીખામણ દેઉં-અને જો તે મારૂં કહ્યું સાંભળે તો ઠીક છે.

પણ જો હજુબી તેણે હઠીલાઈજ કીધી તો રસ્તો ખુલ્લો પડયો છે-હવે રૂસ્તમ લશ્કર સાથે રહેશે."

તેણે આખી રાત એજ વિચાર કીધો-અને સવાર પડી ત્યારે

તેણે કમર બાંધી અને પાદશાહ તરફ ચાલ્યો-તેની સાથ બીજા બુઝોર્ગો પણ ગયા.

તૂસ, ગૂદર્ઝ, ગેવ, બેહરામ, ગુરગીન અને દેલીર પેહલવાનોને ખબર થઈ,

કે "ઝાલ ઈરાનની નઝદીકમાં ( આવી ) પહોંચ્યો (છે)-તેનો મુબારક ઝુંડો દેખાય છે."

લશ્કરના સરદારો કે જે પેહલવાની કોલાહ પેહેરનારા હતા તેઓ તેને એસ્તેકબાલ ગયા.

જ્યારે સામનો દસ્તાન નઝદીક આવ્યો-ત્યારે સઘળા એકદમ ઘોડા ઉપરથી નીચે ઉતર્યા.

તેના ઉપર સરદારોએ દુઆ દીધી-અને તેઓ તેની સાથ પાદશાહ તરફ ચાલ્યા.

તૂસે તેને કહ્યું ( કે ) "ઓ સરફરાઝ પેહલવાન !-તેં આ એ લામ્બી મુસાફરીની ઝેહમત ખેંચી છે,

અને તેં ઈરાન ઝમીનના સરદારોને માટે-આસાયેશ લેવા કરતાં આ મેહનત પસંદ કીધી છે,

તે માટે અમો સઘળા તારા ઉપકારી છિયે-તારા દબદબા અને તાજથી અમોને માન અને શોભા છે."

ઝાલે તે લોકોને જવાબ દીધો-કે "જેના ઉપર ઝમાનો વીતેલો હોય છે,

તેનેજ વડીલોની સઘળી શીખામણ યાદ આવે છે-અને ત્યાર પછીજ ઝમાનો તેની ચાલચળણ સૂધારે છે.

મારે તેને શીખામણ દેવીજ જોઇયે-કારણ તેને પોતાને પણ શીખામણની ઝરૂર છે.

ડાહી શીખામણથી જો તે પોતાનું માથું ફેરવશે-તો તે પાછળથી ઘણોજ પસ્તાશે."

બધા બોલી ઉઠયા કે "અમો તારી સાથે મળતા થઇયે છિયે-તને છોડીને અમો કોઈ બીજાનું સાંભળવાના નથી."

એમ બોલી તેઓ સઘળા પાદશાહ ( અને ) નામીચાં તાજ અને તખ્તની નઝદીક આવ્યા.

ઝાલેઝર આગળ ચાલતો હતો-તેની પછાડી સોનેરી કમરબંદના બુઝોર્ગો ચાલતા હતા.

જ્યારે ઝાલે કાઊસને ખુશહાલ તખ્ત ઉપર બેઠેલો જોયો,

તો ગોફ્તી મેનૂચેહરૂ બાઝ આમદસ્ત
બતાજ અન્દરૂન સરૂફરાઝ આમદસ્ત
બકશ કરૂદહુ દસ્તો સરૂ અફ્કન્દહુ પસ્ત
હમીરફ્ત તા જાએગાહે નેશસ્ત
અઝાન પસ સના ખાન્દ બરૂ શહરૂયારૂ
ચુનાન ચૂન ખુવદ દરૂખુરે નામદારૂ
ચુનીન ગોફ્ત કય કદખોદાએ જેહાન
સરૂફ્રાઝ તરૂ મેહતરૂ અન્દરૂ મેહાન
ચુ તૂ તખ્ત નશ્નીદો અફ્સરૂ નદીદ
ન ચૂન બખ્તે તૂ ચર્ખે ગરૂદુન શનીદ
સઝાવારે તખ્તીઓ તાજે મેહાન
નેયામદ નબાશદ ચુ તૂ દરૂ જેહાન
હમહ સાલ પીરૂઝ બાદીઓ શાદ
દેલત પુરૂ ઝે દાનેશ સરત પુરૂ ઝે દાદ
કયે નામબરૂદારૂ બેનવાખ્તશ
બરે ખીશ બરૂ તખ્ત બેનશાખ્તશ
બેપોર્સીદ અઝ રન્જે રાહે દરાઝ
ઝે ગોર્દાનો અઝ રોસ્તમે સરૂફરાઝ

ગોયા મિનોચેહર પાછો આવ્યો છે-( અને ) તાજ પેહેરી બેઠો છે,

ત્યારે તેણે અદબવાળી અને માથું નીચે નાખ્યું-( અને ) તખ્ત પાસે ગયો,

અને પાદશાહ ઉપર ઘટતી દુઆ કીધી.

તે બોલ્યો કે "ઓ દુન્યાના સાહેબ-બુઝોર્ગોમાં વધારે સરફરાઝ સરદાર !

તખ્તે તારા જેવો સાંભળ્યો નથી, તાજે તારા જેવો જોયો નથી-ફરતાં આસ્માને તારાં બુલંદ નસીબ જેવું કોઈ બીજાનું નસીબ સાંભળ્યું નથી.

વડીલોનાં તાજ અને તખ્તને લાયકનો તુંજ છે તારા જેવો દુન્યામાં કોઈ થયો નથી અને થશે પણ નહીં.

તું સઘળાં વર્ષ ફતેહમંદ અને ખુશહાલ રહેજો-તારૂં દિલ દાનાઈભરેલું અને તારૂં સર ઈન્સાફ ભરેલું હોજો !" ૨૦૧

પાદશાહે તેને આદરપૂર્વક આવકાર આપ્યો-અને પોતાની નઝદીક તખ્ત ઉપર બેસાડીને,

તેણે લામ્બી રાહની રન્જ ( અને ) પેહલવાનો તથા સરફરાઝ રૂસ્તમ માટે પૂછ્યું.

---

## પન્દ દાદને ઝાલ બકાઊસ દરૂ બારએ બાઝ દાશતનશ અઝ માઝન્દરાન વ ન પઝીરોફ્તને ઊ.

## ઝાલનું કાઊસને માઝંદરાન નહીં જવા માટે સમજાવવું અને તેનું કબૂલ નહીં કરવું.

ચુનીન ગોફ્ત મરૂ શાહરા ઝાલેઝરૂ
અનૂશહ બેઝી શાહે પીરૂઝગરૂ
સરત સબ્ઝ બાદા તનો જાન દુરોસ્ત
મબાદા કયાની કમરૂગાહ સોસ્ત
હમહ શાદો રઊશન બબખ્તે તો અન્દ
બરૂઅફ્રાશતહ સરૂ બતખ્તે તો અન્દ
અઝાન પસ યકી દાસ્તાન બરૂગોશાદ
સોખુનહાએ બાયેસ્તહરા કરૂદ યાદ
ચુનીન ગોફ્ત કય પાદશાહે જેહાન
સઝાવારે તાજીઓ તખ્તે મેહાન
તો અઝ આફ્રીદૂન શહી યાદગારૂ
મબુરૂરાદ મેહરૂ અઝ તો ઈન રૂઝગારૂ
શનીદમ યકી નવ સખુન બસ ગરાન
કે શહ દારદ આહન્ગે માઝન્દરાન
સુખુન બેશ્નવ અય નામવરૂ શહરૂયારૂ
બશાદી યકી પન્દે આમૂઝગારૂ
કે શાદી સરે ખૂબીઓ મેહતરીસ્ત
ઝે શાદી ફુઝૂનીઓ હમ બેહતરીસ્ત
જવાને બેરદમન્દો બરૂતરૂ મનેશ
બગીતી ઝે કસ નશ્નવદ સરૂઝનેશ

ઝાલેઝરે પાદશાહને એ પ્રમાણે કહ્યું-( કે ) "ઓ ફત્તેહમંદ શાહ ! તું ખુશહાલ જીવજો !

તારૂં સર દાનાઈ ભરેલું અને તારો જીવ તનદુરોસ્ત હોજો-હમેશ તને ફત્તેહ મળજો !

તારાં નસીબની બરકતે અમો સઘળા ખુશહાલ છિયે-તારાં તખ્તનાં ઝોરે અમો મધરૂર છિયે."

ત્યાર પછી તેણે પોતાની વિચાર ભરેલી વાત ઝાહેર કીધી.

તે બોલ્યો કે "ઓ જેહાનના પાદશાહ ! ( તું ) બુઝોર્ગોનાં તખ્ત અને તાજને લાયક ( છે ).

તું પાદશાહ ફરીદૂનની યાદગારી છે-ઝમાનો તારા ઉપરથી પોતાનો પ્યાર ઓછો ના કરતો.

મેં એક નવી અને ઘણીજ ગંભીર વાત સાંભળી ( છે )--કે પાદશાહ માઝંદરાનનો ઈરાદો રાખે છે.

ઓ નામવર પાદશાહ ! દાનેશમંદની એક નસીહત તું વિચાર સાથ સાંભળ. ૨૦૨

કારણકે અકલ એ ખૂબી અને બુઝોર્ગીનો સરદાર છે-અકલથીજ મોટાઈ અને ભલાઈ છે.

અકલમંદ અને ઊંચા વિચારનો જવાન માણસ-દુન્યામાં કોઈથી ઠપકો સાંભળતો નથી.

વલીકેન્ મરા અઝ ફરીદૂનો જમ
ફુઝુનસ્ત મર્દીઓ ફરૂરો દેરમ
હમાન્ અઝ મેનૂચેહુરો અઝ કયકોબાદ
કે માઝન્દરાનરા નકરૂદન્દ યાદ
સેપાહો દેલો ગન્જમ અફ્ઝુનતરસ્ત
જહાન્ ઝીરે શમ્શીરે તીઝ અન્દરસ્ત
ચુ બરૂદાશ્તી શુદ કોશાદહુ જેહાન્
અઝ આહન્ ચે દારીમ ગીતી નેહાન્
શવમ્ શાન્ યકાયક બદામ આવરમ
ગરૂ આચીને શમ્શીરો નામઆવરમ
અગરૂ કસ નમાનમ બમાઝન્દરાન્
અગરૂ બરૂનેહુમ બાઝો સાવે ગરાન્
ચુનાન્ ખારો ઝારન્દ દરૂ ચશ્મે મન્
ચે જાદૂ ચે દીવાને આન્ અન્જોમન્
બગૂશે તો આયદ ખુદ ઈન્ આગેહી
કઝીશાન્ શવદ રૂએ ગીતી તેહી
વલીકેન્ બસી રન્જ બાયદ કશીદ
બેદાન્ તા બદીન્ કામ શાયદ રસીદ
તો બા રોસ્તમ અફ્નૂન જહાનદારૂ બાશ
નેગહુબાને ઈરાનો બીદારૂ બાશ
જહાનઆફ્રીનન્દહુ યારે મનસ્ત
સરે નરૂરહુ દીવાન્ શેકારે મનસ્ત
ગરૂ અયદૂન્ કે યારમ નબાશી બજન્ગ્
મફર્માએ બરૂ કારૂ કરૂદન્ દેરન્ગ્
ચુ અઝ શાહુ બેશ્નીદ ઝાલ્ ઈન્ સખુન્
નદીદ ઈચ પયદા સરશરા ઝે બુન્
બદુ ગોફ્ત શાહીઓ મા બન્દઈમ
બદેલસૂઝગી બા તો ગૂયન્દઈમ
અગરૂ દાદ ગૂઈ હમી બા સેતમ
બરાએ તો બાયદ ઝદન્ ગામો દમ
અઝ··અન્દીશહુ મન્ દેલ બેપર્દાખ્તમ
સુખન્ હરૂચે દાનેસ્તમ અન્દાખ્તમ
ન મરૂગ્ અઝ તને ખીશ બેત્વાન્ સેપૂખ્ત
ન ચશ્મે ઝમાન્ કસ બસૂઝન્ બેદૂખ્ત
બપર્હીઝ હમ કસ નજસ્ત અઝ નેયાઝ
જહાનજૂય અઝીન્ સે નેયાબદ જવાઝ
કે રઉશન્ જહાન્ બરૂ તો ફરૂખોન્દહુ બાદ
મબાદા કે પન્દે મન્ આયદત યાદ
પશીમાન્ મબાદી ઝે કેર્દારે ખીશ
બતૂ બાદ રઉશન્ દેલો દીનો કીશ
સઝદ ગરૂ નરન્જદ શાહુ અઝ ગોફ્તે મન
કે અઝ નીકૂખાહી બેગોફ્તમ સુખન
સબુક્ શાહુરા ઝાલ પદરૂદ કરૂદ
દેલ અઝ રફ્તનશ પુરૂ ઘમો દર્દ કરૂદ
બેરૂન્ આમદ અઝ પીશે કાઊસ શાહુ
શુદહુ તીરહુ બરૂ ચશ્મે ઊ હુરો માહુ
બેરફ્તન્દ બા ઊ બુઝોર્ગાને નીવ
ચુ તૂસો ચુ ગૂદર્ઝો બહુરામો ગીવ
બઝાલ આનગહી ગોફ્ત ગીવ અઝ ખોદાય
હમીખાહમ આન્ કુ બુવદ રહુનોમાય

પણ હું મર્દી, દબદબા અને ધન દોલતમાં-ફરીદૂન અને જમશીદ કરતાં ઘણો વધુ છું;

તેમજ મિનોચેહર અને કયકોબાદ કરતાં પણ વધુ છું,-કે જેઓએ માઝંદરાનનો કાંઈ ખેયાલ નહીં કીધો.

મારૂં લશ્કર, હિમ્મત અને ખઝાનો વધારે છે-દુન્યા ( મારી ) તીક્ષ્ણ તલવારની નીચે છે. ૨૦૫

જો તલ્વાર ઊંચકી તો જેહાન જીતાઈ એમ જાણવું-દુન્યાને તલવારથી છુપી શા માટે રાખ્યે ?

હું ત્યાં જઈ બધાંને કયદ કરીશ-અને મારૂં અને મારી તલવારનું નામ રાખીશ.

યાતો હું કોઇને માઝંદરાનમાં જીવતું રાખીશ નહીં-યા તેઓ ઉપર ભારી કર અને ખંડણી નાખીશ.

હું તે દેવો અને જાદૂગરોને એવા નીચ અને કંગાલ સમજું છું,

કે તું પોતે સાંભળશે-કે એવાઓથી દુન્યા પાક થઈ.

જોકે મને એ મારી મુરાદે પુગવા માટે મેહનત તો ઘણીજ કરવા પડશે.

તેટલા અરસામાં તું અને રૂસ્તમ ઈરાનની સંભાળ રાખજો અને હોશ્યાર રહેજો.

દુન્યાને પેદા કરનાર મારો મદદગાર છે-નર દેવોના માથાં એજ મારા શિકાર છે.

જો તું લડાઈમાં મારી સાથે નથી આવવાનો-તો મને એ કામ કરવામાં ખોટી ના કર."

જ્યારે ઝાલે પાદશાહથી આ સખુન સાંભળ્યા-ત્યારે જવાબ માટે તે ગુચવાયો. ૨૦૬

તે બોલ્યો કે "તું પાદશાહ અને અમો બંદા છિયે-મારૂં બોલવું ખરી લાગણીનું છે.

જો તું ઝોલ્મને ઈન્સાફ કહે-તો અમારે તો તારાજ કહ્યા પ્રમાણે ચાલવું જોઇયે.

મેં તો જે કંઈ સારૂં જાણ્યું તે કહી મારૂં દિલ ખાલી કીધું છે.

કોઈપણ મોતને દૂર કરી શકતું નથી-તેમજ નસીબની આંખને સોય વડે સીવી શકતું નથી.

તેમજ અપવાસ કીધાથી કાંઈ તંગી દૂર થતી નથી-એ ત્રણથી પાદશાહો પણ મોકળા રહી શકતા નથી.

આ ઝળકતી દુન્યા તારા ઉપર મુબારક હોજો ! ખોદા ન કરે કે મારૂં કહેલું તને યાદ કરવું પડે.

એવું ના થતું કે તને પોતાના કીધાંનો પસ્તાવો કરવો પડે-તારૂં દિલ, ધર્મ અને રાજ્ય પ્રકાશીત રહેજો !

મારા કહ્યાનું શાહે કશું મનમાં ન લાવવું-કારણકે મેં જે કહ્યું છે તે નેકખાહીથીજ કહ્યું છે."

( પછી ) શાહના જવા માટે ઘણોજ દિલગીર થઇને-ઝાલે ઝડપમાંજ પાદશાહ પાસેથી રૂખ્સત લીધી.

તે શાહ કાઊસ આગળથી બાહેર આવ્યો-તેની આંખ આગળ આફતાબ અને માહતાબ સીઆહ થયા. ૨૦૭

તેની સાથ બહાદુર અમીરો, તૂસ, ગૂદર્ઝ, ગોસ્તહમ અને ગેવ ચાલ્યા.

ગેવે ઝાલને કહ્યું કે "હું ખોદાથી-ચાહું છું કે તે અમારો રેહનુમા થાય.

બજાઈ કે કાઊસરા દસ્તરસ
નબાશદ નદારમ મન્ ઊરા બકસ
ઝે તૂ દૂર્ બાદ આઝો મર્ગો નેયાઝ્
મબાદા બતૂ દસ્તે દોશમન્ દરાઝ્
બહરૂ સૂ કે આયીમો અન્દરૂ રવીમ
બજોઝ્ આફ્રીનત સખુન્ નશનવીમ
પસઝ્ કેરૂદેગારે જહાન્ આફ્રીન્
બતૂ દારદ ઉમ્મીદ ઈરાન્ ઝમીન્
ઝે બહરે ગવાન્ રન્જ બરૂદાશ્તી
ચુનીન્ રાહે દોશવારૂ બોગ્ઝાશ્તી
કુનૂન્ ચારએ મા હમીનસ્તો બસ
કે જોઝ્ પહલવાન્ શાહે મા નીસ્ત કસ
ચુનીન્ ગોફ્તૂ દસ્તાન્ કે દાના યકીસ્ત
બતકદીરે ઊ રાહે તદબીરૂ નીસ્ત
૨૦૮ શુમા યૂશ દારીદ ફર્માને શાહ
મપીચીદ યકુ તન્ અઝીન્ રઝમગાહ
ઉમીદમ ચુનાનસ્ત બરૂ બીનેયાઝ્
કે બીનમ શુમારા હમહ શાદ બાઝ્
બેગોફ્તૂ ઇનો બેગ્રેફ્ત શાન્ દરૂ કેનારૂ
રહે સીસ્તાન્રા બરૂઆરાસ્ત કારૂ

જો કાઊસ પાદશાહ નહીં હતે તો હું તેને કશોપણ ગણકારતે નહીં.

તારીથી લોભ, મોત, અને તંગી દૂર રહેજો-તારા ઉપર દુશ્મનનો હાય લામ્બો ના થતો!

જ્યાં કેહે પણ અમો હોઇયે છિયે અથવા જઇયે છિયે-ત્યાં અમો તારી તારીફ સિવાય કશું સાંભળતા નથી.

જેહાનના પેદા કરનાર ખુદાતાલા પછીથી-ઈરાન ઝમીન તારા ઉપરજ ભરોસો રાખે છે.

તેં પેહલવાનોને માટે આ રન્જ ખેંચી-અને તેં આવી સખ્ત મુસાફરી કીધી.

હવે અમો માટે એજ ઈલાજ રહયો છે-કે તુંજ પેહલવાન સિવાય કોઈ અમારો પાદશાહ થાય નહીં."

ઝાલે કહયું કે "જાણનારો તો તે એકજ છે-તેના હોકમ આગળ કશી તદબીર ચાલતી નથી.

તમોને એજ ઘટારત છે કે પાદશાહનો હોકમ બજા લાવો-અને આ લડાઈમાંથી એક(બી) જણ સર ના ફેરવો.

ખોદાતાલા ઉપર મને એવોજ ભરોસો છે-કે હું તમો સઘળાને પાછા ખુશહાલ જોઈશ."

એટલું બોલી તે તેઓને ભેટયો-અને સીસ્તાન તરફની કુચની તેયારી કીધી.

## રફ્તને કાઊ બમાઝન્દરાન્.

ચુ ઝાલે સેપહબુદ ઝે પહલવ બેરફ્ત
દમાદમ સેપહ રૂએ બેન્હાદ તફ્ત
બતૂસો બગૂદરઝ ફરૂમૂદ શાહ
કશીદન્ સેપહ સરૂ નેહાદન્ બરાહ
ચુ શબ્ રૂઝ શુદ શાહો ગુન્દાવરાન્
નેહાદન્દ સરૂ સૂએ માઝન્દરાન્
બમીલાદ બેસ્પોરૂદ ઈરાન્ ઝમીન્
કલીદે દરે ગન્જો તાજો નેગીન્
બદુ ગોફ્ત અગરૂ દોશમન્ આયદ પદીદ
તોરા તીઘે કીનહ નબાયદ કશીદ
ઝે હરૂ બદ બઝાલો બરોસ્તમ પનાહ
કે પોશ્તે સેપાહન્દો ઝીબાએ ગાહ
દેગરૂ રૂઝ બરૂખાસ્ત આવાએ કૂસ
સેપહરા હમીરાન્દ ગૂદર્ઝો તૂસ
૨૦૯ હમીરફ્ત કાઊસે લશ્કરૂ ફેરૂઝ
બેઝદ ગાહ બરૂ પીશે કૂહ એસ્પોરૂઝ
બજાઈ કે પેન્હાન્ શવદ આફ્તાબ્
બદાન્ જાયગહ સાખ્ત આરામો ખાબ્
કુજા જાએ દીવાને દેઝખીમ બૂદ
બદાન્ જાયગહ દીવરા બીમ બૂદ
બેગુસ્તરૂદ ઝરબફ્ત બરૂ કૂહસારૂ
હવા પુરૂ ઝે બૂએ મયે ખુશગવારૂ
હમહ પહલવાનાને ફર્ખોન્દહ પય
નેશાસ્તહ બરે તખ્તે કાઊસે કય

## કાઊસનું માઝંદરાન જવું.

જ્યારે સરદાર ઝાલ પેલા પેહલવાનોથી જુદો પડયો-ત્યારે લશ્કરે તેયારી કરવા માંડી.

પાદશાહે તુસ અને ગૂદર્ઝને ફરમાવ્યું-(કે) "લશ્કર તૈયાર કરી રસ્તે પડો."

હવે જ્યારે સવાર પડી ત્યારે પાદશાહ અને પેહલવાનો-માઝંદરાન તરફ ચાલ્યા.

તેણે મીલાદને ઈરાન ઝમીન, ખઝાનાની કૂંચી, તાજ અને શાહી મોહર સોંપ્યાં,

અને કહયું (કે) "જો દુશ્મન ચઢાઈ કરે-તો તું તેની સામે ના થતો,

પણ દરેક આફતમાં ઝાલ અને રૂસ્તમની મદદ લેજે-કારણકે તેઓ લશ્કરની પનાહ અને તખ્તને લાયકના છે."

બીજે દિવસે નગારાંના આવાઝ નીકળ્યા-ગૂદર્ઝ અને તૂસે લશ્કરને ચલાવ્યું.

લશ્કરનો પ્રકાશ કાઊસ પણ ચાલ્યો-તેણે એસ્પોરૂઝ પહાડની નઝદીક છાવણી નાખી.

એક છાયાવાળી જગામાં જ્યાં તડકું ન આવે-ત્યાં તેણે પોતાનો ઉતારો કીધો.

જ્યાં કેહે નાપેકાર દેવોનાં રહેઠાણ હતાં-ત્યાં બધે હવે ધાસ્તી પેઠી.

(તે) પહાડી જગો ઉપર ઝરબફતના બિસ્તરા બિછાવ્યા-લેહઝતદાર શરાબથી હવા સુગંધી થઈ.

સઘળા મુબારક કદમના પેહલવાનો-કયાની કાઊસનાં તખ્ત નઝદીક બેઠા,

હમહ્ શબ્ હમી મજલેસ આરાસ્તન્દ
બશબ્ગીર્ કઝ ખાબ્ બર્ખાસ્તન્દ
પુરાગન્દહ્ નઝ્દીકે શાહ્ આમદન્દ
કમર્બસ્તહો બા કોલાહ્ આમદન્દ
બેફર્મૂદ પસ ગીવરા શહ્‌ર્યાર્
દો બારહ્ ઝે લશ્કર્ ગુઝીન કુન હઝાર્
કસી કૂ ગેરાયદ બગોર્ઝે ગરાન્
કોશાયન્દએ શહ્‌રે માઝન્દરાન્
ચુનીન્ ગોફ્ત બા ગીવ્ કાઊસે કય
કે બોકુશાએ ચન્ગાલો બોગ્ઝાર્ પય
બેરવ્ તા દરે શહ્‌રે માઝન્દરાન્
હમી તા બશમ્શીરો ગોર્ઝે ગરાન્
હરાન્ કસ કે બીની ઝે પીરો જવાન્
તની કુન્ કે ઊરા નબાશદ રવાન્
દર્ હર્ચે આબાદ બીની બેસુઝ્
શબ્ આવર્ હમાનજા કે બાશી બરૂઝ્
ચુનીન્ તા બદીવાન્ રસદ આગેહી
જહાન્ કુન્ સરાસર્ ઝે જાદૂ તેહી
કમર્ બસ્તો રફ્ત અઝ્દરે શાહ્ ગીવ્
ઝે લશ્કર્ ગુઝીન્ કર્દ ગોર્દાને નીવ્
બેશુદ તા દરે શહ્‌રે માઝન્દરાન્
બબારીદ શમ્શીરો ગોર્ઝે ગરાન્
ઝનો કૂદકો મર્દ બા દસ્તવાર્
નદીદન્દ અઝ્ તીઘે ઊ ઝીન્હાર્
હમીકર્દ ઘારત હમીસૂખ્ત શહ્‌ર્
બેયાલૂદ બર્ જાએ તર્યાક ઝહ્‌ર્
યકી ચૂન્ બેહેશ્તે બરીન્ શહ્‌ર્ દીદ
કે અઝ્ ખોર્રમી નઝ્દે ઊ બહ્‌ર્ દીદ
બહર્ કૂયો બર્ઝન કુઝૂન અઝ્ શુમાર્
પરસ્તારે બા તઉકો બા ગૂશવાર્
પરસ્તન્દહ્ ઝીન્ પીશતર્ બા કોલાહ્
બચેહ્‌રહ્ બકેર્દારે તાબન્દહ્ માહ્
બહર્ જાએ ગન્જી પુરાગન્દહ્ ઝર્
બયકજાએ દીનારો જાઈ ગોહર્
બીઅન્દાઝહ્ ગેર્દ અન્દરશ ચાર્પાય
બેહેશ્તસ્ત ગોફ્તી હમીદૂન્ બજાય
બકાઊસ બેર્દન્દ અઝાન્ આગહી
બદાન્ ખુર્રમી જાયો આન્ ફર્રહી
હમા ગોફ્ત ખુર્રમ ઝીયાદ આન્કે ગોફ્ત
કે માઝન્દરાન્રા બેહેશ્તસ્ત જોફ્ત
હમહ્ શહ્‌ર્ ગૂઈ મગર્ બુતકદહ્ સ્ત
ઝે દીબાએ ચીન્ બર્ ગુલ આઝીન્ બેબસ્ત
બુતાને બેહેશ્તન્દ ગૂઈ દુરોસ્ત
બગુલ્નાર્ શાન્ રૂએ રૈઝ્વાન્ બેશોસ્ત
સુ બોગ્ઝશ્ત યક્ હફ્તહ્ ઈરાનેયાન્
ઝે ઘારત્ ગોશાદન્દ યક્યક્ મેયાન્
ખબર્ શુદ બરે શાહે માઝન્દરાન્
દેલશ ગશ્ત પુર્ દર્દો સર્ શુદ ગરાન્
ઝે દીવાન્ બપીશ અન્દરશ સન્જહ્ બૂદ
કે જાનો દેલશ ઝાન્ સખુન રન્જહ્ બૂદ

અને રાત ખાણીપીણીમાં ગુઝારી–બામદાદમાં જ્યારે સૂતેલા ઉઠયા,

ત્યારે તેઓ કોલાહ તથા કમરબંદ સજીને પાદશાહ પાસે આવ્યા.

પછી પાદશાહે ગેવને હોકમ કીધો–કે "તું લશ્કરમાંથી બે હઝાર સવાર એવા ચુંટી કાઢ.

કે જેઓ ભારી ગુર્ઝ ફેરવી શકતા હોય–અને માઝંદરાન શેહર તાબે કરનારા હોય."

(વળી) કયકાઊસે ગેવને કહ્યું–કે "તું પંજો ખોલ અને કદમ ઊંચક.

અને માઝંદરાન શેહરના દરવાઝા સૂધી જા–પછી તલવાર અને ભારી ગોર્ઝે, ૨૧૦

બુઢ્ઢા કે જવાન જે કોઇનેબી તું જોય તેને કતલ કરજે.

ત્યાં જે કશુંબી તને રહેઠાણ મળે તેને બાળી નાખજે–અને જ્યાં હોય ત્યાં સવારની રાત પાડી દેજે;

અને દેવોને ખબર પુગે તે આગમજ–તમામ દુન્યાને જાદૂગરોથી મોકળી કરજે."

ગેવે કમર બાંધી અને પાદશાહ આગળથી ગયો–તેણે લશ્કરમાંથી બહાદુર પેહલવાનો ચુંટી કાઢયા;

અને તે માઝંદરાન શેહરના દરવાઝા સૂધી પુગો–જ્યાં તેણે તલવાર અને ભારી ગોર્ઝ વરસાવવા માંડયા.

ઓરત, બચ્ચાં કે લાકડી ટેકી ચાલનારા બુઢ્ઢાઓ–કોઈ પણ તેની તલવાર આગળ રહ્યું નહીં.

તે તારાજ કરતો હતો અને શહેરો બાળતો હતો–અમૃતને બદલે ઝેહર વરસાવતો હતો.

તેણે બુલંદ બેહેશ્ત જેવું એક શેહર જોયું–કે જ્યાં ખુશહાલીની સઘળી સામગ્રી ભરેલી હતી.

દરેક ગલી અને મોહલ્લામાં શુમાર વગરનાં–ઘોલામો સાંકળી અને બાલી પેહેરેલા (ફરતા હતા).

કોલાહ સાથના ઘોલામો વળી તેઓથી વધારે (હતા)–જે સઘળા ચેહરામાં ઝળકતા માહતાબની મિસાલના (હતા). ૨૧૧

દરેક જગોએ સોનાથી ભરપુર ખઝાનો (હતો)–એક જગોએ દીનાર અને બીજી જગોએ ગોહર (હતાં).

તેની આસપાસ બેહદ ચોપગાં જાનવર (હતાં)–જાણે બેહેશ્ત ત્યાંજ આવી ગયું છે.

તે ખુશી ભરેલી જગાની અને (તેના) દબદબાની–તેઓએ કાઊસને ખબર આપી.

તે બોલ્યો કે "તે માણસ ખુશહાલ રહેજો! જેણે કહ્યું હતું કે–માઝંદરાનની જોડી બેહેશ્ત છે.

ગોયા તમામ તે શેહર ઢીંગલીઓનું સંગ્રહસ્થાન છે–જે ચીનાઈ રેશમી કપડાં અને ગોલાબના હારે સણગારેલું છે.

તે બધાં જાણે બેહેશ્તનીજ આવેલાં પૂતળાં છે–જેઓના ચેહરા બેહસ્તના માળીએ દાડમની કળીઓથી સાફ કીધા છે."

એક અઠવાડયાં સૂધી ઈરાનીઓએ લૂટ ચલાવી અને પછી લૂટ બંધ કીધી.

જ્યારે માઝંદરાનના પાદશાહને ખબર થઈ–(ત્યારે) તેનું દિલ દર્દ ભરેલું અને માથું ભારી થયું.

દેવોમાંથી તેની દરબારમાં સન્જે નામનો દેવ હતો–જે પણ એ બીનાથી દુઃખી હતો.

૨૧૨ બદૂ ગોફ્ત રવ નઝ્દે દીવે સપીદ
સુનાન્ રવ કે બર્ ચર્ખે ગર્દન્દહ્ શીદ
બેગૂયશ કે આમદ બમાઝન્દરાન્
બઘારત ઝે ઈરાન્ સેપાહે ગરાન્
હમહ્ શહ્રે માઝન્દરાન્ સૂખ્તન્દ
બજન્ગ્ આતેશે કીનહ્ અફ્રૂખ્તન્દ
જહાનજૂએ કાઊસ શાન્ પીશરવ
ઝે લશ્કર્ બસી રઝ્મસાઝાને નવ
કુનૂન્ ગર્ નબાશી તો ફર્યાદ્રસ
નબીની બમાઝન્દરાન્ ઝેન્દહ્ કસ
ચુ બેશ્નીદ પયઘામ સન્જહ્ બેરફ્ત
અબા નામએ શાહો પયઘામ તફ્ત
ચુ આમદ બનઝ્દીકે આન્ સર્ફરાઝ્
બેગોફ્ત આન્ચે બેશ્નીદ અઝાન્ રઝ્મસાઝ્
સરાસર્ બેગોફ્ત આન્ચે શહ્ ગોફ્તહ્ બૂદ
હમાન્ નીઝ્ અઝ્ હ્ બર્આશોફ્તહ્ બૂદ
ચુનીન્ પાસોખશ દાદ દીવે સપીદ
કે અઝ્ રૂઝ્ગારાન્ મશવ નાઉમીદ
મયન્દીશ અઝ્ શાહે ઈરાન્ સેપાહ્
ગર્ આયદ અબા લશ્કરે કીનહ્ખાહ્
૨૧૩ બેયાયમ કુનૂન્ બા સેપાહી ગરાન્
પય ઊ બેબુરરમ ઝે માઝન્દરાન્
બેગોફ્ત ઈનો ચૂન્ કુહ્ બર્ પાએ ખાસ્ત
સરશ ગશ્ત બા ચર્ખે ગર્દન્દહ્ રાસ્ત
વઝાન્ સૂએ કાઊસ તાઝાન્ બરાહ્
રસીદશ બમાઝન્દરાન્ બા સેપાહ્
ચુ શાહ્ અન્દરાન્જાએ ખુર્રમ રસીદ
સરાપર્દહ્ બર્દાશ્તો હામૂન્ કશીદ
ઝે બસ ખીમહો ખર્ગાએ સોર્ખો ઝર્દ
હમી ચશ્મે બીનન્દહ્રા ખીરહ્ કર્દ
ચુ બર્ ખીમહા તાફ્તી આફ્તાબ્
શુદી રૂએ કેશ્વર્ ચુ દર્યાએ આબ્
ઝે અસ્પાનો મર્દાને આરાસ્તહ્
ઝમીન્ ચૂન્ બેહેશ્તી પુરઝ્ ખાસ્તહ્
દરૂને સરાપર્દહ્ તખ્તી બુલૂર્
તો ગોફ્તી હમીતાબદ્ અઝ્ ચર્ખ હૂર્
નેશસ્તહ્ બરાન્ તખ્ત કાઊસ શાહ્
બસર્ બર્નેહાદહ્ કયાની કોલાહ્
બુઝોર્ગાને લશ્કર્ નેશસ્તહ્ બજાય
કે બૂદન્દ બા નીકો બદ રહ્નોમાય
૨૧૪ ચુનીન્ ગોફ્ત કાઊસ બા મેહ્તરાન્
કે અય સર્ફરાઝાને ગુન્દાવરાન્
શુમા યક્બયક્ નીક્ખાહે મનીદ
બર્ આયીનો ફર્માનો રાહે મનીદ
કુનૂન્ શાહે માઝન્દરાન્રા બદસ્ત
બેયારમ બર્આરમ બદીવાન્ શેકસ્ત
નખાહમ કે દર્ પીશે આન્ મર્ઝ્બાન્
બપયઘામો નામહ્ કોશાયમ ઝબાન્
ચુ ફર્દા બર્આયદ ખુર્ અઝ્ ખાવરાન્
બર્આયીમ યક્સર્ બમાઝન્દરાન્

તેને કહ્યું કે "જેમ આસ્માનમાં સૂર્ય ચાલે છે-તેમ તું શેતાબ સફેદ દેવ પાસે જા,

અને તેને કહેજે કે "માઝંદરાનમાં ઈરાનથી (એક) ભારી લશ્કર લૂટને ( માટે ) આવ્યું ( છે ).

તેઓએ તમામ માઝંદરાન શેહેર બાળી નાખ્યું છે-અને એ ઝુલ્મથી અમારા કીનાનો આતશ ઉસકેર્યો છે.

શાહ કાઊસ તે લોકોનો સરદાર છે-અને સાથે બીજા ઘણા જવાન પેહલવાનો છે.

હવે જો તું મદદે નહીં આવશે-તો તું માઝંદરાનમાં કોઇને જીવતું જોશે નહીં."

જ્યારે સન્જે દેવે પયઘામ સાંભળ્યો ત્યારે તે પયઘામ અને પાદશાહની મદદ માટેની અર્ઝી લઈને શેતાબ દોડયો.

જ્યારે તે તે સરફરાઝની નઝદીક આવ્યો-ત્યારે તેણે તે પેહલવાનથી જે કાંઈ સાંભળ્યું હતું તે કહ્યું.

તેણે પાદશાહે જે કાંઈ કહેલું હતું તે સઘળું કહ્યું-તેમજ તેને માટે પણ કહ્યું જેનાથી તે ગુસ્સે હતો.

સફેદ દેવે તેને કહ્યું-કે "ઝમાનાથી તું નાઉમેદ ના થઈ જા.

તું ઈરાની લશ્કરના પાદશાહનો, તેમજ જો તે પોતાનાં લડાયક લશ્કર સાથ આવે તેનો કાંઈજ વિચાર ના કર.

હું હમણા એક ભારી લશ્કર લઈને આઉં છું-( અને ) હું માઝંદરાનમાંથી તેના કદમજ કાપી નાખું છું."

તે એટલું બોલ્યો અને પહાડની મિસાલ ઉભો થયો-જેથી તેનું માથું ફરતા આસ્માનની બરાબર થયું.

એની તરફથી કાઊસ ઝડપથી કુચ કરતો-લશ્કર સાથ માઝંદરાન આવી પહોંચ્યો.

જ્યારે પાદશાહ તે ખુશી ભરેલી જગોએ પહોંચ્યો-ત્યારે મયદાન અને જંગલમાં તમ્બુ નાખ્યા.

પુષ્કળ રાતા અને પીળા તમ્બુ તથા ડેરાથી-જોનારની આંખે ચિત્રી આવી જતી હતી.

જ્યારે તમ્બુઓ ઉપર આફતાબનો પ્રકાશ પડતો-ત્યારે બધી જગ્યામાં પાણી ભરેલું હોય એવું લાગતું.

ઘોડા અને સણગાર સાથના મર્દોથી ઝમીન જાણે નાદેર ચીઝોથી ભરેલાં એક બેહેશ્ત માફક લાગતી હતી.

તે તમ્બુની અંદર એક બિલોરી તખ્ત ( હતું )-ગોયા આસ્માન ઉપરથી આફતાબ ચળકતો હતો.

તે તખ્ત ઉપર પાદશાહ કાઊસ બેઠેલો ( હતો )-તેણે કયાની કોલાહ માથાં ઉપર મૂકેલી ( હતી ).

લશ્કરના બુઝોર્ગો જેઓ સારાં તથા નરસાંના સાથી હતા તેઓ પોત પોતાની જગો ઉપર બેઠેલા ( હતા ).

કાઊસે સરદારોને કહ્યું-કે "એ પેહલવાનોના સરફરાઝો !

તમો સઘળા મારા નેકખાહ છો-તમો મારી રસ્મ, હોકમ અને રાહ ઉપર ( ચાલનારા ) છો.

હવે હું માઝંદરાનના પાદશાહને હાથમાં-લાવીશ ( અને ) દેવોને તારાજ કરીશ.

હું નથી ચાહતો કે તે હાકેમ આગળ-કશો પયઘામ કે સંદેશો મોકલું.

આવતી કાલે જ્યારે પૂર્વ તરફથી સૂર્ય બાહેર નીકળશે-ત્યારે આપણ સઘળા માઝંદરાનમાં દાખેલ થઈશું.

ન શાહરા બેમાનીમો નહ લશ્કરશ
બેગીરીમ સરૂ તા બસરૂ કેશ્વરશ
બેકુશીમ સરૂ શાન બનઅલે સુતૂરૂ
બદીવાન નોમાયીમ યકૂ દસ્તે ઝૂરૂ
હમહુ મરૂઅરા ઝીરે પા આવરીમ
મોરાદે દેલે ખુદ બજા આવરીમ
બુઝોર્ગાન નેહાદન્દ સરૂ બરૂ ઝમીન
બેખાન્દન્દ બરૂ જાને શાહ .આફ્રીન
કે દસ્તે બદ અઝ શાહ દુતાહ બાદ
ઝમીનો ઝમાનત નેકૂખાહ બાદ
હમહુ બન્દગાનીમો ફર્માનપઝીરૂ
ખોદાવન્દે શમ્શીરો ગૂપાલો તીરૂ
બરન્જ અઝ ફુજા બાઝ માનદ સેપાહ
કે હસ્તન્દ પર્વર્દહએ ગન્જે શાહ
હમહુ જાન ફેદાએ શહન્શાહ કુનીમ
યકી રઝમે શાહાનહુરા દહ કુનીમ
વલીકેન સેતમગારહ દીવે સપીદ
નગરૂદદ બદાનજાએગહ ઊ પદીદ
કે ઊ દીવ બેસ્યારૂ જાદૂગરસ્ત
બદીવાને માઝન્દરાન ઊ સરસ્ત
ગરૂ ઊ દરૂનેયાયદ દરીન કાર્ઝારૂ
બરૂઆરીમ અઝ જાને દીવાન દમારૂ
બેબૂદન્દ તા શબ દરીન ગોફતગૂય
હમી લાફ ઝદ મરૂદે પયગારૂજૂય
બદીનગૂનહ આન રૂઝ તા વકૂતે શામ
હમીપોખ્ત કાઊસ સઉદાએ ખામ

તેના પાદશાહ કે તેનાં લશ્કરને આપણુ રહેવા દઈશું નહીં-તેનો સઘળો મુલક આપણ લઈ લઈશું.

તેઓનાં માથાં ઘોડાની નઅલે ફ્રંદીશું-( અને ) દેવોને કોવતનો એક હાથ બતાવીશું.

બધો મુલક કાબૂમાં કરીશું-અને પોતાના દિલની મુરાદે પુગીશું."

બુઝોર્ગોએ માથાં ઝમીન ઉપર મૂકયાં-અને તેઓએ પાદશાહ ઉપર દુઆ કીધી.

કે પાદશાહથી બદીનો હાથ દૂર રહેજો-ઝમીન અને ઝમાનો તારા નેકખાહ રહેજો !

( તું ) તલવાર, ગોર્ઝ, અને તીરના સાહેબ(ના)-અમો સઘળા બંદા અને હોકમ બજા લાવનારા છિયે. ૨૧૫

લડાઈથી લશ્કર પછાત કેમ પડી શકે?-કારણકે તેઓ પાદશાહના ખઝાનાથી પળાયલા છે.

અમો સઘળા પાદશાહ ઉપર જાન ફિદા કર્યે છિયે. પાદશાહ માટે એક નહીં પણ દશ લડાઈ લડવા તૈયાર છિયે.

પણ ઝુલ્મગાર સફેદ દેવ-અત્રે કયે દેખાતો નથી.

કારણકે તે દેવ મોટો જાદૂગર છે-તે માઝંદરાનના દેવોનો સરદાર છે.

અગર તે આ લડાઈમાં નહીં આવશે તો અમો આ દેવોને પુરા કરી નાખીશું.

રાત પડી ત્યાં સુધી તેઓ એની એજ વાત કરતા હતા-તથા પેહલવાનો ડંફાસ હાંકતા હતા.

એજ પ્રમાણે સવારથી સાંજ સુધી-કાઊસ પણ શેખચલ્લીસઈ વિચાર કરતો હતો.

---

## કૂર્ કર્દને દીવે સપીદ્ કાઊસ્ બા લશ્કરશરા.

શબ આમદ યકી અબ્રૂ શુદ બરૂ સેપાહ
જહાન ગશ્ત ચૂન રૂએ ઝન્ગી સેયાહ
સુ દર્યાએ કારસ્ત ગોફૂતી જેહાન
હમહુ રઉશનાઈશ ગશ્તહુ નેહાન
યકી ખીમહુ ઝદ બરૂ સરૂ અઝ દૂદે કારૂ
સેયહ શુદ જહાન ચશ્મહા ગશ્ત તારૂ
ઝે ગરૂદૂન બસી સન્ગ બારીદો ખશ્ત
પરાગન્દહ: શુદ ફઉજે ઈરાન બદશ્ત
વઝીશાન ફરાવાન તબાહ કરૂદ નીઝ
નબૂદહ ઝે બદબખ્ત માનીદહ ચીઝ
બસી રાહે ઈરાન ગેરેફૂતન્દ પીશ
ઝે કારે શહન્શાહ દેલ ગશ્તહુ રીશ
ચુ બોગઝશ્ત શબ રૂઝ નઝદીકૂ શુદ
જહાનજૂયરા ચશ્મ તારીકૂ શુદ
ઝે લશ્કરૂ દો બહરહ શુદહ તીરહચશ્મ
સરે નામદારાન અઝૂ પુરૂ ઝે ખશ્મ

## સફેદ દેવનું કાઊસને તેનાં લશ્કર સાથ આંધળા કરવું.

( જ્યારે ) રાત પડી ( ત્યારે તેના ) લશ્કર ઉપર એક વાદળ થઈ આવ્યું-( તેથી ) દુન્યાં હબશીના ચેહરાની મિસાલ કાળી થઈ.

જાણે બધી દુન્યા ડામરના દર્યા જેવી થઈ ગઈ-અને પ્રકાશ બિલકુલજ ગેપ થઈ ગયો.

( સફેદ દેવે ) તેઓના માથાં ઉપર ડામરના ધૂંમાડાનો એક તમ્બુ નાખ્યો-જેથી હવા કાળી પડી ગઈ અને આંખે અંધારાં આવ્યાં. ૨૧૬

પછી તેણે આસ્માનથી પુષ્કળ પત્થર અને ઈંટનો વરસાદ વરસાવ્યો-( જેથી ) ઈરાની લશ્કર જંગલમાં વીખરાઈ ગયું.

તેઓમાંથી ઘણાની ખરાબી કીધી-હાની પુગાડવામાં કશું બાકી રાખ્યું નહીં.

ઘણાઓએ ઈરાન તરફનો રસ્તો પકડયો-શેહનશાહનાં કામથી ( તેઓના ) દિલ દુ:ખી થયલાં ( હતાં ).

જ્યારે સવાર પડી ત્યારે ( લોભી ) પાદશાહની આંખો આંધળી થયલી હતી.

લશ્કરમાંથી બે ભાગ માણસોની આંખે અંધારાં આવ્યાં હતાં-અમીરો પાદશાહથી ઘુસ્સે થયલા હતા.

ચુ તારીક્ શુદ્ ચશ્મે કાઊસ શાહ્
બદ્ આમદ્ જે કેર્દારે ઊ બર્ સેપાહ્
હમહ્ ગન્જ્ તારાજો લશ્કર્ અસીર્
જવાન્ દવલતી તીગ્ર બર્ગશતહ્ પીર્
હમહ્ દાસ્તાન્ યાદ્ બાયદ્ ગેરેફત
કે ખીરહ્ બેમાનદ્ શેગેફત અઝ્ શેગેફત
સેપહ્બુદ્ ચુનીન્ ગોફ્ત ચૂન્ દીદ્ રન્જ
કે દસ્તૂરે બીદાર્ બેહતર્ ઝે ગન્જ
૨૧૭ દેરીઘા કે પન્દે જહાન્ગીર્ ઝાલ
ન પેઝ્રોફ્તમો આમદમ બદ્સેગાલ
બરખતી ચુ યક્હફ્તહ્ અન્દર્ કશીદ્
બદીદહ્ ઝે ઈરાનીઆન્ કસ નદીદ્
બહશ્તુમ બેઘુરીદ્ દીવે સપીદ્
કે અય શાહે બીબર્ બકેર્દારે બીદ્
હમી બર્તરીરા બેયારાસ્તી
ચરાગાહે માઝન્દરાન્ ખાસ્તી
હમહ્ નીરોએ ખીશ ચૂન્ પીલે મસ્ત
બેદીદીઓ કસરા નદાદી તો દસ્ત
તો બા તાજ્ બર્ તખ્ત નશ્કીફ્તી
બેરદરા બદીન્ગૂનહ્ બેફ્રીફ્તી
બસી બોર્દહ્ કર્દી બમાઝન્દરાન્
બેકોશ્તી બસીરા બગોર્ઝે ગરાન્
નબૂદત ઝે દીવે સપીદ્ આગેહી
કે ગર્દૂન્ કુનદ્ અઝ્ સેતારહ્ તેહી
કુનૂન્ આન્ચે અન્દર્ખુરે કારે તોસ્ત
દેલત યાફ્ત આન્ આર્ઝૂહા કે જોસ્ત
અગર્ નબ્વદી પન્દે આમૂઝગાર્
બર્આવર્દમી મન્ ઝે જાનત દમાર્
૨૧૮ નમીમાનદમ યક્ તન્ અઝ્ લશ્કરત
બહમ બર્ઝદમ સર્બસર્ કેશ્વરત
વલીકેન્ ઝે ગર્શાસ્પે લશ્કર્ શેકન્
બુવદ્ અહ્દો પયમાન્ ઝે નયરન્ગે મન્
કે બર્ મોલ્કે ઈરાન્ નેયારમ સેતીઝ્
વગર્નહ્ બર્આવર્દમી રસ્તખીઝ્
બેદારમ શુમારા બરન્જો ઘમાન્
કે તા ખુદ્ શુમારા સર્આયદ્ ઝમાન્
હમીગોફ્ત આન્ દીવે બદ્રૂઝગાર્
બખેશ્મો સેતીઝહ્ અબા શહ્રયાર્
વઝાન્ નર્રહ્ દીવાને ખન્જર્ગોઝાર્
ગુઝીન્ કર્દ્ જન્ગી દહો દુ હઝાર્
બર્ ઈરાનેયાન્ બર્ નેગહ્દાર્ કર્દ્
સરે સર્કશાન્ પુર્ ઝે તીમાર્ કર્દ્
સરાન્રા હમહ્ બન્દહા સાખ્તન્દ્
ચુ અઝ્ બન્દો બસ્તન્ બેપર્દાખ્તન્દ્
ખુરેશ દાદ્ શાન્ અન્દકી જાન્સેપૂઝ્
બદાન્ તા ગુઝારન્દ્ રૂઝી બરૂઝ્
વઝાન્ પસ હમહ્ ગન્જે શાહો સેપાહ્
ચે અઝ્ તાજે યાકૂતો પીરૂઝહ્ ગાહ્
૨૧૯ સેપોર્દ્ આન્ચે દીદ્ અઝ્ કરાન્ તા કરાન્
બઅર્ઝન્ગ્ સાલારે માઝન્દરાન્

જ્યારે કાઊસ પાદશાહ આંધળો થયો-ત્યારે તેની કરણીથી લશ્કર ઉપર આફત આવી પડી.

સઘળો ખઝાનો તારાજ ( થયો ) અને લશ્કર બંદીવાન ( થયું )-તેનું ખીલતું નસીબ જલ્દીથી ઊંધુ વળ્યું.

આ યાદ રાખવા જોગી વાત છે-કારણકે એને જોઇને અજાયબી પણ અજબ થાય છે.

જ્યારે આફત આવી પડી ત્યારે પાદશાહ બોલ્યો-કે " ખઝાના કરતાં બાહોશ વઝીર ભલો.

અફસોસ ! કે દુન્યા જીતનાર ઝાલની શીખામણ-મેં સાંભળી નહીં અને તેના કહેવા ઉપર હું શક લઈ ગયો. "

જ્યારે આ કંગાળ હાલતમાં તેને સાત દહાડા થયા-અને આંખોથી કોઈ ઈરાની જોઈ શક્યો નહીં,

ત્યારે આઠમે દહાડે સફેદ દેવે તેના ઉપર પોકાર કીધો-કે "ઓ નેતરના ઝાડની મિસાલના વગર ફળના પાદશાહ !

તેં સંપૂર્ણ મોટાઈનો વિચાર કીધો-અને માઝંદરાનની ઝમીન છીનવી લેવાની ઈચ્છા કીધી.

ગાંડા હાથીની પઠે પોતાનું સઘળું કૌવત-તનેજ દેખાયું અને તેં કોઈનું કહેવું સાંભળ્યું નહીં.

પોતાના તખ્ત અને તાજ ઉપર તને સંતોષ નહીં આવ્યો-અને તેં પોતાની અકલને ઊંધી વાળી.

તેં માઝંદરાનમાં ઘણાકને કયદ કીધા-( અને ) ઘણાકને ભારી ગોર્ઝથી માર્યાં.

તને સફેદ દેવની ખબર નહીં હતી-કે તે આસ્માન ઉપરથી સેતારા તોડી પાડે છે?

હવે જે કાંઈ તારે લાયકનું કામ હતુ અને તારાં દિલની મુરાદ હતી તે પુરેપુરી મળી ચૂકી છે.

અગરજો ઉસ્તાદની શીખામણ દીધેલી નહીં હતે-તો હું તને જીવથી મારતે.

હું તારાં લશ્કરમાંથી એક જણને પણ જીવતો રહેવા દેતે નહીં-અને તારો તમામ મુલક બરબાદ કરતે.

પણ લશ્કર તોડનાર ગેરશાસ્પ સાથે-મેં મારી યુક્તિથી કોલ કરાર કીધો છે,

કે હું ઈરાન ઉપર ચઢાઈ નહીં કરીશ-નહીં તો હમણા રસ્તાખેઝ જગાડતે.

હું તમોને દુઃખ અને ઘમગીનીમાં છોડું છું-કે જેથી ખુદ તમારો ઝમાનો આખર આવે. "

તે નાપાકી ભરેલા દેવે ગુસ્સા અને તુંદાઈથી પાદશાહને એમ કહીને,

ખંજર મારનાર નર દેવોમાંથી તેણે બાર હઝાર જંગી ( દેવો ) ચુંટી કાઢ્યા,

અને તેઓને ઈરાનીઓ ઉપર ચોકીઆત કીધા-જેથી તેણે પેલા મઘરૂર પેહલવાનોને ઘણાજ દુઃખી કીધા.

તેઓએ બધા સરદારોને જકડ્યા-જ્યારે તેઓ બંદ અને બાંધવાથી પરવાર્યાં,

ત્યારે તેઓનો જીવ બચી શકે એટલો થોડો ખોરાક આપ્યો-જેથી તેઓ દહાડા પસાર કરે.

ત્યાર પછી પાદશાહ અને લશ્કરનો સઘળો ખઝાનો-જેવાં કે યાકૂતનું તાજ અને પીરોઝાનું તખ્ત,

( અને બીજું ) જે કાંઈ જોયું તે માઝંદરાનના સરદાર અર્ઝંગને સોંપ્યું.

**બરે શાહુ બર્ ગોફ્તુ ઊરા બેગૂય**
**કઝ્ અહુરીમન્ અક્નૂન્ બહાનહુ મજૂય**
**કે મન્ હર્ચે બાયેસ્ત કર્દમ હમહુ**
**બખાક્ આવરીદમ્ સરાસર્ રમહુ**
**હમહુ પહુલવાનાને ઈરાનો શાહુ**
**ન ખોર્શીદ બીનન્દ રઊશન્ ન માહુ**
**બેકોશ્તન્ નકર્દમ્ બર્ ઊ બર્ નેહીબ્**
**બદાન્ તા બેદાનદ ફરાઝો નેશીબ્**
**બઝારીઓ સખ્તી બર્આયદશ હુશ**
**કસી નીઝ્ નન્હદ બેરીન્ કાર્ ગૂશ**
**ચુ અર્ઝન્ગ્ બેશ્નીદ ગોફ્તારે ઊય**
**બમાઝન્દરાન્ શાહુ બેન્હાદ રૂય**
**હમોરફ્ત બા લશ્કરો ખાસ્તહુ**
**અસીરાનો અસ્પાને આરાસ્તહુ**
**સેપોર્દ આન બશાહો સબુક્ બાઝ્ ગશ્ત**
**બર્ આન્ બોર્ઝે કૂહ આમદ અઝ્ પહ્ન્ દશ્ત**
**ચુ ઈન્ કર્દ બર્ગશ્ત દીવે સપીદ**
**સોવી ખાને ખુદ રફ્ત બર્સાને શીદ**
**બમાઝન્દરાન્ માન્દ કાઊસ શાહુ**
**હમીગોફ્ત કીન્ બૂદ અઝ્ મન્ ગુનાહુ**

તેણે કહયું (કે) "તું પાદશાહની નઝદીક લઈ જા (અને) તેને કહેજે-કે હવે તું એહરેમનને કશો ઠપકો ના દેતો;

કારણકે મેં જે કાંઈ ઘટારત હતું તે સઘળું કર્યું (છે)-અને પેલાં સઘળાં લશ્કરને ખાકમાં મેળવી દીધું છે.

તમામ ઈરાનના પેહલવાનો અને પાદશાહ-ઝળકતો ખુરશેદ અને માહતાબ ફરી જોઈ શકશે નહીં.

મેં તેને મોતનો ભય દેખાડયો નથી-એટલાજ માટે કે તે (નસીબની) ચઢતી પડતી જોય.

તે રડીકુટીને સખ્તીમાંજ પુરો થઈ રહેશે-ફરીથી કોઈ પણ આ કામ ઉપર કાન નહીં ધરશે."

જ્યારે અર્ઝન્ગે તેની વાત સાંભળી-ત્યારે તેણે માઝંદરાનના પાદશાહ (તરફ) મોહું ફાલ્યું.

તે લશ્કર, ખઝાના, કેદી અને સણગારેલા ઘોડાઓ સાથ ચાલ્યો.

તેણે તે (સઘળું) પાદશાહને સોંપ્યું અને શેતાબ પાછો ફર્યો-તે બડોળાં જંગલમાંથી પહાડની ઊંચાઈ ઉપર ચાલ્યો.

આ કામ પુરૂં કરીને સફેદ દેવ પોતાના ઘર તરફ સૂર્ય પ્રમાણે-(કીર્તિ સાથ) પાછો ફર્યો.

અને પાદશાહ કાઊસ માઝંદરાનમાં રહયો-તે બોલતો હતો કે "એમાં મારોજ વાંક છે." ૨૨૦

## પયગ્રામ્ ફેરેસ્તાદને શાહ્ કાઊ બઝાલેઝર્ વ રફ્તને રોસ્તમ્ બમાઝન્દરાન્ બરાહે હફ્તખાન્ વ ચેગૂનગીએ આન્

**અઝાન્ પસ જહાનજૂએ ખસ્તહુ જેગર્**
**બેરૂન્ કર્દ ગોર્દી ચુ મોર્ગી બપર્**
**કે બૂદ ઊ ઝે શાહો ઝે લશ્કર્ જુદા**
**બેયામદ દમાન્ તા બરે પાદશા**
**સોવી ઝાબુલેસ્તાન્ ફેરેસ્તાદ ઝૂદ**
**બનઝ્દીકે દસ્તાન્ બમાનન્દે દૂદ**
**બેગોફ્તશ કે બર્ મન્ ચે આમદ ઝે બખ્ત**
**બખાક્ અન્દર્ આમદ સરે તાજો તખ્ત**
**ઝરો ગન્જો આન્ લશ્કરે નામદાર્**
**બેયારાસ્તહુ ચૂન્ ગુલ અન્દર્ બહાર્**
**હમહુ ચર્ખે ગર્દૂન્ બદીવાન્ સેપોર્દ**
**તો ગોફ્તી કે બાદ અન્દર્ આમદ બેબોર્દ**
**કુનૂન્ ચશ્મ તીરહુ શુદો ખીરહુ બખ્ત**
**નેગૂનસાર્ ગશ્તહુ સરે તાજો તખ્ત**
**ચુનીન્ ખસ્તહુ દર્ દસ્તે અહુરીમનમ્**
**હમી બોગ્સલાનદ રવાન્ અઝ્ તનમ્**
**ચુ અઝ્ પન્દહાએ તો યાદ આવરમ્**
**હમી અઝ્ જેગર્ સર્દ બાદ આવરમ્**

## પાદશાહ કાઊસનું ઝાલેઝર ઉપર પયગામ મોકલવું અને રૂસ્તમનું માઝંદરાનમાં હફ્તેખાનને રસ્તે જવું અને તેની હકીકત.

તે પછી ઝખ્મી જીગરના પાદશાહ કાઊસે-ઉડતાં પક્ષીની મિસાલ એક પેહલવાનને તૈયાર કર્યો,

કે જે પાદશાહ અને લશ્કરથી અલગ રહી ગયો હતો-તે શેતાબ પાદશાહની નઝદીક આવ્યો.

તેને ઝાબુલેસ્તાન તરફ ઝાલ નઝદીક ધુંવાની મિસાલ શેતાબ દોડાવ્યો.

તેને કહેવાડયું કે "નસીબે મારી ઉપર શું આફત નાખી-તાજ અને તખ્ત ખાકમાં પડયું,

ઝર ખઝાનો અને નામદાર લશ્કર-જે વસંત ઋતુમાં ખીલેલાં ફૂલોનાં જેવાં શોભીતાં હતાં,

(તે) સઘળું ફરતાં આસ્માને દેવોને સોંપ્યું છે-જાણે કે પવન આવ્યો અને સઘળું લઈ ગયો.

હવે આંખો આંધળી થઈ છે અને નસીબ ઊંધું વળ્યું (છે)-તાજ અને તખ્ત નીચાં પડયાં છે.

હું એહરેમનના હાથમાં ઝખ્મી પડેલો છું-જે મારૂં રવાન તનથી જુદું પાડવા ચાહે છે.

હાય અને અફસોસ સાથે હવે હું તારી શીખામણ યાદ કરૂં છું.

૨૨૧ નરફૂતમ બફ્રમાંને તૂ હુશમન્દ
ઝે કમ બેખ્રદી બર્ મન્ આમદ ગઝન્દ
અગર્ તૂ નબન્દી બદીન્ દર્મેયાન્
હમહુ સૂદરા માયહુ બાશદ ઝેયાન્
ફ્રેસ્તહુ ઝે માઝન્દરાન્ રફ્રૂત ઝૂદ
ચુ મોર્ગે પરન્દહુ બકેર્દારે દુદ
ચુ પૂયન્દહુ નઝદીકે દસ્તાન્ રસીદ
બેગોફ્રૂત આન્ચે દાનેસ્તો દીદો શનીદ
ચુ બેશ્નીદ બર્ તનશ બેદરીદ પૂસ્ત
ઝે દુશ્મન્ નેહાન્ દાશ્ત આન્ હમ ઝે દૂસ્ત
બરઉશાન્ દેલ અઝ્ દૂર્ બદ્દહા બેદીદ
કઝાન્ બદ બઈરાન્ ચે ખાહદ રસીદ
બરોસ્તમ ચુનીન્ ગોફ્રૂત દસ્તાને સામ
કે શમ્શીર્ ફ્રૂતહુ શુદ અન્દર્ નેયામ
નશાયદ કઝીન્ પસ ચમીઓ ચરામ
દેગર્ ખીશતન્ તાજ્રા પર્વરીમ
કે શાહે જહાન્ દર્ દમે અઝ્દહાસ્ત
બર્ ઈરાનેયાન્ બર્ ચે માયહુ બલાસ્ત
કુનૂન્ કર્દ બાયદ તોરા રખ્શ ઝીન્
બેખાહી બતીધે જહાનબખ્શ કીન્

૨૨૨ ઝમાના કે અઝ્ બહરે ઈન્ રૂઝગાર્
તોરા પર્વરાનીદ પર્વર્દેગાર્
મરીન્ કાર્હારા તો ઝીબી કુનૂન્
મરા સાલ શુદ અઝ્ દો સદ બર્ ફુઝૂન્
અઝીન્ કાર્ યાબી તો નામે બલન્દ
રહાઈ દહી શાહરા અઝ્ ગઝન્દ
નશાયદ બદીન્ કારે અહરીમની
કે આસાયેશ આરીઓ ગર્ દમ ઝની
બરતરા બબ્બ્રેબેયાન્ સખ્ત કુન્
સરઝ્ ખાબે અન્દીશહુ પર્દોખ્ત કુન્
હરાન્ તન્ કે ચશમશ સનાને તો દીદ
કે ગૂયદ કઝાન્ પસ રવાન્શ આર્મીદ
અગર્ જન્ગે દર્યા કુની ખૂન્ શવદ
અઝ્ આવાઝે તૂ કૂહ હામૂન્ શવદ
નબાયદ કે અર્ઝન્ગો દીવે સપીદ
બજાન્ અઝ્ તો દારન્દ હર્ગેઝ્ ઉમીદ
હમાન્ ગર્દને શાહે માઝન્દરાન્
હમહુ મોહરહુ બેશકન્ બગોર્ઝે ગરાન્
અઝીન્ ઝીસ્તન્ ગર્ બર્આરી તો નામ
પરાગન્દહુ ગર્દદ ઝે નામે તો કામ

૨૨૪. પસઝ્ રફ્રૂતનત નામ માનદ બજાય
બમાઝન્દરાન્ પૂયો ઈદર્ મપાય
કે રઉશન્ કુની નામે સામે સવાર્
બગીતી નબૂદહુ ચુ ઊ નામદાર્
જહાન્ પસ બેગર્દદ જહાન્ રામે તૂ
બેબર્ઝન્દ દીવાન્ હમઝ્ નામે તૂ
ચુનીન્ દાદ પાસોખશ રોસ્તમ કે રાહ
દરાજસ્ત મન્ ચૂન્ શવમ કીનહ્ખાહ
બશશ માહ રફ્રૂતસ્ત શાહ અન્દરાન્
અઝાન્ પસ રસીદહુ બમાઝન્દરાન્

તું જ અક્લમંદના વિચાર ઉપર હું ચાલ્યો નહીં—અને પોતાની બેવ-ફૂફીથી મારા ઉપર આ સિતમ પડયો છે.

હવે જો તું આ કામ ઉપર કમર નહીં બાંધશે—તો મુદ્દલ અને વ્યાજ બધું ખોઈ બેસશે.”

કાસેદ ઉડતાં મોર્ઘની મિસાલ માઝંદરાનથી ધુવાંની ઝડપે ચાલ્યો.

જ્યારે કાસેદ દસ્તાનની નઝદીક પહોંચ્યો—ત્યારે તેણે જે કાંઈ જા-ણ્યું, જોયું અને સાંભળ્યું હતું તે કહ્યું.

જ્યારે તેણે સાંભળ્યું ત્યારે દુઃખથી તેની ચામડી ફાટવા લાગી—(પણ) તે (વાત) દુશ્મન તેમજ દોસ્તથી તેણે છૂપી રાખી.

તેણે પોતાની ઊંચી શક્તિથી ખરાબીઓ જોઈ લીધી—કે “આથી ઈરાન ઉપર શું શું આફત આવી પડશે?”

સામના ઝાલે રૂસ્તમને કહ્યું—કે “તલવાર હવે મેયાનમાં રહી નથી.

હવે મોજ શોખ કરવાનો વખત નથી—બીજી મરતબે આપણને ઈરાની તાજની પર્વરશી કરવી જોઇયે.

કારણકે જેહાનનો પાદશાહ અઝદહાના મોઢાંમાં પડયો છે—અને ઈરા-નીઓ ઉપર મોટી આફત પડી છે.

હવે તારે રખ્શ ઉપર ઝીન બાંધવું જોઇયે—અને દુન્યા બખ્શેશ કર-તારી તલવારે કરી તારે કીનો લેવો જોઇયે.

જાણે કે આવા વખતને માટેજ તને પર્વરદેગારે મોટો કીધો છે.

એ કામ કરવાને હવે તુંજ લાયક છે—મને (તો) બસોથી ઉપર વર્ષ થયાં (છે).

એ કામથી તારી કીર્તિ વધશે—અને વળી તું પાદશાહને કયદમાંથી છોડવશે.

આ એહરેમનનાં કામમાં તારે આસાયેશ લેવા બલ્કે એક પળ ભર થોભવાનો વખત નથી.

તારું બબ્બેયાન પેહેર—અને ઊંઘ અને વિચારને મનથી દૂર કર.

જે કોઈ કે તારો ભાલો જોય તે શું એમ કહી શકશે કે હવે તે જી-વતો રહેશે?

અગર તું દર્યાની સાથે લડાઈ કરે તો તેનું પાણી લોહી થઈ જાય—તારા આવાઝથી પહાડ ઝમીનદોસ્ત થાય છે.

એ નહીં બને કે અર્ઝન્ગ અને સફેદ દેવ—તારા હાથથી પોતાનો જીવ બચાવી જાય;

તેમજ માઝંદરાનના પાદશાહની તો ગર્દન અને કરોડ—તારા ભારી ગોર્ઝે ભાજી ભૂકો કરજે.

આ કામમાં જો તું સરફરાઝ થશે—તો તારું નામ ફેલાશે અને તારી મુરાદો સફળ થશે.

તારી ઝિંદગી પછી પણ તારું નામ રહેશે—તું માઝંદરાન તરફ જા અને અહીં થોભ ના.

ખોદા કરે ને તું સામે સવારની કીર્તિમાં વધારો કરે—કે જેના જેવો દુન્યામાં કોઈ નામદાર થયો નથી.

એ કામ કીધાથી દુન્યા તારી તાબેદાર થશે—તેમજ તારાં નામથી દેવો ધ્રુજશે.”

રૂસ્તમે તેને જવાબ આપ્યો કે રસ્તો લામ્બો છે માટે કેવી રીતે કી-નો લેવા જાઉં?

પાદશાહ છ મહિના ચાલ્યો—ત્યાર પછી તે માઝંદરાનમાં પહોંચ્યો.

ચુ મન વારસમ કય બેમાનદ નેજાદ
ચુનૂ નાઝુક્ અઝ્ તોખ્મે શાહ્ કયકોબાદ
અઝીન પાદ્શાહી બેદાન ગોફ્ત ઝાલ્
દો રાહસ્ત હર્ દૂ બરન્જો વબાલ્
યકી દીરૂબાઝ્ આન કે કાઊસ રફ્ત
વદીગર્ કે બાલાશ બાશદ દો હફ્ત
પુરઝ્ શીરો દીવસ્તો પુર્ તીરગી
બેમાનદ બરૂ ચશ્મત અઝ્ ખીરગી
કે ફુતાહ્ બોગ્ઝીન્ શેગેફ્તી બેબીન્
કે યારે તો બાદા જહાન્આફ્રીન
અગર્ચેહ્ બરન્જસ્ત હમ બોગ્ઝરદ
પયે રખ્શે ફરૂખ વરા બેસ્પરદ
શબે તીરહ્ તા બર્કશદ રૂઝ્ ચાક્
નેયાયેશ કુનમ પીશે યઝ્દાને પાક્
મગર્ બાઝ્ બીનમ બરો યાલે તૂ
સરો બાઝુયો ચન્ગો ગૂપાલે તૂ
વગર્ હુશે તૂ નીઝ્ બર્ દસ્તે દીવ
રસાનીદ યઝ્દાને ગયહાન્ ખેદીવ
તવાનદ કસી ઇન્ સુખુન્ બાઝ્ દાશ્ત
કઝા ચૂન કે આયદ બેબાયદ ગોઝાશ્ત
નખાહદ હમીમાનદ ઈદર્ કસી
બેખાનન્દશ અર્ ચન્દ માનદ બસી
કસી કૂ જહાન્રા બનામે બલન્દ
બેગીરદ નબાશદ બેરફ્તન નેઝન્દ
ચુનીન ગોફ્ત રોસ્તમ બફરૂખ પેદર્
કે મન બસ્તહ્ દારમ બફર્માન કમર્
વલીકેન બદૂઝખ ચમીદન બપાય
બુઝોર્ગાને પીશીન નદીદન્દ રાય
હમાન અઝ્ તને ખીશ નાબૂદહ્ સીર્
નેયાયદ કસી પીશે દરૂન્દહ્ શીર્
કુનૂન મન કમર્બસ્તહો રફ્તહ્ ગીર્
નખાહમ બોઝઝ્ દાદગર્ દસ્તગીર્
તનો જાન ફેદાએ સેપહ્બુદ કુનમ
તેલેસ્મો તને જાદુઆન બેશ્કનમ
હરાન કસ કે ઝેન્દહ્સ્ત ઈરાનેયાન્
બેયારમ બેબન્દમ કમર્ બર્ મેયાન્
ન અર્ઝંગ્ માનમ ન દીવે સપીદ
ન સન્જહ્ ન પૂલાદે ઘન્દી ન બીદ
બનામે જહાન્આફ્રીન યક્ ખોદાય
કે રોસ્તમ નગર્દાનદ અઝ્ રખ્શ પાય
મગર્ દસ્તે અર્ઝંગ્ બસ્તહ્ ચુ સંગ્
ફેકન્દહ્ બગર્દનશ બર્ પાલહન્ગ્
સરો મગ્ઝે પૂલાદરા ઝીરે પાય
પયે રખ્શ બોર્દહ્ ઝમીનરા ઝે જાય
ચુ ખુર્શીદ બર્ઝદ સરઝ્ પોશ્તે શાઘ
જહાન ગશ્ત અઝ્ હમચુ નવરૂઝ બાઘ
બેપૂશીદ બબ્રો બરૂઆવર્દ યાલ્
બર્ આફ્રીન કર્દ બેરયાર્ ઝાલ્
કે કામત બગીતી ફ્ઝાયન્દહ્ બાદ
તને દોશ્મનાનત ગોદાઝન્દહ્ બાદ

જો હું પણ એમજ પુછું તો શાહ કયકોબાદનાં તોખ્મની પેલી નાઝુક બુન્યાદ તેટલો વખત કેમ રહી શકશે ?"

ઝાલે કહ્યું કે "તું સમજ કે આ ઈરાન દેશથી ( માઝન્દરાનનાં મુલક ઉપર જવાના )-બે રસ્તા છે જે બન્ને તકલીફ અને સંકટથી ભરેલા છે.

એક લામ્બો રસ્તો છે જે તરફથી કાઊસ ગયો-અને બીજો કે જે ફકત બે અઠવાડિયાંનો રસ્તો છે.

તે ( રાહ ) સિંહ અને દેવથી ભરેલી અને અંધારી છે-જેને જોઈ તારી આંખો ચકચકિત થશે.

તું ટુંકે રસ્તે જા અને અજાયબીઓ જો-દુન્યાને પેદા કરનારો તારો મદદગાર હોજો !

જોકે તે મુસાફરી ઘણી સખ્ત છે તો પણ પુરી થઈ જશે-મુબારક રખ્શનાં કદમ તેને ઓળંગી જશે. ૨૨૪

સવાર પડે ત્યાં સુધી હું આખી રાત-પાક યઝદાનની નેયાયેશ કરીશ.

કે હું તારી છાતી, ગર્દન, માથું, બાઝૂ પંજો અને ગોર્ઝ પાછાં જોઉં.

અગર દુન્યાના સાહેબ ખોદાતાલાએ તારૂં મોત દેવને હાથેજ લખ્યું હશે,

તો શું કોઈ તેનો હોકમ ફેરવી શકવાનું છે ?-જ્યારે ( મોત ) આવે ત્યારે શરણ થવું જોઇયે.

અત્રે કોઈ હમેશે રહેવાનું નથી-જો ઘણો વખત રહયોબી તો તે પાછો તેડશેજ.

પણ જે કોઈ કે દુન્યાને બુલંદ નામથી-ઘેરી લે છે ( યાને નામના મેળવે ) તેને ગુઝરી જવાનો ધમ નથી થતો."

રૂસ્તમે મુબારક બાપને કહ્યું-કે "હું તારા હોકમ પ્રમાણે કમર બાંધું છું.

પણ ચાલી ચલાવીને દોઝખમાં જવું-એ આગલા અકલમંદોએ ડહાપણભર્યું નથી ગણ્યું.

તેમજ પોતાના જીવથી જે ધરાઈ ગયો હોય-તેજ ફાડીખાનારા સિંહના મોઢામાં જાય છે.

હવે તું મને કમર બાંધીને ગયલોજ સમજ-હુ દાદગર સિવા કોઈની મદદ ચાહતો નથી. ૨૨૫

હું સરદાર ( કાઊસ ઉપર ) તન અને જાન ફિદા કરીશ-હું તેલેસ્મ અને જાદૂગરોનાં તનને તોડી પાડીશ.

ઈરાનીઓમાંથી જે કોઈ કે જીવતા હશે-( તેઓને ) હું લાવીશ અને પાછા કમરબંદ બંધાવીશ.

હું અર્ઝંગ, સફેદ દેવ, સન્જેહ, પૂલાદ ઘન્દી ( અને ) બીદ(ને) જીવતા રાખીશ નહીં.

દુન્યાને પેદા કરનાર ખોદાતાલાનાં નામના સોગંદ લઉં છું-કે રૂસ્તમ રખ્શથી નીચે નહીં ઉતરશે.

મગર જ્યાં સુધી અર્ઝંગના હાથ પત્થરની મિસાલ બાંધશે-અને તેની ગર્દનમાં રસી નાખશે,

તથા પૂલાદ દેવનું માથું પગ નીચે કચડશે-અને રખ્શનાં કદમે કરી બધી ઝમીન ધુજાવી નાખશે ત્યાં સુધી ( દમ મારશે નહીં )."

જ્યારે ખુરશીદે પોતાનું માથું પહાડની શિખર ઉપર દેખાતું કર્યું (યાને સૂર્ય ઉગ્યો )-અને ઝમીન વસંતના બાઘ મિસાલ દેખાવા લાગી,

ત્યારે તેણે બબ્રેબયાન પેહેર્યું અને ટટાર થયો-ઝાલે તેના ઉપર ઘણી દુઆ કીધી.

કે "તારી સઘળી મુરાદો પાર પડજો તારા દુશ્મનો બળી મરજો !

૨૨૬ હમીશહ્ બહર્જાએ ગોસ્તરદહ્ નામ
નેહાદહ્ અબર્ ચર્ખ રખ્શે તો ગામ
તોરા પોશ્ત યઝ્દાને દાદાર્ બાદ
સરે દોશ્મનાનત નેગૂન્સાર્ બાદ
ચુ પીલી બરખ્શ અન્દર્ આવરદ પાય
નોખશ રન્ગ્ બર્ જાયો હમ દેલ્ બજાય
બેયામદ પુરઝ્ આબ્ રૂદાબહ્ રૂય
હમી ઝાર્ બેગ્રીસ્ત દસ્તાન્ બરૂય
ચુનીન્ ગોફ્ત રૂદાબએ માહ્રૂય
બરોસ્તમ કે દારી સુવી રાહ્ રૂય
મરા દર્ ઘમે ખુદ ગોઝારી હમી
બયઝ્દાન્ ચે ઉમ્મીદ દારી હમી
બદ્ ગોફ્ત કય માદરે નીકૂખૂય
ન બોગ્ઝીનમ ઈન્ રાહ્ બર્ આરઝૂય
ચુનીન્ આમદમ બખ્શ અઝ્ રૂઝ્ગાર્
તો જાનો તને મન્ બઝેન્હાર્ દાર્
બપદરૂદ કરદન્શ રફતન્દ પીશ
કે દાનેસ્ત કશ બાઝ્ બીનન્દ બીશ
ઝમાનહ્ બરીન્સાન્ હમીબોગ્ઝરદ
પયશ મરદે દાના હમીનશ્મરદ
૨૨૭ હમાન્ રૂઝે બદ્ કઝ્ તો અન્દર્ ગુઝશ્ત
બરાન્ નેહ્ કઝ્ ગીતી આબાદ ગશ્ત
બેરૂન્ રફ્ત આન્ પહ્લવે નીમરૂઝ્
ઝે પીશે પેદર્ ગોરૂહે ગીતી ફરૂઝ્
દો રૂઝહ્ બયક્ રૂઝ્ બોગ્ઝાશ્તી
શબે તીરહ્રા રૂઝ્ પેન્દાશ્તી
બદીન્સાન્ પયે રખ્શ બુબ્રીદ રાહ્
બતાબન્દહ્ રૂઝો શબાને સેયાહ્
તનશ ચૂન્ ખુરેશ જોસ્તો આમદ બશૂર્
યકી દશ્ત પીશ આમદશ પુર્ ઝે ગૂર્
યકી રખ્શરા તીઝ્ બેન્મૂદ રાન્
તગે ગૂર્ શુદ બા તગે ઊ ગરાન્
કમન્દો પયે રખ્શો રોસ્તમ સવાર્
નેયાબદ અઝ્ દામો દદ્ ઝીન્હાર્
કમન્દે કયાની બેયન્દાખ્ત શીર્
બખમ અન્દર્ આવરદ ગૂરે દલીર્
કશીદો બેયફ્ગન્દ ગૂર્ આન્ ઝમાન્
બેયામદ બરશ ચૂન્ હેઝબ્રે બેયાન્
ઝે પયકાને તીર્ આતેશી બરફોરૂખ્ત
બદ્ ખારો ખાશાકો હીઝમ બેસૂખ્ત
૨૨૮ અઝાન્ પસ કે બોત્શો બીજાનશ કરદ
બરાન્ આતેશે તીઝ્ બેર્યાનશ કરદ
બેખુર્દો બેયન્દાખ્ત દર્ ઉસ્તખાનશ
હમીન્ બૂદ દીગો હમીન્ બૂદ ખાનશ
લગામે સરે અસ્પ બરદાશ્ત ખાર્
ચરા દીદો બોગ્ઝાશ્ત દર્ મરઘઝાર્
યકી નયસેતાન્ બેસ્તરે ખાબ્ સાખ્ત
દરે બીમરા જાએ ઈમન્ શેનાખ્ત
બેખાબીદ શમ્શીર્ દર્ ઝીરે સર્
બઆરામ બેન્હાદ ચૂન્ શીર્ નર્

હમેશે દરેક જગામાં ( તારૂં ) નામ ફેલાયેલું ( રહેજો )-તારા રખ્શનાં કદમ આસ્માન ઉપર મૂકાયલાં ( રહેજો ),

તારો મદદગાર ખોદાતાલા હોજો-તારા દુશ્મનોનાં સર ઊંધાં પડજો !"

પછી હાથીની મિસાલ રખ્શ ઉપર સવાર થયો-તેના ચેહરા ઉપર કશો ધભરાટ કે દિલમાં કશી ધાસ્તી ન હતી.

રોદાબે રડતી ( તેની આગળ ) આવી-તેમજ ઝાલ પણ ઘણો રડયો.

માહતાબને ચેહરાની રોદાબેએ રૂસ્તમને કહ્યું કે " તું હવે જશે,

અને મને તારી જુદાઈના ઘમમાં છોડી જશે-પછી તું યઝદાન પાસેથી શું આશા રાખે છે ?"

તેણે કહ્યું કે " ઓ નેક અસ્લતની માદર !-મેં આ સફર પોતાની મરજીથી ધારણ નથી કીધી,

પણ મારાં નસીબમાં એવુંજ લખેલું ( છે )-તું મને હવે ખોદાની પનાહમાં સોંપ. "

લોકો તેને રવાના કરવા આવ્યાં-કોણ જાણતું હતું કે તેઓ ફરી રૂસ્તમને જોશે ?

ઝમાનો હમેશે એવીજ રીતે પસાર થાય છે-સમજુ માણસ એવી વાતોનો વિચાર કરતો નથી.

જ્યારે કોઈ બૂરો દહાડો તારી ઉપર પસાર થાય ત્યારે એમ સમજજે કે " દુન્યાને એનાથી કાંઈ લાભ થયો હશે. "

દુન્યાને રોશન કરનાર પેહલવાન બાપની નઝદીકથી-તે ઝાબુલેસ્તાનનો પેહલવાન બાહેર પડયો.

તે બે દિવસનો રસ્તો એક દિવસમાં પસાર કરતો-તે અંધારી રાતને ( પણ ) દિવસ સમજતો.

રાત અને દહાડો-એ પ્રમાણે રખ્શે મંઝલ કાપવા માંડી.

જ્યારે તેને ભૂખ લાગી અને થાક ચઢવા માંડી-ત્યારે એક જંગલ આગળ આવ્યો જે ગોરખરથી ભરેલું હતું.

તેણે રખ્શને એડ મારી તેઝ કીધો-જેના દોડવા આગળ ગોરખરનું દોડવું ધીમું થઈ પડયું.

કમંદ, રખ્શની દોડ અને રૂસ્તમ જેવા સવાર આગળથી કોઈબી જાતના જાનવરો બચી શકે નહીં.

તે સિંહે શાહી કમંદ નાખી-અને એક દલીર ગોરખરને પકડયું

અને તુરતજ ખેંચી તેને ઝમીન ઉપર નાખ્યુ-( અને ) મસ્ત ચિત્તાની મિસાલ નીચે ઉતરી,

તેણે તીરની નોકથી આતશ સળગાવ્યો-અને કાંટા, ઝાડી અને લાકડાં બાળ્યાં.

પછી તેને બેજાન કીધું-અને તેઝી આતશ ઉપર ભુંજ્યું.

તેણે ખાધું અને તેના હાડકાં દૂર ફેંકયાં-તે ગોરખરજ તેની તપેલી અને તેજ તેનો ખુમચો હતો.

પછી ઘોડાની લગામ કાઢી લીધી-અને લીલોત્રી જોઈ તેને ચરવા છોડયો,

અને સરબોરાંના બેતરને પોતાનો બિસ્તરો કીધો-તેણે ધાસ્તીના દરવાઝાને નચિન્તાઈની જગો ગણી,

અને માથાં નીચે તલવાર લઇને સૂતો-તે નર સિંહની મિસાલે વગર બીક પડયો.

## ખાને અઉવલ્ કોશતને રખ્શ્ શીરૂરા.

દરાન્ નયસેતાન્ બીશએ શીરૂ બુદ
કે પીલી નેયારસ્ત અઝાન્ નય દોરૂદ
ચુ યક્પાસ બોગઝશ્ત દરૂરન્દહ્ શીરૂ
બસૂએ કુનામે ખુદ આમદ દેલીરૂ
બતય બરૂ યકી પીલતન્ ખોફ્તહ્ દીદ
બરે ઊ યકી અસ્પે આશોફ્તહ્ દીદ
નુખોસ્ત અસ્પરા ગોફ્ત બાયદ શેકસ્ત
ચુ ખાહમ સવારમ ખુદ આયદ બદસ્ત
સોવી રખ્શે રખ્શાન્ બેયામદ દમાન્
ચુ આતેશ બેજૂશીદ રખ્શ આનઝમાન્
દો દસ્ત અન્દરૂ આવર્દો ઝદ બરૂ સરશ
હમી તીઝ્ દન્દાન્ બપોશ્ત અન્દરશ
હમીઝદશ બરૂ ખાક તા પારહ્ કરૂદ
દદીરા બદાન્ચારહ્ બીચારહ્ કરૂદ
ચુ બીદારૂ શુદ રોસ્તમે તીઝચન્ગ્
જહાન્ દીદ બરૂ શીરૂ તારીકો તન્ગ્
ચુનીન્ ગોફ્ત કય રખ્શે નાહુશયારૂ
કે ગોફ્તત કે બા શીરૂ કુન્ કાર્ઝારૂ
અગરૂ તૂ શુદી કોશ્તહ્ બરૂ દસ્તે ઊય
મન્ ઇન્ તીરો ઈન્ મેઘફરે જન્ગજૂય
ચેગૂનહ્ કશીદી બમાઝન્દરાન્
કમન્દો કમાન્ તીઘો ગોર્ઝે ગરાન્
નબીનમ્ ચુ તૂ બારએ તીઝતગ્
બતુન્દીઓ તીઝીઓ નર્મીઓ રગ્
ચેરા નામદી પીશે મન્ બા ખોરૂશ
ખોરૂશે તો અમ્ ચૂન્ રસીદી બગૂશ
સરમ્ ગરૂ ઝે ખાબે ખુશ આગહ્ શુદી
તોરા જન્ગ્ બા શીરૂ કૂતહ્ શુદી
બગોફ્તો બેખોફ્તો બરૂઆસૂદ દીરૂ
ગવે નામબરૂદારૂ મરૂદે દેલીરૂ
ચુ ખુરૂશીદ બરૂઝદ સરઝ તીરહ્ કુહ
તહમ્તન્ ઝે ખાબે ખુશ આમદ સોતૂહ્
તને રખ્શ બેસ્તર્દો ઝીન્ બરૂનેહાદ
ઝે યઝદાને નીકીદેહેશ કરૂદ યાદ
નેશસ્ત અઝબરે રખ્શે રખ્શાન્ ચુ ગરૂદ
બખાને દોવુમ પહ્લવાન્ રૂએ કરૂદ

## પહેલી મંઝલ, રખ્શનું સિંહને મારવું.

તેજ બરૂના જંગલમાં સિંહનું રહેઠાણ હતું—જેમાંથી હાથી પણ એક બરૂ તોડી ન શકતો.

જ્યારે એક પોહોર ગુઝર્યો ત્યારે ફાડીખાનારો સિંહ—બહાદુરીથી પોતાના રહેઠાણ તરફ ચાલ્યો.

તેણે સરબોરાં ઉપર એક પીલતનને સૂતેલો જોયો—તેની આગળ એક ગુસ્સા ભરેલો ઘોડો જોયો.

તેણે વિચાર્યું કે "પહલાં ઘોડાને મારવો જોઇયે—પછી સવારને તો જ્યારે ગમશે ત્યારે મારી લઈશ."

તે ઝળકતા રખ્શ તરફ ધસ્યો—તેવોજ રખ્શ આતશની મિસાલ જોશમાં આવ્યો,

અને બન્ને પગ ઊંચા કરી તેનાં માથાં ઉપર માર્યા—અને ઝટ પોતાના તેઝ દાંત તેની પીઠની અંદર ભોકી દીધા, ૨૨૯

અને તેને ભોંય ઉપર પટકી પટકીને ટૂકડે ટૂકડા કરી નાખ્યા—અને એ રીતથી તેણે ફાડીખાનાર જાનવરને લાચાર કરી નાખ્યું.

જ્યારે ચાલાક હાથનો રૂસ્તમ જાગ્યો—ત્યારે તેણે સિંહને મૂવેલો જોયો.

તે બોલ્યો કે "ઓ નાદાન રખ્શ!—તને કોણે કહયું હતું કે સિંહ સાથ લડાઈ કરજે?

અગર તું તેના હાથ ઉપર માર્યો જતે—તો આ તીર અને લડાયક કોલાહ,

કમંદ, કમાન, તલવાર અને ભારી ગોર્ઝ—હું માઝંદરાન સૂધી કેમ લઈ જતે?

તુંદી, તેઝી, નર્મી અને કૌવતમાં—હું તારા જેવો તેઝ દોડનારો ઘોડો જોતો નથી.

તું મારી નઝદીક પોકારતો શા માટે નહીં આવ્યો?—જ્યારે તારો પોકાર મારા કાનમાં પહોંચતે,

અને હું મીઠી ઊંઘથી જાગૃત થતે—તો તારી સિંહ સાથની લડાઈનું ઝટ શેવટ આવી જતે."

તે બહાદુર મર્દ (અને) નામ ઉઠાવનાર પેહલવાન—(એટલું) બોલ્યો અને સૂતો અને ઘણો વખત આસાયેશ લીધી.

જ્યારે ખુરશેદ ઝાંખી પડેલી ટેકડીઓ ઉપરથી ઊંચો થયો—ત્યારે રૂસ્તમ મીઠી ઊંઘથી ધરાઈ ઉઠયો. ૨૩૦

તેણે રખ્શનું તન સાફ કીધું અને તે ઉપર ઝીન મૂક્યું—અને નેકી પહોંચાડનારા ખોદાને યાદ કીધો.

પછી શિતાબીથી તેઝી રખ્શ ઉપર સવાર થયો—અને તે પેહલવાન બીજી મંઝલ તરફ ચાલ્યો.

## ખાને દોવુમ્ ફેરૂમાન્દને રોસ્તમ્ અઝ્ તેશનગી વ બરહ્નોમાઇએ ઘોરમ્ બચશમએ આબ્ રસીદને રોસ્તમ્.

યકી રાહ્ પીશ આમદશ નાગુઝીર્
હમીરફ્ત બાયેસ્ત બર્ ખીરહ્ ખીર્
બેયાબાને બીઆબો ગર્માએ સખ્ત
કઝ્ મોર્ગ ગશ્તી બતન્ લખ્ત લખ્ત
ચુનાન્ ગરૂમ ગર્દીદ્ હામૂનો દશ્ત
તો ગોફ્તી કે આતેશ બરૂ બર્ ગુઝશ્ત
તને રખ્શો ગૂયા ઝબાને સવાર્
ઝે ગર્મીઓ અઝ્ તેશનગી શુદ્ ઝે કાર્
પેયાદહ્ શુદ્ અઝ્ અસ્પ ઝૂબીન્ બદસ્ત
હમીરફ્ત પૂયાન્ બકેર્દારે મસ્ત
નમીદીદ્ બર્ ચારહ્ જોસ્તન્ રહી
સુવી આસ્માન્ કરૂદ્ રૂયાનગહી
ચુનીન્ ગોફ્ત કય દાવરે દાદ્ગર્
હમહ્ રન્જો સખ્તી તો આરી બસર્
ગર્ અયદૂન્ કે ખુશ્નૂદી અઝ્ રન્જે મન્ ૨૩૧
બદાન્ ગીતી આગન્દહ્ શુદ્ ગન્જે મન્
બેપૂયમ હમી તા મગર્ કેરૂદેગાર્
દેહદ્ શાહે કાઊસરા ઝીન્હાર્
હમ ઈરાનેયાનરા ઝે ચન્ગાલે દીવ
ગોશાયદ્ બીઆઝાર્ ગયહાન્ ખેદીવ
ગુનહ્ગારો અફ્ગન્દગાને તો અન્દ
પરસ્તન્દહો બન્દગાને તો અન્દ
રહાઈ તો શાન્ પાક્ બર્ દસ્તે મન્
કે દાદમ બઈશાન્ ફુનૂન્ જાનો તન્
તો ગોફ્તી કે મન્ દાદ્ગર્ દાવરમ
બસખ્તી સેતમદીદહ્રા યાવરમ
અગર્ દાદ્ બીની હમી કારે મન્
મગર્દાન્ હમી તીરહ્ બાઝારે મન્
દરીન્ કાર્ ગર્દી મરા દસ્તગીર્
મસૂઝાન્ બમન્ બર્ દેલે ઝાલે પીર્
મકુન્ રન્જ ઈન્ લશ્કરમરા બબાદ્
મનો લશ્કરો કેશ્વરમ દાર્ શાદ્
હમીગોફ્ત બા ખીશતન્ પીલતન્
કોજા યાદશ આમદ્ ઝે ગૂરો કફન્
કે બૂદી અગર્ બા સેપાહીમ કાર્ ૨૩૨
બઆર્વદ્ શાન્ રફ્તમી શીર્વાર્
બયક્ હમ્લહ્ ઝીરો ઝબર્ કરૂદમી
દમ અઝ્ જાને ઈશાન્ બર્આવરૂદમી
અગર્ ઝાનકે પીશ આમદી ફૂહે ગન્ગ્
બયક્ હમ્લએ મન્ નકર્દી દેરન્ગ્
બગોર્ઝે ગેરાન્ કરૂદમી ફૂહ્ પસ્ત
બેબૂદી બમર્દી મર્ ઊરા શેકસ્ત

## બીજી મંઝલ, રૂસ્તમનું પાણીની સોસથી આજેઝ થવું અને ગોસફંદે રસ્તો દેખાડવે રૂસ્તમનું પાણીના ઝરાની નઝદીક પહોંચવું.

તેને નહીં જવઈ શકાય એવો એક રસ્તો મળ્યો-તો પણ ગમે તેમ કરી તેને પસાર તો કરવોજ જોઇયે.

તે પાણી વનાનું જંગલ હતું અને ગર્મી સખ્ત પડતી હતી-જેથી પક્ષી ભુંજાઇને ભૂકો થઈ જતાં હતાં.

મયદાન અને જંગલ એવાં તો ગર્મ થઈ ગયાં હતાં-કે જાણે આતશથી બધાં ભુંજાઈ ગયાં હોય.

રખ્શનું તન અને સવારની બોલતી ઝબાન-ગર્મી અને તરસથી ખેંચાઈ ગયાં.

તે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને હાથમાં નેઝો પકડીને-મસ્ત આદમીની મિસાલ ડોળતો ડોળતો ચાલ્યો.

તેણે છુટકારાનો કોઈ માર્ગ જોયો નહીં-ત્યારે તેજ વખતે આસ્માન તરફ મોં ઊંચું કીધું,

અને બોલ્યો કે "ઓ દાદગર દાવર !-આ મેહનત અને આફત તારી તરફથીજ મારે માથે પડી છે

જો તુ મને દુઃખી કરવામાંજ ખુશી હોય-તો પેલી દુન્યામાં મારે માટે ઘણું સુખ ભેગુ થશે.

હું એજ આશા ઉપર જાઉં છું કે ખોદાતાલા-પાદશાહ કાઊસને છુટકારો બક્ષે,

તેમજ ઈરાનીઓને દેવની ચુંગાલમાંથી-તું દુન્યાનો સાહેબ વગર ઈઝાએ છોડવે.

તેઓ તારા ગુનેહગાર અને તારા ફેંકી દીધેલા છે-છતાં તેઓ તારા બંદાઓ અને તનેજ પૂજનારા છે.

તું તેઓનો પુરે પુરો છુટકારો મારા હાથથી કર-તેઓ માટે મેં જીવ અને તન કાઢી આપ્યાં છે.

તું કહે છે કે હું દાદગર દાવર છું-દુઃખીઓને દુઃખમાં હું મદદ પુગાડું છું.

જો તું આ મારૂં કામ ડહાપણ ભરેલું સમજતો હોય-તો તે કામને તું ઊંધું ના વાળ.

આ કામમાં મારો મદદગાર થા-તું મારે માટે બુઢ્ઢા ઝાલનું દિલ ના બાળતો.

લશ્કરને માટે ખેડેલી આ મારી મેહનત તું ધૂળધાણી ના કર-તું મને, મારાં લશ્કરને અને મુલકને ખુશી રાખ."

હવે જ્યારે રૂસ્તમને ગોર અને કફન યાદ આવ્યાં-ત્યારે બોલવા લાગ્યો,

કે "અગર મને લશ્કર સાથ કામ હતે તો હું સિંહની માફક તેઓની લડાઈમાં જતે.

એક હુમ્લામાં તેઓને નીચે ઉપર કરી નાખતે-અને તેઓના પ્રાણ પણ છોડાવી દેતે.

અગર જો ગંગનો પહાડ મારી સામે આવતે-તો તે મારો એક હુમ્લો પણ ખમી શકતે નહીં.

ભારી ગોર્ઝથી હું તે પહાડને તોડી પાડતે-તે મારી બહાદુરીથી હારી જતે.

વગરૂ ઝાન્ કે દર્યાએ જયહૂન ખુદી
કે કેશ્તી ઝે દર્યા ન બીરૂન્ ખુદી
બનીરૂએ દારન્દહ્ યઝદાને પાકૂ
બેયાગન્દમી દરૂ ઝમાનશ બખાકૂ
વલીકેન્ ચે સૂદસ્ત મર્દીઓ ઝૂરૂ
કે શુદ બખ્તે સાઝન્દહ્ રા ચશ્મ કૂરૂ
બરીન્ બરૂરો ઈન્ તેશ્નગી ચૂન કુનમ
બમર્ગે રવાન્ બરૂ ચે અફ્સૂન કુનમ
તને પીલવારશ ચુ ઈન્ ગોફૂતહ્ શુદ
શુદઅ તેશ્નગી સુસ્તો આશોફૂતહ્ શુદ
બેયોફૂતાદ રોસ્તમ બરીન્ ગરૂમ ખાકૂ
ઝબાન્ ગશ્તહ્ અઝ તેશ્નગી ચાકૂચાકૂ
હમાન્ગહ્ યકી મીશે નીકૂ સુરીન્
બેપયમૂદ પીશે તહમ્તન્ ઝમીન્
અઝાન્ રફૂતને મીશ અન્દીશહ્ ખાસ્ત
બહેલ ગોફૂત આબેશખુરૂ ઈનજા કુજાસ્ત
હમાના કે બખ્શાયેશે કેરૂદેગારૂ
ફરાઝ આમદસ્ત અન્દરીન્ રૂઝગારૂ
બેયફૂશરૂદ શમ્શીરૂ બરૂ દસ્તે રાસ્ત
બઝૂરે જહાનદારૂ બરૂપાએ ખાસ્ત
બેશુદ બરૂ પયે મીશો તીઘશ બચન્ગ્
ગેરેફૂતહ્ બદસ્તે દેગરૂ પાલહન્ગ્
હમીરફૂત મીશો હમીરફૂત ગોરૂદ
હમી રૂઝે ફરૂરોખ હમી બરૂ શુમોરૂદ
બરહ્ બરૂ યકી ચશ્મહ્ આમદ પદીદ
કે મીશે સરફૂરાઝ આનજા રસીદ
તહમ્તન્ સોવી આસ્માન્ કરૂદ રૂય
ચુનીન્ ગોફૂત કય દાવરે રાસ્તગૂય
બરીન્ ચશ્મહ્ જાઈ પયે મીશ નીસ્ત
હમાન્ ઘોર્મં દશ્તી મરા ખીશ નીસ્ત
બજાઈ કે તન્ગ્ અન્દરૂ આયદ સખુન્
પનાહત બજોઝ પાકૂ યઝદાન મકુન્
કે હરૂ કસ કે અઝ દાદગરૂ યકૂ ખોદાય
બેપીચદ ખેરદરા નદારદ બજાય
બરાન્ ઘોરૂમ બરૂ આફ્રીન્ કરૂદ ચન્દ
કે અઝ ચર્ખે ગરૂદૂન મબાદત ગઝન્દ
ગેયાહો દરો દશ્તે તૂ સબ્ઝ બાદ
મબાદા ઝે તૂ બરૂ દેલે યૂઝ યાદ
બતૂ હરૂકે યાઝદ બતીરો કમાન્
શેકસ્તહ્ કમાન્ બાદો તીરહ્ રવાન્
કે ઝેન્દહ્ શુદ અઝ તૂ તને પીલતન
વગરૂનહ્ પુરૂ અન્દીશહ્ બૂદ અઝ કફન
કે દરૂ સીનએ અઝ્દહાએ બુઝોરૂગ્
નગુન્જદ બેમાનદ બચન્ગાલે ગોરૂગ્
શુદહ્ પારહ્ પારહ્ કતાનો કશાન્
ઝે રોસ્તમ બદુશ્મન્ રસીદહ્ નશાન્
ઝબાનશ ચુ પર્દાખ્તહ્ શુદ ઝાફ્રીન્
ઝે રખ્શે તગાવરૂ જુદા કરૂદ ઝીન્
હમહ્ તન્ બશોસ્તશ બદાન્ આબે પાકૂ
બકેર્દારે ખુરૂશીદ શુદ તાબનાકૂ

અગર જેહૂનનો દર્યા મારી સામે આવતે-કે જે તોફાની દર્યામાંથી વહાણ સહીસલામત નીકળી શકતું ન હતે,

તો બચાવનારા પાક યઝદાનની મદદથી-હું તેને જરા વારમાં ખાકમાં મેળવી દેતે.

પણ બહાદુરી અને ઝોર એ શા કામનાં ?-જ્યારે તે કામ કરનારનુંજ નસીબ ઊંધું વળ્યું છે.

આ તડકાં અને તરસનું હવે કેમ કરૂં-આ જીવ નીકળી જાય છે તેનો શું ઈલાજ કરૂં ?"

જ્યારે તે આ બોલી રહ્યો ત્યારે તેનું હાથીની માફકનું તન-તરસથી સુસ્ત થયું અને તે ગાંડા ઘેલા જેવો થયો.

રૂસ્તમ તે ગર્મ ખાક ઉપર પડી ગયો-તેની ઝબાન તરસથી કકડે કકડા થતી હતી.

તેવામાં એક માતેલું મેંઢું-રૂસ્તમની નઝદીક આવ્યું. ૨૩૩

તે મેંઢાંના ચાલવાથી તેને વિચાર આવ્યો-તે મનમાં બોલ્યો (કે) " એની પાણી પીવાની જગ્યા અહીં ક્યાં છે ?

ખચીત ખોદાતાલાની બક્ષેશ-આ વખતમાં મારા ઉપર ઉતરી છે."

તેણે જમણા હાથમાં તલવાર ઉસ્તવાર પકડી-અને ખોદાતાલાના નામના કૌવતથી ઉભો થયો.

તે એક હાથમાં તલવાર અને બીજા હાથમાં ઘોડાની લગામ પકડી પેલાં મેંઢાં પાછળ ચાલ્યો.

મેંઢું આગળ અને પેહલવાન પાછળ ચાલ્યો-તે નેક દિવસને યાદ કરતો હતો.

રસ્તામાં તેને એક પાણીનો ઝરો દેખાયો-તે સરફરાઝ મેંઢું તે જગાએ પહોંચ્યું.

રૂસ્તમે આસ્માન તરફ મોઢું કીધું-અને બોલ્યો કે " ઓ રાસ્ત બોલનાર દાવર !

આ પાણીના ઝરા ઉપર મેંઢાંના કદમની નિશાન કેથે નથી-તેમજ આ જંગલી મેંઢું કાંઈ મારૂં ખેશી નથી."

જ્યારે તારાં કામમાં પણ કશી સખ્તી આવી પડે-ત્યારે તું પાક યઝદાન પાસે પનાહ માગજે.

કારણકે જે કોઈ કે દાદગર ખોદાથી મોઢું-ફેરવે તેનામાં હજુ અકલની કોતાહીજ હોવી જોઇયે. ૨૩૪

તેણે પછી તે મેંઢાં ઉપર ઘણી દુઆ કીધી-કે " તને ફરતાં આસ્માનથી કશું નુકસાન ના પુગતું,

તારે માટે ચારો, પહાડ અને જંગલ લીલાં રહેજો !-ખોદા કરેને તું ચિત્તાનો ભોગ ન થઈ પડે.

જે કોઈ કે તારી ઉપર તીર ફેંકે-તેની કમાન તુટજો અને તે અંધકારમાં સબડજો !

કારણકે તેં મુજ રૂસ્તમને બચાવ્યો છે-નહીં તો મને કફનનો વિચાર કરવો પડયો હતે.

પણ હવે તે મોટા અઝદહાના મોંમાં-કે વરૂના પંજામાં સપડાયલો નથી,

કે જેથી તેના કપડાં અને સાંધાનાં ચીરે ચીરા-તેના દુશ્મનોને નીશાણી તરીકે કામ લાગે."

જ્યારે તે દુઆ કરી ચૂકયો-ત્યારે તેણે રખ્શનું ઝીન ઉતાર્યું,

અને તેનું સઘળું શરીર તે સાફ પાણીથી ધોયું-અને તેને ખુરશેદની મિસાલ ચળકાટ ભરેલો કીધો.

ચુ સીરાબ્ શુદ સાઝે નખ્ચીર્ કરદ<br>
પસીચીદો તર્કશ પુર્ અઝ્ તીર્ કરદ<br>
૨૩૫ બેયફ્‌ગન્દ ગૂરી ચુ પીલે જેયાન્<br>
જુદા કરદ અઝૂ પાયો ચર્મો મેયાન્<br>
ચુ ખુર્શીદ તીઝ્ આતેશી બર્ફરૂખ્ત<br>
બર્આવર્દ ઝાબો દર્ આતેશ બેસૂખ્ત<br>
બેપર્દાખ્ત અઝાન્પસ બેખુર્દન્ ગેરેફત<br>
બચન્ગ્ ઉસ્તુખાનશ ફશુર્દન્ ગેરેફત<br>
સોવી ચશ્મએ રઉશન્ આમદ બઆબ્<br>
ચુ સીરાબ્ શુદ કર્દ આહન્ગે ખાબ્<br>
તહમ્તન્ બરખ્શે સેતીઝન્દહ્ ગોફત<br>
કે બા કસ મકૂશો મશવ નીઝ્ જોફત<br>
અગર્ દુશ્મન્ આયદ સોવી મન્ બેપૂય<br>
તો બા દીવો શીરાન્ મશવ જન્ગ્જૂય<br>
મરા ઈઝદ અઝ્ બહરે જન્ગ્ આફરીદ<br>
તોરા અઝ્ પયે ઝીનો તન્ગ્ આફરીદ<br>
બેખોફતો બેયાસૂદો ગુફ્શાદ લબ્<br>
ચમાનો ચરાન્ રખ્શ તા નીમ શબ્

જ્યારે તૃપ્ત થયો ત્યારે શિકારનો વિચાર કીધો-તૈયારી કરી અને ભાથરો તીરથી ભર્યો.

( શિકાર કરતાં ) તેણે મસ્ત હાથીની મિસાલનું એક ગોરખર માર્યું-તેના પગ, ચામડું અને આંતરડાં કાઢી નાખ્યાં.

પછી ધગધગતો આતશ સળગાવ્યો-પાણીથી તેને ધોયું અને પછી ભુન્યું.

તે તૈયાર થયું કે તેણે ખાવા માંડયું-અને કડાકડ હાડકાં ભાંજવા માંડયાં.

તે પાણી માટે નિર્મળ ઝરા આગળ આવ્યો-અને પાણીથી ધરાયા પછી સૂવાનો વિચાર કીધો.

તેહમ્તને લડાયક રખ્શને કહ્યું-કે "વળી તું કોઈ સાથે લડતો ના અને કોઈ સાથે દોસ્તી પણ ના પાડતો.

અગર કોઈ દુશ્મન આવી લાગે તો તું મારી તરફ દોડી આવજે-તું પોતે દેવ કે સિંહો સાથે લડાઈ ના કરતો.

મને ખોદાએ લડાઈ માટે પેદા કીધો ( છે )-( અને ) તને ઝીન અને તન્ગ માટે પેદા કીધો ( છે ).

તે લેટયો અને હોઠ બંધ રાખી ઊંઘાઈ ગયો-( અને ) રખ્શ અરધી રાત સુધી ત્યાંજ ચરતો અને ફરતો રહ્યો.

---

## ખાને સેવુમ્ કોશતને રોસ્તમ્ અઝ્દહારા.

ઝે દશ્ત અન્દર્ આમદ યકી અઝ્દહા<br>
કઝૂ પીલ ગોફ્તી નેયાબદ રહા<br>
બેગૂયમ્ અઝાન્ અઝ્દહાએ દેઝમ<br>
કે હશ્તાદ ગઝ્ બૂદ અઝ્ દુમ બદમ<br>
૨૩૬ બદાન્ જાએગહ્ બૂદશ આરામગાહ્<br>
નકર્દી ઝે બીમશ બર્ દીવ રાહ્<br>
નેયારસ્ત કર્દન્ કસ આન્જા ગુઝર્<br>
જે પીલાનો દીવાનો શીરાને નર્<br>
હમાન્ નીઝ્ કામદ નેયાબદ રહા<br>
ઝે ચન્ગે બદ્અન્દીશ નર્ અઝ્દહા<br>
બેયામદ જહાન્જૂયરા ખોફ્તહ્ દીદ<br>
બરે ઊ યકી અસ્પે આશોફ્તહ્ દીદ<br>
પુર્ અન્દીશહ્ શુદ તા ચે આમદ પદીદ<br>
કે યારદ બદીન્જાએગહ્ આરમીદ<br>
નુખોસ્તીન્ સોવી રખ્શ બેન્હાદ રૂય<br>
દવાન્ રખ્શ શુદ પીશે દીહીમજૂય<br>
હમીકૂફ્ત બર્ ખાક રૂયીનહ્ સુમ<br>
ચુ તન્દર્ ખુરૂશીદો અફ્શાન્દ દુમ<br>
તહમ્તન્ ચુ અઝ્ ખાબ્ બીદાર્ શુદ<br>
સરે પુર્ખેરદ પુર્ ઝે પયગાર્ શુદ<br>
બગેર્દે બેયાબાન્ હમીબેન્ગરીદ<br>
શુદ આન્ અઝ્દહાએ દેઝમ નાપદીદ<br>
અબા રખ્શ બર્ ખીરહ્ પયગાર્ કર્દ<br>
બદાન્ કૂ સરે ખોફ્તહ્ બીદાર્ કર્દ

## ત્રીજી મંઝલ, રૂસ્તમનું અઝદહાને મારવું.

જંગલમાંથી એક અઝદહા નીકળ્યો-જેનાથી ગોયા હાથી પણ બચી શકે નહીં.

હું તે ધુસ્સા ભરેલા અઝદહા માટે શું કહું ?-કે જે મોઢાંથી તે પૂછડી સુધી એંસી ગઝ હતો.

તે જગ્યામાં તેનું રહેઠાણ હતું-તેની ધાસ્તીથી તે રસ્તા ઉપર દેવ ( પણ ) આવતા નહીં હતા.

હાથીઓ, દેવો, નર સિંહો-કોઈ તે જગ્યાએ જવાની હિમ્મત કરી શકતા હતા નહીં.

અગર કોઈ આવતો તો તે બૂરા નાપેકાર નર અઝદહાના હાથથી છૂટકારો પામતો હતો નહીં.

તે ( અઝદહા ) આવ્યો ( અને ) જેહાનજોય ( રૂસ્તમ )ને સૂતેલો જોયો-તેની આગળ એક તેઝી ભરેલો ઘોડો જોયો.

તે વિચારવા લાગ્યો કે આ શું આવ્યું છે-અત્રે તે કોણ સૂઈ શકે છે ?

પહેલાં તેણે રખ્શની તરફ મોઢું કર્યું-( તેવોજ ) રખ્શ દોડતો પેહલવાન નઝદીક ગયો,

અને કાંસાં જેવી ખડી ઝમીન ઉપર અફાડી-તે વાદળની મિસાલ ખંખાર્યો અને પૂછડું પખોડયું.

જ્યારે તેહમ્તન ખાબથી જાગૃત થયો-ત્યારે તે ધુસ્સે થયો.

તેણે જંગલની આસપાસ જોયું-( તેવોજ ) તે નાપેકાર અઝદહા ગુમ થઈ ગયો.

પોતાને ઊંઘમાંથી જગાડવા માટે-તેણે રખ્શ ઉપર ઉભરો કાઢયો.

હેગરૂબારહ્ચૂન શુદ બખાબ્ અન્દરૂન
ઝે તારીકી આન્ અશ્રૂદહા શુદ બેરૂન
બબાલીને રોસ્તમ તગ્ આવર્દ રખ્શ
હમીકન્દ ખાકો હમીકરૂદ પખ્શ
હેગરૂબારહ્ બીદારૂ શુદ ખોફૂતહ્ મરૂદ
બરૂઆશોફ્તો રોખ્સારહ્ ગુલરન્ગ્ કરૂદ
બેયાબાન્ સરાસરૂ હમહ્ બેન્ગરીદ
બોજઝ્ તીરગી શબ્ બદીદહ્ નદીદ
બદાન્ મેહ્રૂબાન્ રખ્શે બીદારૂ ગોફ્ત
કે તારીકીએ શબ્ નખાહી નેહોફ્ત
હમી બાઝ્ દારી સરમરા ઝે ખાબ્
બબીદારીએ મન્ ગેરેફ્તી શેતાબ્
ગરૂ ઈન્ બારૂ સાઝી ચુનીન્ રસ્તખીઝ્
સરતરા બેબુરૂરમ બશમ્શીરે તીઝ
પેયાદહ્ શવમ સૂએ માઝન્દરાન્
કશમ ખૂદો શમ્શીરો ગોર્ઝે ગરાન્
તોરા ગોફ્તમ અઝ્ શીરત આયદ બજન્ગ્
ઝે બહ્રે તૂ આરમ મન્ ઊરા બચન્ગ્
નગોફ્તમ કે એમશબ્ બમન્ બરૂ શેતાબ્
હમીબાશ તા મન્ બેજુમ્બમ ઝે ખાબ્
સેવુમ રહ્ બખાબ્ અન્દરૂ આમદ સરશ
ઝે બબ્રેબેયાન્ દાશ્ત પૂશેશ બરશ
બેધુરૂરીદ બાઝ અશ્રૂદહાએ દેજમ
હમી આતેશ અફ્રૂખ્ત ગોફ્તી બદમ
ચરાગાહ્ બેગ્ઝાશ્ત રખ્શ આન્ ઝમાન્
નેયારસ્ત રફ્તન્ બરે પહ્લવાન્
દેલશ ઝાન્ શેગેફ્તી બદ્ નીમ બૂદ
કશ અઝ્ રોસ્તમો અશ્રૂદહા બીમ બૂદ
હમઝ્ મેહ્રે મેહ્તરૂ દેલશ નારૂમીદ
ચુ બાદે દમાન્ સૂએ રોસ્તમ દવીદ
ખોૠશીદો જૂશીદો બરૂકન્દ ખાક
ઝે નઅલશ ઝમીન્ શુદ હમહ્ ચાકચાક
ચુ બીદારૂ શુદ રોસ્તમ અઝ્ ખાબે ખશ
બરાશોફ્ત બા બારએ દસ્તકશ
ચુનાન્ કરૂદ રઉશન્ જહાન્આફ્રીન્
કે પેન્હાન્ નકરૂદ અશ્રૂદહારા ઝમીન્
બદાન્ તીરગી રોસ્તમ ઊરા બેદીદ
સબુક્ તીઘે તીઝ અઝ્ મેયાન્ બરૂકશીદ
બેઘુરૂરીદ બરૂસાને અબ્રે બહારૂ
ઝમીન્ શુદ પુરઝ્ આતેશે કાર્ઝારૂ
બદાન્ અશ્રૂદહા ગોફ્ત બરૂગૂય નામ
કઝીન્ પસ નબીની તો ગીતી બકામ
નબાગદ કે બીનામ બરૂ દસ્તે મન
રવાનત બરૂઆયદ ઝે તારીકતન્
ચુનીન્ ગોફ્ત દેઝ્ખીમ નરૂઅશ્રૂદહા
કે અઝ્ ચન્ગે મન્ કસ નેયાબદ રહા
સદ અન્દરૂ સદ ઈન્ દશ્ત જાએ મનસ્ત
બલન્દ આસ્માનશ હવાએ મનસ્ત
નેયારદ બસરૂ બરૂ પરીદન્ ઓકાબ્
સેતારહ્ નબીનદ ઝમીનશ બખાબ્

જ્યારે તે બીજી મરતબે સૂતો-ત્યારે તે અઝદહા અંધારાંમાંથી (પાછો) બાહેર આવ્યો. ૨૩૭

રખ્શ રૂસ્તમનાં માથાં આગળ દોડી આવ્યો-અને પગ અફાડી ઝમીન ખોદવા લાગ્યો.

ફરી તે ઊંઘમાંથી જાગી ઉઠયો-અને ગુસ્સાને લીધે તેનું મોં લાલ થઈ ગયું.

તેણે તમામ જંગલ જોયું-(પણ) અંધારી રાત સિવાય કશું બીજું નઝરે પડયું નહીં.

તેણે (પોતાના) જાગતા માનિતા ઘોડાને કહ્યું કે-"તું તો અંધારી રાતે સૂવાનો નથી,

તેથી તું મને સૂવા દેતો નથી-અને મને જગાડવાને અધીરો પડી ગયો છે.

જો હવેથી તું એવી ગડબડ કરશે-તો હું તારૂં માથું તેઝ તલવારથી કાપી નાખીશ,

અને પેયાદો માઝંદરાન તરફ જઈશ-મારી કોલાહ, તલવાર અને ભારી ગોર્ઝ બધું ઊંચકીશ.

મેં તને કહ્યું હતું કે જો કોઈ સિંહ તારી સાથે લડવા આવશે-તો હું તારે ખાતર તેની સાથ લડીશ.

અને કાંઈ એમ નહીં કહ્યું હતું કે તું મારી ઉપર રાતે ધસી ધસી આવજે-હવે હું જાગું ત્યાં સુધી મૂગો મૂગો ઉભો રહેજે."

પછી તે ત્રીજી મરતબે બબ્રેબેયાન પેહેરીને સૂતો. ૨૩૮

પેલા નાપેકાર અઝદહાએ પાછો ઘોંઘાટ કીધો-ગોયા તે ફુંફાડામાંથી આતશ કાઢતો હતો.

આ વખતે રખ્શે ચરવાની જગા છોડી દીધી-(પણ) તેણે પેહલવાનની નઝદીક જવાની હિમ્મત કીધી નહીં.

ધાસ્તી મારે તેનું દિલ ધ્રુજતું હતું-કારણકે તેને રૂસ્તમ અને અઝદહા બન્ને તરફથી ધાસ્તી લાગતી હતી.

આખેરે પોતાના ધણીના પ્યારથી તેનું દિલ થોભી નહીં શકયું-અને તેથી ઝડપથી રૂસ્તમ તરફ દોડયો.

તે પોકાર્યો, ખંખાર્યો અને ઝમીન ઉપર પગ અફાળવા લાગ્યો.-તેની નઅલથી ઝમીન પુરજે પુરજા થઈ ગઈ.

જ્યારે રૂસ્તમ ખુશ ખાબમાંથી બીદાર થયો-ત્યારે તે હળી ગયલા ઘોડા ઉપર ગુસ્સે થયો.

પણ આ વખત પાક ખોદાતાલાએ એવું કર્યું-કે ઝમીને તે અઝદહાને છૂપો નહીં કર્યો.

રૂસ્તમે તે અંધારામાં તેને જોયો-અને ઝટ તેઝ તલવાર મેયાનમાંથી બાહેર કાઢી.

તે બહારના વાદળની મિસાલ પોકાર્યો-અને લડાઈની તૈયારી કીધી.

તેણે તે અઝદહાને કહ્યું (કે) "તું (તારૂં) નામ કહે-કારણકે હવે પછીથી દુન્યા તારી મરજી પ્રમાણે નહીં જોશે. ૨૩૯

તે છતાં હું એવું નથી ચાહતો કે તારાં અંધકાર ભરેલાં શરીરમાંથી તારો જીવ તારૂં નામ દીધા વગર નીકળી જાય."

ત્યારે બદ ખસ્લતનો નર અઝદહા બોલ્યો-કે "મારી ચુંગાલથી કોઈ છુટકારો પામતું નથી.

સદીઓ થઈ આ જંગલમાં હું રહું છું-અહીંનું આકાશમંડળ મારીજ મિલકત છે.

અત્રેથી ઓકાબ પણ ઉડીને જઈ શકતું નથી-અત્રેની ઝમીનને સેતારા સ્વપ્નામાં પણ જોઈ શકતા નથી."

બદૂ અઝ્દહા ગોફ્તૂ નામે તો ચીસ્ત
કે ઝાયન્દહુરા બરૂ તો બાયદ ગેરીસ્ત
ચુનીન્ દાદ પાસોખ કે મન્ રોસ્તમમ
ઝે દસ્તાનો અઝ્ સામો અઝ્ નયરમમ
બતન્હા યકી કીનહ્વરૂ લશ્કરમ
બરખ્શે દેલાવરૂ ઝમીન્ બેસ્પરમ
બબીની કે મન્ દસ્તબોરૂદે નબરૂદ
સરતરા હમઅકૂનૂન દરૂઆરમ બગરૂદ
બરાવીખ્ત બા ઊ બજન્ગ્ અઝ્દહા
નેયામદ બફર્જામ હમ ઝૂ રહા
૨૪૦ બદાન્સાન્ બેયાવીખ્ત બા પીલતન્
તો ગોફ્તી બરોસ્તમ દરામદ શેકન્
ચુ ઝૂરે તને અઝ્દહા દીદ રખ્શ્
કઝાન્સાન્ બરાવીખ્ત બા તાજબખ્શ્
બમાલીદ ગૂશો દરૂઆમદ શેગેફ્ત
બેકન્દ અઝ્દહારા બદન્દાન્ દો કેફ્ત
બેદરૂરીદ ચર્મશ્ બદાન્સાન્ કે શીરૂ
દરૂ ખીરહ્ શુદ પહ્લવાને દેલીરૂ
બેઝદ તીઘો અન્દાખ્ત અઝ્ તન્ સરશ્
ફેરૂરીખ્ત ચૂન્ રૂદ ખૂન્ અઝ્ બરશ્
ઝમીન્ શુદ બઝીરૂ અન્દરશ્ નાપદીદ
યકી ચશમએ ખૂન્ અઝૂ બરૂદમીદ
ચુ રોસ્તમ બદાન્ અઝ્દહાએ દેઝમ
બરાન્ ચાલો બફ્રૂઝો આન્ તીઝ્ દમ
નેગહ્ કર્દો આન્ સહ્મે ઊરા બેદીદ
શેગેફ્તી હમી અન્દરૂ બેન્ગરીદ
બેયાબાન્ હમહ્ ઝીરે ઊ દીદ પાક્
રવાન્ ખૂને ગરૂમ અઝ્બરે તીરહ્ ખાક્
તહમ્તન્ અઝૂ દરૂ શેગેફ્તી બેમાન્દ
હમી પહ્લવી નામે યઝ્દાન્ બેખાન્દ
૨૪૧ બઆબ્ અન્દરૂ આમદ સરો તન્ બેશોસ્ત
જહાન્ બોઝ્ બઝૂરે જહનબાન્ ન જોસ્ત
બયઝ્દાન્ ચુનીન્ ગોફ્ત કય દાદગરૂ
તો દાદી મરા દાનેશો ઝૂરો ફરૂ
કે પીશમ ચે શીરો ચે દીવો ચે પીલ
બેયાબાને બીઆબો દર્યાએ નીલ
બદઅન્દીશ્ બેસ્યારો ગરૂ અન્દકીસ્ત
ચુ ખેશમ આવરમ પીશે ચશમમ યકીસ્ત
ચુ અઝ્ આફ્રીન્ ગશ્ત પર્દાખ્તહ્
બેયાવરૂદ ગુલરખ્શરા સાખ્તહ્
નેશસ્ત અઝ્બરે રખ્શો રહ્ બરૂગેરેફ્ત
બમાન્ મન્ઝેલે જાદુઆન્ દરૂગેરેફ્ત

વળી તેણે કહ્યું કે "તારૂં નામ શું છે?–કારણકે તારી માતાને તારા ઉપર રડવું પડશે."

તેણે જવાબ આપ્યો કે "હું રૂસ્તમ છું-હું ઝાલ, સામ અને નરીમાનથી ઉતરી આવ્યો છું.

હું એકલોજ એક કીનો લેનારૂં લશ્કર છું–મારા બહાદુર રખ્શનાં કદમ તળે પૃથ્વીને કચડી નાખું છું.

તું મારી બહાદુરી જો–કે હમણા તારૂં સર ધૂળમાં મેળવી દઉં છું."

(તેજ વખત) અઝદહા તેની સાથે લડવા લાગ્યો–પણ તેનાથી શેવટે ખલાસી પામી શકયો નહીં.

તે પીલતન સાથે એવો તો વળગ્યો–કે જાણે રૂસ્તમને મારી પાડશે.

જ્યારે રખ્શે અઝદહાના તનનું કૌવત જોયું–કે તે તાજ બખ્શ સાથ એવી રીતે વળગ્યો (છે),

ત્યારે તેણે બન્ને કાન પછવાડે કીધા અને લડાઈમાં ઝીપલાવ્યું–અને દાંતથી અઝદહાનાં બન્ને ખભાં કરડી નાખ્યાં,

અને સિંહની મિસાલ તેનું ચામડું ચીરી નાખ્યું–જે જોઈ દેલીર પેહલવાન અજબ રહ્યો.

તેણે તલવાર મારી તેનું માથું (નીચે) નાખ્યું–તેના શરીરમાંથી લોહીની નદી વહેવા લાગી.

તેનાં મુર્દાંથી ઝમીન ઢંકાઈ ગઇ–અને લોહીનો જાણે ઝરો વહેવા લાગ્યો.

જ્યારે રૂસ્તમે તે ધુસ્સા ભરેલા અઝદહાની–ગર્દન, મોઢાંની આસપાસનો ભાગ અને તેઝી ફુંફારા ઉપર

નેગાહ કીધી અને તેનો ભયંકર આકાર જોયો–ત્યારે તે દંગ થઈ ગયો.

બધું જંગલ જાણે તેનાથી ઢંકાઈ ગયું હતું–(તેનું) ગર્મ લોહી સીઆહ ખાક ઉપર વહેતું હતું.

એ બધું જોઈ તેહમ્તન અજબ થયો–અને પેહલવી ભાષામાં ખોદાતાલાના નામને યાદ કર્યું.

પછી તે ઝરામાં ઉતરીને નાહયો–ખોદાતાલા તરફનાં કૌવતથીજ તેણે ફતેહ મેળવવાની આશા રાખી.

તે બોલ્યો કે "ઓ દાદગર!–તેં મને અકલ, કૌવત અને દબદબો આપ્યો (છે),

જેથી મારી નઝદીક શું સિંહ, દેવ કે શું હાથી–વગર પાણીનું જંગલ અને નીલ નદી શું વિસાતમાં છે?

ઘણા યા થોડા દુશ્મનો મારી સામે આવે–પણ જ્યારે હું ધુસ્સે થાઉં છું ત્યારે મારે મનસે સઘળા સરખાજ છે."

જ્યારે તે બંદગીથી ફારેઘ થયો–ત્યારે તેણે ગુલરંગ રખ્શ ઉપર ઝીન કર્યું.

તે રખ્શ ઉપર બેઠો અને આગળ ચાલ્યો–તે ચાલતો ચાલતો જાદૂગરોના રહેઠાણ ઉપર આવી પુગ્યો.

## ખાને ચહારોમ્ કોશતને રોસ્તમ્ ઝને જાદૂરા.

હમીરાન્દ પૂયાન્ બરાહે દરાઝ
ચુ ખુરૂશીદે તાબાન્ બેગશ્ત અઝ ફરાઝ
દેરખ્તો ગેયા દીદો આબે રવાન્
ચુનાન્ ચૂન્ બુવદ્ જાએ મરૂદે જવાન્
ચુ ચશ્મે તઝર્વાન્ યકી ચશ્મહુ દીદ
યકી જાએ ઝરીન્ બરશ પુર નબીદ
યકી ઘોર્મે બેર્યાનો નાન્ અઝ બરશ
નમકદાનો રીચાલ ગેરૂદ અન્દરશ
ચુ રોસ્તમ ચુનાન્ જાએ બાયસ્તહુ દીદ
ખોદાવન્દરા આફ્રીન્ ગોસ્તરીદ
ખુરે જાદુઆન્ બુદ ચુ રોસ્તમ રસીદ
ઝે આવાઝે ઊ દીવ શુદ નાપદીદ
ફેરૂદ આમદ અઝ અસ્પો ઝીન્ બરગેરેફ્ત
બઘોર્મો બનાન્ અન્દર આમદ શેગેફ્ત
નેશસ્ત અઝબરે ચશ્મહુ ફર્ખોન્દહુ પય
યકી જામે યાકૂત પુર કરદહુ મય
અબા મય યકી નઘઝ તમ્બૂર બૂદ
બેયાબાન્ યકી ખાનએ સૂર બૂદ
તહમ્તન મર ઊરા બબર દરગેરેફ્ત
બેઝદ રૂદો ગોફ્તારહા બરગેરેફ્ત
મયો જામો બૂયાગુલો મરઘઝાર
બેકરદસ્ત બખ્શેશ મરા રૂઝગાર
હમીશહુ બજન્ગે નેહન્ગ્ અન્દરમ
વયા બા પલન્ગાન્ બચન્ગ્ અન્દરમ
બગૂશે ઝને જાદૂ આમદ સોરૂદ
હમાન્ નઘમએ રોસ્તમો ઝખ્મે રૂદ
કે આવાઝએ બદનેશાન રોસ્તમસ્ત
કે અઝ રૂઝે શાદીશ બહુરહુ કમસ્ત
હમહુ જાએ જન્ગસ્ત મયદાને ઊય
બેયાબાનો કૂહસ્ત બોસ્તાને ઊય
હમહુ જન્ગ્ બા દીવો નરઅઝદહા
ઝે ઘઉલે બેયાબાન્ નેયાબદ રહા
બેયારાસ્ત રોખરા બસાને બહાર
વગર ચન્દ ઝીબા નબૂદશ નેગાર
બરે રોસ્તમ આમદ પુરઝ રન્ગો બૂય
બેપોર્સીદો બેન્શસ્ત નઝદીકે ઊય
તહમ્તન બયઝદાન્ નેયાયેશ ગેરેફ્ત
જહાન્આફ્રીનરા સેતાયેશ ગેરેફ્ત
કે દર દશ્તે માઝન્દરાન્ યાફ્ત ખાન્
મયો રૂદો બા ઘમગોસારે જવાન્
નદાનેસ્ત કૂ જાદુઈ રીમનસ્ત
નેહોફ્તહુ બરન્ગ્ અન્દર અહરીમનસ્ત
યકી તાસે મય બર કફશ બરનેહાદ
ઝે દાદારે નીકીદેહેશ કરૂદ યાદ
ચુ આવાઝ દાદ અઝ ખોદાવન્દે મેહર
દેગરગૂનહુ બરગશ્ત જાદૂ બચેહર

## ચોથી મંઝલ, રૂસ્તમનું જાદૂગર ઓરતને મારવું.

તેણે લામ્બી મુસાફરી કીધી-અને જ્યારે સૂર્ય અસ્ત થવાનો વખત થયો,

ત્યારે તેણે ઝાડ, ઘાસ અને પાણીનો ઝરો જોયો-જાણે જવાન માણુસની આનંદ કરવાની જગા હતી.

તેણે તીતરોની આંખ માફક ઝળકતો એક પાણીનો ઝરો જોયો, જ્યાં દારૂ ભરેલી એક સોનેરી જામ મૂકેલી હતી.

સાથે ભુંજેલું મેંઢું અને રોટલી-વળી તેની પાસે મીઠું અને મુરબ્બો.

જ્યારે રૂસ્તમે જેવી જોઇયે તેવી જગ્યા જોઈ-ત્યારે ખોદાતાલાના શુક્રાના કીધા. ૨૪૨

તે જાદૂગરનું ભાણું હતું અને જ્યારે રૂસ્તમ ત્યાં પુગો-ત્યારે તેના ખોદાનાં નામના આવાઝથી દેવ ગુમ થઈ ગયો.

તે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને ઝીન ઉતાર્યું-તે મેંઢાં અને રોટલીથી અજબ થયો.

તે મુબારક કદમનો રૂસ્તમ પાણીના ઝરા નઝદીક બેઠો-તેણે એક યાકૂતની જામ દારૂએ ભરી.

તે દારૂની જામ સાથે વળી ત્યાં એક સુંદર તમ્બુરો હતો-તે જંગલ નહીં બલ્કે મોજ મઝાહ કરવાનું ઘર હતું.

તેહમ્તને તે તમ્બુરો ઊચકયો-તેના તાર મેળવ્યા અને ગાવું શરૂ કર્યું

કે "શરાબ, જામ, ખુશબોવાળાં ફૂલ અને લીલાં ખેતરની-ઝમાનાએ મારેજ માટે આ બક્ષેશ કરી છે.

કારણકે હમેશે હું મગરમચ્છની લડાઈમાં ગુંથાયલો રહું છું-યા મને ચિત્તા સાથે બાથ ભીડવી પડે છે."

એક જાદૂગર ઓરતના કાનમાં રૂસ્તમનું આ ગાયન અને તમ્બુરાનો આવાઝ પુગ્યો.

કે "આ આવાઝ બૂરી નિશાનના રૂસ્તમનોજ છે-એને નસીબે ખુશાહાલી લખાઈજ નથી.

જ્યાં પણ તે જાય છે ત્યાં તેને માટે લડાઈજ છે-જંગલ અને પહાડ એજ તેનો બાઘ બગીચો છે. ૨૪૩

એની સઘળી લડાઈ દેવો અને નર અઝદહા સાથેજ હોય છે-જંગલનો ભૂત પણ એનાથી ખલાસી પામતો નથી."

પછી જોકે તેણી સણગારને લાયક ન હતી તો પણ-તેણીએ ચેહરાને બહારની મિસાલ સણગાર્યો.

તેણી સોલે સણગાર સાથે રૂસ્તમની નઝદીક આવી-તેણીએ સલામ કીધી અને તેની આગળ બેઠી.

તેહમ્તને યઝદાનની નેયાયેશ કીધી-દુન્યાને પેદા કરનારની સેતાયેશ કીધી,

કે "માઝંદરાનનાં જંગલમાં તેને ખાણું, શરાબ, તમ્બુરો અને વળી જવાન સોબતી મળ્યાં."

તે જાણતો ન હતો કે તે રીમન ડાકણ છે-પોતાના ફરેબમાં છુપાયલો એહરેમન છે.

તેણે દારૂની એક જામ તેણીના હાથમાં મૂકી-અને નેકી પહોંચાડનાર દાદારને યાદ કીધો.

જ્યારે તેણે મેહરબાન સાહેબનું નામ દીધું-ત્યારે તે જાદૂગર નારના ચેહરાનો રંગ બદલાઈ ગયો.

રવાનશ ગુમાને સેતાયેશ નદાશ્ત
ઝબાનશ તવાને નેયાયેશ નદાશ્ત
૨૪૪ સેયહ ગશ્ત ચૂન્ નામે યઝદાન્ શનીદ
તહમ્તન્ સબુક્ ચૂન્ બદૂ બેન્ગરીદ
બેયન્દાખ્ત અઝ્ બાદ ખમ્મે કમન્દ
સરે જાદૂ આવરૂદ નાગહ બબન્દ
બેપુર્સીદા ગોફ્તશ કે ચીઝી બગૂય
બરાન્ગૂનહ કત હસ્ત બેન્માય રૂય
યકી ગન્દહ પીરી શુદ અન્દર્ કમન્દ
પુર્ આઝન્ગો નયરન્ગો બન્દો ગઝન્દ
મેયાનશ બખન્જર્ બદૂ નીમ કરૂદ
દેલે જાદુઆન્રા પુરઝ્ બીમ કરૂદ

કારણકે આભાર માનવો એ તેણીના સ્વભાવમાંજ ન હતું—અને શુક્રાના કરવા માટે તેણીનાં મોંઢામાં ઝબાનજ ન હતી.

જ્યારે તેણીએ ખોદાનું નામ સાંભળ્યું ત્યારે તેણી કાળી પડી ગઈ—જ્યારે તેહમ્તને તેણીને એમ જોઈ ત્યારે શેતાબ,

હવાની ઝડપે પેચદાર કમંદ નાખી—તે ડાકણનું માથું તુરત ફાંદામાં લઈ લીધું;

અને તેણીને પૂછ્યું કે "તું શું ચીજ છે તે બોલ—અને તારૂં અસ્લી રૂપ દેખાડ.

ત્યારે તેણી કમંદના ફાંદામાં એક કરચલીથી ભરાયલી ગંદી બુઢ્ઢી ઓરત તમામ જાદૂઈ, મકર, અને નુકસાન ભરેલી થઈ ગઈ.

તેણે ખંજરથી તેણીની કમરના બે ટુકડા કરી નાખ્યા—અને જાદૂગરોનાં દિલ ધાસ્તી ભરેલાં કીધાં.

## ખાને પન્જોમ્ બરૂકન્દને રોસ્તમ્ હરદૂ ગૂશે દશ્તબાન્રા વ ઝારી નમૂદને ઊ દર્પીશે ઊલાદ.

## પાંચમી મંઝલ, રૂસ્તમનું ગોવાળિયાના બન્ને કાન ખેંચી કાઢવા અને તેનું ઊલાદની નઝદીક રડી પડવું.

વઝાન્જા સોવી રાહ બેન્હાદ રૂય
ચુનાન્ ચૂન્ બુવદ મરૂદુમે રાહજૂય
હમીરફ્ત પૂયાન્ બજાઈ રસીદ
કે અન્દર્ જહાન્ રઉશનાઈ નદીદ
શબે તીરહ ચૂન્ રૂએ ઝન્ગી સેયાહ
સેતારહ નપયદા નતાબન્દહ માહ
તો ખુરૂશીદ ગોફ્તી બબન્દ અન્દરસ્ત
સેતારહ બખમ્મે કમન્દ અન્દરસ્ત
એનાન્ રખ્શરા દાદો બેન્હાદ રૂય
ન અફ્રાઝ દીદ અઝ્ સેયાહી ન જૂય
૨૪૫ વઝાન્જા સોવી રઉશનાઈ રસીદ
ઝમીન્ પર્નેયા દીદ યક્સર્ ખવીદ
જહાની ઝે પીરી શુદહ નવજવાન્
હમહ સબ્ઝહો આબ્હાએ રવાન્
હમહ જામહ બર્ તનશ ચૂન્ આબ્ બૂદ
નેયાઝશ બઆસાયેશો ખાબ્ બૂદ
બેફ્કન્ કરૂદ બબ્રેબેયાન્ અઝ્ બરશ
બખૂય અન્દરૂન્ ઘર્કહ બુદ મેઘફરશ
બેગુસ્તરૂદ આન્ હર્ દો બર્ આફ્તાબ્
બખાબો બઆસાયેશ આમદ શેતાબ્
લગામ્ અઝ્ સરે અસ્પ્ બરૂદાશ્ત ખારૂ
રહા કરૂદ બર્ ખયદો બર્ કેશ્તઝારૂ
બેપૂશીદ ચૂન્ ખુશ્ક શુદ ખૂદો બબ્રૂ
ગેયા કરૂદ બેસ્તરૂ બસાને હેઝબ્રૂ
સેપહ ઝીરે સર્ તીઘ બેન્હાદ પીશ
નેહાદહ બદસ્તહ બરશ દસ્તે ખીશ
ચુ દર્ સબ્ઝહ દીદ અસ્પરા દશ્તબાન્
દુશાદહ ઝબાન્ શુદ દમાનો દનાન્

તે ત્યાંથી મુસાફરની પખે આગળ ચાલ્યો.

ચાલતાં ચાલતાં તે એક જગ્યાએ પહોંચ્યો—કે જ્યાં બિલ્કુલ અંધકારજ હતો.

હબસીના ચેહરા જેવો કાલાસ જાણે અંધારી રાત—નહીં તારા દેખાતા કે નહીં ચાંદ.

જાણે સૂર્ય કેથે બંદીખાને પડ્યો હોય—અને સેતારા કમંદના પેચમાં ફસી પડ્યા હોય એવું લાગતું હતું.

તેણે રખ્શને લગામ સોંપી અને ચાલ્યો—અંધારાંને સબબે નદી નાળું કે પહાડ ટેકડી કશું જણાતું ન હતું.

ત્યાંથી જ્યારે તે ઉજરડાંમાં આવ્યો—ત્યારે તેણે તમામ ઝમીન રેશમી કપડાં માફક્ની લીલોત્રીથી ભરેલી જોઈ.

જ્યાં લીલોત્રી ભરેલાં ખેતરો અને વહેતાં પાણીના ઝરા હતા—જાણે કે આ બુઢ્ઢી દુન્યા જવાન થઈ ગઈ હતી.

તેનાં શરીર ઉપરનાં તમામ કપડાં ભિંજવાઈ ગયાં હતાં—તે થાકી ગયલો હોત્રે તેને ઊંઘ આવતી હતી.

તેથી તેણે બબ્રેબેયાન કાઢી નાખ્યું—તેમજ કોલાહ જે પસીનામાં ઘર્ક હતી,

તે બન્નેને તડકામાં સૂકાવા મૂકયાં—હવે તેને ઘણીજ ઊંઘ આવવા લાગી.

તેણે જલ્દીથી ઘોડાની લગામ કાઢી નાખી—અને તેને અનાજનાં ખેતરોમાં ચરવા મૂકયો.

જ્યારે ટોપ અને બબ્રબેયાન સૂકાયાં ત્યારે તે પેહેર્યાં—અને ચિન્તાની પખે ઘાસ ઉપર અળોટાયો.

તેણે ઢાલનો તકયો કીધો અને તલવાર આગળ મૂકી—પોતાનો હાથ તેની મૂઠ ઉપર રાખ્યો.

જ્યારે ગોવાળ્યાએ ઘોડાને ખેતરમાં ચરતો જોયો—ત્યારે તે બૂમ પાડતો અને દોડતો આવ્યો.

સોવી રોસ્તમો રખ્શ બેન્હાદ રૂય
ચફ્રી ચૂબ્ જદ ગરૂમ બર્ પાએ ઊય
ચુ અઝ ખાબ્ બીદારૂ શુદ પીલતન
બદુ દશ્તબાન્ ગોફ્રૂત કય અહુરેમન
ચેરા અસ્પ દર્ ખયહ બોગઝાશ્તી
બરે રન્જે નાઓરૂદહુ બર્દાશ્તી
ઝે ગોફ્રૂતારે ઊ તીઝ શુદ મર્દે હુશ
બેજસ્તો ગેરેફ્રૂતશ ચકાચક દો ગૂશ
બેયફ્રૂશાર્દો બર્કન્દ હર્ દૂ ઝે બુન્
નગોફ્રૂત અઝ બદો નીક બા ઊ સખુન્
સબુક દશ્તબાન્ ગૂશહા બર્ગેરેફ્રૂત
ઘેરીવાન્ અઝૂ માન્દ અન્દર્ શેગેફ્રૂત
બદાન્ મર્ઝ ઊલાદ બુદ પહ્લવાન્
ચકી નામદારો દેલીરે જવાન્
બેશુદ દશ્તબાન્ નઝદે ઊ બા ખોરૂશ
પુરઝ ખૂનો બર્ દસ્ત કન્દહુ દો ગૂશ
બદુ ગોફ્રૂત મર્દી ચુ દીવે સેયાહુ
પલન્ગીનહુ જઉશન્ અઝ આહન કોલાહુ
હમહુ દશ્ત સર્ તા સર્ અહુરીમનસ્ત
વગર્ અઝ્દહા ખોફ્રૂતહુ દર્ જઉશનસ્ત
બેરફ્રૂતમ કે અસ્પશ બેરાનમ ઝે કેશ્ત
મરા ખુદ બઅસ્પો બકેશ્તહુ નહેશ્ત
મરા દીદો બર્જસ્તો ચાકહુ નગોફ્રૂત
દો ગૂશમ બેકન્દો હમાનજા બેખોફ્રૂત
ચુ બેશનીદ ઊલાદ બર્જસ્ત ઝૂદ
બેરૂન્ આમદ અઝ સૂઝે દેલ હમચુ દૂદ
કે તા બેન્ગરદ કાન્ ચે મર્દસ્ત ખુદ
અબા ઊ ઝે બહુરે ચે કર્દહુસ્ત બદ
હમીગશ્ત ઊલાદ દર્ મર્ગઝાર્
અબા નામદારાન્ ઝે બહુરે શેકાર્
ચુ અઝ દશ્તબાન્ ઈન્ શેગેફ્રૂતી શનીદ
બનખ્ચીરગહુ બર્ પયે શીર્ દીદ
એનાન્રા બેપીચીદ બા સર્કશાન્
બદાન્ સૂ કે બુદ અઝ તહમ્તન્ નેશાન્
ચુ આમદ બતન્ગ્ અન્દરાન્ જન્ગજૂય
તહમ્તન્ સોવી રખ્શ બેન્હાદ રૂય
નેશસ્ત અઝબરે ઝીનો બુર્રન્દહુ તીઘ
કશીદા બેયામદ ચુ ધુર્રન્દહુ મીઘ
રસીદન્દ ચૂન્ યક બદીગર્ ફરાઝ
અબા યક દેગર્ બર્ગોશાદન્દ રાઝ
બદુ ગોફ્ત ઊલાદ નામે તો ચીસ્ત
ચે મર્દીઓ શાહો પનાહે તો કીસ્ત
નબાયેસ્ત કર્દન બરાન્ સૂ ગોઝર્
બરે નર્રહુ દીવાને પર્ખાશખર્
ચેરા ગૂશે ઈન્ દશ્તબાન્ કન્દઈ
હમાન્ અસ્પ દર્ કેશ્ત અફ્ગન્દઈ
હમીકુન્ જહાન્ બર્ તો સાઝમ સેયાહુ
અબર્ ખાક આરમ તોરા ઈન્ કોલાહુ
ચુનીન્ ગોફ્ત રોસ્તમ કે નામે મન્ અબર્
અબર્ અબર્ બાશદ બગુરે હેઝબર્

તે રૂસ્તમ અને રખ્શ તરફ આવ્યો-( અને ) તેના પગ ઉપર ઝોરથી લાકડી મારી.

જ્યારે રૂસ્તમ ઊંઘમાંથી જાગ્યો-ત્યારે ગોવાળ્યાએ તેને કહ્યું કે "ઓ એહરેમન! ૨૪૬

તેં શા માટે ખેતરમાં ઘોડો છોડયો-અને પોતે મેહનત કીધા વિના બીજાઓની મેહનતનું ફળ ખાવા માંડયું?"

એ સાંભળી રૂસ્તમ ધુસ્સે થયો-તે કૂદયો અને એકદમ તેના બન્ને કાન પકડયા.

તેણે ચિમટયા અને મૂંગે મોંઢે બન્નેને જડથી ઉખેડી નાખ્યા.

ગોવાળ્યાએ તુરત બેઉ કાનો ઉપાડી લીધા-તે પોકાર્યો અને અજબ થતો દોડયો.

તે ઝમીનનો ઊલાદ નામનો હાકેમ હતો-તે એક નામદાર અને દેલીર જવાન હતો.

પેલો ગોવાળ્યો તેની નઝદીક લોહીથી ભરેલો અને ઉખડેલા બેઉ કાન લઈ પોકાર કરતો ગયો.

તેણે કહ્યું કે "એક સીઆહ દેવની મિસાલનો મર્દ-ચિત્તાનાં ચામડાંની મિસાલનું બખ્તર અને લોઢાંની ટોપ પેહેરેલો છે.

સઘળું ખેતર એક નાકેથી બીજે નાકે સૂધી તે એહરેમને (ઘેર્યું) છે-જાણે બખ્તર પેહેરી સૂતેલો અઝદહા છે.

હું ત્યાં ગયો કે તેનો ઘોડો ખેતરમાંથી હાંકુ-પણ તેણે મને ઘોડા કે ખેતર સૂધી જવાજ નહીં દીધો.

તેણે મને જોયો અને કૂદી ઉભો થયો અને કશુંએ બોલ્યો નહીં- ૨૪૭ મારા બન્ને કાન ઉખેડી કાઢયા અને પાછો સૂતો."

જ્યારે ઊલાદે આ સાંભળ્યું ત્યારે તે તુરત ઉભો થયો-અને ધુસ્સાનો મારેલો ધુમાડા મિસાલ બાહેર આવ્યો,

કે પોતે જઇને જોય કે તે કોણ છે-અને તેણે તેની સાથ શા માટે આ નીચ ચાલ ચલાવી છે?

તે વખતે ઊલાદ તે જંગલમાં (પોતાના) નામદારો સાથ શેકાર કરવા ફરતો હતો.

અને એક સિંહનાં પગલાં ઉપર તેની નઝર હતી-પણ જેવી પેલા ગોવાળ્યાની આ અજાયબી ભરેલી વાત સાંભળી,

તેવીજ જે તરફ કે તેને રૂસ્તમની નિશાની આપી હતી-તે તરફ તેણે પેહલવાનો સાથ લગામ ફેરવી.

જ્યારે તે લડાયક ઘણો નઝદીક આવ્યો-ત્યારે તેહમ્તન રખ્શ આગળ ગયો.

અને સવાર થઇને તેઝ તલવાર-ખેંચી અને પોકારતાં વાદળની મિસાલ ધસ્યો.

જ્યારે તેઓ એક બીજાની નઝદીક આવી પહોંચ્યા-ત્યારે તેઓએ વાતચિત્ત ચલાવી.

ઊલાદે તેને પૂછ્યું કે "તારૂં નામ શું છે-તું કોણ મર્દ છે તારો પાદશાહ કોણ અને તારો હિમાયતી કોણ છે?

લડાયક નર દેવો પાસે-હવે તારાથી જઈ શકાશે નહીં. ૨૪૮

તેં આ ગોવાળ્યાના કાન કાંય તોડી નાખ્યા-તેમજ ખેતરમાં ઘોડો કાંય ચરવા છોડયો?

એજ પ્રમાણે હું તારી આંખોમાં દુન્યા અંધારી કરીશ-હું તારી આ કોલાહ ખાકમાં નાખીશ."

રૂસ્તમે કહ્યું કે "મારૂં નામ વાદળ (છે)-અને તે વાદળ પણ જો ચિત્તાનું કૌવત ધરાવતું હોય તોજ.

હમહ્ નીઝહો તીઘ બારૂ આવરદ
સરાન્રા સરૂ અન્દરૂ કેનારૂ આવરદ
બગૂશે તો ગરૂ નામે મન્ બોગ્ઝરદ
દમે જાનો ખૂને દેલત બેફ્શરદ
નેયામદ્ બગૂશત બહરૂ અન્જોમન્
કમન્દો કમાને ગવે પીલતન્
હરાન્ મામ્ હ્ ચૂન તો જાયદ પેસરૂ
કફનદુઝ ખાનીમશ અઝ મૂયહ્ગરૂ
તો બા ઈન્ સેપહ્ પીશે મન રાન્દી
હમી ગઉઝ બરૂ ગુમ્બદ અફ્શાન્દી
નેહન્ગે બલારા કશીદ અઝ નેયામ
બેયાવીખ્ત અઝ પીશે ઝીન્ ખમ્મે ખામ
૨૪૯ બયકૂ ઝખ્મ દ્ દ્ બેયફ્ગન્દ ખારૂ
બયકૂ તન્ બદાન્ આહને આબ્દારૂ
ચુ શીરૂ અન્દરૂ આમદ મેયાને રમહ્
બેકોશ્ત આન્ કે બૂદન્દ પીશશ્ હમહ્
સરાન્રા ઝે ઝખ્મશ્ બપાય આવરીદ
તને સરૂકશાન્ શુદ ઝે ખૂન્ નાપદીદ
શેકસ્તહ્ શુદ આન્ લશ્કરૂ અઝ પહ્લવાન્
ગુરીઝાન્ બેરફ્તન્દ તીરહ્રવાન્
દરો દશ્ત શુદ પુરૂ ઝે ગર્દો સવારૂ
પરાગન્દહ્ ગશ્તન્દ બરૂ કોહ્સારૂ
હમીરફ્ત રોસ્તમ ચુ પીલે દેઝમ
કમન્દી બબાઝૂ દરાન્ શસ્ત ખમ
બઊલાદ ચૂન્ રખ્શ નઝદીકૂ શુદ
બકેર્દારે શબ્ રૂય તારીકૂ શુદ
બેયફ્ગન્દ રોસ્તમ કમન્દે દરાઝ
બખમ અન્દરૂ આમદ સરે સરૂફરાઝ
ઝે અસ્પ અન્દરૂ આમદ દો દસ્તશ્ બેબસ્ત
બપીશ્ અન્દરૂ અફ્ગન્દો ખુદ બરૂનેશસ્ત
બદૂ ગોફ્ત અગરૂ રાસ્ત ગૂઈ સખુન
ઝે કઝ્ઝી ન સરૂ યાબમ અઝ તૂ ન બુન
૨૫૦ નોમાઈ મરા જાએ દીવે સપીદ
હમાન્ જાએ પૂલાદે ઘન્દીઓ બીદ
બજાઈ કે બસ્તસ્ત કાઊસ શાહ્
કસી કીન્ બદીહા નમૂદસ્ત રાહ્
નોમાઇઓ પયદા કુની રાસ્તી
નેયારી બદાદ અન્દરૂન કાસ્તી
મન ઈન્ તાજો ઈન્ તખ્તો ગોર્ઝે ગરાન્
બેગર્દાનમ અઝ શાહે માઝન્દરાન્
તો બાશી બરીન્ બૂમો બરૂ શહ્રૂયારૂ
ગરૂ અયદૂન કે કઝ્ઝી નેયારી બકારૂ
વગરૂ કઝ્ઝી આરી બગોફ્ત અન્દરૂન
રવાન્ સાઝમ અઝ ચશ્મે તૂ જૂએ ખૂન
બદૂ ગોફ્ત ઊલાદ મગ્ઝત ઝે ખશ્મ
બેપર્દાઝો બોકુશાએ યકૂબારહ્ ચશ્મ
તને મન બેપર્દાઝ ખીરહ્ ઝે જાન્
બેયાબી ઝે મન હરૂચે પુર્સી નેશાન્
બજાઈ કે બસ્તસ્ત કાઊસ શાહ્
નોમાયમ તોરા યકૂ બયકૂ શહ્રો રાહ્

તે બધા નેઝા અને તલવારજ વરસાવે (છે)–અને સરદારોનાંજ માથાં ખોળામાં લે છે.

જો મારૂં નામ તારા કાન લગી પહોંચે–તો તારો દમ અને દિલમાં વહેતું લોહી બંધ થઈ જાય.

શું તેં દરેક મજલેસમાં પીલતન પેહલવાનની કમંદ અને કમાન માટે સાંભળ્યું નથી ?

જે મા કે તારા જેવો બેટો જણે–તેને અમો તો કફન સીવનારી અને કૂટનારીજ કહ્યે.

તું આ લશ્કર લઈ મારી સામે આવ્યો છે ખરો–પણ તેં ઘણુજ હુલ્લડાઈનું કામ કીધું છે."

એમ કહી તેણે બલાનાં મગરમચ્છને ( તલવારને ) મેયાનમાંથી કાઢી–અને પેચદાર કમંદ ઝીન ઉપર લટકાવી.

રૂસ્તમ એકલો પોતાની તેઝ શમ્શીરના એકેક ફટકાથી બબ્બે જણને નીચે નાખતો હતો.

તે સિંહની માફક ટોળાંની અંદર જઈ પડયો–અને જે તેની સામે હતા તે બધાને માર્યાં.

તેણે સરદારોને તેઝ તલવારથી નીચે નાખ્યા–જેથી તે પેહલવાનોનાં તન લોહીમાં ઘર્કે ગયાં.

તે પેહલવાનથી તે લશ્કર આજેઝ થયું–અને બધા ગભરાટમાં ને ગભરાટમાં નાઠા.

ધૂળ અને સવારથી પહાડની ખીણ અને જંગલ ભરાઈ ગયાં–તેઓ પહાડ અને કોતરોમાં વીખરાઈ ગયા.

રૂસ્તમ ધુસ્સા ભરેલા હાથીની મિસાલ–સાઠ પેચની કમંદ બાઝુ ઉપર લટકાવી આગળ વધ્યો.

જ્યારે રખ્શ ઊલાદની નઝદીક આવ્યો–ત્યારે દહાડો તેની આંખોમાં રાતની મિસાલ સીઆહ થયો.

રૂસ્તમે લામ્બી કમંદ નાખી–અને તે સરફરાઝનું સર પેચમાં લીધું.

તે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો ( અને ) તેના બન્ને હાથ બાંધ્યા–તેને સામે નાખ્યો અને પોતે પાસે બેઠો,

એને બોલ્યો ( કે ) "અગર તું સાચી વાત કરશે–અને હું જોઈશ કે તેં પહેલેથી છેલ્લે સુધી જરા પણ જૂઠું કે ફરેબ કીધો નથી,

જો તું મને સફેદ દેવ તેમજ ધંદીનો પોલાદ તથા બીદ કયાં રહે છે તે દેખાડશે,

તેમજ શાહ કાઊસ, કે જેણે આ બધી મુસીબત ઉભી કીધી છે, તેને કયાં કયદ કીધો છે,

તે જો તું મને બધું દેખાડશે અને મારી સાથે વફાદારીથી વર્તશે,

તો હું આ તાજ અને તખ્ત તથા ભારી ગોર્ઝ–માઝંદરાનના પાદશાહ પાસેથી છીનવી લઈ,

તને આ મુલકનો પાદશાહ બનાવીશ–પણ યાદ રાખજે કે એમાં કશું જૂઠું કે ફરેબ કરતો ના.

અને જો તું જૂઠું બોલશે–તો હું તારી આંખમાંથી લોહીની નદી જારી કરીશ."

ઊલાદે તેને કહ્યું કે "તું ધુસ્સો ના કર–અને મારા ઉપર મેહરબાની કર.

જાણી જોઇને તું મને મારી ના નાખ–તું જે કાંઈ પૂછશે તે હું તને કહીશ.

જે જગોએ કે શાહ કાઊસ કયદ પડેલો છે–તે તમામ શેહર અને રસ્તો હું તને બતાવીશ.

તોરા ખાનએ બીદો દીવે સપીદ
નોમાયમ મન ઈનરા કે દાદી નવીદ
બેદાન્ અય સેતૂદહ્ યલે દીવ દેલ્
કે ઈજદ સેરેશતસ્ત્ અઝીન્ માયહ્ ગેલ્
કુનૂન્ તા બનઝદીકે કાઊસે કય
સદ અર્ગન્દહ્ ફર્સન્ગ્ બખ્શન્દહ્ પય
ઝાનજા સુવી દીવ ફર્સન્ગ્ સદ
બેયાસદ યકી રાહે દુશખારો બદ
યાને દો કૂહસ્ત્ પુર્ હઉલ્ જાય
નપરૂરદ બરાન્ આસ્માનશ્ હોમાય
મેયાને દો સદ ચાહસારી શેગેફ્ત્
બપયમાયેશ અન્દાઝહ્ નત્વાન્ ગેરેફ્ત્
ઝે દીવાને જન્ગી દહો દૂ હઝાર્
બશબ્ પાસ્બાનન્દ બર્ કૂહસાર્
ચુ પૂલાદે ઘન્દી સેપહ્દારે ઊય
ચુ બીદો ચુ સન્જહ્ નેગહ્દારે ઊય
સરે નરૂરહ્ દીવાન્ ચુ દીવે સપીદ
કઝૂ કૂહ્ લર્ઝાન્ બુવદ હમચુ બીદ
યકી કૂહ્ યાબી મર્ ઊરા બતન્
બરો કેત્ફો યાલશ્ બુવદ દહ્ રસન્
તોરા બા ચુનીન્ શાખો દસ્તો અનાન્
ગોઝારન્દએ તીઘો ગોર્ઝો સનાન્
ચુનીન્ બોર્ઝો બાલાઓ ઈન કાર્ કરૂદ
ન ખૂબસ્ત્ બા દીવ પયગાર્ કરૂદ
ચુ ઝાન્ બોગઝરી સન્ગ્લાખસ્તો દશ્ત્
કે આહૂ બરાન્ બર્ નેયારદ ગોઝશ્ત્
વઝાન્ બોગઝરી રૂદે આબસ્ત પીશ્
કે પહ્નાએ ઊરા દો ફર્સન્ગ્ બીશ્
કોનારન્ગ્ દીવી નેગહ્બાને ઊય
હમહ્ નરૂરહ્ દીવાન્ બફર્માને ઊય
વઝાન્ રૂએ બુઝગૂશ તા નર્મપા
ચુ ફર્સન્ગે સીસદ કશીદહ્ સરા
ઝે બુઝગૂશ તા શહ્રે માઝન્દરાન્
રહે ઝેશ્તો ફર્સન્ગહાએ ગરાન્
પરાગન્દહ્ દર્ પાદ્શાહી સવાર્
હમાના કે હસ્તશ હઝારાન્ હઝાર્
ચુનાન્ લશ્કરી બા સલીહો દેરમ
નબીની યકીરા અઝીશાન્ દેઝમ
ઝે પીલાને જન્ગી હઝારો દોવીસ્ત્
કઝીશાન્ બશહ્ર્ અન્દરૂન્ જાએ નીસ્ત્
તો તન્હા તનીઓ અગર્ આહની
બેસાઈ બસૂહાને અહ્રીમની
બેખન્દીદ રોસ્તમ ઝે ગોફ્તારે ઊય
બદ્ ગોફ્ત્ ગર્ બા મની રાહ્ જૂય
બેબીની કઝીન્ યક્ તને પીલતન્
ચે આયદ બદાન્ નામદાર્ અન્જોમન
બનીરૂએ યઝદાને પીરૂઝગર્
બબખ્તો બશમ્શીરો તીરો હોનર્

હું તને બીદ અને સફેદ દેવનું ઘર–બતાવીશ કારણકે તેં મને આ વધાઈ આપી ( છે ).

એ દેવને દિલના વખણાયલા પેહલવાન!–તું જાણ કે ખોદાએ તને ઊંચા તોખ્મથી પયદા કીધો છે. ૨૫૧

હવે સમજ કે અત્રેથી કાઊસ સુધી–સો ફર્સંગનો ફાસલો છે.

અને તે જગ્યાથી સફેદ દેવ સુધી સો ફર્સંગનો રસ્તો છે–અને તે રસ્તો ભય ભરેલો અને બિકટ છે.

બે પહાડની વચ્ચેથી એક ભયંકર રસ્તો જાય છે–જેની ઉપર હોમાય પણ ઉડી શકતું નથી.

બીજા બસો ધુફાની વચ્ચે એક એવો ધુફો છે કે જેની લમ્બાઈ પોહળાઈ પણ લઈ શકાતી નથી.

ત્યાં લડાયક બાર હઝાર દેવો–રાતની વખતે પહાડ ઉપર ચોકી કરે છે.

ઘંદીનો છોકરો પોલાદ તેઓનો સરદાર ( છે ) બીદ અને સંજે જેવા તેના નેગેહદાર ( છે ).

તે બધા નરે દેવોનો સરદાર સફેદ દેવ છે–કે જેનાથી પહાડ નેતરની મિસાલ ધુજે છે.

શરીરમાંતો તું તેને એક પહાડજ જોશે–તેની છાતી, ખાંઢ, અને ગર્દન પોહોળાઈમાં દશ દોરીપુર છે.

તારી આવી બાઝૂ આવા હાથ અને આવો લગામ ( ઉપરનો કાબૂ ) છતાં–તેમજ તું તલવાર, ગોર્ઝ, અને ભાલો ઘણીજ સફાઈથી ચલાવી શકે છે છતાં

વળી તારાં આવાં કદ, આવો દબદબો અને આ ઉત્સાહ છતાં–તે દેવ સાથ લડાઈ કરવી ઠીક નથી. ૨૫૨

ત્યાંથી આગળ જતાં પહાડની ઝમીન અને જંગલ આવશે–કે જે ઉપર હરણ પણ જઈ શકતાં નથી.

ત્યાંથી આગળ જતાં પાણીની નદી છે–કે જેની પોહોળાઈ બે ફર્સંગથી વધારે છે.

તેનો નેગેહબાન એક "કોનારંગ" નામનો દેવ છે–સઘળા નર દેવો તેના હોકમમાં છે.

"બુઝગોશ*"થી તે "નર્મપા" સુધી–બીજા ત્રણસો ફર્સંગ સમજ.

બુઝગોશથી તે માઝંદરાન સુધી–રસ્તો ઘણો ખરાબ છે અને મુસાફરી ઘણી કંટાળા ભરેલી છે.

તું જાણ કે તે પાદશાહીમાં ઠેકાણે ઠેકાણે હઝારો હઝાર સવારો મુકરર કીધા છે.

તે બધા એવાતો હથિયારબંદ અને બરોબર પગાર ખાનારા છે–કે તેઓમાંથી એકબી તને નારાજ થયલો નહીં મળશે.

વળી બારસો લડાયક હાથીઓ ( છે )–કે જેઓની શેહરમાં જગ્યા પણ થતી નથી.

તું એકલો છે અને જો લોખંડનો પણ બનેલો હશે–તો પણ એહરેમનનાં રેતડાથી તું ઘસાઈ જશે."

તેની વાત સાંભળી રૂસ્તમ હસ્યો–અને બોલ્યો કે "અગર તું મારી સાથે ચાલે, ૨૫૩

તો તું જોશે કે આ એકલા પીલતનથી–તે નામદાર અન્જોમનમાં કેવો તરખાટ મચી રહે છે.

ફતેહમંદી આપનારા યઝદાનની મદદથી–( તેમજ ) મારાં નસીબ, હથિયાર અને હોનરથી,

* "બુઝગોશ" બકરા જેવા કાનવાળા "નર્મપા" નરમ પગવાળા.

ચુ બીનન્દ તાવે બરો યાલે મન
બજન્ગ અન્દરૂન્ ઝખ્મે ચૂપાલે મન
બેદરૂરદ પયો પૂસ્ત્ શાન્ અઝ્ નેહીબ્
એનાન્રા નદાનન્દ બાઝ્ અઝ્ રેકીબ્
બદાન્ સૂ કુજા હસ્ત્ કાઊસે કય
કુનૂન્ રાહ્ બેન્માયો બરૂદાર્ પય
બેગોફ્ત્ ઇનો બેન્શસ્ત્ બરૂરખ્શ્ શાદ
દવાન્ ચૂહ ઊલાદ્ માનન્દે બાદ
નેયાસૂદ તીરહ્ શબો પાક્ રૂઝ્
હમીરાન્દ તા પીશે કૂહ્ એસ્પરૂઝ્
બદાન્જા કે કાઊસ લશ્કર્ કશીદ
ઝે દીવો ઝે જાદૂ બદૂ બદ રસીદ
ચુ યક્ નીમહ્ બોગ્ઝશ્ત્ અઝ્ તીરહ્ શબ્
ખોરૂશ્ આમદ અઝ્ દશ્તો બાન્ગે જલબ્
૨૫૪ બમાઝન્દરાન્ આતેશ્ અફ્રૂખ્તન્દ
બહર્ જાએ શમઈ હમીસૂખ્તન્દ
તહમ્તન્ બઊલાદ ગોફ્ત્ આન્ કુજાસ્ત
કે આતેશ્ બરૂઆયદ ઝે ચપ્પો ઝે રાસ્ત
દરે શહરે માઝન્દરાનસ્ત ગોફ્ત
કે અઝ્ શબ્ દો બહરહ્ નેયારન્દ ખોફ્ત
સેપહબુદ ચુ પૂલાદો અર્ઝન્ગો બીદ
હમહ્ પહૂલવાનાને દીવે સપીદ
દેરખ્તી કે સર્ દારદ અન્દર્ સહાબ્
સેતારહ્ રદહ્ બરકશીદહ્ તનાબ્
બદાન્જાયગહ્ બાશદ અર્ઝન્ગ્ દીવ
કે હરઝમાન્ બરઆરદ ખોરૂશો ઘેરીવ
બેખોફ્ત આન ઝમાન્ રોસ્તમે જન્ગજૂય
ચુ ખુરશીદે તાબન્દહ્ બેન્મૂદ રૂય
બેપીચીદ ઊલાદરા બર્ દેરખ્ત
બબન્દે કમન્દશ બેયાવીખ્ત સખ્ત

જ્યારે તેઓ મારી છાતી અને ગર્દનનું કૌવત જોશે-અને લડાઈમ મારા ગોર્ઝનો ઝખ્મ ( ચાખશે ),

ત્યારે ધાસ્તીથી તેઓના પગ અને ચામડી ફાટશે-અને ગભરાટ· માર્યાં લગામ કે રેકાબ પણ ઓળખી શકશે નહીં.

હવે જ્યાં કયકાઊસ છે તેની તરફની-મને તું રાહ બતાવ ર કદમ ઉઠાવ."

તે એટલું બોલ્યો અને ખુશહાલ રખ્શ ઉપર બેઠો-ઊલાદ પ મિસાલ તેની સાથે દોડતો હતો.

તેણે અંધારી રાતે કે રોશન દિવસે આસાયેશ નહીં લીધી-અને અ પ્રમાણે "એસ્પરૂઝ" પહાડ સૂધી પુગ્યો.

જ્યાં કે કયકાઊસ લશકર લઈ ગયો હતો-અને જ્યાં દેવ અને જાદૂ ગરોથી તેને હાની પહોંચી હતી.

જ્યારે મધરાત થઈ-ત્યારે મયદાનમાંથી પોકાર અને ઘોઘાટનો શોર નીકળ્યો.

તેઓએ માઝંદરાનમાં ચોકી પેહેરાનો આતશ રોશન કીધો-અને દરેક જગામાં મશાલો બાળી.

તેહમ્તને ઊલાદને પૂછ્યું કે "એ કઈ મંઝલ છે?-જ્યાં ડાબી અને જમણી તરફ રોશની થઈ છે."

તેણે કહ્યું કે "તે માઝંદરાન શેહરનો દરવાઝો છે-જ્યાં લોકો મધ· રાત સૂધી સૂઈ શકતા નથી.

જેવા કે સરદાર પોલાદ, અર્ઝંગ અને બીદ-તેમજ સફેદ દેવના બીજા પેહલવાનો.

પેલું ઝાડ ( તમ્બુ ) કે જે વાદળ સૂધી પુગેલું છે-અને જેની ડાંખ· લીઓ ( રસીઓ )એ સેતારા ઉપર સફ ખેંચેલી ( છે ),

ત્યાં અર્ઝંગ દેવ ( રહે ) છે-અને તેજ ઘડી ઘડી શોર અને પોકાર કરે છે."

( એ સાંભળી ) હવે લડાયક રૂસ્તમ સૂતો-અને સવાર પડી ત્યારે

તેણે ઊલાદને ઝાડ સાથ જકડ્યો-અને કમંદે કરીને મઝબૂત બાંધ્યો.

## ખાને શશુમ્ કોશતને રોસ્તમ્ અર્ઝન્ગ્ દીવ્રા.

ચુ ખુરશીદ બરઝદ સરઝ્ તીરહ્ કૂહ્
જહાન્રા બેયફ્રૂઝદ ફરરો શોકૂહ્
ઝે ખાબ્ અન્દર્ આમદ ગવે તાજબખ્શ્
બઝાન્જા બેરફ્ત્ ઊ બનઝદીકે રખ્શ્
૨૫૫ બઝીન્ અન્દર્ અફ્ગન્દ ગોર્ઝે નેયા
હમીરફ્ત્ યક્ દેલ્ પુરઝ્ કીમેયા
યકી મેઘફરે ખુસ્રવી બર્ સરશ્
ખુયાલૂદહ્ બબ્રેબેયાન્ દર્ બરશ્
બઅર્ઝન્ગ્ સાલાર્ બેન્હાદ રૂય
ચુ આમદ બરે લશ્કરે જન્ગજૂય
યકી નઅરહ્ ઝદ દર્ મેયાને ગોરૂહ્
કે ગોફ્તી બેદરીદ દર્યાઓ કૂહ્

## છઠ્ઠી મંઝલ, રૂસ્તમનું અર્ઝંગ દેવને મારવું.

જ્યારે ખોરશેદ અંધારા પહાડમાંથી બાહેર આવ્યો-અને જેહાનનું નૂર અને દબદબો વધાર્યો,

ત્યારે તાજબક્ષ પેહલવાન સૂતેલો ઉઠ્યો-અને રખ્શની નઝદીક ગયો.

તેણે ઝીનમાં બપાવાનો ગોર્ઝ લટકાવ્યો-અને કશી પણ ધાસ્તી વિના કાવા દાવાનો વિચાર કરતો કરતો ચાલ્યો.

તેણે માથાં ઉપર એક પાદશાહી ટોપ-અને આંગમાં પરસેવાથી ભિંજાયલું બબ્રેબેયાન પેહેરી

સરદાર અર્ઝંગ તરફ મોં કીધું-અને જ્યારે તે લડાયક લશ્કરની નઝ· દીક આવ્યો,

ત્યારે તેણે લશ્કરની વચ્ચે એક પોકાર માર્યો-ગોયા દર્યા અને પહા· ડના પેટાં ફાડયાં.

**બેરૂન્ જસ્ત અઝાન્ ખીમહ્ અર્ઝન્ગ્ દીવ્**
**ચુ આમદ્ બગૂશશ્ અઝાનસાન્ ઘેરીવ્**
**ચુ રોસ્તમ બેદીદશ્ બરૂઅન્ગીખ્ત અસ્પ્**
**બેયામદ્ બરે ઊ ચુ આઝરૂગોશસ્પ્**
**સરો ગૂશ બેગ્રેફ્તો યાલશ્ દેલીરૂ**
**સરૂ અઝ્ તન્ બેકન્દશ્ બકેર્દારે શીરૂ**
**પુરઝ્ ખૂન્ સરે દીવ્ કન્દહ્ ઝે તન્**
**બેયન્દાખ્ત ઝાનસૂ કે બૂદ્ અન્જોમન્**
**ચુ દીવાન્ બેદીદન્દ્ ગૂપાલે ઊય**
**બેદરૂરીદ્ દેલ્ શાન્ ઝે ચન્ગાલે ઊય**
**નકરૂદન્દ્ યાદ્ અઝ્ બરો બૂમો રોસ્ત**
**પેસરૂ બરૂ પેદરૂ બરૂ હમી રાહ્ જોસ્ત**
**બરૂઆહીખ્ત શમ્શીરે કીન્ પીલતન્**
**ઝે દીવાન્ બેપર્દાખ્ત આન્ અન્જોમન્**
**ચુ બરૂગશ્ત ખુરૂશીદે ગીતીફેરૂઝ્**
**બેયામદ્ દમાન્ તા બકૂહ્ એસ્પેરૂઝ્**
**ઝે ઊલાદ્ બેકુશાદ્ ખમ્મે કમન્દ્**
**નેશસ્તન્દ્ ઝીરે દરખ્તે બલન્દ્**
**તહમ્તન્ ઝે ઊલાદ્ પુર્સીદ્ રાહ્**
**બશહરી કુજા બૂદ્ કાઊસ શાહ્**
**ચુ બેશ્નીદ્ અઝૂ તીઝ્ બેન્હાદ્ રૂય**
**પેયાદહ્ દવાન્ પીશે ઊ રાહ્જૂય**
**ચુ આમદ્ બશહરૂ અન્દરૂન્ તાજબખ્શ**
**ખેરૂશી બરૂઆવરૂદ્ ચૂન્ રઅદ્ રખ્શ**
**ચુ બેશ્નીદ્ કાઊસ આવાઝે ઊય**
**બેદાનેસ્ત્ અન્જામો આધાઝે ઊય**
**બઈરાનીઆન્ ગોફ્ત પસ્ શહરૂયારૂ**
**કે મારા સરૂઆમદ્ બદે રૂઝગારૂ**
**ખેરૂશીદને રખ્શમ્ આમદ્ બગૂશ**
**રવાનો દેલમ તાઝહ્ શુદ્ ઝાન્ ખેરૂશ**
**બગાહે કોબાદ્ ઈન્ ચુનીન્ શયહ્ કરૂદ્**
**કુજા કરૂદ્ બા શાહે તોર્કાન્ નબરૂદ્**
**હમીગોફ્ત લશ્કરૂ કે કાઊસ શાહ્**
**ઝે બન્દે ગેરાનશ્ શુદહ્ જાન્ તબાહ્**
**ખેરદ્ અઝ્ સરશ્ રફ્તહો હુશો ફરૂ**
**તો ગૂઈ હમી ખાબ્ ગૂયદ્ મગરૂ**
**નદારીમ ચારહ્ બદીન્ બન્દે સખ્ત**
**હમાના કે અઝ્ મા બેગર્દીદ્ બખ્ત**
**દરીન્ ગોફ્તહ્ બૂદન્દ્ ઈરાનેયાન્**
**કુજા પહ્લવાન્ તન્ગ્ બસ્તહ્ મેયાન્**
**બેયામદ્ હમઅન્દરૂ ઝમાન્ પીશે ઊય**
**ચલે આતેશઅફ્રૂઝો પર્ખાશજૂય**
**ચુ નઝ્દીકે કાઊસ શુદ્ પીલતન્**
**હમહ્ સરૂફરાઝાન્ શુદન્દ્ અન્જોમન્**
**ચુ ગૂદર્ઝો ચૂન્ તૂસો ગીવે દેલીરૂ**
**ચુ ગોસ્તહ્મો શીદૂશો બહુરામે શીરૂ**
**ઘેરીવીદ્ બેસ્યારો બોરૂદશ્ નમાઝ્**
**બેપોર્સીદશ્ અઝ્ રન્જહાએ દરાઝ્**
**ગેરેફ્તશ્ બઆઘૂશ કાઊસ શાહ્**
**ઝે ઝાલશ્ બેપોર્સીદો અઝ્ રન્જે રાહ્**

જ્યારે આવી રીતનો પોકાર તેના કાનમાં પુગ્યો-ત્યારે અર્ઝંગ દેવ તે તમ્બુમાંથી બાહેર આવ્યો.

જ્યારે રૂસ્તમે તેને જોયો ત્યારે ઘોડો ડપટાવ્યો-( અને ) તેની નઝદીક આઝરગોશસ્પની મિસાલ આવ્યો,

અને તે બહાદુરે તેનું માથું, કાન અને ગર્દન પકડી-સિંહની મિસાલ તેનું માથું તનથી ઉખેડી નાખ્યું.

તનથી ઉખેડેલું તે લોહીથી ગગડતુંજ માથું-તેણે જે તરફ કે (તેનું) લશ્કર હતું તે તરફ ફેંકયું.

જ્યારે દેવોએ તેનો ગોર્ઝ જોયો-ત્યારે તેનો હાથ જોઈ તેઓનાં દિલ ફાટી ગયાં,

અને તેઓએ ઝમીન, મુલક અને ખેતીનો કશો વિચાર કીધો નહીં-એક છોકરો બાપ ઉપર પણ ( પગ મૂકી ) નાસતો હતો.

પીલતને કીનો લેનારી તલવાર ખેંચી-અને દેવોનું લશ્કર ખાલી કરી નાખ્યું. ૨૫૬

જ્યારે દુન્યાને રોશન કરનાર ખોરશેદ અસ્ત પામ્યો-ત્યારે તે દોડતો એસ્પુરૂઝ પહાડ સૂધી પાછો આવ્યો,

અને ઊલાદને કમંદના પેચમાંથી ખોલ્યો-તેઓ એક મોટાં ઝાડ હેઠળ બેઠા.

પછી તેહમ્તને જે શેહરમાં કે શાહ કાઊસ કયદ હતો-ત્યાં જવાનો રસ્તો પૂછયો.

અને તેનાથી જવાબ સાંભળી તે શેતાબ ચાલ્યો-તેની આગળ રસ્તો દેખાડનાર ( ઊલાદ ) પેયાદો દોડતો હતો.

જ્યારે તાજબક્ષ ( રૂસ્તમ ) શેહરની અંદર આવ્યો-ત્યારે રખ્શે વાદળ મિસાલ એક પોકાર માર્યો.

જ્યારે કાઊસે તે આવાઝ સાંભળ્યો-ત્યારે તે તેની મતલબ સમજી ગયો.

અને પાદશાહે ઈરાનીઓને કહ્યું-કે "આપણો બૂરો વખત ખતમ થયો ( છે ).

રખ્શનો પોકાર મારા કાનમાં આવ્યો છે-તે પોકારથી મારો જીવ અને દિલ તાઝું થયું છે.

કોબાદના વખતમાં જ્યારે તુર્કીઓ સાથે લડાઈ કરતો હતો ત્યારે એમજ ખંખારતો હતો."

એ સાંભળી ( કયદ પડેલું ) લશ્કર બોલ્યું કે "પાદશાહ કાઊસનું માથું આ સખત બંદીખાનાને સબબે ફરી ગયું છે. ૨૫૭

તેનાં માથાંમાંથી અકલ, દાનાઈ અને દબદબો જતો રહેલો ( છે )-ગોયા તે ઊંઘમાં બોલે ( છે ).

આ ભારી બંદીખાનામાં આપણુ કશું કરી શકતા નથી-ખરેજ નસીબે આપણુને છોડી દીધા છે."

ઈરાનીઓ એજ વાતચિત્તમાં હતા-તેવામાં કમર તંગ બાંધેલો,

ઉમંગથી લડાઈ કરનારો લડાયક પેહલવાન-તેઓની નઝદીક આવી લાગ્યો.

જ્યારે પીલતન કાઊસની નઝદીક આવ્યો-ત્યારે તમામ સરફરાઝો તેની પાસે આવ્યા.

જેવા કે ગૂદર્ઝ, તૂસ અને દેલીર ગેવ-તેમજ ગોસ્તહમ, શીદોશ અને સિંહ મિસાલનો બેહરામ.

રૂસ્તમ ઘણો રડયો અને શાહને નમન કીધું-પછી તેના લામ્બા વખતના બંદીખાનાની આફતો માટે પૂછ્યું.

પાદશાહ કાઊસે તેને બઘલમાં પકડયો-અને ઝાલ તથા રસ્તાની હાડમારી વિષે પૂછ્યું.

બદૂ ગોફૂત પેન્હાન્ અઝીન્ જાદુઆન્
હમી રખ્શરા કરૂદ બાયદ નેહાન્
૨૫૮ ચુ આયદ બદીવે સપીદ આગેહી
કઝ્ અર્ઝન્ગ્ શુદ રૂએ ગીતી તેહી
બનઝ્દીકે કાઊસ શુદ પીલતન્
હમહુ નરૂરહુ દીવાન્ શવન્દ અન્જોમન્
હમહુ રન્જહાએ તો બીબરૂ શવદ
ઝે દીવાન જહાન્ પુરૂ ઝે લશ્કરૂ શવદ
તો અકૂનૂન્ રહે ખાનએ દીવ ગીરૂ
બરન્જ અન્દરૂ આવરૂ તનો તીઘો તીરૂ
મગરૂ યારૂ બાશદત યઝ્દાને પાકૂ
સરે જાદુઆન્ અન્દરૂ આરી બખાકૂ
ગુઝરૂ કરૂદ બાયદ અબરૂ હફૂત કુહ
ઝે દીવાન બહરૂ જા ગોરૂહા ગોરૂહુ
યકી ધારૂ પીશ આયદત હઉલનાકૂ
ચુનાન્ ચૂન શનીદમ પુરઝ તર્સો બાકૂ
ગોઝારેશ પુરઝ નરૂરહુ દીવાને જન્ગ્
હમહુ રઝ્મરા સાખ્તહુ ચૂન પલન્ગ્
બધારૂ અન્દરૂન્ ગાહે દીવે સપીદ
કઝુયન્દ લશ્કરૂ બબીમો ઉમીદ
તવાની મગરૂ કરૂદન્ ઊરા તબાહુ
કે ઊયસ્ત સાલારો પોશ્તે સેપાહુ
૨૫૯ સેપહુરા ઝે ઘમ ચશ્મહા તીરહુ શુદ
મરા દીદહુ અઝ્ તીરગી ખીરહુ શુદ
પેઝેશ્કાન્ કે દીદન્દ કરૂદન્દ ઉમીદ
બખૂને દેલો મધઝે દીવે સપીદ
ચુનીન્ ગોફૂત ફર્ઝાનહુ મર્દી પેઝેશ્કૂ
કે ચૂન ખૂને ઊરા બસાને સેરેશ્કૂ
યકાની સે કત્રહુ બચશ્મ અન્દરૂ
શવદ તીરગી પાકૂ બા ખૂન્ બેરૂન્
ઉમીદમ બબખ્શાયેશે કેરૂદેગારૂ
કઝાન્ દીવે જન્ગી બરૂઆરી દમારૂ
ગવે પીલતન્ જન્ગરા સાઝ કરૂદ
વઝાન્ જાયગહુ રફૂતન્ આઘાઝ કરૂદ
બઈરાનીઆન્ ગોફૂત બીદારૂ બીદ
કે મન્ કરૂદમ આહન્ગે દીવે સપીદ
કે ઊ પીલે જન્ગીએ ચારહુગરસ્ત
ફરાવાન્ બગેરૂદ અન્દરશ લશ્કરસ્ત
ગરૂ અયદૂન્ કે પોશ્તે મન્ આરદ બખમ
શુમા દીરૂ માનીદ ખારો દેઝમ
વગરૂ યારૂ બાશદ ખોદાવન્દે હુરૂ
દેહદ મરૂ મરા અખ્તરે નીકૂ ઝૂરૂ
૨૬૦ હમહુ બૂમો બરૂ બાઝ યાબન્દો તખ્ત
બબારૂ આયદ આન્ ખુસ્રવાની દરખ્ત
બુઝોર્ગાન્ બરૂ ખાન્દન્દ આફ્રીન્
કે બી તૂ મબાદ અસ્પો ગૂપાલો ઝીન્
અઝાન્ જાયગહુ તન્ગ્ બસ્તહુ કમરૂ
બેયામદ પુરઝ કીનહો જન્ગ્ સરૂ
અબા ખીશતન્ બોરૂદ ઊલાદરા
હમીરાન્દ મરૂ રખ્શ ચૂન બાદરા

પછી તેને હરૂસેથી કહ્યું કે " એવું નહીં થાય કે આ જાદૂગરો રખ્શને જોઈ લે.

કારણકે જ્યારે સફેદ દેવને ખબર થશે-કે અર્ઝંગ માર્યો ગયો છે,

( અને ) કાઊસની નઝદીક રૂસ્તમ આવ્યો ( છે )-ત્યારે તમામ નર દેવો એકઠા થશે.

જગે જગે દેવજ દેવ ઉભાઈ જશે અને તારી આ સઘળી મેહનત બરબાદ થશે.

માટે તું તુરતજ દેવનાં ઘરનો રસ્તો પકડ-અને તલવાર અને તીરે તારાં શરીરને વધુ મેહનત આપ.

પાક યઝદાન તારો મદદગાર થજો-તારાથી જાદૂગરોનાં માથાં ખાકમાં પડજો !

તને સાત પહાડ વીતાળવા પડશે-જે દરેક ઉપર ટોળાબંદ દેવો (છે).

ત્યાર પછી તને એક ડરામણો ધુફો મળશે-જે મેં સાંભળ્યું છે કે બિકટ અને ધાસ્તી ભરેલો છે.

તે રાહ લડાયક નર દેવોથી ભરેલી ( છે )-સઘળા ચિત્તાની મિસાલ લડવામાં તત્પર રહે છે.

( તે ) ધારની અંદર સફેદ દેવ રહે છે-તેજ લશ્કરનો આધાર અને લશ્કરની ધાસ્તી છે.

તેનો છેડો લાવવાનું ખોદા કરેને તારામાં કૌવત આવે-કારણકે તેજ લશ્કરનો સિપેહસાલાર અને લશ્કરનો આધાર છે.

ઘમથી મારા લશ્કરની આંખો આંધળી થઈ છે-હું પણ અંધાપાથી કંટાળી ગયો છું.

વૈદોએ જેઓએ ( આંખ ) જોઈ તેઓએ એનો ઈલાજ સફેદ દેવના મઘજ અને દિલનાં લોહીથી બતાવ્યો છે.

તેઓમાંથી એક દાના વૈદે કહ્યું છે-કે જો આંસુની માફક તેના લોહીનાં

ત્રણ ટીપાં આંખમાં પડે-તો અંધાપો તેની સાથેજ ધોવાઇને નીકળી જાય.

મને ખોદાતાલાની બક્ષેશથી ઉમેદ ( છે )-કે તું તે લડાયક દેવને હલાક કરશે. "

( પછી ) પીલતન પેહલવાને લડાઈ કરવા જવાની તૈયારી કીધી-અને જતાં જતાં,

તેણે ઈરાનીઓને કહ્યું કે " તમો હોશ્યાર રહેજો !-કારણ હું સફેદ દેવની સામે લડવા જાઉં છું,

અને તે લડાઇનો હાથી સઘળી સામગ્રીથી ભરપુર છે-અને પાસે પુષ્કળ લશ્કર છે.

જો તે મને કમંદના પેચમાં ફસાવી લેશે-તો તમોને લામ્બો વખત દુઃખ અને ઘમમાં રહેવું પડશે.

પણ જો આફતાબનો સાહેબ મારો મદદગાર થયો-અને મારા નેક સેતારા તરફથી મને મદદ પુગી,

તો આપણે મુલક, ઝમીન અને તખ્ત પાછું મેળવશું-અને આ આપણું પાદશાહી ઝાડ ફરી ફળ આપશે. "

બુઝોર્ગોએ તેના ઉપર દુઆ કીધી-કે " તું વના ઘોડો, ગોર્ઝ અને ઝીન ના હોતાં !"

તે તે જગ્યાએથી કમર તંગ બાંધીને-કીના અને લડાઈથી ભરેલા વિચાર ( સાથ ) ચાલ્યો.

તેણે પોતાની સાથ ઊલાદને લીધો-અને પવનની ગતિના રખ્શને દોડાવ્યો.

નેયાસૂદ દરૂ રહ્રુ ગવે નીકુખાહ્રુ
હુમાયન્દહ્રુ ઊલાદ્દ બૂદશ્ બરાહ્રુ
ચુ રખ્શ્ અન્દરૂ આમદ્દ બરાન્ હફ્તૂ કૂહ્રુ
બદાન્ નરૂરહ્રુ દીવાન્ ગોરૂહા ગોરૂહ્રુ
બનઝ્દીકે આન્ ધારે બીબુન રસીદ્દ
બગેરૂદ્દ અન્દરશ્ લશ્કરે દીવ દીદ્દ
બઊલાદ્દ ગોફ્તૂ આનચે પુર્સીદમત
હમહ્રુ બરૂ રહે રાસ્તી દીદમત
યકી કારૂ સખ્તસ્ત ઈદરૂ મરા
સઝદ્દ ગરૂ બેગૂઈ તો નીકુઅખ્તરા
ચુનાન્ ચૂન્ ગહે રફ્તન્ આયદ્દ ફરાઝ
મરા રહ્રુ નોમાઇઓ બોગશાએ રાઝ
બદૂ ગોફ્તૂ ઊલાદ્દ ચૂન્ આફ્તાબ્
શવદ્દ ગરૂમ દીવ અન્દરૂ આયદ્દ બખાબ્
બરૂ ઈશાન્ તો પીરૂઝ બાશી બજન્ગ્
કુનૂન્ યકૂ ઝમાન્ કરૂદ્દ બાયદ્દ દેરન્ગ્
ઝે દીવાન્ નબીની નેશસ્તહ્રુ યકી
જોઝ અઝ જાદુઆન્ પાસ્બાન્ અન્દકી
બદાન્ગહ્રુ તો પીરૂઝ બાશી મગરૂ
અગરૂ યારૂ બાશદ્દત પીરૂઝગરૂ
નકરૂદ્દ ઈચ રોસ્તમ બરફ્તન્ શેતાબ્
બદાન્ તા બરામદ્દ બુલન્દ્દ આફ્તાબ્
સરો પાએ ઊલાદ્દ મોહકમ બેબસ્ત
બખમ્મે કમન્દ્દ આન્ ગહી બરૂનેશસ્ત
બરૂઆહીખ્ત જન્ગી નેહન્ગ્ અઝ નેયામ
બેઘુરૂરીદ્દ ચૂન્ રઅદો બરૂગોફ્ત નામ
મેયાને સેપહ્રુ અન્દરૂ આમદ્દ ચુ ગરૂદ્દ
સરાન્રા બખન્જરૂ હમી દૂરૂ કરૂદ્દ
બનીરૂએ ઊ ચૂન્ નબુદ્દ તાબ્ શાન્
ઝે તીઘશ્ બેમાન્દન્દ દરૂ બીમે જાન્
નઈસ્તાદ્દ કસ પીશે ઊ દરૂ બજન્ગ્
નજોસ્તન્દ બા ઊ યકી નામો નન્ગ્

તે નેકખાહ પેહલવાને રાહમાં આસાયેશ લીધી નહીં-ઊલાદ તેને રાહ દેખાડતો હતો.

જ્યારે રખ્શ તે સાત પહાડ ઉપર જ્યાં દેવોનાં ટોળે ટોળાં હતાં ત્યાં આવ્યો,

અને જ્યારે ( રૂસ્તમે ) પેલો ઊંડો ધાર જોયો-જેની આસેપાસે દેવોનું લશ્કર ચોકી કરતું હતું,

ત્યારે તેણે ઊલાદને કહ્યું ( કે ) "અત્યાર સુધી તું મને વફાદાર નીવડયો છે.

હવે એક ભારી કામ આવી પડયું છે-માટે ઓ નેક સેતારેના ! તું જે હોય તેજ બોલજે,

કે મારે ત્યાં કયે વખતે જવું જોઇયે ? એ બાબતમાં મને મદદ કર અને જે કાંઈ ભેદ હોય તે ખુલ્લો કર."

ઊલાદે જવાબ આપ્યો કે "બપોરને વખતે બધા દેવો ઊંઘાઈ જાય છે. ૨૬૧

તે વખતે તું તેઓને જીતી શકશે-માટે હમણા થોડો વખત આસાયેશ લે.

તે વખતે તું થોડાક જાદૂગર ચોકીબાનો સિવાય કોઇને પણ બેઠેલા જોશે નહીં.

જો ખોદાતાલા તારો મદદગાર થશે-તો કદાચને તું ફતેહ પામશે."

પછી બપોર સુધી રૂસ્તમે જવાની કાંઈ પણ ઉતાવળ કીધી નહીં.

( બપોર પડવે ) તેણે ઊલાદને કમંદથી ખૂબ મઝબૂત જકડયો-અને તુરત ઘોડા ઉપર બેઠો.

તેણે જંગી તલવાર મેયાનમાંથી બાહેર કાઢી-અને વાદળની ગર્જના પખે પોતાનું નામ પોકાર્યું.

તે ગર્દની મિસાલ લશ્કરમાં જઈ પડયો-તેણે ખંજરથી માથાં કાપવા માંડયાં.

જ્યારે તેના કૌવત આગળ તેઓ ટકી શકયા નહીં-ત્યારે તેની તલવારથી તેઓ જીવ બચાવવા પડયા.

પોતાનું નામ કાઢી કીર્તિ મેળવવાના વિચારે તેની નઝદીક લડાઇમાં કોઈ પણ થોભ્યું નહીં.

---

## ખાને હફ્તોમ્ કોશતને રોસ્તમ્ દીવે સપીદ્રા વ રહા કર્દને કાઊસ્ વ ઈરાનીઆન્રા અઝ્ બન્દ.

બઝાન્ જાયગહ્રુ સૂએ દીવે સપીદ્દ
બેયામદ્દ બકેર્દારે તાબન્દહ્રુ શીદ્દ
બકેર્દારે દુઝખ યકી ધારૂ દીદ્દ
તને જાદૂ અઝ તીરગી નાપદીદ્દ
ઝમાની હમીબૂદ્દ દરૂ ચન્ગ્ તીઘ
નબુદ્દ જાએ દીદારો રાહે ગુરીઘ
ચુ મોઝગાન્ બેમાલીદો દીદહ્રુ બેશોસ્ત
દરે ધારે તારીકૂ યન્હી બેજોસ્ત

## સાતમી મંઝલ, રૂસ્તમનું સફેદ દેવને મારવું અને કાઊસ તથા ઈરાનીઓને બંદથી ખલાસ કરવું.

ત્યાંથી તે ઝળકતા ખોરશેદની મિસાલ સફેદ દેવની તરફ ધસ્યો. ૨૬૨

તેણે દોઝખના જેવો એક ધાર જોયો-જ્યાં અંધારાંને લીધે જાદૂગરનું તન દેખાતું ન હતું.

થોડો વખત હાથમાં તલવાર લઈ ત્યાં ઉભો રહ્યો-કારણકે ત્યાં લડવાની કે નાસવાની જગાજ ન હતી.

તેણે આંખ ચોળી અને પાંપણ સાફ કીધાં-અને અંધારા ધારનો દરવાઝો કેટલોક વખત શોધ્યો,

બતારીકી અન્દર્ યકી કૂહ દીદ
સરાસર્ શુદહ ધાર્ અઝ્ નાપદીદ
બરન્ગે શબહ રૂયો ચૂન્ શીર્ મૂય
જહાન્ પુર્ ઝે બાલાઓ પહનાએ ઊય
બઘાર્ અન્દરૂન્ દીદ રફ્તહ બખાબ્
બકોશ્તન્ નકરૂદ ઈચ રોસ્તમ શેતાબ્
બેઘુરીદ ઘુરીદની ચૂન્ પલન્ગ્
ચુ બીદાર્ શુદ અન્દર્ આમદ બજન્ગ્
યકી આસેયા સન્ગૂરા દરૂરોબૂદ
બનઝ્દીકે રોસ્તમ દરૂઆમદ ચુ દૂદ
અઝ્ શુદ દેલે પીલતન્ પુર્ નેહીબ્
બેતર્સીદ કામદ બતન્ગી નેશીબ્
૨૬૩ બરૂઆશોફૂત બરૂસાને શીરે ઝેયાન્
યકી તીઘે તીઝશ બેઝદ બર્ મેયાન્
બનીરૂએ રોસ્તમ ઝે બાલાએ ઊય
બેયન્દાખ્ત યક્ દસ્તો યક્ પાએ ઊય
બુરીદહ બરૂઆવીખ્ત બા ઊ બહમ
ચુ પીલે સરફરાઝો શીરે દેઝમ
બયક્ પા બેકૂશીદ બા નામવર્
હમહ ઘાર્ રા કરદહ ઝીરો ઝબર્
ગેરેફ્ત આન્ બરો યાલે ગોરૂદે દેલીર્
કે આરદ મગર્ પહલવાન્ રા બઝીર્
દરૂઆમદ બઊ રોસ્તમે નામદાર્
ગેરેફ્તહ બરો યાલે ઊ ઉસ્તુવાર્
હમી ગુશ્ત કન્દ ઈન્ અઝાન્ આન્ અઝીન્
હમી ગેલ શુદ અઝ્ ખૂન્ સરાસર્ ઝમીન્
બદેલ ગોફ્ત રોસ્તમ ગર્ એમરૂઝ્ જાન્
બેમાનદ બમન્ ઝેન્દહ અમ્ જાવેદાન્
હમીદૂન્ બદેલ ગોફ્ત દીવે સપીદ
કે અઝ્ જાને શીરીન્ શુદમ નાઉમીદ
ગર્ અયદૂન્ કે અઝ્ ચન્ગે ઈન્ અઝ્દહા
બુરીદહ પયો પોસ્ત યાબમ રહા
૨૬૪ ન કેહતર્ ન મેહતર્ ઝે નામઆવરાન્
ન બીનન્દ રૂયમ બમાઝન્દરાન્
હમીગોફ્ત અઝીનગૂનહ દીવે સપીદ
હમીદાદ દેલરા બદાન્સાન્ નવીદ
બદીન્ ગૂનહ બા યક્ દેગર્ રઝ્મજૂય
ઝે તનહા ખુયો ખૂન્ રવાન્ બુદ બજૂય
તહમ્તન્ બનીરૂએ જાનઆફ્રીન્
બેકૂશીદ બેસ્યાર્ બા દર્દો કીન્
સરન્જામ અઝાન્ કીનહો કાર્ઝાર્
બેપીચીદ બર્ ખુદ ગવે નામદાર્
બેઝદ ચન્ગો બરદાશ્તશ નરૂરહ શીર્
બગરદન્ બરૂઆવર્દો અફગન્દ ઝીર્
ઝદશ બર્ ઝમીન્ હમચુ શીરે ઝેયાન્
ચુનાન્ કઝ્ તને વય બેરૂન્ કરૂદ જાન્
ફોરૂ બોરૂદ ખન્જર્ દેલશ બરૂદરીદ
જેગરૂશ અઝ્ તને તીરહ બીરૂન્ કશીદ
હમહ ઘાર્ યકસર્ તને કોશ્તહ બૂદ
જહાન્ હમચુ દર્યાએ ખૂન્ ગશ્તહ બૂદ

ત્યારે તેણે અંધારામાં એક પહાડ જોયો–જેનાથી તમામ ઘાર અણુ-દીઠ થયલો હતો.

તેનાં મોઢાંનો રંગ સામળો અને બાલ સિંહની મિસાલના–તેની લમ્બાઈ અને પોહોળાઈથી જાણે દુન્યા ભરાઈ ગઈ હતી.

એવા એક જણને ઘારની અંદર ઊંઘાયલો જોયો–રૂસ્તમે ( તેને ) માર-વામાં કાંઈ પણ શેતાબી નહીં કીધી.

પણ તેણે પોકારનારા ચિત્તા મિસાલ પોકાર કરી તેને જગાડયો–અને જ્યારે તે જાગ્યો–ત્યારે લડવા માટે તૈયારી કરી.

તેણે એક ઘંટીનું ચાક ઊંચક્યું–( અને ) રૂસ્તમની તરફ ધુંવાની મિસાલે ધસ્યો.

તેનાથી પીલતનનું દિલ ધાસ્તી ભરેલું થયું–તે બીધો કે મારો છેડો આવી લાગ્યો.

તોપણ મસ્ત સિંહની મિસાલ ઘુસ્સામાં આવી–તેણે એક તેઝી તલ-વાર તેની કમર ઉપર મારી.

રૂસ્તમનાં ઝોરે કરીને તેનાં શરીરમાંથી–એક હાથ અને એક પગ કપાઇને નીચે પડયો.

તેનું શરીર કપાયા છતાં તે દેવ રૂસ્તમ સાથ જંગી હાથી કે વિક્રાળ સિંહની મિસાલ લડયો.

તે એકજ પગે તે નામવર સાથ વળગ્યો–અને તમામ ઘારને ઉથલ પાથલ કરી નાખ્યો.

તેણે તે બહાદુર પેહલવાનના હાથ અને ગર્દન પકડી–કે જેથી રૂસ્તમને નીચે નાખે.

નામદાર રૂસ્તમ પણ તેને વળગી ગયો–અને તેના હાથ અને ગર્દન ખૂબ ઝોરથી પકડયાં.

અને તેઓ એક બીજાનું ગોશ્ત પીખવા લાગ્યા–તેઓનાં લોહીથી તમામ ઝમીન કીચડ ભરેલી થઈ.

રૂસ્તમ દિલમાં કહેવા લાગ્યો કે " જો આજે જીવતો બચ્યો–તો હું જાવેદાન સુધી જીવતો રહીશ. "

તેજ પ્રમાણે સફેદ દેવ ( પોતાના ) દિલમાં કેહતો–કે " હવે જીવ-વાની આશા નથી.

જો હું આ અઝદહાની ચુંગાલથી કપાયલા પગ અને છોલાઈ ગયેલી ચામડી છતાં આજે બચી જાઉં તો,

માઝંદરાનના નાના કે મોટા નામદારો કોઈ પણ મારૂં મોઢું જોઈ શકશે નહીં ( એટલે અહુંથી નાસી જઈશ. )"

એવા એવાજ વિચારો સફેદ દેવ કરતો–અને પોતાના દિલને ધીરજ આપતો હતો.

એ પ્રમાણે તેઓ એક બીજા સાથ લડતા હતા–બન્નેનાં શરીરમાંથી પરસેવો અને લોહીની નદી ચાલુ હતી.

રૂસ્તમે ખોદાતાલા તરફનાં કૌવતથી–દુઃખ અને કીના ભરેલો થઈ પુષ્કળ કોશેશ કીધી.

આખરે લડાઈ કરતાં કરતાં–તે નામદાર પેહલવાન ઘણો કંટાળી ગયો,

અને તેણે હાથ મારી તે નર સિંહને ઉઠાવ્યો–તેને માથાં સુધી ઊંચે ઊંચકયો અને નીચે પછાડયો.

મસ્ત સિંહની મિસાલ તેને ઝમીન ઉપર એવો પટકયો–કે તેનાં તનમાંથી જીવ નીકળી ગયો.

પછી ખંજર ભોંકી તેનું દિલ ચીરી નાખ્યું–અને તેનું કલેજું શરીર-માંથી બાહેર ખેંચી કાઢયું.

તે મુએલાં મુર્દાથી બધો ઘાર ભરાઈ ગયો–અને બધી ઝમીન લોહીનો દયો થઈ રહી.

ચુ દીવાન્ બદીદન્દ કેર્દારે ઊય
હઝીમત ગેરેફ્તન્દ અઝ્ કારે ઊય
નમાન્દન્દ યકતન્ દરાન્ જાયગાહ
બેયામદ બેરૂન્ રોસ્તમે કીનહ્ખાહ
કોશાદ અઝ્ મેયાન્ આન્ કયાની કમર્
બેરૂન્ કર્દ બક્તાનો જઊશન્ ઝે બર્
ઝે બહ્રે નેયાયેશ સરો તન્ બેશોસ્ત
યકી પાક્ જાએ પરસ્તેશ બેજોસ્ત
વઝાન્ પસ નેહાદ અઝબરે ખાક્ સર્
ચુનીન્ ગોફ્ત કય 'દાવરે દાદગર્
ઝે હર્ બદ તોઈ બન્દગાન્રા પનાહ
તો દાદી મરા ગોર્દીઓ દસ્તગાહ
તવાનાઇઓ મર્દીઓ ફર્રો ઝૂર્
હમહ કામમ અઝ્ ગર્દેશે માહે હૂર્
તો બખ્શીદી અર્નહ ઝે ખુદ ખાર્તર્
નબીનમ બગીતી યકી ઝાર્તર્
ધમો અન્દોહો રન્જો તીમારો દર્દ
ઝે નીકો ઝે બદ હર્ચે આયદ બમર્દ
કમીઓ ફ્રુઝૂનીઓ નીકુઅખ્તરી
બુલન્દીઓ પસ્તીઓ ગુન્દાવરી
ઝે દાદે તો બીનમ હમી હર્ચે હસ્ત
દેગર્ કસ નદારદ દરીન્ કાર્ દસ્ત
ઝે દાદે તો હર્ ઝર્રહ મેહ્રી શવદ
ઝે ફર્રત પેશીઝી સેપેહ્રી શવદ

સેતાયેશ ચુ કર્દ આન્ યલે સર્ફરાઝ્
બતન્ બાઝ્ પૂશીદ હર્ ગૂનહ સાઝ્
બેયામદ ઝે ઊલાદ બોકુશાદ બન્દ
બફેત્રરાક્ બસ્ત આન્ કયાની કમન્દ
બઊલાદ દાદ આન્ કશીદહ જેગર્
સોવી શાહે કાઊસ બેન્હાદ સર્
બદ્ ગોફ્ત ઊલાદ કય નર્રહ શીર્
જહાન્રા બતીઘ આવરીદી બઝીર્
બમાઝન્દરાન્ કસ નબાશદ દેગર્
કે પર્ખાશ જૂયદ ઝે તૂ નામવર્
બહર્ કાર્ બાશી તો પીરૂઝબખ્ત
સઝાવાર્ હસ્તી તો બર્ તાજો તખ્ત
સઝદ ગર્ બેબીની યકી કારે મન્
કુજા બા તો ખુદ રાસ્ત ગોફ્તારે મન્
નેશાન્હાએ બન્દે તો દારદ તનમ
બઝીરે કમન્દત હમી બેશ્કનમ
બચીઝી કે દાદી દેલમરા નવીદ
હમી બાઝ્ ખાહદ નવીદમ ઉમીદ
બપયમાન્ શેકસ્તન્ ન અન્દર્ ખરી
કે શીરે ઝેયાનીઓ કય મન્ઝરી
બદ્ ગોફ્ત રોસ્તમ કે માઝન્દરાન્
સેપારમ તોરા અઝ્ કરાન્ તા કરાન્
યકી કાર્ પીશસ્તો રન્જે દરાઝ્
કે હમ બા નેશીબસ્તો હમ બા ફરાઝ્

જ્યારે દેવોએ તેનું આ કામ જોયું–ત્યારે તેઓ તેનાથી બીહને નાસી ગયા.

તેઓમાંથી એકપણ ત્યાં થોભ્યો નહીં–હવે લડાયક રૂસ્તમ બાહેર આવ્યો. ૨૬૫

તેણે કમર ઉપરથી કયાની કમરબંદ છોડયો–આંગમાંથી કુરતું અને બખ્તર કાઢયાં.

તેણે નેયાયેશ ( બંદગી ) માટે શરીર ધોયું–( અને ) એક સાફ જગાએ બંદગી કરવા ઉભો.

અને પછી માથું ખાક ઉપર મેલ્યું–અને બોલ્યો કે " ઓ દાદગર દાવર !

દરેક આફતમાંથી બંદાઓને બચાવનાર તુંજ છે–તેંજ મને બહાદુરી અને શક્તિ આપી.

તાકત, મર્દી, દબદબો, અને કૌવત, ( તેમજ ) આફતાબ અને માહ-તાબની ગર્દેશથી મારી સઘળી મુરાદ

તેંજ બક્ષી, નહીં તો હું પોતા કરતાં વધારે હલકો–દુન્યામાં બીજા કોઇને જોતો નથી.

દુ:ખ, ધમ, મેહનત, ફિકર અને દર્દ,–જે કાંઈ ભલું અને બૂરૂં માણસ ઉપર પડે છે,

તેમજ ઓછું, વધતું અને સારાં નસીબ–મોટાઈ, હલકાઈ અને પેહ-લવાની,

એ સઘળું જે કાંઈ છે તે તારા ઈન્સાફથીજ થાય છે–એમાં બીજા કોઇનો જરાએ હાથ નથી.

( ઓ ખોદા ! ) તારીજ કરમ બખ્શેશથી બારીક રજકણ સૂર્યના ગ્રહ જેવું રૂપ લે છે–તારાજ પ્રતાપથી દમડી જેવી નાહની ચીઝ આસ્માન જેવી મોટી થઈ જાય છે. " ૨૬૬

બંદગી કરી રહ્યા પછી તે સરફરાઝ પેહલવાને–પાછાં હથિયાર ભીડયાં.

તેણે આવીને ઊલાદના બંદ ખોલ્યા–અને શિકારબંદ ઉપર કયાની કમંદ લટકાવી.

તેણે ઊલાદને પેલું દેવનું કાઢેલું કલેજું લઈ ચાલવા આપ્યું–અને પાદશાહ કાઊસની તરફ ચાલ્યો.

ઊલાદે તેને કહ્યું કે " ઓ નર સિંહ !–તેં દુન્યાને તલવારથી ઝેર કીધી છે.

હવે માઝંદરાનમાં બીજો કોઈ નથી રહ્યો–કે જે તું નામવર સાથ લડી શકે.

તું દરેક કામમાં ફતેહમંદ નસીબનો થજો ! તું તાજ અને તખ્તને લાયકનો છે.

હું જ્યારે સઘળું સાચુંજ બોલ્યો છું–ત્યારે તારે મારો વિચાર કરવો જોઈયે.

હજી મારા શરીર ઉપર તારા બંદની નિશાનો છે–તારી કમંદ નીચે હું સીકડાઈ ગયો ( છું ).

જે ચીઝની કે તેં મારા દિલને વધાઈ આપી ( હતી )–તે વધાઈની હવે હું આશા કરૂં છું. ૨૬૭

તું કોલ તોડે એવો તો નથીજ–કારણકે તું મસ્ત સિંહ અને પાદ-શાહી ચેહરાનો છે. "

રૂસ્તમે તેને કહ્યું કે " સઘળું માઝંદરાન એક છેડેથી બીજે છેડે સૂધી હું તને આપીશ.

હજી મારે એક કામ કરવાનું છે અને ભારી વેઠ ખેડવાની છે.

હમી શાહે માઝન્દરાનરા ઝે ગાહ
બેબાયદ રોબૂદન ફેગન્દન બચાહ
સરે દીવ જાદૂ હઝારાન હઝાર
બેયફગન્દ બાયદ બખન્જર બઝાર
વઝાન પસ મગર પાકુરા બેસ્પરીમ
વગરનહ ઝે પયમાને તૂ નુગ્ઝરીમ
તોરા ઝીન સેપસ બાનેયાઝી દેહમ
બમાઝન્દરાન સરફરાઝી દેહમ
વઝાન સૂ દો ચશમે બુઝોર્ગાન બરાહ
કે કય બાઝ ગરદદ યલે રઝ્મખાહ
બપીરૂઝી અઝ રઝ્મે આન દીવે નર
બખન્જર ઝે ચાલશ જુદા કરદહ સર
બશાદી બરૂઆમદ ઝે ગોર્દાન ફેઘાન
કે આમદ સેપહદારે રઉશનરવાન
૨૬૮ સેતાયેશ કુનાનશ દવીદન્દ પીશ
બરૂ આફ્રીન બૂદ ઝેન્દાઝહ બીશ
રસીદ આન ગર્હા નઝદે કાઊસે કય
ગવે પહલવાન શીરે ફરૂખોન્દહ પય
ચુનીન ગોફત કય શાહે દાનેશપઝીર
બમર્ગે બદઅન્દીશ રામેશ પઝીર
દરીદમ જેગરગાહે દીવે સપીદ
નદારદ બદૂ શાહ અઝીન પસ ઉમીદ
ઝે પહલુશ બીરૂન કશીદમ જેગર
ચે ફર્માન દેહદ શાહે પીરૂઝગર
બરૂ આફ્રીન કરદ કાઊસે શાહ
કે બીતૂ મબાદા નેગીનો સેપાહ
બરાન મામ કે ચૂન તો ફર્ઝન્દ ઝાદ
નશાયદ જોઝઝ આફ્રીન કરદ યાદ
હઝાર આફ્રીન બાદ બર ઝાલેઝર
અબર મર્ઝે ઝાબુલ સરાસર દેગર
કે ચૂન તૂ દેલીરી પદીદ આવરીદ
હમાના કે ચૂન તૂ ઝમાનહ નદીદ
મરા બખ્ત અઝીન હર દો ફરૂરોખતરસ્ત
કે પીલે હેઝબ્રઅફ્કનમ કેહતરસ્ત
૨૬૯ ચુ અઝ આફ્રીનશ બેપર્દાખ્ત કય
ચુનીન ગોફત કય ગોરૂદે ફર્ખોન્દહ પય
કુનૂન ખૂ(નશ આવર તો દર ચશમે મન
હમાન નીઝ દર ચશમે ઈન અન્જોમન
મગર બાઝ બીનીમ દીદારે તૂ
કે બાદા જહાનઆફ્રીન યારે તૂ
તહમ્તન દેલે દીવ પીશ આવરીદ
અઝૂ ખૂન બચશ્મે શાહ અન્દર કશીદ
બચશ્મશ ચુ અન્દર કશીદન્દ ખૂન
શુદ આન દીદએ તીરહ ખુરશીદગૂન
હમન્દર ઝમાન રોસ્તમે પુરહોનર
કશીદ અન્દર ઈશાન ઝે ખૂને જેગર
હમહ દીદહા શાન બેશુદ રઉશના
જહાની સરાસર બેશુદ ગુલશના
નેહાદન્દ ઝીર અન્દરશ તખ્તે આજ
બેયાવીખ્તન્દ અઝબરે આજ તાજ

માઝંદરાનના પાદશાહને તેનાં તખ્ત ( ઉપર )થી ઊંચકી–નીચે નાખવાનો છે.

હઝારો હઝાર જાદૂગર દેવનાં માથાં–મારાં ખંજરથી ખુવાર કરવાનાં છે.

અને ત્યાર પછીજ હું પાછો ઝમીન ઉપર પગ મૂકીશ–અને જો તેમ નહીં થશે તો પણ હું તારી સાથનું વચન પાળીશ.

એ પછીથી હું તને તવંગર બનાવીશ–માઝંદરાનમાં ( તને ) સરફરાઝી આપીશ.”

પેલી તરફ બુઝોર્ગોની બન્ને આંખો વાટ જોતી હતી–કે “ કયારે લડાયક પેહલવાન પાછો ફરશે ?

કયારે તે લડાઈમાંથી નર દેવનું માથું ખંજરે કાપી ફતેહમંદી સાથે પાછો ફરશે ?”

( એટલામાં ) પેહલવાનોમાંથી ખુશીના આવાઝો નીકળ્યા–કે ભલાઈ ભરેલો સરદાર પાછો આવ્યો.

તેઓ આભાર માનતા માનતા તેની નઝદીક દોડયા અને તેની બેહદ તારીફ કીધી.

પછી મુબારક કદમનો સિંહ, બહાદુર પેહલવાન–તેજ વખતે કયકાઊસની નઝદીક જઈ પહોંચ્યો,

અને બોલ્યો કે “ ઓ દાનાઈથી શોધ કરનારા પાદશાહ !–તું દુશ્મનનાં મરણની ખુશાહાલી કબૂલ કર.

મેં સફેદ દેવનું કલેજું ચીરી કાઢયું છે–તેના પાદશાહને હવે તેનાથી આશા રાખવાનું કશું રહ્યું નથી.

મેં તેની પેહલૂમાંથી કલેજું ચીરી કાઢયું ( છે )–ફતેહમંદ પાદશાહ શું હોકમ આપે છે ?”

પાદશાહ કાઊસે તેના ઉપર દુઆ કીધી–કે “તારા વીના તાજ અને લશ્કર ના હોતાં !

જે માતા કે તારા જેવું ફરઝંદ જણે–તેના ઉપર આફ્રીન સિવાય બીજું ના હોતું.

ઝાલેઝર ઉપર તેમજ ઝાબુલની સર ઝમીન ઉપર હઝારો આફ્રીન હોજો !

કે જેઓએ તારા જેવા બહાદુરને જન્મ આપ્યો–ખચીત કે તારા જેવો ઝમાનાએ જોયો નથી.

પણ મારૂં નસીબ આ બન્નેથી વધારે મુબારક છે–કારણકે સિંહને મારનારો હાથી મારા હાથ નીચે છે.”

જ્યારે પાદશાહ તેની ઉપર દોઆ કરી પરવારયો–ત્યારે તે મુબારક કદમના પેહલવાનને પાદશાહે એમ કહ્યું,

કે હવે તું તેનું લોહી મારી આંખમાં તેમજ આ અન્જુમનની આંખમાંબી આંજ;

કે જેથી અમો ફરીથી તારો ચેહરો જોઇયે–ખોદા તારો મદદગાર હોજો !

રૂસ્તમે દેવનું દિલ લઈ તેનું લોહી પાદશાહની આંખમાં આંજ્યું.

જ્યારે તેની આંખમાં લોહી આંજ્યું–ત્યારે તે આંધળી આંખ આફતાબની મિસાલ ( પ્રકાશતી ) થઈ

તેજ વખત હોનર ભરેલા રૂસ્તમે–તેઓ ( યાને લશ્કરની આંખ )ની અંદર કલેજાંનું લોહી આંજ્યું.

તેઓ સઘળાંની આંખો રોશન થઈ–તેઓને મનસે તમામ દુન્યા બાગ( ની માફક ) ખીલી નીકળી.

પછી તેઓએ તાજ લટકાવ્યું અને તેની નીચે કાઊસને હાથી દાંતનાં તખ્ત ઉપર બેસાડયો.

નેશસ્ત અઝબરે તખ્તે માઝન્દરાન
અબા રોસ્તમો નામવરૂ મેહુતરાન
ચુ તૂસો ચુ ગૂદર્ઝો કશ્વાદો ગીવ
ચુ રહ્હામો ગુર્ગીનો બહુરામે નીવ
બદીનગૂનહ્ યકહફ્તહ્ બા રૂદો મય
હમી રામેશ આરાસ્ત કાઊસે કય
બહશ્તુમ નેશસ્તન્દ બરૂ ઝીન હમહ્
જહાનજૂયો ગરૂદનકશાનો રમહ્
હમહ્ બરૂ કશીદન્દ ગોર્ઝે ગરાન
પરાગન્દહ્ દર શહરે માઝન્દરાન
બેરફતન્દ યકસરૂ બફરમાને કય
ચુ આતેશ કે બરૂખીઝદ અઝ ખુશ્ક નય
ઝે શમ્શીરે તીઝ આતેશ અફ્રૂખ્તન્દ
હમહ્ શહરે યકસરૂ હમીસૂખ્તન્દ
બેકોશતન્દ ચન્દાન અઝાન જાદુઆન
કે અઝ ખૂન હમીરફ્ત જૂએ રવાન
બદાનગહ્ કે તીરહ્ શબ આમદ બતન્ગ
ગવાન આર્મીદન્દ યકસરૂ ઝે જન્ગ
બલશ્કરૂ ચુનીન ગોફ્ત કાઊસે શાહ્
કે અકૂનૂન મકાફાત કરૂદહ્ ગોનાહ્
ચુનાન ચૂન સઝા બુદ બદીશાન રસીદ
ઝે કોશતન કુનૂન સરૂ બેબાયદ કશીદ
બરોસ્તમ ચુનીન ગોફ્ત કાઊસે કય
કે અય ગોરૂદે ફર્ઝાનએ નીકૂપય
બેબાયદ યકી મરૂદ બા હૂશો સન્ગ
કુજા બાઝ દાનદ શેતાબો દેરન્ગ
શવદ નઝદે સાલારે માઝન્દરાન
કુનદ હેલશ બીદારો મધઝશ ગરાન
બદીન કારૂ ખુરસન્દ શુદ પૂરે ઝાલ
બુઝોર્ગાન કે બૂદન્દ બા ઊ હમાલ

તે રૂસ્તમ અને નામવર સરદારો સાથ-માઝંદરાનના પાદશાહ તરીકે તખ્ત ઉપર બેઠો.

જેવા કે તુસ, ગુદર્ઝ, કેશ્વાદ અને ગેવ-જેવા કે રહહામ, ગુરગીન અને પેહલવાન બેહરામ.

એ પ્રમાણે એક અઠવાડિયું તમ્બુરા અને દારૂ સાથ-કયકાઊસે રામ- ૨૭૦ શની કીધી.

આઠમે દહાડે તેઓ પાદશાહ, પેહલવાનો અને લશ્કર તમામ સવાર થયાં.

તેઓ સઘળાઓએ ભારી ગોર્ઝ ઊંચકયા-અને માઝંદરાન શેહરમાં વીખરાઈ ગયા.

શાહના હોકમથી, જેમ સૂકાં બરૂમાં આતશ ફેલાઈ જાય છે તેમ તેઓ બધે ફેલાઈ ગયા.

તેઓએ તેઝી તલવારથી આખાં શેહરમાં આતશ સળગાવી મૂકયો.

તેઓએ તે જાદૂગરોમાંથી એટલાને માર્યા-કે (તેઓનાં) લોહીની નદી ચાલુ થઈ.

જ્યારે રાત પડી-ત્યારે પેહલવાનોએ લડાઈથી હાથ ખેંચ્યો.

પાદશાહ કાઊસે લશ્કરને કહ્યું-કે "હવે એ લોકોના કીધેલા ગુનાહના બદલામાં,

જેવી સઝા એઓને લાયક હતી તેવી મળી ચૂકી છે-માટે હવે ખૂનરેઝી કરવાથી હાથ ખેંચવો.

કયકાઊસે રૂસ્તમને કહ્યું-કે "ઓ મુબારક પગલેના અકલમંદ પેહલવાન!

હવે આપણને એક વિચારવંત અને ગંભીર માણસ જોઇયે-કે જે ૨૭૧ ધીરજ અને ઉતાવળ કરવાની જગ્યા સમજતો હોય.

તે માઝંદરાનના સરદારની નઝદીક જાય-અને તેને બધી વાતથી વાકેફ કરી બીહવડાવી મારે."

તે સાંભળી ઝાલનો બેટો તથા બીજા તેની સાથના બુઝોર્ગો ખુશહાલ થયા.

## નામએ કાઊસ્ બશાહે માઝન્દરાન્.

દેગરૂ રૂઝ કીન ગુમ્બદે તીઝ ગરૂદ
બેગુસ્તરૂદ બરૂ ચરૂખ દીબાએ ઝરૂદ
યકી નામએ બરૂ હરીરે સફેદ
બફ્ અન્દરૂન ચન્દ બીમો ઉમીદ
દબીરે ખેરદમન્દ બેન્વેશ્ત ખૂબ
પદીદ આવરીદ અન્દરાન ઝેશ્તો ખૂબ
નુખોસ્ત આફ્રીન કરૂદ બરૂ દાદગરૂ
કઝૂ ગશ્ત પયદા બગીતી હોનરૂ
ખેરદ દાદો ગરૂદાન સેપેહરૂ આફ્રીદ
દુરોશ્તીઓ નુન્દીઓ મેહરૂ આફ્રીદ
બનીકો બબદ દાદ મા દસ્તગાહ્
ખોદાવન્દે ગરૂદન્દહ્ ખુરૂશીદો માહ્

## માઝંદરાનના પાદશાહ ઉપર કાઊસનું નામુ.

બીજે દિવસે જ્યારે આ શેતાબ ચાલનારા ગુમ્બઝે (સૂરજે)-આસ્માન ઉપર પીળાં રેશમી કપડાં પાંથર્યાં (સહવાર પડી),

ત્યારે એક નામુ સફેદ રેશમી કપડાં ઉપર (લખ્યું)-જેની અંદર કેટલીક ધાસ્તી અને આશા દેખાડી.

અકલમંદ લખનારે અચ્છું લખ્યું-તેની અંદર નરમ અને ગરમ બેઉ લખ્યું.

પહેલાં દાદગરની સેતાયેશ કીધી-કે "જેનાથી દુન્યામાં હોનર ઝાહેર થયો (છે).

જેણે અકલ આપી અને ફરતો આસ્માન પેદા કીધો છે-જેણે સખ્તી, ઝુલમ અને મોહબત પેદા કીધાં છે.

જેણે આપણને ભલું અને બૂરૂં કરવાનો એખતેયાર આપ્યો છે-જે ફરતા સૂર્ય અને ચંદ્રનો સાહેબ (છે)."

હેમરૂ ગોફ્તુ ઝીન નામએ બાફ્રીન
ઝે કાઊસે કય શાહે ઈરાન ઝમીન
૨૭૨ બનઝ્દે સેપહ્દારે માઝન્દરાન
કે બા દીવે જાદૂ બુવદ્ હમઝબાન
બેદાન અય ગેરેફ્તારે બન્દે ઘુરૂરૂ
કે ઈનસ્ત રસ્મે સરાએ સુરૂરૂ
કે ગરૂ દાદ્ગરૂ બાશીઓ પાકદીન
ઝે હરૂ કસ નેયાબી જોઝઝ્ આફ્રીન
વગરૂ બદ્નેહાન બાશીઓ બદ્કુનેશ
ઝે ચર્ખે બુલન્દ્ આયદશ સરૂઝન્શ
જહાનદારૂ ગરૂ દાદ્ગરૂ બાશદી
ઝે ફર્માને ઊ કય ગોઝરૂ બાશદી
સઝાએ ગોનહ્ બીન કે યઝ્દાન ચેકરૂદ
ઝે દીવો ઝે જાદૂ બરૂઆવરૂદ ગરૂદ
કુનૂન ગરૂ શુદી આગહ્ અઝ્ રૂઝ્ગારૂ
રવાનો ખેરદ્ બૂદત આમૂઝ્ગારૂ
હમાનજા બેમાન તાજે માઝન્દરાન
બદીન બારૂગાહ આઈ ચૂન કેહ્તરાન
ચુ બા જન્ગે રોસ્તમ નદારી તો તાવ
બેદેહ્ બાઝો નાચારૂ બોગ્ઝારૂ સાવ
અગરૂ ગાહે માઝન્દરાન બાયદત
મગરૂ ઝીન નેશાન રાહ્ બેકુશાયદત
૨૭૩ વગરૂનહ્ ચુ અર્ઝંગો દીવે સપીદ
દેલત કરૂદ્ બાયદ્ ઝે જાન નાઉમીદ
નદાની ચુ રોસ્તમ કુનદ્ રાએ જન્ગ
ઝે તીઘશ બદર્યા બેસૂઝદ્ નેહન્ગ
ચુ નામહ્ બસરૂ બોરૂદ્ ફરૂખ દબીરૂ
નેહાદ્ અઝ્ બરશ મોહ્રે મુશ્કો અબીરૂ
બેખાન્દ્ આન ઝમાન શાહ્ ફર્હાદરા
ગેરાયન્દએ ગોર્ઝે પૂલાદરા
ગુઝીને બુઝોર્ગાને ઈન શહરૂ બૂદ
ઝે પયગારીઓ રન્જ બીબહ્રૂ બૂદ
બદૂ ગોફ્ત કીન નામએ પન્દમન્દ
બેબરૂ નઝ્દે આન દીવે જસ્તહ્ ઝે બન્દ
ચુ અઝ્ શાહ્ બેશ્નીદ ફર્હાદે ગોરૂદ
ઝમીનરા બેબૂસીદો નામહ્ બેબોરૂદ
બશહ્રી કુજા નરૂમપાયાન બુદન્દ
સવારાને પૂલાદ્ખાયાન બુદન્દ
કસીરા કે બીની તો પાય અઝ્ દોવાલ
લકબ્શાન ચુનીન બૂદ બેસ્યારૂ સાલ
બદાન શહરૂ બુદ્ શાહે માઝન્દરાન
હમાન જા દેલીરાનો ગુન્દાવરાન
૨૭૪ યકીરા ફેરેસ્તાદ ફર્હાદ પીશ
વરા કરૂદ્ આગહ્ ઝે કિર્દારે ખીશ
ચુ બેશ્નીદ કઝ્ નઝ્દે કાઊસે શાહ્
ફેરેસ્તાદઈ બા હોશ આમદ્ ઝે રાહ્
પઝીરહ્ શુદનરા સેપાહી ગરાન
દેલીરાનો શીરાને માઝન્દરાન
ઝે લશ્કરૂ યકાયક્ હમહ્ બરૂગુઝીદ
અઝીશાન હોનરૂ ખાસ્ત કાયદ્ પદીદ

પછી લખ્યું કે "આ મુબારક નામુ ઈરાન ઝમીનના પાદશાહ કય કાઊસ તરફથી

માઝંદરાનના સરદાર ઉપર છે–કે જે જાદૂગર દેવ સાથે એકમત થઈ રહે છે.

ઓ મગરૂરીના બંદમાં ફસી પડેલા! તું જાણ કે આ ખુશીની દુન્યાની એજ રીતી છે,

કે જો તું ઈન્સાફી અને પાકદીનનો હશે-તો તું દરેક શખ્સથી તારીફ સિવાય બીજું કશું જોશે નહીં.

પણ જો તું બૂરાં દિલનો અને બૂરાં કરતૂકનો હશે-તો બુલંદ આસ્માન ઉપરથી તારા ઉપર લઅનત પડશે

જ્યારે ખોદા ઈન્સાફીજ છે–ત્યારે તેના કાયદાઓનો અનાદર શું કામ થવો જોઈયે?

તું જો કે ખોદાએ ગુનાહની સઝા શું કીધી (છે)?–દેવ અને જાદૂગરની ધૂળ કાઢી નાખી (છે).

હવે જો તેં જાણ્યું હોય કે તે લોકોની શું દશા થઈ, અને અકલ અને નેક વિચાર તારા શીખવનારા થયા હોય,

તો માઝંદરાનનું તાજ ત્યાંજ મૂકીને-અમારા બીજા તાબેદારોની પમે આ શાહી દરબારમાં હાજર થા,

અને જ્યારે તું રૂસ્તમ સાથ લડવાની તાકાત ધરાવતો નથી–ત્યારે અમો જે કાંઈ કર અને ખંડણી માગ્યે તે અદા કર.

અગર તને માઝંદરાનનું તખ્ત જોઈતું હોય-તો એમ કીધાથી કદાચ તું તે મેળવી શકયે;

નહીં તો અર્ઝંગ અને સફેદ દેવની માફક–તારે પણ જીવવાથી નાઉમેદ થવું જોઈયે.

તું જાણતો નથી કે જ્યારે રૂસ્તમ લડાઇનો વિચાર કરે છે-ત્યારે તેની તલવારથી દર્યામાં મગરમચ્છ બળે છે."

જ્યારે મુબારક લખનારે નામુ પુરૂં કીધું–અને તેના ઉપર કસ્તુરી અને અબીરની મોહર કીધી,

ત્યારે પાદશાહે લોઢાંના ગોર્ઝની ખાહેશ કરનારા ફર્હાદને બોલાવ્યો.

જે આ શેહરના બુઝોર્ગોનો પસંદ કીધેલો હતો–અને જેણે લડાઈ અને સખ્તીમાં ભાગ લીધો ન હતો.

તેને કહ્યું કે "આ મારૂં શીખામણ ભરેલું નામુ તું પેલા બંદમાંથી છૂટી ગયેલા દેવની નઝદીક લઈજા."

જ્યારે પાદશાહથી પેહલવાન ફર્હાદે આ સાંભળ્યું–ત્યારે તેણે ઝમીનને બોસા દીધા અને નામુ લઈ ગયો.

તે ત્યાંથી "નર્મપાય"ના મુલકમાં આવ્યો–જ્યાં બહાદુર સવારો વસ્તા હતા.

કારણકે ત્યાંના લોકો પગે ચામડાં બાંધી રાખતા હતા-તેથી તેઓનો આ લકબ (નર્મપાય) ઘણા વર્ષો સુધી રહ્યો હતો.

તેજ શેહરમાં માઝંદરાનનો પાદશાહ રહેતો હતો–અને જ્યાં દેલીરો અને પેહલવાનોબી હતા.

ફર્હાદે એક જણાને આગળથી મોકલ્યો–અને પોતાના આવ્યાની તથા પોતાના કામની તેને ખબર કરી.

જ્યારે તેણે સાંભળ્યું કે પાદશાહ કાઊસની તરફથી એક ડાહ્યો એલચી આવ્યો છે,

ત્યારે તેને લેવા જવા માટે માઝંદરાની સિંહો અને દેલીરોનું એક ભારી લશ્કર મોકલ્યું.

તેણે એવાં માણસો ચુંટી કાઢયાં-કે જેઓ પોતાની મર્દાનગી દેખાડી શકે.

ચુનીન્ ગોફ્‌ત કેમરૂઝ મર્દાનગી
જુદા કરૂદ બાયદ ઝે દીવાનગી
હમહ્ શાહો રસ્મે પલન્ગ્ આવરીદ
સરે હુશમન્દાન્ બચન્ગ્ આવરીદ
ચુનાન્ ચૂન્ ફેરેસ્તાદહ્ પેઅ્માન્ શવદ
ઝે દીદારે તાન્ સખ્ત તર્સાન્ શવદ
પઝીરહ્ શુદન્દશ પુરઅ્ ચીન્ બરૂય
સોખુનહા નરફ્‌ત ઈચ બરૂ આરૂઝૂય
ચુ રફ્‌તન્દ નઝદીકે ફર્હાદ ગોરૂદ
અઝાન્ નામદારાને બા દસ્તબોરૂદ
યકી દસ્ત બેગ્રેફ્‌તો બેફ્‌શારૂદશ
પયો ઉસ્તુખાન્હા બેયાઝારૂદશ
નગશ્ત ઈચ ફર્હાદરા રૂએ ઝરૂદ
નેયામદ બરૂ રન્ગો બન્દી ઝે દરૂદ
બેબોરૂદન્દ ફર્હાદરા નઝદે શાહ્
ઝે કાઊસ પુર્સીદો અઝ્ રન્જે રાહ્
પસ આન્ નામહ્ બેન્હાદ પીશે દબીર્
મયો મોશ્ક્ બુદ રીખ્તહ્ બર હરીર્
મરાન્ નામહ્ બરૂખાન્દ મૂબદ બરૂય
બેપીચીદ અઝાન્ નામહ્ પર્ખાશજૂય
ચુ આગહ્ શુદ અઝ્ રોસ્તમો કારે દીવ
પુરઅ્ ખૂન્ શુદશ ચશ્મો દેલ પુર્ ઘેરીવ
બદેલ ગોફ્‌ત પેન્હાન શવદ આફ્‌તાબ્
શબ્ આયદ બુવદ ગાહે આરામો ખાબ્
ઝે રોસ્તમ નખાહદ જહાન્ આર્મીદ
નખાહદ શુદન્ નામે ઊ નાપદીદ
ઘમીન્ શુદ ઝે અર્ઝન્ગો દીવે સપીદ
કે શુદ કોશ્તહ્ પૂલાદે ઘન્દીઓ બીદ

અને તેઓને કહ્યું કે "આજે તે દહાડો આવ્યો છે-કે જ્યારે માણસ અને દેવમાં શું અંતર છે તે દેખાડવો જોઇયે.

માટે તમો સઘળા ચિત્તાની લઢણ ધારણ કરજો-અને અકલમંદોના સરદારને ફાંદામાં લાવજો.

જેથી તે એલચીને પસ્તાવો થાય-અને તે તમોને જોઇનેજ બીહ ધ્રુજી જાય."

તેઓ ઘુસ્સા ભરેલા તેની સામે ગયા-પણ તેઓની મકસદ કાંઈ ફળી નહીં.

જ્યારે તેઓ પેહલવાન ફર્હાદની પાસે આવ્યા-ત્યારે દેલીરી સાથના તે નામદારોમાંથી,

એકે તેનો હાથ પકડયો અને દાબ્યો-તેના શરીર અને હાડકાંઓ(ને) દુઃખવ્યાં.

પણ ફર્હાદનો ચેહરો કોઈબી રીતે બદલાયો નહીં-તેને કશી પણ તકલીફ લાગીજ નહીં. ૨૭૫

પછી તેઓ ફર્હાદને પાદશાહની નઝદીક લઈ ગયા-તેણે કાઊસ અને મુસાફરીની તકલીફ વિષે પૂછ્યું.

પછી તે નામુ મુન્શી આગળ મૂકયું-( તે ) રેશમી કપડાં ( નામા ) ઉપર ગોલાબ અને કસ્તુરી છાંટેલાં હતાં.

તે નામુ તેની આગળ દાનાએ વાંચ્યું-જે સાંભળી તે લડાયક મરોડાયો.

જ્યારે રૂસ્તમ અને દેવની હકીકતથી તે વાકેફ થયો-ત્યારે તેની આંખોમાં લોહી ખાઈ આવ્યું તેનું હૈયું ધડકયું,

અને તે દિલ સાથ બોલ્યો ( કે ) "સૂરજ અસ્ત પામ્યો-રાત પડી અને ખાબનો વખત આવ્યો.

તોપણ રૂસ્તમ આસાયેશ લેવા દેવાનો નથી-તેનું નામ કાંઈ હસ્તીથી ગુમ થવાનું નથી."

વળી તે ઘમગીન થયો કે "અર્ઝંગ, સફેદ દેવ, ઘંદીનો પોલાદ અને બીદ માર્યા ગયા.

## પાસોખ્ નામએ કાઊસ્ અઝ્ શાહે માઝન્દરાન્.

ચુ આન્ નામએ શાહ્ યકસર્ બેખાન્દ
દો દીદહ્ બખૂને દેલ અન્દર્ નેશાન્દ
સે રૂઝશ હમીદાશ્ત મેહ્માને ખીશ
બરે સર્ફરાઝાનો યારાને ખીશ
બરૂઝે ચહારોમ બદ્ ગોફ્‌ત રવ
બનઝ્દીકે આન્ બીખબર્ શાહે નવ
ચુનીન્ ગૂય પાસોખ બકાઊસે કય
કે દર્ જામ તીઝસ્ત બી આબ્ મય
તો દર્ કાર્ તુન્દી નદાની કે મન્
બરૂઆવરૂદહ્ અમ સર્ ઝે હર્ અન્જોમન્
મન્ આનમ કે ગૂઈ બરો બૂમો ગાહ્
રહા કુન બેયા સૂએ ઈન બારૂગાહ્
મરા પાદશાહી કે તૂ બર્તરસ્ત
હઝારાન્ હઝારમ ફુઝૂન્ લશ્કરસ્ત

## માઝંદરાનના પાદશાહ તરફથી કાઊસનાં નામાનો જવાબ.

જ્યારે પાદશાહનું નામુ સઘળું વંચાઈ રહ્યું-ત્યારે તે ઘણોજ ઘમગીન થયો.

તેણે તેને ( ફર્હાદને ) પોતાના દોસ્તો અને સરફરાઝોની પાસે ત્રણ દહાડા મેહમાન રાખ્યો.

ચોથે દહાડે તેને કહ્યું ( કે ) "તું તે નાદાન નવા પાદશાહની નઝદીક જા. ૨૭૬

તું જઈ પાદશાહ કાઊસને કહે-કે પાણી ભેળ્યા વગરનો દારૂ પીધામાં ઘણો તેઝ લાગે છે. (યાને તું દારૂ મિસાલ તેઝ છે પણ તને અનુભવ કાંઈ નથી)

તું ઉલ્લડાઇને સબબે જાણતો નથી કે હું-સર્વથી વધારે નામીચો છું.

તું મને શું સમજે છે કે તેં કહેવાડયું કે પોતાનો મુલક અને તખ્ત, છોડી આ દરગાહની તરફ આવ ?

મારી પાદશાહી તારી પાદશાહી કરતાં વધારે ઊંચી છે-મારૂં લશ્કર હઝારો હઝાર(થી) વધારે છે.

બહર જા કે દર જન્ગ્ બેન્હન્દ રૂય
નમાનન્દ સન્ગો ન રન્ગો ન બૂય
ચુ સન્જહ સવારમ્ હો સદ નીઝ્ હસ્ત
કે દર જન્ગ્ ગીરન્દ શાહરા બદસ્ત
અગર મન્ કુનમ્ રાએ આવરદગાહ
નદાની તો ખુદ બાઝ્ માહી ઝે માહ
હમાના તોરા ઝેન્દગાની નમાન્દ
ઝમાનત્ ઝે ઈરાન્ બઈન્ મરઝ રાન્દ
બરૂઆરાએ કારો મયાસાએ હીચ
કે મન્ રઝ્મરા કરદ ખાહમ પસીચ
૨૭૭ બેયારમ ચકી લશ્કરી શીરફશ
બરારમ શુમારા સર્ અઝ્ ખાબે ખશ
ઝે પીલાને જન્ગી હઝારો દોચીસ્ત
કે દર બારગાહે તો યક પીલ નીસ્ત
અઝ્ ઇરાન્ બરારમ ચકી તીરહ ખાક
બુલન્દી નદાનન્દ બાઝ્ અઝ્ મધાક
ચુ બેશ્નીદ ફર્હાદ અઝ્ દાવરી
બુલન્દીઓ તુન્દીઓ ગુન્દાવરી
બેકૂશીદ તા પાસોખે નામહ ચાકૂત
એનાન્ સૂએ સાલારે ઈરાન્ શેતાફૂત
બેયામદ બેગોફ્ત આન્ચે દીદો શનીદ
હમહ પરદએ રાઝહા બરદરીદ
ચુનીન્ ગોફ્ત કૂ ઝાસ્માન બરતરસ્ત
કે રાયશ બરઝ્મો બકીન અન્દરસ્ત
ઝે ગોફ્તારે મન્ સર્ બેપીચીદ નીઝ્
જહાન્ પીશે ચશ્મશ નેયર્ઝદ બચીઝ્
જહાન્દાર મર પહલવાન્રા બેખાન્દ
હમહ ગોફ્તે ફર્હાદ બા ઊ બેરાન્દ
બેપીચીદ અઝીન્ ગોફ્તહ રોસ્તમ ચનાન્
કે હર મૂએ બર તન્ શુદશ ચૂન સનાન્
૨૭૮ ચુનીન્ ગોફ્ત કાઊસરા પીલતન્
કઝીન્ નન્ગ્ બેગ્ઝારમ ઈન્ અન્જોમન્
મરા બોરદ બાયદ સોચી ઊ પયામ
કે મન્ બરકશમ તીઘે તીઝ અઝ્ નેયામ
ચકી નામહ બાયદ ચુ બુરન્દહ તીઘ
પયામી બકેર્દારે ગુરરન્દહ મીઘ
શવમ ચૂન ફેરેસ્તાદઈ નઝ્દે ઊય
બગોફ્તાર ખૂન અન્દર આરમ બજૂય
બપાસોખ ચુનીન્ ગોફ્ત કાઊસે શાહ
કે અઝ્ તુ ફેરૂઝદ નગીનો કોલાહ
પયમ્બર તોઈ હમ તો પીલે દલીર
બહર કીનઈ બર સરઅફ્રાઝ્ શીર

જે તરફ કે તેઓ લડાઈમાં ઉતરે છે-તે તરફ એક તણખલું પણ રહેવા દેતા નથી.

સન્જેહ જેવા મારી પાસે બસો સવાર છે-જેઓ પાદશાહને હાથો હાથ પકડી લેશે.

જો હું લડાઈ કરવાનો વિચાર કરૂં-તો તું માહી કે માહ ( માછલી કે ચાંદ ) કશું ઓળખી શકે નહીં.

હું ધારૂંચ કે તારી ઝિંદગી બાકી નથી રહી. તારૂં મોતજ તને ઈરાનથી આ મુલકમાં લાવ્યું છે.

હવે તું તૈયારી કર અને કાંઈ પણ ઢીલ ના કરતો-કારણકે તેં લડાઇનો ઈરાદો કીધો છે.

હું એક સિંહની મિસાલનું લશ્કર લાવીશ-અને મીઠી ઊંઘથી તમો લોકને જગાડીશ.

મારી પાસે બારસો લડાયક હાથી છે-જ્યારે તારી દરબારમાં એક પણ નથી.

હવે હું ઈરાનને પાયમાલ કરી નાખીશ-બધા પહાડ અને ખોહ સરખા કરી નાખીશ."

જ્યારે ફર્હાદે તેની તુંદી, તેનો તુચ્છકાર, તેની મધરૂબી જોઈ,

ત્યારે તે નામાનો જવાબ મેળવવા માટે અધીરો પડયો-અને તે લઈ ઈરાનના સરદારની તરફ ચાલ્યો.

તે આવ્યો ( અને ) જે કાંઈ જોયું અને સાંભળ્યું હતું તે કહ્યું-તેના બધા ભેદનો પર્દો ખોલ્યો.

તે બોલ્યો કે " તે પાદશાહ તો આસ્માનથીબી વધારે ઊંચો છે-અને તેના વિચારો કાંઈ થોડા ઊંચા નથી કારણકે તેનો ખેયાલ લડાઈ અને કીનામાંજ છે.

તેણે મારી વાત પણ માની નહીં-તેને મનસે દુન્યા કોઈ ચીઝ નથી."

તુરત પાદશાહે પેહલવાન રૂસ્તમને બોલાવ્યો-અને ફર્હાદનું સઘળું કહેલું તેને કહ્યું.

તે સાંભળી રૂસ્તમ એવો તો ગુસ્સે થયો-કે તેના શરીરનો એકેક બાલ ભાલાની મિસાલ ઉભો થયો.

તેણે કાઊસને કહ્યું-કે " આપણા ટોળાને હું નામોશીથી છોડવીશ.

મારે હવે એ નામાનો જવાબ લઈ જવો જોઇયે-જેથી હું ત્યાં મારી તલવાર કાઢી શકું.

હવે એક નામુ તલવારની ધાર જેવું લખાવું જોઇયે-જેમાં પયગામ પોકારનારાં વાદળની મિસાલ હોવો જોઇયે.

હું તેની પાસે કાસેદ બનીને જઈશ-અને મારા બોલવાથી લોહીની નદી વહેતી કરીશ "

પાદશાહ કાઊસે જવાબ દીધો-કે " તારેથીજ શાહી મોહર અને તાજને પ્રકાશ મળે છે.

તુંજ કાસેદબી છે અને દેલીર હાથીબી છે-તેમજ વળી લડાઈનાં મયદાનનો વિકાળ સિંહ પણ છે."

## નામહ્ ફેરેસ્તાદને કાઊસ્ નઝ્દે શાહે માઝન્દરાન્ બદસ્તે રોસ્તમ્.

બેફરમૂદ તા રફ્ત પીશશ દબીર્
સરે ખામહ્‌રા કરૂદ પયકાને તીર્
પસઝ આફ્રીને જહાન્આફ્રીન્
ચુનીન્ ગોફ્ત કય ગશ્તહ્ અઝ રાહે દીન્
બગીતી સુખુન ગોફ્તને નાબકાર્
ન ખૂબ્ આયદ અઝ મરૂદુમે હુશયાર્
અગર્ સર્ કુની ઝી: ફ્રુઝૂની તહી
બફરમાન્ ગર્ આઈ બસાને રહી
નસાઝી હમી કેશ્વરે ખુદ ખરાબ્
સેપારી બમન બાજ બાકીને તાબ્
બેમાની બમાઝન્દરાન્ શાહ્માન્
કે રોસ્તમ બેયાબી રહાઈ કે જાન્
વગર્નહ્ બજન્ગે તો લશ્કર્ કશમ
કે દર્યાં બદર્યાં સેપહ્ બરૂકશમ
કે ખૂન્ જૂઈ રાનમ બમાઝન્દરાન્
બખાક્ અન્દર્ આરમ સરે સર્વરાન્
રવાને બદ્ અન્દીશ દીવે સપીદ
દેહદ કરૂગસાન્રા બમઘ્ઝત નવીદ
વદીગર્ ચે હાજત મરા બા કસસ્ત
કઝીન્ રઝ્મ રોસ્તમ શુમારા બસસ્ત
ચુ આહન્ગે મયદાન્ કુનદ દર્ નબરૂદ
સરે નરૂરહ્ દીવાન્ દર્ આરદ બગરૂદ
બમર્દીએ ઊ દર્ જહાન્ મરૂદ નીસ્ત
બગીતી કસ ઊરા હમઆવરૂદ નીસ્ત
ચુ આયદ બમયદાન્ ચલે કીનહ્સાઝ
નદાનન્દ દીગર્ નેશીબ્ અઝ્ ફરાઝ
કે ઊ પહ્‌લવાનસ્ત દર્ રૂઝે જન્ગ્
બેદરૂરદ દેલે શીરો ચર્મે પલન્ગ્
ચુ નામહ્ બમોહ્‌ર્ અન્દર્ આવરૂદ શાહ્
જહાન્જૂય રોસ્તમ બેપયમૂદ રાહ્
બઝીન્ અન્દર્ અફ્ગન્દ ગોર્ઝે ગરાન્
ચુ આમદ બનઝ્દીકે માઝન્દરાન્
બશાહ્ આગહી શુદ કે કાઊસે કય
ફેરેસ્તાદહો નામહ્ અફ્ગન્દહ પય
ફેરેસ્તાદઈ ચૂન્ હેઝબ્રે દેઝમ
કમન્દી બફેત્રાક્ બર્ શસ્ત ખમ
બઝીર્ અન્દરશ બારએ ગામઝન્
ચકી કોન્દહ્ પીલસ્ત ગૂઈ બતન્
ચુ ફ્રુહી રવાનસ્ત આન્ નામદાર્
તો ગોફ્તી કે શીરસ્ત ગાહે શેકાર્
ચુ બેશ્નીદ સાલારે માઝન્દરાન્
કે લશ્કર્ ગુઝીન્ કરૂદ ચન્દીન્ સરાન્
બેફરમૂદ તા બા તબીરહ્ શુદન્દ
હેઝબ્રે બેયાનરા પઝીરહ્ શુદન્દ

## માઝંદરાનના પાદશાહની નઝદીક કાઊસનું નામુ મોકલવું અને રૂસ્તમનું તે નામુ લઈ જવું.

તેણે હોકમ કીધો જેથી નવીસંદો તેની આગળ ગયો-તેણે અણી-ચાળા તીરની કલમ બનાવી,

અને દુન્યાને પેદા કરનારની સેતાયેશ પછી-લખ્યું કે "એ દીનની રાહ રસ્મથી ફરેલા !

દુન્યામાં નાલાયક સખુન બોલવા, (તે) બુદ્ધીમાન મર્દને લાયક નથી.

જો આ બેહુદો વિચાર તારા માથાંમાંથી દૂર કરી-નોકરની માફક મારો હોકમ માનશે,

પોતાનાં મુલકને ખરાબ નહીં કરતાં-વગર લડાઇએ ખંડણી આપવાનું કબુલ કરશે, ૨૭૫

તો તું માઝંદરાનમાં ખુશીથી રહેશે-અને રૂસ્તમ તને જીવતદાન બખ્શેશ કરશે.

નહીં તો હું તારી ઉપર ચઢાઈ કરીશ-અને એક દર્યાથી બીજા દર્યા સુધી લશ્કર ફેલાવીશ.

માઝંદરાનમાં લોહીની નદી વહેતી કરીશ અને સરદારોનાં સર ખાકમાં મેળવી દઈશ.

અને ત્યારે બૂરી મનશ્નીના સફેદ દેવનું રવાન-ગીધોને તારા મઘઝની વધાઈ આપશે.

વળી મને એમાં બીજા કોઈની ઝરૂરજ શું છે ?-એક રૂસ્તમજ તમો માટે ઘણો છે.

જ્યારે તે લડાઈમાં ઉતરે છે-ત્યારે નર દેવોનાં સર ખાકમાં નાખે છે.

તેના જેવો બહાદુર દુન્યામાં બીજો કોઈ નથી-જેહાનમાં કોઈ તેનો હરીફ નથી.

જ્યારે તે કીનો લેનાર પેહલવાન મયદાનમાં આવે (છે)-ત્યારે કોઇને ઊંચાં નીચાંનું ભાન રહેતું નથી.

કારણકે તે એવો પેહલવાન છે કે જે લડાઈમાં-સિંહનું દિલ અને વાઘનું ચાંમડું ચીરી કાઢે છે."

જ્યારે નામા ઉપર પાદશાહે મોહર કીધી-ત્યારે જેહાનજોય રૂસ્તમે ચાલવા માંડ્યું. ૨૮૦

તેણે ઝીન ઉપર ભારી ગોર્ઝ મૂકયો-અને જ્યારે તે માઝંદરાનની નઝદીક આવ્યો,

ત્યારે પાદશાહને ખબર થઈ કે "કયકાઊસે-ફરીથી કાસેદ અને પયઘામ મોકલ્યો છે.

તે કાસેદ મસ્ત ચિત્તાની મિશાલનો (છે)-(તેના) શિકારબંદ ઉપર સાઠ પેચની કમંદ (છે).

તેની સવારીમાં તેઝ ચાલનો એક ઘોડો (છે)-જે શરીરે જાણે એક મસ્ત હાથીજ છે.

તે નામદાર જાણે એક ચાલતો પહાડજ છે-ગોયા શિકારના વખતનો સિંહ છે."

જ્યારે માઝંદરાનના સરદારે એ સાંભળ્યું-ત્યારે તેણે લશ્કરમાંથી કેટલાક સરદારોને ચુંટી કાઢયા.

તેણે હોકમ કીધો જેથી તેઓ નગારાં સાથ તે છેડાયલા સિંહને એસ્તેકબાલ ગયા.

બરૂ આરાસ્તહ્ લશ્કરી ચૂન્ બહારૂ
બેરફૂતન્દ નઝ્દીકે આન્ નામદારૂ
ચુ ચશ્મે તહમ્તન્ બદીશાન્ રસીદ
બરહ્ બરૂ દરખ્તી ગશન્ શાખ દીદ
૨૮૧ ગેરેફૂતશ હમન્ગહ્ દો શાખે દરખ્ત
બે તુન્દી મરૂ આન્રા બેપીચીદ સખ્ત
દરખ્ત અઝ્ બુનો બીખ બરૂકન્દ ઝૂદ
કે ઊરા બતન્ બરૂ ઝેયાની નબૂદ
બેકન્દો ચુ ઝૂબીન્ બકફ્ દરૂગેરેફૂત
બેમાન્દન્દ લશ્કરૂ હમહ્ દરૂ શેગેફૂત
બેયન્દાખ્ત ચૂન્ નઝ્દે ઈશાન્ રસીદ
સવારાન્ બસી ઝીરે શાખ આવરીદ
યકી અઝ્ બુઝોર્ગાને માઝન્દરાન્
કુજા ઊ બુદી પીશરવ બરૂ સરાન્
યકી દસ્ત બેગ્રેફૂતો બેફૂશારૂદશ
હમી આઝ્મૂનરા બેયાઝારૂદશ
બખન્દીદ અઝ્ રોસ્તમે પીલતન્
શુદહ્ ખીરહ્ ઝ્ ચશ્મે આન્ અન્જોમન્
બદાન્ ખન્દહ્ અન્દરૂ બેયફૂશારૂદ ચન્ગ્
બેબોરૂદશ રગ્ અઝ્ દસ્તો અઝ્ રૂએ રન્ગ્
બેશુદ હૂશ અઝાન્ મરૂદે ઝૂરઆઝ્માય
ઝે બાલાએ અસ્પ અન્દરૂ આમદ બપાય
યકી શુદ બરે શાહે માઝન્દરાન્
બેગોફૂત આનચે દીદ અઝ્ કરાન્ તા કરાન્
૨૮૨ સવારી કે નામશ કલાહૂરૂ બૂદ
કે માઝન્દરાન્ ઝ્ પુરઝ્ શૂરૂ બૂદ
બસાને પલન્ગે ઝેયાન્ ખુદ બખૂય
નકર્દી જોઝ્ અઝ્ જન્ગ્ હીચ આરઝૂય
પઝીરહ્ શુદન્રા બરે ખીશ ખાન્દ
બમર્દીશ બરૂ ચર્ખે ગરદૂન્ નેશાન્દ
બદ્ ગોફૂત પીશે ફેરેસ્તાદહ્ શવ
હોનરહા પદીદારૂ કુન્ નવ બનવ
ચુનાન્ કુન્ કે ગરદદ રોખશ પુરૂ ઝે શરૂમ
ઝે ચશ્મ અન્દરૂ આરદ બરોખ આબે ગરૂમ
બેયામદ કલાહૂર ચૂન નરૂરહ્ શીરૂ
બપીશે જહાનજૂય મરૂદે દેલીરૂ
બેપુર્સીદ પુર્સીદની ચૂન પલન્ગ્
દેઝમ રૂયો આનગહ્ બદ્ દાદ ચન્ગ્
બેયફૂશારૂદ ચન્ગે સરઅફ્રાઝ પીલ
શુદ અઝ્ દરદ ચન્ગશ બરંગે નીલ
બેપીચીદો અન્દીશહ્ ઝ્ દૂરૂ દાશ્ત
બમર્દી કે ખુરશીદ મન્શૂરૂ દાશ્ત
બેયફૂશારૂદ ચન્ગે કલાહૂરૂ સખ્ત
ફેરૂરીખ્ત નાખૂન ચુ બરગ્ અઝ્ દરખ્ત
૨૮૩ કલાહૂરૂ બા દસ્ત આવીખ્તહ્
પયો પૂસ્તે નાખૂન ફેરૂરીખ્તહ્
બેયાવર્દ બેન્મૂદ બા શાહ્ ગોફૂત
કે બરૂ ખીશતન્ દરદ નત્વાન્ નેહોફૂત
તોરા આશ્તી બેહતરૂ આયદ ઝે જન્ગ્
ફ્રાખી મકુન્ બરૂ દેલે ખીશ તન્ગ્

તેઓ બહારની માફક લશ્કર સણુગારીને–તે નામદારની નઝદીક ગયા.

જ્યારે તેહમ્તનની નઝર તેઓ ઉપર પડી–ત્યારે તેણે પાસેજ ડાળી-ઓથી ભરાયલું ઝાડ જોયું.

તેણે તેજ વખતે ઝાડની બે ડાંખળી પકડી–અને ઘોસ્સાથી તેને એવું સખ્ત મરડિયું,

કે તે ઝાડ થડમાંથી ઉખેડી કાઢ્યું–અને તેહમ્તનને કશી પણ ઈઝા થઈ નહીં.

તેને ઉખેડીને હાથમાં નેઝાની માફક પકડયું–જે જોઈ તમામ લશ્કર અજબ રહ્યું.

અને જ્યારે તેઓની નઝદીક આવ્યો ત્યારે તેઓ તરફ ફેંક્યું-જેથી કેટલાક સવારો ડાળ નીચે ઢંકાઈ ગયા.

માઝંદરાનના બુઝોર્ગોમાંથી એક–કે જે તે સરદારોનો સરદાર હતો,

તેણે રૂસ્તમનો એક હાથ પકડયો અને તેનું કૌવત અઝમાવી જોવાના વિચારે ઝોરથી દાબ્યો.

એ જોઈ પીલતન રૂસ્તમ હસ્યો–અને તેથી પેલું લશ્કર અજબ થયું.

પછી હસતાં હસતાં રૂસ્તમે તેનો હાથ દાબ્યો–જેથી તેનાં હાથની નસ તુટી ગઈ અને ચેહરાનો રંગ ઉડી ગયો.

પેલો ઝોર અઝમાવનારો ધાફેલ થઈ ગયો–અને ઘોડા ઉપરથી નીચે પડયો.

એ જોઈ તેઓમાંથી એક જણ માઝંદરાનના પાદશાહની આગળ ગયો–અને સઘળું જે કાંઈ જોયું હતું તે કહ્યું.

એક સવાર જેનું નામ કલાહૂર હતું-અને જે માઝંદરાનમાં ઘણો વખણાયલો હતો.

જે ખસલતમાં મસ્ત ચિત્તાની મિસાલનો હતો–અને લડાઈ સિવાય બીજા કશાની પણ ખાહેશ નહીં કરતો હતો,

તેને પાદશાહે સામે લેવા જવા માટે પોતાની નઝદીક બોલાવ્યો, અને તેની મર્દાનગીની તારીફ કરી આસ્માને ચઢાવ્યો;

અને કહ્યું કે “ તું કાસેદની સામે જા–અને પોતાના પરાક્રમના તાઝા દાખલા તેને દેખાડ.

એવું કરજે કે જેથી તે શરમમાં પડે-અને જેથી તેની આંખોમાં આંસુ આવી જાય.”

કલાહૂર સિંહ નરની માફક જેહાનજૂય બહાદુર રૂસ્તમની આગળ આવ્યો,

અને મિઝાજથીજ ભવાં ચઢાવીને તેની ખયરઆફીયત પૂછી તેનો હાથ લીધો,

અને હાથી જેવા ( રૂસ્તમ )નો હાથ દાબ્યો–જેથી તેનો હાથ ઢીલો પડી ગયો.

તે જરા મચડાયો પણ એની કશી પણ પરવા કીધી નહીં–જાણે બહાદુરીનો પટો તેને સૂરજ તરફથી મળ્યો હતો.

પછી તેણે કલાહૂરનો હાથ એવો દાબ્યો–કે જેમ ઝાડનાં પાતરાં ખરે તે માફક તેના નખ ખરી પડયાં.

કલાહૂર પોતાનો ચુંથાઈ ગયેલો હાથ જેમાંથી નખ ખરી પડયાં હતાં તે લટકતો લઈને,

શાહ આગળ આવ્યો; તેને દેખાડયો અને બોલ્યો–કે “ હું આ દર્દ ખમી શકતો નથી.

લડાઈ કીધા કરતાં સલાહ કીધામાંજ તારે માટે ભલાઈ છે–તું જાણી જોઈને સુખમાં દુઃખ ના ઉમેર

તોરા બા ચુનીન્ પહુલવાન્ તાવ નીસ્ત
અગર્ રામ ગરૂદદ્ બેહ્ અઝ્ સાવ નીસ્ત
પઝીરીમ બર્ શહ્રે માઝન્દરાન્
બેબખ્શીમ બર્ કેહ્તરો મેહ્તરાન્
ચુનીન્ રન્જે દુશ્વાર્ આસાન્ કુનીમ
બેહ્ આયદ્ કે જાન્રા હેરાસાન્ કુનીમ
ઘમીન્ ગશ્ત બદ્ગઊહરે નાપેગાર્
ઝે ગોફ્તે કલાહુર્ બર્ ગશ્તહ્ કાર્
તહમ્તન્ બેયામદ્ હમન્દર્ ઝમાન્
બરે શાહ્ બર્સાને પીલે દમાન્
નેગહ્ કર્દ બેન્શાન્દ્ અન્દર્ખરશ
ઝે કાઊસ પુર્સીદો અઝ્ લશ્કરશ
સખુન રાન્દ્ અઝ્ રન્જો રાહે દરાઝ્
કે ચૂન રાન્દ્ અન્દર્ નેશીબો ફરાઝ્
વઝાન્ પસ બદ્ ગોફ્ત રોસ્તમ તવી
કે દારી બરો બાઝુએ પહુલવી
સપીદીવ અઝ્ તૂ હલાક્ આમદસ્ત
ઝે તૂ મર્ મરા સર્ બખાક્ આમદસ્ત
ચુનીન્ દાદ્ પાસોખ કે મન્ ચાકરમ
અગર્ ચાકરીરા ખુદ્ અન્દર્ખરમ
કુજા ઊ બુવદ્ મન્ નેયાયમ બકાર્
કે ઊ પહુલવાનસ્તો ગોર્દો સવાર્
જહાન્આફ્રીન્ તા જહાન્ આફ્રીદ્
ચુ રોસ્તમ સર્અફ્રાઝ્ નામદ્ પદીદ્
યકી કૂહ્ બાશદ્ બરઝ્મ અન્દરૂન્
અઝાન્ રખ્શો ગોર્ઝશ ચેગૂયમ કે ચૂન્
ચુ ઊ રઝ્મ સાઝદ્ ચે પાયદ્ ગોરૂહ્
કુનદ્ કૂહ્ દર્યાઓ દર્યા ચુ કૂહ્
બરઝ્મશ ચે પીલો ચે શીરો ચે દીવ
ચુ આવર્દ્ ગીરદ્ બરારદ્ ઘેરીવ
બતન્હા યકી નામવર્ લશ્કરસ્ત
પયામ્આવરીરા ન અન્દર્ખરસ્ત
વલીકેન્ મરા ઊ ફેરેસ્તાદહસ્ત
બેગૂયમ પયામી કે ઊ દાદહસ્ત
હમીગૂયદત રોસ્તમે નામદાર્
કે ગર્ બેખ્રદી તોખ્મે ઝેશ્તી મકાર્
તો બેસ્યાર્ તોખ્મે બદી કાશ્તી
રહે મર્દુમી ખાર્ બેગ્ઝાશ્તી
ચે કર્દી તો બા શાહે ઈરાન્ ઝમીન્
અબા લશ્કરો પહુલવાનાન્ ઝે કીન્
મગર્ ગૂશત અઝ્ નામે રોસ્તમ તહીસ્ત
કે ચર્ખે ફલક્ કમતરીનશ રહીસ્ત
અગર્ રોખ્સતે શાહ્ બૂદી કે મન્
બેયાયમ બનઝ્દીકે આન્ અન્જોમન્
નમીમાન્દમી ઝેન્દહ્ અઝ્ લશ્કરત
હમી બર્ સરે નીઝહ્ બૂદી સરત
બદ્ દાદ્ પસ નામવર્ નામહ્રા
પયામે જહાનજૂય ખુદ્કામહ્રા
બેગોફ્ત આન્ કે શમ્શીર્ બાર્ આવર્દ્
સરે સર્કશાન્ દર્ કેનાર્ આવર્દ્

તું એ પેહલવાનનો મુકાબલો કરી શકવાનો નથી–જો તે ખંડણી લીધાથીજ ખુશ થતો હોય તો એથી સારૂં બીજું કાંઈજ નથી.

આપણ માઝંદરાનને બચાવી રાખવા માટે તેના તાબેદાર થઇયે–અને ખંડણી નાનાં મોટાં ઉપર વેંહેંચી નાખ્યે.

અને એમ કરી આ આફતથી છૂટયે–પોતાના જીવને દુ:ખમાં નાખ્યા કરતાં તો એજ ભલું છે."

તે બદઘુન્યાદનો નાપેકાર ઊંઘે દહાડેનો કલાહૂરનું બોલવું સાંભળી દિલગીર થયો.

તેટલામાં તેહમ્તન મસ્ત હાથીની મિસાલ પાદશાહની આગળ આવ્યો.

જેને જોઇને શાહે તેને લાયકની જગા ઉપર બેસાડયો–અને કાઊસ અને લશ્કર વિષે પૂછ્યું.

વળી તેને લામ્બી મુસાફરીની તકલીફ માટે પૂછ્યું–કે "રસ્તામાં શું હાડમારી ખમવી પડી?"

અને ત્યાર પછી તેને પૂછ્યું કે "શું તુંજ રૂસ્તમ છે?–કારણકે તારી છાતી અને બાઝૂ પેહલવાની લાગે છે.

સફેદ દેવ તારે હાથેજ હલાક થયો છે–તારેથીજ મારૂં માથું નીચું પડયું છે."

તેણે જવાબ આપ્યો કે "હું તો ચાકર છું–અને તેબી, જો હું ચાકરીને લાયકનો હોઉ તો.

જ્યાં તે હોય ત્યાં હું બિલ્કુલ નકામો છું–કારણકે તે તો પેહલવાન, બહાદુર અને સવાર છે.

ખોદાતાલાએ દુન્યા પેદા કીધી ત્યારથી આજ સુધી–રૂસ્તમ જેવો સરફરાઝ પેદા થયો નથી.

લડાઈમાં તો તે એક પહાડજ છે–તેના રખ્શ અને ગોર્ઝ માટે તો હું શું કહું કે તે કેવાક છે?

કયું લશ્કર તેની સાથે લડવા ઉભુ રહી શકે?–તે પહાડનો દર્યા અને દર્યાનો પહાડ કરી નાખે છે.

જ્યારે તે લડવા ઉતરે ત્યારે કયો હાથી, સિંહ કે દેવ તેની સામે લડાઇનો પોકાર કરી શકે છે?

તે એકલોજ એક ભારી લશ્કર છે–તે કાંઈ કાસેદનું કામ કરવા લાયકનો નથી.

પણ તેણે મને મોકલેલો છે–અને જે કહેવાડયું છે તે તને કહું છું.

નામદાર રૂસ્તમે તને કહેવાડયું છે–કે અગર તું અકલ રાખતો હોય તો બુરાઈનું બી ના વાવ. ૨૮૫

તેં પુષ્કળ બદીનાં બી વાવ્યાં (છે)–તેં ઈન્સાનીયતનો માર્ગ તુચ્છકારી કાઢયો (છે).

તેં ઈરાન ઝમીનના પાદશાહ સાથ (તેમજ) તેના લશ્કર અને પેહલવાનો સાથ કીના રૂપે શું શું કીધું છે?

તેં કદાચ રૂસ્તમનું નામ, હજુ સાંભળ્યું નથી–કે જેનો આ ફરતો આસ્માન અદના જેવો નોકર છે.

અગર પાદશાહ મને તારી દરબારમાં આવી લડાઈ કરવાની પર્વાનગી આપતે,

તો હું તારાં લશ્કરમાંથી એકને જીવતો રાખતે નહીં–અને તારૂં પોતાનું માથું નેઝાની નોક ઉપર હતે."

એટલું કહી તે નામવરે નામુ આપ્યું–જેમાં આપખુદી ભરેલો પાદશાહનો સંદેસો હતો.

અને બોલ્યો કે "તલવારને ફળ લાગશે–અને તેના ખોળામાં સરદારોનાં માથાં પડશે."

ચુ બેશનીદ પયધામો નામહ બેખાન્દ
દેઝમ ગશ્તો અન્દર્ શેગેફ્તી બેમાન્દ
બરોસ્તમ ચુનીન્ ગોફ્ત કીન્ જોસ્તજૂય
ચે બાયદ હમી ખીરહ વીન્ ગોફ્તગૂય

૨૮૬ બેગૂયશ કે સાલારે ઈરાન્ તોઈ
અગર્ચેહ હેલો ચન્ગે શીરાન્ તોઈ
મનમ શાહે માઝન્દરાન્ બા સેપાહ
બર્ અવરન્ગે ઝરીનો બર્ સર્ કોલાહ
મરા બીહુદહ ખાન્દન્ પીશે ખીશ
ન રાહે કયાન્ બાશદો રસ્મો કીશ
બર્અન્દીશો તખ્તે બુઝોર્ગાન્ મજૂય
કઝીન્ દર્ તોરા ખારી આયદ બરૂય
શોવી શાહરે ઈરાન્ બેગર્દાન્ અનાન્
વગર્નહ બરારદ ઝમાનત સનાન્
અગર્ બા સેપહ મન્ બેજુમ્બમ ઝે જાય
તો પયદા નબીની સરતરા ઝે પાય
તો ઉફ્તાદઈ બીગુમાન્ દર્ ગમાન્
ચકી રાએ પીશ આરો બેફ્કન્ કમાન્
ચુ મન્ તન્ગ્ રૂ અન્દર્ આરમ બરૂય
સર્આયદ તોરા તીઝીઓ ગોફ્તગૂય
ઝે મન્ નીઝ બર્ પીશે રોસ્તમ પયામ
બેગૂયશ કે અય પહલવે નીકનામ
ચે ચીઝત ઝે કાઊસે કય ખહ રસદ
અગર્ જૂ બુવદ યક્ ઝે મન્ સદ્ રસદ

૨૮૭ મેયાને ચલાન્ સર્ફરાઝત કુનમ
ઝે સીમો દેરમ બીનેયાઝત કુનમ
સરત બુગ્ઝરાનમ ઝે ખુર્શીદો માહ
તોરા સર્ફરાઝી દેહમ બર્ સેપાહ
નેગહ કરૂદ રોસ્તમ બરઉશન્રવાન્
બગાહો સેપાહો દરે પહલવાન્
નેયામદશ બા મગ્ઝ ગોફ્તારે ઊય
સરશ તીઝ્તર્ શુદ બઆઝારે ઊય
બદ્ ગોફ્ત કય બીખેરદ શાહર્યાર્
હમાના કે શુદ તીરહત રૂઝગાર્
મગર્ પહલવાન્ રોસ્તમે સર્ફરાઝ્
બગન્જો સેપાહે તો દારદ નેયાઝ્
શાહે નીમરૂઝ્ અસ્તો ફર્ઝન્દે ઝાલ
કસીરા બગીતી નદારદ હમાલ
અઝીન્ બાબ્ દીગર્ મજુમ્બાન્ ઝબાન્
કે આરદ ઝબાનત બેરૂન્ અઝ્ દહાન્
બેશુદ તાફ્તહ શાહ અઝીન્ ગોફ્તગૂય
બખૂન્રીઝે બદ્ગઉહર્ આવર્દ રૂય
બેગીર્ ઈન્ ફેરેસ્તાદહરા પીશે મન્
ઝે તખ્તશ ફેરૂદ આરો ગર્દન્ બેઝન્

૨૮૮ બેશુદ તીઝ્ દેઝ્ખીમ તા પાએ તખ્ત
કે ગીરદ સરો દસ્તે આન્ નીકબખ્ત
ફેરૂદ આરદ ઊરા અઝાન્ જા બઝીર્
કે રોસ્તમ બેધુર્રીદ ચૂન્ નર્રહ શીર્
સરો દસ્ત બેગ્રેફ્તહ પીશશ કશીદ
અઝાન્ જાયગહ પીશે ખીશશ કશીદ

જ્યારે તેણે પયધામ સાંભળ્યો અને નામુ વાંચ્યું-ત્યારે તે ઘમગીન થયો અને અજબ રહો.

તેણે રૂસ્તમને કહ્યું કે " આ તારી સઘળી બેહુદી વાતોનું શેવટ શું આવવાનું છે ?

તું તેને કહે કે ખરેજ તું ઈરાનનો સરદાર છે-અને જો તું સિંહ જેવા પંજા અને હિમ્મત ધરાવે છે,

તો હું પણ લશ્કર સાથનો માઝંદરાનનો પાદશાહ છું-સોનેરી તખ્ત ઉપર ( બેસનારો ) અને સર ઉપર તાજ ( રાખનારો ) છું.

મને બેહુદાપણાએ પોતાની નઝદીક બોલાવવો-એ કયાની રાહ અને દીનની રસમ નહીં હોય.

તું ખેયાલ કર અને બુઝોર્ગોનું તખ્ત લેવાનો વિચાર છોડી દે-નહીં તો તને ખરાબ થવું પડશે.

તું મૂગો મૂગો ઈરાનની તરફ પાછો ફર-નહીં તો એક નેઝોજ તને પુરો કરી મૂકશે.

જો હું મારૂં લશ્કર લઇને આઉ-તો તને માથાં કે પગની કશી સૂધ રહે નહીં.

બેશક તું અહંકારથી ભરાઈ ગયો છે-તું દાનાઈ પકડ અને કમાન ફેંકી દે.

કારણકે જ્યારે હું તારી સામે આવી ઉભો રહીશ-ત્યારે તારી આ મશ્કરી અને ચબરાકી બંધ થઇ જશે.

મારી તરફથી રૂસ્તમને પણ કહેજે-કે ઓ નેકનામ પેહલવાન !

તને કાઊસ પાદશાહ તરફથી શું મળે છે ? અગર જો તેના તરફથી એક હોય તો મારા તરફથી સો મળશે.

હું તને પેહલવાનોનો સરદાર બનાવીશ-તારી ઈચ્છા કરતાં પણ વધુ ધન દોલત આપીશ.

હું તારો મરતબો આફતાબ અને માહતાબ કરતાં ઊંચો કરીશ-તને લશ્કરનો સરદાર બનાવીશ. "

રૂસ્તમે પોતાની દૂરઅંદેશીથી તખ્ત, લશ્કર અને દરબારનો વિચાર કરી,

તેનું બોલવું ભેજાંવીનાનું છે એમ ધાર્યું-અને એવાં અપમાનથી તે ઘુસ્સે થયો,

અને બોલ્યો કે " ઓ કમઅકલ પાદશાહ !-ખચીત તારો બરગશ્તે દહાડો બેઠો છે.

શું સરફરાઝ પેહલવાન રૂસ્તમને-તારાં લશ્કર અને ખઝાનાની પરવા છે ?

તે નીમરોઝનો પાદશાહ અને ઝાલનો બેટો છે-તેનો જોડયો દુન્યામાં બીજો નથી.

તું ફરી એ વાત ઝબાનથી ના કાઢતો-નહીં તો તે તારાં મોડાંમાંથી ઝબાન ખેંચી કાઢશે. "

પાદશાહ આ વાતચિત્તથી ઘુસ્સે થયો-તે બદજાત જલ્લાદ તરફ ફર્યો અને બોલ્યો,

કે આ કાસેદને એકદમ પકડ-એને તખ્ત ઉપરથી નીચે નાખ અને ગર્દન માર. "

જલ્લાદ ઝડપથી તખ્તના પાયા સૂધી ગયો કે તે નેકબખ્ત પેહલવાનના હાથ અને માથું પકડી

તે જગાએથી તેને નીચે નાખે.-( તેજ વખત ) રૂસ્તમ નરે શેરની માફક પોકાર્યો,

અને તેના હાથ અને માથું પકડી પાસે ખેંચ્યો-અને છેક પાસે લઇને,

દરૂઅન્દાખ્ત બેગ્રેફ્તૂ મગૂ પાએ ઊય
હમાન્ પાએ ખુદ બરૂ દેગરૂ પાએ ઊય
નેહાદો ઝે ચક્રૂ દીગરશ બરૂદરીદ
કસી દરૂ જહાન્ ઈન્ શેગેફ્તી નદીદ
બઆવાઝ ગોફ્તહ્ પસ આન્ નામદારૂ
કે ગરૂ રોખ્સતમ બૂદી અઝ શહ્રૂયારૂ
કે બા લશ્કરત કરૂદમી કાર્ઝારૂ
તોરા કરૂદમી ઈન્ ઝમાન્ ખારો ઝારૂ
બેગોફ્ત ઇનો અઝ બારૂગહ્ શુદ બેરૂન્
દો ચશ્મશ બમાનન્દે દૂ તાસે ખૂન્
બેલર્ઝીદ બરૂ ખીશતન્ શહ્રૂયારૂ
ઝે દસ્તો ઝબાને ચલે નામદારૂ
યકી ખેલઅતી સાખ્તશ શાહ્વારૂ
બેયાવરૂદ નઝદીકે રોસ્તમ સવારૂ
નપૈઝરોફ્ત અઝૂ જામહો અસ્પો ઝરૂ
કે નન્ગ્ આમદશ ઝાન્ કોલાહો કમરૂ
બેયામદ દેઝમ્ અઝબરે ગાહે ઊય
હમી તીરહ્ દીદ અખ્તરો માહે ઊય
બેરૂન્ આમદ અઝ શહ્રે માઝન્દરાન્
સરશ ગશ્તહ્ ખુદ ઝાન્ સોખુનહા ગરાન્
ચુ આમદ બનઝ્દીકે શાહ્ અન્દરૂન્
દલે કીનહ્ દારશ પુરઝ જૂશે ખૂન્
ઝે માઝન્દરાન્ હરૂચે દીદો શનીદ
હમહ્ કરૂદ બરૂ શાહે ઈરાન્ પદીદ
વઝાન્ પસ વરા ગોફ્ત મન્દીશ હીચ
દલીરી કુનો રઝ્મે દીવાન્ પસીચ
દલીરાનો ગોર્દાને આન્ અન્જોમન્
ચુનાન્ દાન્ કે ખારન્દ દરૂ ચશ્મે મન્
કે નઝ્દમ નેયર્ઝન્દ યકૂ ઝરૂરહ્ ખાકૂ
બદીન્ ગોરૂઝ અઝીશાન્ બરારમ હલાકૂ
બેબીની કે કામે તો ગરૂદદ રવા
કે મન્ દાનમ ઈન્ દરૂદે દેલરા દવા

તેને નીચે નાખ્યો અને તેનો એક પગ પકડયો-તેમજ પોતાનો પગ તેના બીજા પગ ઉપર

મૂકી તેને વચ્ચેથી ચીરી નાખ્યો-દુન્યામાં કોઇએ આવી અનતબળી જોઈ ન હતી.

પછી તે નામદારે પોકારીને કહ્યું કે "અગર મને પાદશાહની રજા હતે,

કે હું તારાં લશ્કર સાથ લડાઈ કરૂં-તો હું તને આજ વખતે દયા કરવા જેવી હાલતમાં લાવી મૂકતે."

એટલું બોલી તે દરબારમાંથી બાહેર ચાલી ગયો-તેની બન્ને આંખો જાણે બે લોહી ભરેલી તાસ જેવી થઈ ગઈ હતી.

તે નામદાર પેહલવાનની વાતો સાંભળી અને તેણે કીધેલું કામ જોઈ-પાદશાહ ધ્રુજવા લાગ્યો.

તેણે એક પાદશાહી સરોપાવ તેયાર કીધો-અને રૂસ્તમની આગળ ધર્યો.

પણ રૂસ્તમે તેના પોશાક, ઘોડો અને સોનું કાંઈ પણ કબૂલ રાખ્યું નહીં-કારણકે તેવી ભેટો સ્વીકારવી તે પોતાને અપમાન કીધા બરાબર હતું. ૨૮૯

તે તેના તખ્ત આગળથી ધુસ્સામાં ને ધુસ્સામાં બાહેર નીકળ્યો-રૂસ્તમને તેનો સેતારો ઊંધો વળતો હોય તેમ લાગ્યો.

તે માઝંદરાન શેહર છોડી ગયો-તેનું માથું આ સધળી બાબદોથી ભારી થયલું હતું.

કીના ભરેલો અને ધુસ્સાને લીધે તેનું લોહી ઉકળતું હતું તેવો તે પાદશાહ પાસે આવ્યો,

અને જે કાંઈ માઝંદરાનમાં જોયું અને સાંભળ્યું હતું-તે સઘળું ઈરાનના શાહની આગળ ઝાહેર કીધું.

ત્યાર પછી તેને કહ્યું (કે) "તું કાંઈ પણ અંદેશો ના કરતો-તું હિમ્મત પકડ અને દેવોની લડાઈની તેયારી કર.

તે મુલકના દલીરો અને પેહલવાનો-મારી નઝરમાં એક તણખલાં જેવા છે.

મારી આગળ તેઓની એક ખાકની રજકણ જેટલી પણ કીમત નથી-હું આ ગોર્ઝથી તેઓને હલાક કરીશ.

તું જોશે કે તારી સઘળી મુરાદો બર આવશે-કારણકે હું આ દિલનાં દર્દની દવા જાણું છું."

---

## રઝ્મે કાઊસ્ બા શાહે માઝન્દ-રાન્ વ કોશ્તહ્ શુદને શાહે માઝન્દરાન્

ચુ રોસ્તમ ઝે માઝન્દરાન્ ગશ્ત બાઝ
શાહે જાદુઆન્ રઝ્મરા કરૂદ સાઝ
સરાપરૂદહ્ અઝ શહ્રૂ બીરૂન્ કશીદ
સેપહ્રા હમહ્ સૂએ હામૂન્ કશીદ
ચુ ગરૂદે સેપહ્ અઝ મેયાન્ બરૂદમીદ
હમાન્ રન્ગે ખુરૂશીદ શુદ નાપદીદ
ન હામૂન પદીદો ન સહ્રાઓ કૂહ્
ઝમીન્ ગશ્ત અઝ પાએ પીલાન્ સોતૂહ્

## કાઊસની માઝંદરાનના પાદશાહ સાથની લડાઈ અને માઝંદરાનના પાદશાહનું માર્યું જવું.

જ્યારે રૂસ્તમ માઝંદરાનથી પાછો ફર્યો-ત્યારે જાદૂગરોના પાદશાહે લડાઈની તૈયારી કીધી.

તેણે તમ્બુઓ શેહરમાંથી બાહેર કાઢયા-તમામ લશ્કરને જંગલ તરફ ચલાવ્યું. ૨૯૦

જ્યારે તે લશ્કરની ગર્દ ઊંચી ચઢી-ત્યારે તેણે ખુરશેદને ઢાંકી દીધો.

જંગલ, મયદાન અને પહાડ કાંઈ દેખાતાં હતાં નહીં-હાથીઓની દોડધામથી ઝમીન આજેઝ થઈ હતી.

હમહ્ નામદારાને શમ્શીરૂઝન
બહીનઝૂનહ્ યકજા શુદીમ અન્જોમન
શુ ઊ બરૂગેરાયદ્ કે બર્બરૂ અનાન્
બગરૂદન્ બરૂઆરીમ યકસરૂ સનાન્
ઝમીન્ કુહ્ તા કુહ્ પુરૂ ખૂન્ કુનીમ
ઝે દોશ્મન્ ઝમીન્ રૂદે જયહૂન્ કુનીમ
૬૯૦ ફેરેસ્તાદહ્ બારહ્ બરૂઅફગન્દો રફ્ત
બબરૂબરૂસેતાન્ રૂયે બેન્હાદ્ તફ્ત
ચુ નામહ્ બરે શાહે ઇરાન્ રસીદ
બહીનઝૂનહ્ ગોફ્તારે બાયેસ્તહ્ દીદ
અઝીશાન્ પસન્દ્ આમદશ કામહ્ કરૂદ
બઅફ્રાસેયાબ્ આન્ ઝમાન્ નામહ્ કરૂદ

જેથી અમો તમામ તલવાર મારનાર નામદારો-એક જગાએ ભેગા થયા છિયે,

કે જ્યારે તે ( તું ) બર્બરથી પાછો ફરશે-ત્યારે હમો બધા ભાલા ઉઠાવશું,

અને એક નાકેથી બીજે નાકે સુધી ઝમીનને લોહીથી ભરી દઈશું-દુશ્મનોના લોહીને જેહુન નદી પ્રમાણે વેહતું કરશું.

કાસેદે ઘોડો ડપટાવ્યો-અને તે બર્બરેસ્તાન તરફ શેતાબ ચાલ્યો.

જ્યારે નામુ ઈરાનના પાદશાહની નઝદીક પહોંચ્યું-અને તેણે આવું વાજબી લખાણ વાંચ્યું,

ત્યારે કાઊસ પાદશાહને તેઓનું કામ પસંદ આવ્યું પછી તેણે ખાહેશ કરી-જેથી તુરતજ અફ્રાસિયાબ ઉપર નામુ લખ્યું.

---

## નામએ કાઊસ્ બઅફ્રાસેયાબ્.

## અફ્રાસિયાબ ઉપર કાઊસનું નામુ.

પકી નામહ્ બેન્વેશ્ત કાઊસે શાહ્
બનઝ્દે સેપહ્દારે તૂરાન્ સેપાહ્
કે ઈરાન્ બેપર્દાઝો બીશી મજૂય
સરે મા શુદ્ અઝ્ તૂ પુરઝ્ ગોફ્તગૂય
તોરા શહ્રે તૂરાન્ પસન્દસ્ત બદ્
ચેરા ખીરહ્ મીદસ્તયાઝી બબદ્
ફુઝૂની મજૂય અરૂ શુદી બીનેયાઝ્
કે ઝૂદ્ આરદત પીશ રન્જે દરાઝ્
તોરા કેહ્તરી કારૂ બસ્તન્ નેકૂસ્ત
નેગહ્દાશ્તન્ બરૂ તને ખીશ પૂસ્ત
નદાની કે ઈરાન્ નેશસ્તે મનસ્ત
જહાન્ સરૂબસરૂ ઝીરૂદસ્તે મનસ્ત
પલન્ગે ઝેયાન્ ગરૂ ચે બાશદ્ દેલીરૂ
નેયારદ્ શુદન પીશે ચન્ગાલે શીરૂ
૬૯૧ અઝાન્ રસ્મહા દેલ્ બેપર્દાખ્તી
હમહ્ કારૂ બરૂ આરૂઝૂ સાખ્તી
કે અઝ્ નવ હેગરૂ લશ્કરૂ આવરૂદઈ
દેરફૂશે બુઝોર્ગી બરૂઆવરૂદઈ
અઝાનહા બેદીદી હમહ્ નીકો બદ્
કુનૂન્ આન્ ગુઝીન્ કત પસન્દદ્ ખેરદ્
પશીમાની આનગહ્ નેયાયદ્ બકારૂ
ચુ બરૂખીઝદ્ અઝ્ બૂમો કેશ્વરૂ દમારૂ
શુનીન્ ગોફ્ત શીરે ઝેયાન્ બા પલન્ગ્
કે બરૂ ઘોરૂમ ચૂન્ ફઝ્ શુદ્ તારો તન્ગ્
બનીકો બબદ્ કારે ખુદ્ નન્ગરદ્
બેયાયદ્ દમાન્ પીશે મા બોગ્ઝરદ્
તોરા હમ બદાન્ઝૂનહ્ દાનમ હમી
ખેરદ્ નીસ્ત દરૂ સરૂ ગુમાનમ હમી
પસ અન્દીશહ્ બાયદ્ દરીન્ કારૂ કરૂદ્
બપાસોખ ખેરદ્ બાયદત યારૂ કરૂદ્
ગરૂ અયદૂન્ કે રઝ્મ આવરમ બા સેપાહ્
જહાન્રા કુનમ પીશે ચશ્મત સેયાહ્

પાદશાહ કાઊસે એક નામુ તૂરાની લશ્કરના સરદાર ઉપર લખ્યું,

કે "તું ઈરાન ખાલી કર અને વધુ લોભ ના કર-મેં તારે માટે જે સાંભળ્યું છે તેથી હું અજબ થાઉ છું.

તને પોતાને તુરાન પસંદ છે-તો શા માટે બુરાઈમાં હાથ નાખે છે?

જ્યારે તને કશી હાજત નથી રહી ત્યારે વધુ લોભ ના કર-( નહીં તો ) એ લોભ તને ઘણી મેહનતમાં નાખશે.

તારે માટે તો આ જરા સરખુંજ કામ બસ છે-તે એ કે તું પોતાનીજ સંભાળ રાખ.

શું તું નથી જાણતો કે ઈરાન મારી બેઠક છે-તમામ દુન્યા મારા હાથ નીચે છે?

મસ્ત ચિત્તો ગમે એટલી બહાદુરી કરે-પણ તે સિંહના પંજા સામે આવી શકતો નથી.

તું આગળી લડાઇઓ ભૂલી ગયો-કે વળી પાછો તેં આ લોભ કીધો.

કે ફરીથી તું લશ્કર લઇ ચઢાઈ કરી આવ્યો-અને મોટાઇનો ઝુંડો ઉડતો કીધો.

તું આગળી લડાઇઓથી સઘળું સારૂં નરસું જોઇ ચૂક્યો છે-માટે હવે અકલને પસંદ પડે તેજ કામ કર.

જે વખતે તારો મુલક બરબાદ થઇ જશે-તે વખતે પસ્તાવો તને કાંઇ કામ લાગવાનો નથી.

મસ્ત સિંહે ચિત્તાને કહ્યું-કે 'જ્યારે મેંઢાંનું મોત આવે છે,

ત્યારે તે પોતાનું ભલું અને બુરૂં વિચારતું નથી-પણ દોડતું આપણી આગળ આવે છે.'

તને પણ હું તેજ મિસાલ સમજુ છું-હું ધારૂં છું કે તારાં માથાંમાં અકલ નથી.

હવે તું વિચાર કરીને મને જવાબ આપજે-એ બાબદનો દાનાઈથી વિચાર કરજે.

હવે જો હું લડાઇ માટે આવીશ-તો તારી આંખ આગળ દુન્યા અંધારી થઇ જશે.

**કે બસ ગોર્ઝો શમ્શીરો મર્દાને મરૂદ**
**કે અબ્રૂ અન્દર્ આરમ સરતરા બગરૂદ**
**બગોર્ઝે ગેરાનો બશમ્શીરે તીઝ**
**ન આવરૂદ યાબી ન રાહે ગુરીઝ**
**ગર્ અયદૂન્ કે બા ઈન્ સેપહ્ બોગ્ઝરમ**
**સરો અફ્સરત ઝીરે પય બેસ્પરમ**
**તોરા બા દેલીરાને આન્ અન્જોમન્**
**નદારદ બકસ રોસ્તમે પીલતન્**
**બતૂરાન્ ઝમીન્ ગર્ શુદી શહ્‌રયાર્**
**અબા શાહે શહ્‌રે દેલીરાન્ ચે કાર્**
**ચુ આન્ નામહ્ યક્સર્ બપાયાન્ રસીદ**
**ફેરેસ્તાદઈ નામવર્ બરગુઝીદ**
**ફેરેસ્તાદહ્ નઝ્દીકે અફ્રાસેયાબ્**
**હમીતાખ્ત પૂયાન્ ચુ કેશ્તી બર્ આબ્**
**ચુ આમદ બનઝ્દીકે તૂરાન્ સેપાહ્**
**બેબોરદન્દ ઊરા બનઝ્દીકે શાહ્**
**ચુ આન્ નામહ્ બર્ખાન્દ અફ્રાસેયાબ્**
**સરશ ગશ્ત પુર્ કીનો દેલ પુર્ શેતાબ્**
**ફેરેસ્તાદ પાસોખ કે ઈન્ ગોફ્તગૂય**
**નઝીબદ જોઝઝ્ મરદુમે ઝેશ્તખૂય**
**તોરા ગર્ સઝા બૂદ ઈરાન્ બેદાન્**
**નેયાઝત નબૂદી બહામાવરાન્**
**તો દાની કે મન્ ચૂન્ કુનમ રાએ જન્ગ્**
**ઝે તીઘમ બેસૂઝદ બદર્યા નેહન્ગ્**
**કુનૂન્ આમદમ જન્ગરા સાખ્તહ્**
**દેરફ્શે દેરફ્શાન્ બરઅફ્રાખ્તહ્**
**બેયારાસ્ત લશ્કર્ કરાન્ તા કરાન્**
**બગોર્ઝો બતીઘો બતીરો સનાન્**
**નદારદ કસી તાબે મન્ રૂઝે જન્ગ્**
**ન દર્ બીશહ્ શીરો ન દર્યા નેહન્ગ્**
**મનમ્ શીરદેલ નામદારે મેહાન**
**બમર્દી હમીબાશમ અન્દર્ જેહાન્**
**ચુ આઈ બમયદાને કીન્ પાયદાર્**
**બદાન્ તા બેબીની તો મર્દાને કાર્**
**ચુનાનત બેફર્હન્જમ અય બદ્‌નેહાદ**
**કે નારી દેગર્ બારહ્ ઈરાન્ બયાદ્**
**દેગર્ ગોફ્ત કીરાન્ દો રૂયહ્ મરાસ્ત**
**બેબાયદ શનીદન્ સોખુનહાએ રાસ્ત**
**કે તૂરે ફરીદૂન્ નેયાએ મનસ્ત**
**હમહ્ શહ્‌રે ઈરાન્ સરાએ મનસ્ત**
**દીગર્ બબાઝૂએ શમ્શીરઝન્**
**તેહી કરદમ અઝ્ તાઝીઆન્ અન્જોમન્**
**બશમ્શીર્ બેસ્તાનમ અઝ્ કૂહ્ તીઘ**
**ઓકાબ્ અન્દર્ આરમ ઝે તારીક્ મીઘ**
**ફેરેસ્તાદહ્ બરગશ્ત બરસાને બાદ**
**બકાઊસ ગોફ્ત આનચે ઊ કરદ યાદ**

પુષ્કળ ગોર્ઝ, તલવાર અને મર્દાને મર્દથી-હું વાદળ ઉપરથી તારાં સરને ધૂળમાં પટકીશ.

ભારી ગોર્ઝ અને તેઝી તલવાર સામે-તું નહીં લડી શકશે કે નહીં નાસી જઈ શકશે. ૩૬૨

યાદ રાખજે કે જો હું આ લશ્કર લઇને આવ્યો-તો તારૂં માથું અને તાજ પગ નીચે કચડી નાખીશ.

તને અને તારી અંજુમનના દેલીરોને-મારો પીલતન રૂસ્તમ કાંઇપણ ગણકારતો નથી.

જ્યારે તું તૂરાન ઝમીનનો પાદશાહ થયો છે-તો બહાદુરોનાં શેહર અને બહાદુરોના પાદશાહ સાથે તારે શું કામ છે?"

જ્યારે તે નામુ સઘળું લખાઇ રહ્યું-ત્યારે તેણે એક નામવર કાસેદને ચુંટી કાઢયો.

તેને અફ્રાસિયાબની નઝદીક મોકલ્યો-જેમ પાણી ઉપર વહાણ ચાલે તેવી તેઝીથી ગયો.

જ્યારે તે તૂરાની લશ્કરની નઝદીક આવ્યો-ત્યારે તેઓ તેને પાદશાહની આગળ લઇ ગયા.

જ્યારે અફ્રાસિયાબે તે નામુ વાંચ્યું-ત્યારે તેનું માથું કીના ભરેલું અને દિલ ધુસ્સા ભરેલું થયું.

તેણે જવાબ મોકલ્યો કે "આ વાત-બૂરી ખસ્લતના માણસ સિવાય કોઇને ઝેબ આપતી નથી.

જો તું પોતેજ અગર ઇરાનથી ધરાયલો હતે-તો હામાવરાનનો લોભ નહીં કરતે.

તું જાણે છે કે હું જ્યારે લડાઇનો વિચાર કરૂં છું-ત્યારે મારી તલવારથી દર્યામાં મગરમચ્છ બળે છે. ૩૬૩

હમણા હું ઝળકાટ ભરેલો ઝુંડો લઇને લડાઇ માટે આઉં છું.

ગોર્ઝ, તલવાર, તીર અને તેની સાથનું-એક નાકેથી બીજે નાકે સૂધી લશ્કર તૈયાર કીધેલું છે.

લડાઇને દહાડે જંગલનો સિંહ કે દર્યાનું મગરમચ્છ મારી સામે ઉભા રહેવાની તાકત ધરાવતું નથી.

સરદારોનો નામદાર સિંહ જેવો બહાદુર હું છું-હું મર્દીથીજ દુન્યામાં (પ્રખ્યાત) થાઉં છું.

જ્યારે તું કીનાના મયદાનમાં આવે ત્યારે જરા થોભજે-કે જેથી તું મર્દાને મર્દોને જોય.

ઓ બૂરી બુન્યાદના! હું તને એવી અદબ શીખવીશ-કે તું ફરીથી ઇરાનને યાદજ નહીં કરશે."

બીજું કહ્યું કે "ઇરાન બે રીતે મારૂં છે-મારા રાસ્ત સખુનો તારે સાંભળવા જોઇયે.

કે પહેલાં તો મારા નેયાગાન તૂરથી મને ઇરાન ઝમીન વારસામાં આવી છે જે તૂર કે ફરીદૂનનો છોકરો હતો.

બીજું મારા તલવાર મારનારા હાથે-મેં ઈરાનને અરબોથી ખાલી કર્યું છે.

હું મારી તલવારે પહાડની ગર્દન કાપી કાઢું છું-સીઆહ વાદળમાંથી ઓકાબને નીચે પાડું છું." ૩૬૪

કાસેદ પવનની મિસાલ પાછો ફર્યો-તેણે જે કાંઇ કહ્યું હતું તે કાઊસને કહ્યું.

## બાઝ્ આમદને કાઊસ્ અઝ્ બર્બર્ વ જન્ગ્ કર્દન્ બા અફ્રા-સેયાબ્ વ ફીરૂઝી યાફ્તન્.

ચુ બેશ્નીદ કાઊસ ગોફ્તારે ઊય
બેયારાસ્ત લશ્કર્ બપયકારે ઊય
ઝે બર્બર્ બેયામદ સોવી તાઝેયાન્
યકી લશ્કરે બીકરાન્ રૂમેયાન્
ઝે મર્દાને ગોરૂદ અઝદરે કાર્ઝાર્
બેરૂન્ કરૂદ લશ્કર્ દો રહ સદહઝાર્
ઘવે કૂસો ગરૂદે દેલીરાને જન્ગ્
ઝમાન્ કરૂદ તારો ઝમીન્ કરૂદ તન્ગ્
બજન્ગશ બેયારાસ્ત અફ્રાસેયાબ્
બગરૂફૂન્ હમી ખાક બરૂઝદ ઝે આબ્
ઝે તૂરાનેયાન્ લશ્કરી ગેરૂદ કરૂદ
કે શુદ રૂઝે રઊશન્ શબે લાજવરૂદ
તો ગોફ્તી બતૂરાન્ સવારી નમાન્દ
કે અફ્રાસેયાબ્ અન્દર્ ઈરાન્ નખાન્દ
જહાન્ પુર્ શુદ અઝ નાલએ બૂકો કૂસ
ઝમીન્ આહનીન્ શુદ સેપહ્‌ર્ આબ્નૂસ
૩૬૫ બકીનહ બરૂઆવીખ્તન્દ અઝ દો સૂય
ઝે ખૂને દેલીરાન્ રવાન્ ગશ્ત જૂય
ઝે ઝખ્મે તબરૂઝીનો અઝ બસ તરન્ગ્
હમી મઊજે ખૂન્ ખાસ્ત અઝ દશ્તે જન્ગ્
તહમ્તન્ બેખુરૂશીદ દર્ કલ્બ્ગાહ
બયક્ હમ્લહ બેદરીદ કલ્બે સેપાહ
બહર્ હમ્લહ અઝ નીઝએ જાનસેતાન્
સરૂઆવરૂદ બર્ નામદારાન્ ઝમાન્
ફેરાવાન્ તબહ કરૂદ મર્દો સુતૂર્
બરૂઆવરૂદ અઝ લશ્કરે તૂર્ શૂર્
સરે બખ્તે ગોર્દાને અફ્રાસેયાબ્
દરાન્ રઝમગહ અન્દર્ આમદ બખાબ્
સેપહ્‌દાર્ ચૂન્ કાર્ ઝાનગૂનહ દીદ
બીઆતેશ બેજૂશીદ હમચૂન્ નબીદ
બઆવાઝ ગોફ્ત અય દેલીરાને મન્
ગુઝીદહ ખુઝોર્ગાનો શીરાને મન્
શુમારા ઝે બહરે ચુનીન્ રૂઝગાર્
હમીપર્વરાનીદમ અન્દર્ કેનાર્
કે બા દોશ્મનમ તીઘબાઝી કુનીદ
બદીનગૂનહ દર્ જન્ગ્ તાઝી કુનીદ
૩૬૬ બેકૂશીદો હમ પોશ્ત જન્ગ્ આવરીદ
જહાન્‌રા બકાઊસ તન્ગ્ આવરીદ
યલાન્‌રા બઝૂબીનો ખન્જર્ ઝનીદ
સરે સરૂકશાન્‌રા ઝે તન્ બરૂકનીદ
હમાન્ સગ્ઝીએ બદ્દરગે શીરૂદેલ
કે અઝ તીઘે ઊ ગશ્ત ગરૂદૂન્ ખજેલ
ખુબદ કઝ દેલીરી બબન્દ આવરીદ
સરશરા બદામે કમન્દ આવરીદ

## કાઊસનું બર્બરથી પાછું ફરવું અને અફ્રાસિયાબ સાથ લડાઈ કરવી અને તેનું ફતેહ પામવું.

જ્યારે કાઊસે તેની વાતો સાંભળી–ત્યારે લડાઈ માટે લશ્કર તેયાર કર્યું.

તે બર્બરથી એક મોટાં રૂમી લશ્કર ( સાથ ) અરબો તરફ આવ્યો.

બે લાખ લડાયક પેહલવાન મર્દોનું લશ્કર ચલાવ્યું.

નગારાંના ઘોંઘાટે અને લડાયક દેલીર પેહલવાનોથી ઉડેલી ધૂળથી–આસ્માન કાળું પડી ગયું અને ઝમીન નાની થઈ ગઈ.

તેની લડાઈ માટે અફ્રાસિયાબ તૈયાર થયો–તેણે ઝમીનથી આસ્માન સૂધી ખાક ઉરાડી.

તેણે તુરાનીઓનું એટલું લશ્કર એકઠું કીધું–કે જેથી રોશન દહાડો અંધારી રાત જેવો થયો.

ગોયા તુરાનમાં એક પણ સવાર રહ્યો નહીં–કે જેને અફ્રાસિયાબે ઈરાનમાં બોલાવ્યો ન હોય.

જેહાન કરનાય અને નગારાંના આવાઝથી ભરાઈ ગઈ–ઝમીન લોઢાંની અને આસ્માન કાળા રંગનું થયું.

તેઓ બન્ને તરફથી લડાઈમાં ઉતર્યા–દેલીરોના લોહીની નદી જારી થઈ.

કુહાડીઓના ઘાથી અને કમાનના ટંકારથી–લડાઈના મયદાનમાં લોહીના મોજા ઉઠવા લાગ્યા.

તેહમ્તન કલ્બગાહમાં(થી) પોકાર્યો–( અને ) એક હુમ્લામાં લશ્કરની કલ્બગાહ તોડી નાખી.

જીવ લેનારા નેઝાથી દરેક હુમ્લામાં–તે નામદારો ઉપર ઝમાનો આખેર લાવતો હતો.

તેણે પુષ્કળ માણસો અને ઘોડાઓ માર્યા–તુર્કી લશ્કરમાં પોકાર પડી ગયો.

અફ્રાસિયાબના પેહલવાનોનું નસીબ–તે લડાઈગાહમાં ઊંઘાઈ ગયું.

જ્યારે સરદાર (અફ્રાસિયાબે) એવું જોયું–ત્યારે તે વગર આતશે જેમ દારૂ ઉભાય તેમ જોશમાં આવ્યો.

અને આવાઝ મારીને કહ્યું કે "ઓ મારા દેલીરો–બુઝોર્ગોના પસંદ કીધેલા અને મારા સિંહો !

તમોને આવા વખત માટેજ–મેં મારા ખોળામાં ઉછેર્યા છે.

કે જેથી મારા દુશ્મન સાથ શમ્શીરબાઝી કરો અને રણભૂમિ ઉપર દોડો.

તમો બધા એકઠા મળી કોશેશ કરો–અને કાઊસ ઉપર જેહાન તંગ કરો.

પેહલવાનોને નેઝા અને ખંજરથી મારો–દુશ્મનોનાં માથાં તનથી ઉખાડી કાઢો.

પેલા શેરદિલ બૂરી નસલના સગઝીને–કે જેની તલવારથી ફરતું આસ્માન શરમિન્દહ થયું છે ( તેને ),

તમો હિમ્મત કરીને કયદ પકડો–તેનું માથું કમંદના ફાંદામાં સીકડો.

હરાન્ કસ કે ઊરા બદશ્તે નબરૂદ
કે ઝીને પલન્ગ્ અન્દર્ આરદ બગરૂદ
બદ્ પાદશાહીઓ દોખ્તર્ દેહમ
હમશ નામે એસ્પહબુદી બરૂનેહમ
હમાન્ શહૂરે ઈરાન્ સેપારમ વરા
બગરૂદને ગર્દાન્ બરૂઆરમ વરા
ચુ તોર્કાન્ શનીદન્દ ગોફ્તારે ઊય
સરાસર્ સુએ જન્ગ્ કરૂદન્દ રૂય
દમીદ આતેશી અન્દરાન્ કારઝાર્
કે શોઅલશ સનાન્ બૂદો ખન્જર્ શરાર્
હમાન્ ગરૂદ બરૂશ્ફૂત માનન્દે દૂદ
કે આસીબ્ શેખ્સારએ મહ્ શખૂદ
દેલીરાને ઈરાન્ સરાસર્ સરાન્
બદસ્ત અન્દરાન્ ગોરૂઝહાએ ગરાન્
બેકોશતન્દ ચન્દાન્ કે તૂરાન્ ગોરૂહ
કે પયદા નબુદ દશ્તો દર્યાઓ કૂહ
દો બહરહ કે તૂરાન્ સેપહ કશ્તહ શુદ
કે ખૂનશાન્ ઝમીન્ ચૂન ગેલઆલશ્તહ શુદ
સરે બખ્તે તોર્કાન્ દર્ આમદ બખાબ્
ગુરીઝાન શુદ અઝ રોસ્તમ અફ્રાસેયાબ્
બેશુદ તીઝ બા લશ્કરે ધૂરીઆન્
બદાન્ સૂદ જોસ્તન્ સર્ આમદ ઝમાન્
ચુ ગશ્તે ઝમાનહ બરાનગૂનહ દીદ
કે ધૂરાન્ સુએ શહૂરે તૂરાન્ કશીદ
હેલશ ખસ્તહો કોશ્તહ લશ્કર્ દો બહર્
હમી નૂશ જોસ્ત અઝ જહાન્ યાફૂત ઝહર્

જે કોઈ કે તેને લડાઈનાં મયદાનમાં-ચિત્તાનાં ઝીન ઉપરથી ખાકમાં નાખે,

તેને હું પાદશાહી અને મારી બેટી આપું-તેમજ હું તેનું નામ લશ્કરનો સરદાર કરી પાડું.

આખું ઈરાન શેહર તેને સોંપું-તેને હું ફરતા આસ્માનથી પણ ઊંચે ચઢાઉં."

જ્યારે તુર્કીઓએ તેની આ વાત સાંભળી-ત્યારે તેઓ સઘળાઓએ લડાઈ તરફ મોં કર્યાં.

લડાઈ આતશની મિસાલ જોશમાં આવી-કે જેમાં નેઝાના શોલા અને ખંજરની ચિનગારી ઉડતી હતી.

ધુમાડાની માફક ધૂળ ઉપર ચઢી ગઈ-જેના આસેબથી માહતાબનો દેખાવ પણ પીખાઈ ગયો.

ઈરાનના સઘળા દેલીરો અને સરદારોએ-હાથમાં ભારી ગોર્ઝ પકડીને, ૩૬૭

તુરાની ટોળામાંથી એટલાને માર્યા-કે જેથી જંગલ, દર્યા અને પહાડ ઢંકાઈ ગયા.

તુરાનીઓમાંથી બે હિસ્સા લશ્કર માર્યું ગયું-તેઓનાં લોહીથી ઝમીન ઉપર કીચડ થઈ ગયો.

તુર્કીઓનું નસીબ ઊંધું વળ્યું-રૂસ્તમ આગળથી અફ્રાસિયાબ નાસી ગયો.

તે ધૂર્યાની લશ્કર સાથ શેતાબ નાસી ગયો-ફાયદો જોવા જતાં નુકસાન થયું.

જ્યારે તેણે ઝમાનો એવી રીતનો ફરેલો જોયો-ત્યારે ધૂર્યાની લશ્કર છોડી તુરાન શેહર તરફ નાઠો.

તેનું દિલ તુટી ગયું અને તેનું બે ભાગ લશ્કર માર્યું ગયું-તેણે દુન્યામાં મધ શોધ્યું પણ ઝેહર મળ્યું.

---

## આમદને કાઊસ્ બપારસ્ વ આઘાઝે ગુમ્રાહીઅશ.

બેયામદ સુએ પારૂસ કાઊસે કય
જહાની બશાદી નવ અફૂગન્દ પય
બેયારાસ્ત તખ્તો બેગુસ્તરૂદ દાદ
બશાદીઓ ખુરૂદન દર્ અન્દર્ ગેશાદ
ફેરેસ્તાદ હર્ સૂ યકી પહલવાન્
જહાનદારો બીદારો રઊશનરવાન્
બમર્વો નેશાપૂરો બલખો હરી
ફેરેસ્તાદ બર્ હર્ સુએ લશ્કરી
જહાની પુરઝ દાદ શુદ યકસરહ
હમી રૂએ બરૂકાશ્ત ગોરૂગ અઝ બરહ
જે .. બસ ગન્જો ઝીબાઇઓ ફરૂરહી
પરી મર્દુમો દીવ ગશતશ રહી
હમહ પીશે કાઊસ કેહતર્ શુદન્દ
હમહ તાજદારાનશ લશ્કર્ શુદન્દ
જહાનપહલવાની બરોસ્તમ સેપોરૂદ
હમહ રૂયગારે બેદી ઝ્ર શુમોરૂદ

## કાઊસનું પાર્સમાં આવવું અને તેની ગુમરાહીની શુરૂઆત.

શાહ કાઊસ પાર્સમાં આવ્યો-દુન્યામાં નવેસરથી ખુશહાલી ઉપજી.

તેણે તખ્ત સણગાર્યું અને ઈન્સાફ ફેલાવ્યો-છુટે હાથે ખાની પીની અને ખુશહાલી થવા લાગી.

તેણે અકલમંદ અને ખાન્દાની પેહલવાનો દરેક તરફ મોકલ્યા.

મર્વ, નિશાપૂર, બલ્ખ અને હેરાત તરફ લશ્કર સાથે મોકલ્યા. ૩૬૮

તમામ દુન્યા ઈન્સાફ ભરેલી થઈ-વરૂ બકરાં તરફ જોવાની હિમ્મત નહીં કરતું.

પુષ્કળ ખઝાના, દબદબા અને તેઝથી-પરી, માણસ અને દેવ તેના નોકર થયા.

તેઓ સઘળા કાઊસના તાબેદાર થયા-બીજા પાદશાહો સિપાહી તરીકે તેના લશ્કરમાં જોડાયા.

તેણે જેહાનપેહલવાની રૂસ્તમને સોંપી-પોતાની બલાઈનો વખત તેનાથીજ છે એમ સમજવા લાગ્યો.

ચુ ઈમન્ શુદ અઝ દુશ્મનો તાજો તખ્ત
બકશ્વ્રી બયફુલખ્ત બરગશ્ત બખ્ત
નેગર્ તા ચે કરદ આન્ શાહે ખીશકાર્
ચુ ઊ પુર્મનેશ કમ બુવદ શહર્યાર્
યકી જાએ કરદ અન્દર્ અલબોર્ઝ કુહ
કે દીવ અન્દરાન્ રન્જહા શુદ સોતુહ
બેફર્મૂદ કઝ સન્ગે ખારા કનન્દ
દો ખાનહ દહ હર્ યકી દહ કમન્દ
બેયારાસ્ત આખુર બસન્ગ અન્દરૂન
ઝે પૂલાદ મીખો ઝે ખારા સુતૂન
૩૬૯ બેબસ્તન્દ અસ્પાને જન્ગી દરૂય
હમ અસ્તર્ અમારીકશો રાહજૂય
દો ખાનહ દેગર્ ઝાબ્ગીનહ બેસાખ્ત
ઝબર્જદ બહર્ જાએ અન્દર્ નેશાખ્ત
ચુનીન્ સાખ્ત જાએ ખરામો ખરેશ
કે તન્ યાબદ અઝ ખુરદની પર્વરેશ
ઝે જઝ્એ યમાની યકી ગુમ્બદી
નેશાસ્તનગહે નામવર્ મૂબદી
અઝીરા ચુનીન્ જાયગહ કરદ રાસ્ત
કે દાનેશ અઝાન્જાએ હર્ગેઝ નકાસ્ત
દો ખાનહ ઝે બહરે સલીહે નબર્દ
બેફર્મૂદ અઝ નુકએ ખામ કર્દ
યકી કાખે ઝરીન્ ઝે બહરે નેશસ્ત
બર્આવર્દ બાલાશરા બર્ દો શસ્ત
ઝે પીરૂઝહ કર્દહ બરૂ બર્ નેગાર્
દર્ અયવાનશ યાકૂત બોર્દહ બકાર્
ચુનાન્ જાયગહ સાખ્ત બર્ ખત્તે રાસ્ત
કે નય રૂઝ અફ્ઝૂદો નય શબ્ બેકાસ્ત
નબૂદી તમૂઝ ઈચ પયદા ન દય
હવા અમ્બરીન્ બૂયો બારાનશ મય
૩૭૦ હમહ સાલહ રૂઝશ બહારાન્ બુદી
ગુલાન્ ચૂન રોખે ગુલએઝારાન્ બુદી
ઝે દર્દો ઘમો રન્જ દેલ દૂર બૂદ
બદીરા તને દીવ રન્જૂર બૂદ
બખાબ અન્દર્ આમદ સરે ફત્નગાર્
ઝે ખૂબીઓ અઝ દાદે આમૂઝગાર્
બરન્જેશ ગેરેફ્તાર દીવાન બુદન્દ
ઝે બાદાફરહ વય ઘેરીવાન બુદન્દ

જ્યારે તે દુશ્મન, તાજ અને તખ્તથી નચિન્ત થયો-ત્યારે તેનું નસીબ એકદમ અન્યાય તરફ ઢળ્યું.

તું જો કે પોતાનીજ મરજી પ્રમાણે કામ કરનાર એ પાદશાહે શું કીધું?-તેના જેવા બુલંદ હિમ્મતવાળા પાદશાહ થોડાજ હશે.

તેણે અલ્બોર્ઝ પહાડમાં એક જગો સાફ કરાવી-જેની મેહનતથી દેવ પણ આજેઝ થયા.

પછી તેણે ફર્માવ્યું કે "તે જગ્યા ઉપર પત્થરનાં-બે મકાન દરેક દશ દશ કમંદની લમ્બાઈના બનાવો."

પછી તેણે પહાડમાંજ તબેલા કોતરાવ્યા-જેના થાંભલા પત્થરના અને ખીલા લોખંડના હતા.

તેમાં લડાયક ઘોડાઓ તેમજ અમારી ખેંચનારાં અને ભાર ઊંચકનારાં ખચ્ચર બાંધ્યાં.

તેણે બીજા બે બિલોરી મેહલ બનાવ્યા-તેની અંદર દરેક જગ્યામાં પોખરાજ જડયાં.

મોજ મઝાહ કરવાની એવી તો જગા બનાવી-કે જ્યાં ખાધા પીધાથી શરીર પુષ્ટ થાય.

'જઝએ યમાની' ગોમેદ નામની ધાતુનો એક ગુમ્બજ બનાવ્યો-અને તેમાં વિદ્વાનોની બેઠક કીધી.

એવી જગા એટલા માટે તૈયાર કીધી-કે વિદ્યા તે મુલકમાંથી કમી ન થાય.

વળી નક્કર ચાંદીનાં બે ઘર લડાઈનાં હથિયાર રાખવા માટે બનાવ્યાં.

પોતાની બેઠકને માટે એક સોનેરી મેહલ ઉભો કીધો-જેની બુલંદી એકસો વીસ ( વામ )ની (હતી).

તે ઉપર પીરોઝાનો ચીતાર કીધો-અને અયવાનમાં યાકુત જડયાં.

ભૂમધ્ય રેખા ઉપર તેણે એવી સરસ રહેવાની જગા બનાવી-કે જ્યાં ન દહાડા મોટા થતા કે ન રાત નાની થતી હતી.

ત્યાં ન ઉનાળો કે ન શિયાળો હતો-હવા અમ્બરની સુગંધ ભરેલી અને વરસાદ જાણે શરાબજ વરસતો.

આખું વર્ષ ત્યાં વસંત રૂતુજ રહેતી હતી-ત્યાંના ગોલાબ મેહબુબોના ગુલાબી ગાલ જેવા રાતા રહેતા.

દિલ ઉપર કશી પ્રકારનું દુઃખ દર્દ, કે મેહનત ન હતાં-મેહનતને લીધે દેવો પણ કશી બદી કરી શકતા ન હતા.

તેની ભલાઈ અને ઈન્સાફને લીધે ઝમાનો પણ નીરાંતે ઊંઘાતો હતો.

દેવોજ આફતમાં ગિરેફતાર હતા-તેના હાથ નીચે મેહનત કરવાથી તેઓ પોકાર કરતા હતા.

## ગુમ્રાહ્ કર્દન્ વ ફેરીફ્તને એબ્લીસ્ કાઊસ્રા વ રફ્તને ઊ બઆસ્માન્ વ ઉફ્તાદનશ્ બર્ ઝમીને આમુલ્.

## એબ્લીસનું કાઊસને ગુમરાહ કરવું અને ઠગવું તથા તેનું આસ્માન ઉપર ચઢવું અને આમુલની ઝમીન ઉપર પડવું.

ચુનાન્ બુદ કે એબ્લીસ રૂઝે પગાહ
યકી અન્જોમન્ કર્દ પેન્હાન્ ઝે શાહ

એવું બન્યું કે એક દહાડો બામદાદે એબ્લીસે-પાદશાહથી એક છૂપી અન્જુમન ભરી.

**બદીવાન્ ચુનીન્ ગોફ્તૂ કેમરૂઝ કારૂ**
**બરન્જો બસખ્તીસ્ત બા શહુરયારૂ**
**યકી દીવ બાયદ્ ફુનૂન્ ચરૂબ્દસ્ત**
**કે દાનદ્ હમહુ રસ્મો રાહે નેશસ્ત**
**શવદ્ જાને કાઊસ તીરહુ કુનદ્**
**બદીવાન્ બરીન્ રન્જ કુતહુ કુનદ્**
**બેગર્દાનદશ સરૂ ઝે યઝદાને પાક**
**ફેશાનદ્ બરાન્ ફરૂરે ઝીબાશ ખાક**
**શનીદન્દ્ દીવાન્ ગેરેફ્તન્દ્ યાદ**
**કસ અઝ બીમે કાઊસ પાસોખ નદાદ્**
**યકી દીવે દેઝ્ખીમ બરૂપાએ ખાસ્ત**
**ચુનીન્ ગોફ્ત કીન્ નઘઝ કારી મરાસ્ત**
**બેગર્દાનમશ સરૂ ઝે દીને ખોદાય**
**કસ ઈન્રા જોઝ અઝ મન્ નેયારદ્ બજાય**
**ઘોલામી બરૂઆરાસ્ત બરૂ ખીશતન**
**સખુનગૂયો શાયેસ્તએ અન્જોમન**
**હમીબૂદ્ તા નામવરૂ શહુરયારૂ**
**ઝે પહુલવ બેરૂન રફ્ત બહુરે શેકારૂ**
**બેયામદ્ બપીશશ ઝમીન બૂસ દાદ્**
**યકી દસ્તએ ગુલ બકાઊસ દાદ્**
**ચુનીન્ ગોફ્ત કીન્ ફરૂરે ઝીબાએ તૂ**
**હમી ચર્ખે ગરૂદૂન્ સઝદ્ જાએ તૂ**
**બકામે તો શુદ્ રૂએ ગીતી હમહુ**
**શબાનીઓ ગરૂદનફરાઝાન્ રમહુ**
**પરી આદમી દીવ પીશત બપાય**
**ચુ જમશીદ્ ગશ્તી જહાન્ કદ્ખોદાય**
**યકી કારૂ માન્દસ્ત તા દરૂ જેહાન્**
**નેશાને તો હરૂગેઝ નગરૂદદ્ નેહાન્**
**ચે દારદ્ હમી આફ્તાબ્ અઝ તો રાઝ**
**કે ચૂન્ ગરૂદદ્ અન્દરૂ નેશીબો ફરાઝ**
**ચેગૂનસ્ત માહો શબો રૂઝ ચીસ્ત**
**બરીન્ ગરૂદેશે ચરૂખ સાલારૂ કીસ્ત**
**બેદાની હમહુ બૂદનીહા બરાઝ**
**ચુ બા યારહુ બરૂતરૂ શવી બરૂફરાઝ**
**ગેરેફ્તી ઝમીન્ આનચે બુદ્ કામે તૂ**
**શવદ્ આસ્માન્ નીઝ દરૂ દામે તૂ**
**દેલે શાહુ અઝાન્ દીવ બીરાહુ શુદ્**
**રવાનશ ઝે અન્દીશહુ કુતાહુ શુદ્**
**ગુમાનશ ચુનાન્ બુદ્ કે ગર્દાન સેપેહુરૂ**
**બગીતી મરા દરૂનમૂદસ્ત ચેહુરૂ**
**નદાનીસ્ત કીન્ ચરૂખરા પાયહુ નીસ્ત**
**સેતારહુ ફરાવાનો ઈઝદ્ યકીસ્ત**

**હમહુ ઝીરે ફર્માનશ બીચારહુ અન્દ્**
**કે બા સખ્તો નહુસ અન્દો સયયારહુ અન્દ્**
**જહાન્આફરીન્ બીનેયાઝસ્ત અઝીન્**
**ઝે બહુરે તો બાયદ્ સેપહુરો ઝમીન્**
**ફુરૂ અન્દીશહુ શુદ્ જાને આન્ પાદ્શા**
**કે તા ચૂન્ શવદ્ બીપરૂ અન્દરૂ હવા**

તેણે દેવોને કહ્યું કે "આજ કાલ આપણને પાદશાહની સખ્ત મેહનત કરવી પડે છે.

હવે આપણને એક એવો ચબરાક દેવ જોઇયે–કે જે બેસવા ઉઠવાની બધી રાહ રસમ જાણતો હોય.

તે જાય અને કાઊસને લોભાવે–અને દેવોનું આ દુઃખ ઓછું કરે.

તે તેનું માથું પાક યઝદાનથી ફેરવે–તેનાં ઝળકતાં ખોરેહ ઉપર ધૂળ છાંટે."

દેવોએ સાંભળ્યું અને મનમાંજ બડબડયા–પણ કોઇએ કાઊસની ધાસ્તીથી જવાબ આપ્યો નહીં.

એક બદ ખસ્લતનો દેવ ઉભો થયો–કે "આ ઉમદા કામ મારૂં છે. ૩૭૧

હું તેનું માથું ખુદાની દીનથી ફેરવીશ–મારા સિવાય કોઇ એ કરી શકશે નહીં."

પોતે એક સારૂં બોલનાર, સભ્ય ઘોલામનું રૂપ ધારણ કરીને,

જ્યાં સુધી તે નામીચો પાદશાહ પેહલવથી શેકાર કરવા બાહેર નીકળ્યો ત્યાં સુધી થોભ્યો.

પછી તે તેની આગળ આવ્યો અને ઝમીન ચૂમી–તેણે એક તોરો કાઊસને આપ્યો,

અને બોલ્યો કે "આ તારો દબદબો અને ખોરેહ એવાં છે–કે તારૂં રહેઠાણ તો આસ્માન ઉપરજ થવું જોઇયે.

તારી ઈચ્છા પ્રમાણે બધી દુન્યા તારા તાબામાં આવી છે–તું ગોવાળિયો અને સરદારો તારાં મેંઢાં બકરાં છે.

પરી, માણસ અને દેવ તારા પગ આગળ ઉભા રહે છે–તું જમશેદની માફક દુન્યાનો સાહેબ થયો છે.

બસ હવે એક કામ બાકી રહ્યું છે–જે કીધાથી તું દુન્યામાં હમેશ માટે પોતાની યાદગારી છોડી જશે.

આ સૂરજ પોતાના ઉગવા આથમવાનો ભેદ તારીથી કાં છુપો રાખે?

આ ચાંદ તે શું છે, રાત અને દહાડો તે શું છે–આ ફરતા આસ્માનનો માલીક તે કોણ છે? ૩૭૨

જો તું યુક્તિથી ઊંચે ચઢે–તો એ બધો ભેદ જાણી શકે.

બધી દુન્યા તારા તાબામાં આવી છે અને તારી બધી મુરાદો પુરી પડી છે–હવે આ ફરતા આસ્માનને પણ પોતાના કબઝામાં લે."

પાદશાહનું દિલ તેથી ગુમરાહ થયું–અને જરા પણ વિચાર કીધો નહીં.

બસ એકદમ એમજ માની લીધું કે "ફરતાં આસ્માને મારી ઉપર વધુ મેહરબાની કીધી છે."

તેણે એમ નહીં જાણ્યું કે આ આસ્માન ઉપર ચઢવાને પગથિયાં નથી–અને જો કે સિતારા પુષ્કળ છે તો પણ ખોદાતાલાજ તે (સઘળાંને પેદા કરનાર તો) એકલો છે.

અને એ સઘળા તેના હોકમના તાબેદાર છે–જેમાંથી કેટલાક ભલા કેટલાક ખરાબ અને વળી ભટકતા છે.

વળી એ બધું હોવા છતાં પણ ખોદાને તો એની કશી હાજત પડતીજ નથી–એ તો તારે માટેજ આસ્માન અને ઝમીન જોઇયે (છે).

હવે તે પાદશાહ મનમાંનો મનમાંજ વિચાર કરવા લાગ્યો–કે "પાંખ વગર હવામાં કેવી રીતે ઉડે?"

ઝે દાનન્દગાન્ પસ બેપુર્સીદ્ શાહ<br>
કઝીન્ ખાક્ ચન્દસ્ત તા ચર્ખો માહ<br>
૬૭૩ સેતારહ્શુમોર્ ગોફ્તો ખુસ્રવ્ શનીદ્<br>
યકી કશ્ઝો નાખૂબ્ ચારહ્ ગુઝીદ્<br>
બેફર્મૂદ્ તા પસ બહન્ગામે ખાબ્<br>
બેરફ્તન્દ્ સૂએ નેશીમે ઓકાબ્<br>
અઝાન્ બચ્ચહ્ બેસ્યાર્ બર્દાશ્તન્દ્<br>
બહર્ ખાનઈ હર્ દો બોગ્ઝાશ્તન્દ્<br>
હમીપર્વરાનીદ્ શાન્ સાલો માહ્<br>
બમોર્ઘો કબાબો બરહ્ ચન્દ્ ગાહ્<br>
ચુ નીરૂ ગેરેફ્તન્દ્ હર્ યક્ ચુ શીર્<br>
બદાન્સાન્ કે ઘોરૂમ અન્દર્ આરન્દ્ ઝીર્<br>
ઝે ઊદે કુમારી યકી તખ્ત કર્દ્<br>
સરે તખ્તહારા બઝર્ સખ્ત કર્દ્<br>
બપહ્લૂશ બર્ નીઝહાએ દરાઝ્<br>
બેબસ્તો બરાન્ગૂનહ્ બર્કર્દ્ સાઝ્<br>
બર્આવીખ્ત બર્ નીઝહ્ રાને બરહ્<br>
બેબસ્ત અન્દર્ અદીન્શાહ્ દેલ્ યક્સરહ્<br>
વઝાન્પસ ઓકાબે દેલાવર્ ચહાર્<br>
બેયાવર્દ્ બર્ તખ્ત બસ્ત ઉસ્તુવાર્<br>
નેશસ્ત અઝબરે તખ્ત કાઊસે કય<br>
નેહાદહ્ બપીશ અન્દરૂન્ જામે મય<br>
૩૭૪ ચુ શુદ્ ગોર્સનહ્ તીઝ પર્રાન્ ઓકાબ્<br>
સુએ ગોશ્ત કર્દન્દ્ હર્ યક્ શેતાબ્<br>
ઝે રૂએ ઝમીન્ તખ્ત બર્દાશ્તન્દ્<br>
ઝે હામૂન બઅબ્ર્ અન્દર્ અફ્રાશ્તન્દ્<br>
બદાન્ હદ્ કે શાન્ બૂદ્ નીરૂ બજાય<br>
સુએ ગોશ્ત કર્દન્દ્ આહન્ગો રાય<br>
શનીદમ કે કાઊસ અઝાન્ બર્ ફલક્<br>
હમીરફ્ત તા બોગ્ઝરદ્ અઝ મલક્<br>
દેગર્ ગોફ્ત અઝાન્ રફ્ત બર્ આસ્માન્<br>
કે તા જન્ગ્ સાઝદ્ બતીરો કમાન્<br>
ઝે હર્ગૂનઈ હસ્ત આવાઝે ઈન્<br>
નદાનદ્ બજોઝ પુર્ખેરદ્ રાઝે ઈન્<br>
પરીદન્દ્ બેસ્યારો માન્દન્દ્ બાઝ્<br>
ચુનીન્ બાશદ્ આન્ કસ કે ગીરદ્શ આઝ્<br>
ચુ બા મોર્ઘ પર્રન્દહ્ નીરૂ નમાન્દ્<br>
ઘમી ગશ્તો પર્હા બખૂય દર્નેશાન્દ્<br>
નેગૂન્સાર્ ગશ્તન્દ્ અઝ અબ્રે સેયાહ્<br>
કશાન્ અઝ હવા નીઝહો તખ્તો શાહ્<br>
સુએ બીશએ શહ્રે ચીન્ આમદન્દ્<br>
બઆમુલ બરૂએ ઝમીન્ આમદન્દ્<br>
૩૭૫ નકર્દશ તબાહ્ અઝ શેગેફ્તી જેહાન્<br>
હમીબૂદની દાશ્ત અન્દર્ નેહાન્<br>
સેયાવુશ અઝ ખાસ્ત આમદ્ પદીદ્<br>
બેબાયેસ્ત લખ્તી ચમીદો ચરીદ્<br>
અગર્ શાહ્ કાઊસ ગશ્તી તબાહ્<br>
જહાનદાર્ ખુસ્રવ નબૂદી ઝે શાહ્<br>
ચુ ઓફ્તાદ્ અન્દર્ ચુનાન્ જાએ બીમ<br>
ઝે ઘમ બૂદ્ બીચારહો દેલ્ દો નીમ

પછી પાદશાહે દાનાઓને પૂછ્યું-કે " આ ઝમીનથી આસ્માન અને ચાંદ કેટલો દૂર છે ?"

નુજૂમીઓએ જવાબ દીધો અને પાદશાહે સાંભળ્યો-પછી તેણે એક ઊંધી અને નાલાયક યુક્તિ શોધી કાઢી.

પછી તેણે ફર્માવ્યું જેથી સૂવાને વખતે-લોકો ઓકાબ જાનવરના માળા તરફ ગયાં,

અને માળાઓમાંથી ઘણાક બચ્ચાં ઊંચકી લાવ્યાં-અને એકેક ઘરમાં બબે રાખ્યાં;

અને રાત દહાડો તેઓને પરંદાં અને કેટલીક વખત હલવાનનાં કબાબ ઉપર ઉછેર્યાં.

જ્યારે તે સઘળાં સિંહ જેવાં જોરાવર થયાં-એવાં કે પહાડી બકરાંને ઊંચકી જાય;

ત્યારે તેણે કન્યાકુમારી નામના ટાપુનાં અગરનાં લાકડાંનું એક તખ્ત બનાવ્યું-તે પાટિયાંઓને સોનામાં જડયાં.

પછી તેને ચારે ખૂણે લામ્બા લામ્બા નેઝા બાંધ્યા-અને એવી રીતે બધું કામ તૈયાર કીધું.

નેઝાઓને નાકે હલવાનની ટાંગ લટકાવી-અને બસ એના એજ વિચારમાં રહ્યો.

ત્યાર પછી ચાર મઝબૂત ઓકાબ મંગાવી-તખ્ત સાથે જકડીને બાંધ્યાં.

અને કયકાઊસ તે તખ્ત ઉપર બેઠો-તેણે શરાબની જામ પોતા આગળ રાખી હતી.

જ્યારે તેઝ ઉડનારાં ઓકાબ ભૂખ્યાં થયાં-ત્યારે દરેકે ગોશ્ત તરફ ઝંપલાવ્યું.

તેઓએ ઝમીનની સપાટીથી તખ્ત ઉડાવ્યું-અને ઝમીન ઉપરથી આસ્માન તરફ ચાલ્યાં.

તેઓમાં જેટલી શક્તિ હતી તે બધી લગાડી-બસ પેલાં ગોશ્ત તરફજ તુટી પડયાં.

( ફિર્દોસી કહે છે કે ) મેં સાંભળ્યું છે કે " કાઊસ અસ્માન ઉપર-એવા વિચારથી ગયો હતો કે ફરેશ્તાઓથી આગળ વધી જાય.

વળી એમ પણ કહેવાય છે કે તે આસ્માન સાથે લડાઈ કરવાનાજ વિચારથી ગયો હતો. "

એ બાબદની ઘણી જુદી જુદી કથાઓ છે-તે સઘળું જાણનારા સાહેબ સિવાય ખરી હકીકત કોઈ જાણતું નથી.

તેઓ પુષ્કળ ઉડયાં પણ શેવટે થાકીને થોભ્યાં-લોભિયાઓનો એવોજ હાલ થાય છે.

જ્યારે ઉડનારાં પક્ષીઓમાં કૌવત નહીં રહ્યું-ત્યારે તેઓએ પસીનાથી ગગડતાં પર નાખી દીધાં.

અને શાહ તેનું તખ્ત અને નેઝા લઈને પવનથી ઘસડાતાં સીઆહ વાદળ ઉપરથી નીચે ઊંધાં પડયાં.

તેઓ ચીન શેહરનાં એક જંગલ તરફ ઉતર્યા-અને આમુલમાં ઝમીન ઉપર પડયાં.

એક ચમત્કાર તરીકેજ તેનો નાશ નહીં થયો-પણ એમાંબી કાંઈ ભેદ હતો.

તે એકે સેયાવખ્શ તેને પેટે જન્મ લેવાનો હતો-અને તેટલા માટે તેને થોડો વખત જીવવું જોઈતું હતું.

અગર પાદશાહ કાઊસનો અત્રે નાશ થતે-તો જેહાનદાર ક્યખુસરૂ પાદશાહ થવા નહીં પામતે.

જ્યારે તે એવી ધાસ્તીની જગામાં પડયો-ત્યારે હાય અફસોસથી તેનું દિલ તુટવા લાગ્યું.

બજાએ બુઝોર્ગીએ તખ્તે નેશસ્ત
પશીમાનીઓ રન્જ બૂદશ બદસ્ત
બેમાન્દહ્ બબીશહ્ દરૂન ખારો ઝારૂ
નેયાયેશ હમીકરૂદ બરૂ કેરૂદેગારૂ
હમીકરૂદ પૂઝેશ ઝે કરૂદહ્ ગોનાહ્
વરા મીબજોસ્તન્દ હરૂ સૂ સેપાહ્

દબદબા સાથે તખ્ત ઉપર બેસવાને બદલે-હવે તો તે પશ્ચાતાપ અને આફતમાં પડેલો હતો.

તે ઘણોજ ખુવાર અને દુઃખી થયલો તેજ જંગલમાં રહ્યો-અને ખોદાતાલાની ન્યાયેશ કરવા પડયો.

પોતે કીધેલા ગુનાહની માફી માગવા લાગ્યો-એનીગમ લશ્કર તેને શોધવા લાગ્યું.

---

## રફ્તને રોસ્તમ્ વ સરૂદારાને ઈરાન્ નઝ્દે કાઊસ્ વ્ બાઝ્ આવર્દનશ્ બતખ્તગાહે ઈરાન્.

ખબરૂ યાફ્ત ઝ્ રોસ્તમો ગીવો તૂસ
બેરફ્તન્દ બા લશ્કરે ગશ્નો કૂસ
બરોસ્તમ ચુનીન્ ગોફ્ત ગૂદર્ઝે પીરૂ
કે તા કરૂદ માદરૂ મરા સીરે શીરૂ
હમીબીનમ અન્દરૂ જહાન્ તાજો તખ્ત
કયાનો બુઝોર્ગાને બીદારૂબખ્ત
ચુ કાઊસે ખુદકામહ્ અન્દરૂ જેહાન્
નદીદમ કસી અઝ કેહાનો મેહાન્
ચુ દીવાનગાનસ્ત બીહૂશો રાય
બહરૂ બાદ કાયદ બેજુમ્બદ ઝે જાય
ખેરદ નીસ્ત ઊરા ન દીનો ન રાય
ન હુશશ બજાયસ્તો નહ્ દેલ્ બજાય
યકૂ અન્દીશએ ઊ હમી નગ્ઝ નીસ્ત
તો ગૂઈ બસરૂ અન્દરશ મગ્ઝ નીસ્ત
કસ અઝ નામદારાને પીશીન્ ઝમાન્
નકરૂદન્દ આહન્ગ્ ઝી આસ્માન્
કે જૂયદ હમી રાઝે ગરૂદૂન સેપેહરૂ
મગરૂ આન્ કે દીવશ કુનદ તીરહ્ ચેહરૂ
રસીદન્દ પસ પહૂલવાનાન્ બકૂય
નેકૂહેશ કુનો તીઝો પર્ખાશજૂય
બદ્ ગોફ્ત ગૂદરૂઝ બીમારૂસાન્
તોરા જાએ નીકૂતરૂ અઝ શારૂસાન્
બદુશ્મન દેહી હરૂ ઝમાન્ જાએ ખીશ
નગૂઈ બકસ બીહુદહ્ રાએ ખીશ
સે બારત ચુનીન્ રન્જો સખ્તી ફેતાદ
સરત આઝમાયેશ નગશ્ત ઊસ્તાદ
કશીદી સેપહૂરા બમાઝન્દરાન્
નેગરૂ તા ચે સખ્તી રસીદ અન્દરાન્
દેગરૂ બારહ્ મેહ્માને દુશ્મન શુદી
સનમ બૂદી ઊરા બરહૂમન શુદી
બગીતી જોઝ્ પાક્ યઝદાન નમાન્દ
કે મન્શૂરે તીગે તોરા બરૂનખાન્દ
બજન્ગે ઝમીન્ સરૂબસરૂ તાખ્તી
કુનૂન્ બાસ્માન નીઝ પર્દાખ્તી

## રૂસ્તમ અને ઈરાનના સરદારોનું કાઊસની નઝદીક જવું અને તેને ઈરાનના તખ્ત ઉપર પાછું લાવવું.

રૂસ્તમ, ગેવ અને તૂસને ખબર પડી-તેથી તેઓ મોટાં લશ્કર અને નગારાં સાથ ગયા.

બુઢ્ઢા ગૂદર્ઝે રૂસ્તમને કહ્યું-કે "મારી માએ મને દૂધ પાયું ત્યારથી (નાનપણથી)

હું દુન્યામાં તાજ, તખ્ત, પાદશાહો, બુઝોર્ગો અને ભાગ્યશાળીઓ જોતો આવ્યો છું,

(પણ) કાઊસના જેવો આપરંગીલો દુન્યાની અંદર-મેં નાના અને મોટાઓમાંથી કોઇને જોયો નથી. ૩૭૬

તે દીવાનાઓની માફક બેહોશ અને બેઅકલ છે-કારણકે તેના ધ્યાનમાં જેવી પવન ભરાય છે તે પ્રમાણે કરે છે.

તેનામાં ડહાપણ, ધર્મ અને સાધારણ અકલ પણ નથી-તેનું ભેજું કે દિલ ઠેકાણે નથી.

તેનો એક પણ વિચાર ઉમદા નથી-ગોયા તેના સરમાં મઘઝ નથી.

આગળા ઝમાનાના નામદારોમાંથી કોઇએ પણ-આસ્માન જીતવાનો ઈરાદો કર્યો નથી.

આ ફરતા આસ્માનનો ભેદ શોધી કાઢવાનો કોણ વિચાર કરે?-હા તેજ કે જેનું ભેજું એહરેમને ચેરવી મૂકયું હોય!"

પછી સઘળા પેહલવાનો કાઊસ આગળ આવી પહોંચ્યા-તેઓએ તેઝી અને ઘુસ્સાથી ઠપકો દેવા માંડયો.

ગૂદર્ઝે કહ્યું કે "શેહરનાં કરતાં તો તારા રહેવા માટે દીવાનશાળા (મેડ હાઉસ) ઠીક પડે.

તું દર વખતે દુશ્મનોને તાબે થઈ પડે છે-અને કોઇને પોતાના દુરંગી વિચારો માટે કશું જણાવતો નથી.

આવી રીતની મેહનત અને સખ્તી તને ત્રણ મરતબે પડી-તો પણ તું જરાએ ડાહ્યો થયો નહીં.

તું લશ્કરને માઝંદરાન લઈ ગયો-અને જો કે તેમાં કેવી આફત પડી? ૩૭૭

બીજી મરતબે તું દુશ્મનો સાથે મોજ મઝાહ કરવા ઉતરી પડયો-અને જ્યાં તારી પૂજા થતી હતી ત્યાંજ તું પૂજારી થઈ પડયો.

દુન્યામાં તો પાક યઝદાન સિવાય કોઈજ બચ્યું નહીં-કે જેણે તારી તલવારનું ફર્માન કબૂલ નહીં કીધું હોય.

અને જ્યારે એક નાકેથી બીજે નાકે સુધી તેં બધી પૃથ્વી તો જીતી લીધી-ત્યારે તારે આસ્માન પણ જીતવુંજ જોઇયે.

કે યકૂદસ્ત ચૂન બરૂતરૂ આઈ હમી
બરાબરૂ બજન્ગ્ અન્દરૂ આઈ હમી
નેગહ્ કુન્ કે તા ચન્દ્‌ચૂનહ્ બલા
બપીશ આમદી ચાકૂતી જુ રહા
પસ અઝ તૂ બહીન્ દાસ્તાનહા ઝનન્દ
કે શાહી બરૂઆમદ્ બચર્ખે બલન્દ
કે તા માહો ખુરૂશીદરા બેન્ગરદ
સેતારહ્ હમી યકૂ બયકૂ બેશમરદ
ચુનાન્ કુન્ કે બીદારૂ શાહાન્ કુનન્દ
સેતાયન્દહો નીકુખાહાન્ કુનન્દ
બોઝ અઝ બન્દગી તા તવાની મજૂય
મઝન્ દસ્ત દરૂ નીકો બદ જોઝ બદૂય
૩૭૪ ચુનીન્ દાદ પાસોખ કે અઝ રાસ્તી
નેયાયદ બદાદ અન્દરૂન્ કાસ્તી
હમહ્ દાદ ગોફૂતીઓ બીદાદ નીસ્ત
કે દામે તો જાને મન આઝાદ નીસ્ત
ફેરૂમાન્દ કાઊસો તર્ઝવારૂ ખરૂદ
અઝાન્ નામદારાનો મર્દાને મરૂદ
હમીરીખ્ત અઝ દીદગાન્ આબે ઝરૂદ
હમી અઝ જહાન્આફ્રીન્ યાદ કરૂદ
પસીચીદો અન્દરૂ અમારી નેશસ્ત
પશીમાનીઓ દરૂદ બૂદશ બદસ્ત
ચુ આમદ સુએ તખ્તગાહે બલન્દ
દેલશ ઝાન્ ચુનાન્ કારૂ માન્દહ્ નેઝન્દ
ચેહલ રૂઝ બુદ નઝદે યઝદાન્ બપાય
બેપયમૂદ ખાકો બેપર્દાખ્ત જાય
કે શરૂમ અઝ દરે કાખ બીરૂન નરફૂત
હમી પૂસ્ત બરૂ તનશ ગોફૂતી બેકફૂત
હમીરીખ્ત બા લાબહ્ અઝ દીદહ્ ખૂન
હમીખાસ્ત આમોર્ઝેશ અઝ રેહનમૂન
પશીમાન્ શુદો દરૂદ બુગઝીદો રન્જ
નેહાની બેબખ્શીદ બેસ્યારૂ ગન્જ
૩૭૫ કે શર્મે દેલીરાન્ તનશ કરૂદ પસ્ત
બરામો દરે બારૂ દાદન્ બેબસ્ત
હમી રોખ બેમાલીદ બરૂ તીરહ્ ખાકૂ
નેયાયેશ કુનાન્ નઝદે યઝદાને પાકૂ
ચુ બોગઝશ્ત યકૂચન્દ ગેર્યાન્ ચુનીન્
બેબખ્શૂદ બરૂ વય જહાન્આફ્રીન્
પરાગન્દહ્ આમદ્ કે હરૂ સૂ સેપાહ્
બનઝદીકે દરૂગાહે કાઊસે શાહ્
બરૂઅફ્રૂખ્ત આમોર્ઝેશે દાદગરૂ
બેદાનેસ્ત કઝ રન્જહા યાફૂત બરૂ
નેશસ્ત અઝબરે તખ્તે ઝરૂ બા કોલાહ્
ચકી ગન્જ બોકુશાદ દરૂ બરૂ સેપાહ્
ચકી કારે નવ સાખ્ત અન્દરૂ જેહાન્
કે તાબન્દહ્ શુદ બરૂ કેહાનો મેહાન્
જહાન્ ગોફૂતી અઝ દાદ દીબા શુદસ્ત
શહન્શાહ્ બરૂ ગાહ્ ઝીબા શુદસ્ત
કે હરૂ કેશ્વરી નામવરૂ મેહ્તરી
કે બરૂ સરૂ નેહાદી બલન્દ અફૂસરી

એક જરા પણ મોટાઈ દેખાડવી-તે જો કે બંડ ઉઠાવ્યા બરાબર છે;

છતાં તું જો કે પોતાને હાથે પોતાના માથાં ઉપર કેવી કેવી આફત નાખી અને તે બધી આફતમાંથી તું છટકી ગયો છે?

ત્યાર પછી લોકો તારે માટે બોલશે-કે એક પાદશાહ આસ્માન ઉપર,

ચાંદ અને સુરજને જોવા-તથા એકે એક તારાને ગણવા ચઢયો હતો.

હવે તો તું ડાહ્યા, પવીત્ર, અને દયાળુ પાદશાહોને ઘટે તેવાં કામ કર.

તું બને ત્યાં સુધી બંદગી સિવાય બીજુ કાંઈ ના કર-તેના હોકમ સિવાય ભલું કે બુરૂં કાંઈજ ના કર."

તેણે જવાબ આપ્યો કે "સચ્ચાઈ ભરેલા ઈન્સાફથી-કશું નુકસાન થતું નથી.

તું જે બોલ્યો તે ખરૂં છે અને તેં મારી ખાત્રી કરી આપી છે."

કાઊસ તે મર્દોને મર્દ નામદારો આગળ ઝંખવાનો પડી ગયો અને મુંગો રહ્યો.

તે આંખોમાંથી કડવાં આંસુ વરસાવતો હતો-અને ખુદાતાલાને યાદ કરતો હતો.

તે પશેમાન થતો દુઃખી દીલ સાથે તૈયાર થઈ અમારીમાં બેઠો.

તે પોતાનાં બુલંદ તખ્ત તરફ આવ્યો-પણ પોતે કરેલા આવા મોટા અપરાધથી પશેમાન થઇને

ચાલીસ દહાડા સુધી યઝદાન આગળ નેયાયેશ કરતો ઉભો રહ્યો અને તખ્ત ઉપર બેઠો નહીં.

તે શર્મનો માર્યો મેહલમાંથી-બાહેર નહીં નીકળ્યો. શર્મને લીધે તેનાં તનબદનની ચામડી જાણે ફાટી જતી હતી.

તે આહ અને ફર્યાદ સાથે આંખમાંથી આંસુ રેડતો હતો-અને ખુદાતાલાથી માફી ચાહતો હતો.

તે ઘણો પશેમાન, દુઃખી અને રંજીદા થયો-અને છુપી રીતે ઘણી ખેરાત કીધી.

દેલીરોને મોઢું દેખાડતાં તે શર્માયો-ખાનીપીની કે દરબાર બધું બંધ રાખ્યું,

અને પાક યઝદાનની નઝદીક નિયાયેશ કરતો-સીઆહ ખાક ઉપર મોઢું મસલતો રહ્યો.

એમ રડતાં જ્યારે તેને કેટલોક વખત થયો-ત્યારે ખોદાતાલાએ તેનો ગુનાહ માફ કર્યો.

ચો તરફથી બધું વીખરાયલું લશ્કર પાદશાહ કાઊસની દરગાહમાં આવ્યું.

દાદગરની માફી મળવાથી તે પાછો પ્રકાશિત થયો-તેણે જાણ્યું કે "તોબા કીધાથી આ ફળ મળ્યું છે."

તે કોલાહ પેહેરીને સોનેરી તખ્ત ઉપર બેઠો-અને લશ્કર માટે ખઝાનાનો દરવાઝો ખોલ્યો.

તેણે દુન્યાને નવેસરથી નવી કીધી-જેથી તે નાનાં અને મોટાં ઉપર પ્રકાશિત થયો.

ઈન્સાફને લીધે દુન્યા જાણે રેશમી કપડાં જેવી ઝળકતી થઈ-(અને) શેહનશાહ પાછો તખ્ત ઉપર સણગારેલો થયો.

દરેક મુલકના નામદાર સરદારો-કે જેઓ બુલંદ તાજ ધરાવતા હતા,

બદરૂગાહે કાઊસે શાહુ આમદન્દ
વઝાન્ સરૂ કશીદન્ બરાહુ આમદન્દ
ઝમાનહુ ચુનાન્ શુદ કે બૂદ અઝ નુખોસ્ત
બમેહ્‌રો વફા રૂએ ખુરાવ બેશોસ્ત
હમહુ મેહ્‌તરાન્ કેહ્‌તરે ઊ શુદન્દ
પરસ્તન્દહો ચાકરે ઊ શુદન્દ
નેશસ્ત અઝબરે તખ્તે ગઊહરનેગારૂ
અબા તાજો બા ગોર્ઝએ ગાવસારૂ
બકામે દેલે ખીશ બર્દાશ્ત કામ
શુદહુ શાદ દેલ્ યાફ્તહુ કામો નામ
હમહુ દાદ્ કર્દો હમહુ દાદ દીદ
અઝીરા કે ગીતી હમહુ બાદ દીદ
કુજા પાદ્‌શા દાદ્‌ગરૂ બૂદો બસ
નેયાઝશ નબાશદ બફર્યાદ્‌રસ
હમહુ કામે ખુદ બરૂગેરેફ્ત અઝ જેહાન્
અબા નામદારાને ફ્રૂરોખ મેહાન્
હમહુ બઝ્મો મયદાન ખુદી કારે ઊય
ચુ તૂસો ચુ રોસ્તમ બુદી યારે ઊય
ફરીદૂન્ મનેશ બૂદો જમ્‌શીદ જાહુ
ન બીનદ ચુ ઊ પાદ્‌શા તાજો ગાહુ
દરીન્ દાસ્તાન્ ગોફ્તમ આન્ કમ શુનૂદ
ચુનીન્ યાદ હરૂગેઝ કસીરા નબૂદ
ચુનીન્ બૂદ આયીને શાહે જહાન્
ચુનીન્ બૂદ રોસ્તમ સરે પહ્‌લવાન
ઝે કાઊસે કય બાઝ પર્દાખ્તમ
કુનૂન્ રઝ્મે ગરૂદનકશાન્ સાખ્તમ
ચે ગોફ્ત આન્ સરાયન્દહુ મરૂદે દેલીરૂ
કે નાગહુ બરૂઆવીખ્ત બા નરૂરહુ શીરૂ
કે ગરૂ નામે મર્દી બેજૂઈ હમી
રોખે તીઘે હેન્દી બેશૂઈ હમી
ઝે બદ્‌હા નબાયદત પર્હીઝ કરૂદ
ચુ પીશ આયદત રૂઝગારે નબરૂદ
ઝમાનહુ ચુ આયદ બતન્ગી ફ્રાઝ
હમાના નગરૂદદ બપર્હીઝ બાઝ
ચુ હમરહુ કુની મરૂગ્‌રા બા ખેરદ
દેલીરત ઝે જન્ગ્‌આવરાન્ નશ્‌મરદ
ખેરદ્‌રાઓ દીનરા રહી દીગરસ્ત
સખુન્‌હાએ નીકૂ બબન્દ અન્દરસ્ત
મરા ઓમરૂ બરૂ શસ્ત શુદ સેલેયાન્
બરન્જો બસખ્તી બેબસ્તમ મેયાન્
ગહે રફ્તન્ આમદ બદીગરૂ સરાય
મગરૂ નઝ્‌દે યઝ્‌દાન્ બેહુ આયદમ્ જાય
ચુનાનમ કે ગૂઈ નદીદહુ જેહાન્
હમહુ કરૂદ્‌હાએ ગોઝશ્તહુ નેહાન્
ચુ શીબોગઝરદ રૂઝગારે બેહી
હમાન્ બેહુ કે રન્જી બખુદ બરૂનેહી

તેઓ પાદશાહ કાઊસની દરગાહમાં આવ્યા-અને પોતે સર ફેરવવાથી પાછા રાહ ઉપર આવ્યા.

આગળો સારો વખત પાછો આવ્યો-સઘળાઓએ મોહબત અને વફાદારીથી પાદશાહનું મોઢું ધોઈ કાઢયું. ૩૮૦

તમામ સરદારો તેના તાબેદાર થયા-તેના ધુલામો અને ચાકરો બન્યા.

તાજ અને ગાયની સૂરતના ગોર્ઝ સાથ-તે ગોહરના ચીતારનાં તખ્ત ઉપર બેઠો.

ઈચ્છાપૂર્વક તેણે આનંદ મેળવ્યો-તે ખુશી થયો અને મુરાદ મેળવી તથા નામ મેળવ્યું.

તેણે સઘળો ઈન્સાફ કીધો અને ભલાઈ મેળવી-તેણે જોઈ લીધું કે "દુન્યા તો એક હવાના સપાટા જેવી છે."

જ્યારે પાદશાહ ઈન્સાફી હોય છે-ત્યારે તેને કોઈ મદદગારની ઝરૂરત નથી પડતી.

મુબારક નામદાર સરદારો સાથ-તેણે દુન્યામાં પોતાની સઘળી મુરાદો હાસેલ કીધી.

ખાવું પીવું અને શેકાર બસ એજ તેનું કામ હતું-તૂસ અને રૂસ્તમ જેવા તેના સાથી હતા.

તે ફરીદૂનની ખસ્લતનો અને જમશેદના દબદબાનો હતો-તાજ અને તખ્ત તેના જેવો પાદશાહ જોશે નહીં.

આ દાસ્તાન મેં જેવી સાંભળી તેવી કહી છે-કોઈ બીજાને એવી કોઈ પણ વાત યાદ ન હતી.

દુન્યાના પાદશાહની આ રાહ રસમ હતી-અને રૂસ્તમ આવી રીતે સરદારોનો સરદાર હતો. ૩૮૧

શાહ કાઊસની દાસ્તાન મેં પુરી કરી છે-અને હવે પેહલવાનોની લડાઈની દાસ્તાન લખવા માંડી છે.

પેલા બહાદુર ગવૈયાએ જેના ઉપર એક સિંહ અચાનક આવી પડયો હતો તેણે શું કહ્યું છે?

કે "જો તું બહાદુરીની કીર્તિ મેળવવા ચાહતો હોય-અને હિંદી તલવારને લોહીમાં ભીંજવવા માગતો હોય,

તો જ્યારે તારી સામે લડાઈનો વખત આવીને ઉભો રહે-ત્યારે તારે બીહને નાસી જવું ન જોઇયે.

કારણકે જ્યારે મોત આવી લાગે છે-ત્યારે નાસી જવાથી તે કાંઈ પાછું ફરતું નથી.

જો તું મોતને ડહાપણની સાથ જોડી નાખશે-તો બહાદુરો તને બહાદુર નહીં સમજશે.

કારણકે ડહાપણ અને દીનનો તો રસ્તો જુદો છે-દાનાઓની ભલી શીખામણ દબાણ નીચે આવી ગયલી છે."

મને દુઃખ અને સખ્તી ભોગવતાં ભોગવતાં-હાલ મારી ઉમર સાઠ વર્ષની થઈ છે.

અને પેલી દુન્યામાં જવાનો વખત આવી લાગ્યો છે-ખોદા કરેને મને ત્યાં સારી જગ્યા મળે.

આવી ઉમર થયા છતાં હું એવો છું કે જાણે દુન્યાનો અનુભવ મને કાંઈજ નથી-આગલાં સર્વ કામો ઢંકાઈ ગયાં છે ( એટલે ભૂલી ગયો છું ). ૩૮૨

હવે જ્યારે તારો સારો વખત પસાર થઈ ગયો ( એટલે જવાની ચાલી ગઈ )-ત્યારે હવે બુઢ્ઢાપામાં તકલીફ લેવી સઝાવાર છે.

## નખ્ચીર્ કર્દને રોસ્તમ્ બા હફ્ત્ પહ્લવાન્ બશેકાર્ગાહે અફ્રાસેયાબ્.

કુનૂન્ અઝ્ રહે રોસ્તમે જન્ગ્જૂય
યકી દાસ્તાનસ્ત બા રન્ગો બૂય
શનીદમ કે રૂઝી ગવે પીલતન્
યકી સૂર્ કર્દ્ અઝ્દરે અન્જોમન્
બજાઈ કુજા નામે ઊ બુદ્ નવન્દ્
બદ્ અન્દરૂન્ કાખહાએ બલન્દ્
હમહ્ કાખહા સર્બસર્ પુર્નેગાર્
બદશ્ત અન્દરૂન્ જાયગાહે શેકાર્
કુજા આઝરે બર્ઝે બર્ઝીન્ કુનૂન્
બદાન્જા ફેરોઝદ્ હમી રહ્નમૂન્
બુઝોર્ગાને ઈરાન્ બદાન્ બઝ્મગાહ્
શુદન્દ્ અન્જોમન્ નામવર્ યક્ સેપાહ્
ચુ તૂસો ચૂ ગૂદર્ઝો કશ્વાદગાન્
ચુ બહ્રામો ચૂન્ ગીવે આઝાદગાન્
ચુ ગુર્ગીનો ચૂન્ ઝન્ગએ શાવરાન્
ચુ ગોસ્તહ્મો ખર્રાદે જન્ગ્આવરાન્
૩૮૩ ચુ બર્ઝીને ગર્દનકશે તીઘઝન્
ગોરાઝહ્ કે બૂદ્ અફ્સરે અન્જોમન્
અબા હર્ યક્ અઝ્ મેહ્તરાન્ મર્દે ચન્દ
યકી લશ્કરે નામદાર્ અર્જમન્દ
બર્આરાસ્ત રોસ્તમ યકી જશ્નગાહ્
કે બઝ્મ આર્ઝૂ કર્દ્ ખુર્શીદો માહ્
નેયાસૂદ્ લશ્કર્ ઝમાની ઝે કાર્
ઝે ચઉગાનો તીરો નબીદો શેકાર્
ચુ ચન્દીન્ બદીન્સાન્ ગુઝર્ કર્દ્ રૂઝ્
બશાદીઓ રામેશ હમહ્ દિલ્ફેરૂઝ્
બમસ્તી ચુનીન્ ગોફ્ત યક્રૂઝ્ ગીવ
બરોસ્તમ કે અય નામબર્દાર્ નીવ
ગર્ અયદૂન્ કે રાએ શેકાર્ આયદત
ચુ યૂઝે દવન્દહ્ બકાર્ આયદત
બનખ્ચીર્ગાહે રદ્ અફ્રાસેયાબ્
બપૂશીમ તાબાન્ રોખે આફ્તાબ્
ઝે ગર્દે સવારાનો અઝ્ યૂઝો બાઝ્
ફ્રાઝીદને નીઝહાએ દરાઝ્
બગૂરે તગાવર્ કમન્દ્ અફ્ગનીમ
બશમ્શીર્ બર્ શીર્ બન્દ્ અફ્ગનીમ
૩૮૪ બનખ્ચીર્ કર્દન્ બદશ્તે દધૂય
અબા બાઝો યૂઝાને નખ્ચીર્જૂય
બબૂબીન્ ગોરાઝો તઝર્વાન્ બબાઝ્
બગીરીમ યક્સર્ બરૂઝે દરાઝ્
બદાન્ દશ્તે તૂરાન્ શેકારી કુનીમ
કે અન્દર્ જહાન્ યાદગારી કુનીમ
ચુનીન્ રાએ બીનમ અયા પહ્લવાન્
અગર્ દર્પઝીરી બરૌશનરવાન્

## રૂસ્તમનું સાત પેહલવાનો સાથ અફ્રાસિયાબનાં શિકારગાહમાં શિકાર કરવું.

હવે હું લડાયક રૂસ્તમની એક રંગીલી દાસ્તાન કહું છું,

કે એક દહાડે પીલતન પેહલવાને-પેહલવાનોની ઝેયાફત કીધી.

તે જગા ઉપર કે જેનું નામ "નવન્દ" હતું-અને જ્યાં બુલંદ મેહલ હતો.

સઘલા મેહલો તમામ સણુગારેલા હતા-અને જેનાં જંગલ શેકારથી ભરપુર હતાં.

જ્યાં કે બુલંદ આઝર બર્ઝીન હાલમાં રસ્તો દેખાડવા માટે પ્રકાશતો ઉભો છે.

ઈરાનના બુઝોર્ગોનો એક નામદાર ટોળો-તે મજલેસમાં એકઠો થયો.

જેવા કે તૂસ, ગૂદર્ઝ અને કેશ્વાદીઓ-ઊંચી તોખ્મનાં બેહરામ અને ગેવ,

ગુર્ગીન અને શાવરાનનો ઝન્ગે,-લડાયકો ગોસ્તહમ અને ખર્રાદ,

શમ્શેર મારનારો ગર્દનકશ બર્ઝીન-ગોરાઝ કે જે ટોળાનું તાજ હતું.

દરેક સરદારો સાથે થોડાં થોડાં માણસો પણ હતાં-અને એમ એક ભવ્ય મેળાવડો ભેગો થયો હતો.

રૂસ્તમે એક ખુશીની મજલેસ એવી તૈયાર કીધી-કે જે મજલેસમાં આવવા માટે આફતાબ અને માહતાબને પણ ખાહેશ થઈ.

તેઓએ ચોગાન દડી, તીર, શરાબ અને શિકારમાં કેટલોક વખત કાઢયો.

દિલને રોશન કરનારી ખુશી અને ગાનતાનમાં-જ્યારે કેટલાક દહાડા પસાર કીધા,

ત્યારે ગેવે એક દહાડે મસ્તીમાં રૂસ્તમને કહ્યું કે "ઓ નામ ઉઠાવનાર પેહલવાન !

જો તારો શિકાર કરવાનો વિચાર હોય-અને તેઝી ચિત્તાથી તું કામ લેવા માગતો હોય,

તો સરદાર અફ્રાસિયાબનાં શિકારગાહમાં-આપણ ઝળકતા આફતાબને,

સવારો, ચિત્તા અને બાજ પક્ષીની ગર્દથી-તથા લામ્બા નેઝા ઉઠાવીને ઢાંકી નાખ્યે.

આપણે તકાવર ગોરખર ઉપર કમંદ નાખ્યે-તલવારથી સિંહને નીચે પાડયે.

દધૂયનાં જંગલમાં આપણ બાઝ અને ચિત્તાથી શિકાર કર્યે.

આખો દહાડો આપણ ભાલાથી ડુક્કર અને બાઝથી તીતરનો શિકાર કર્યે.

આપણે તુરાનનાં તે જંગલમાં એક એવો શિકાર કર્યે-કે જેથી દુન્યામાં એક યાદગારી રહી જાય.

જો તું કબૂલ કરે તો ઓ પેહલવાન ! મારો તો એ વિચાર છે.

**કે અઝ ખુશ્વાન હરૂ કે ઈન બેન્ગરદ**
**બદીન કામે મા આફ્રીન ગોસ્તરદ**
**બદૂ ગોફ્ત રોસ્તમ કે બા કામે તુ**
**જહાન બાદો નીકી સરન્જામે તુ**
**સહરૂગહ બદાન દશ્તે તુરાન શવીમ**
**કે નખ્ચીરો અઝ તાખ્તન નઘનવીમ**
**હમીનસ્ત રાય અય ગવે નામદારૂ**
**જહાન્રા બેમાનીમ યકુ યાદગારૂ**
**ચુ ફર્દા શવદ ચાકે રૂઝ આશકારૂ**
**સઝદ ગરૂ બદાન્જાએ જૂયમ શેકારૂ**
**મયો જામો નખ્ચીરૂ બરૂહમ ઝનીમ**
**દમાદમ નબીદે દમાદમ ઝનીમ**
**બેબૂદન્દ યકુસરૂ બરીન યકુસખુન**
**કસી રાએ દીગરૂ નેયફૂગન્દ બુન**
**સહરૂગહ ચુ અઝ ખાબ બરૂખાસ્તન્દ**
**બરાન આરૂઝૂ રફૂતન આરાસ્તન્દ**
**બેરફૂતન્દ બા યૂઝો બાઝાને મહુદ**
**ગોરાઝાનો શાદાન સુએ રૂદે શહુદ**
**બનખ્ચીરૂગાહે રદ અફ્રાસેયાબ**
**બયકુદસ્ત કૂહો દેગરૂ રૂદે આબ**
**દેગરૂ સૂ સરખ્સો બેયાબાન બપીશ**
**ગલહ ગશ્તહ બરૂ દશ્ત આહૂઓ મીશ**
**ફેરૂદ આમદન્દ અઝ લબે રૂદબારૂ**
**ચુનાન સરૂ ખુશ અઝ બાદએ ખુશગુવારૂ**
**હમહ દશ્ત પુરૂ ખરૂગહો ખીમહ ગશ્ત**
**અઝ અમ્બૂહ આહુ સરાસીમહ ગશ્ત**
**બેરફૂતન્દ અઝાન્પસ બનખ્ચીરૂગાહ**
**હમહ બઝમજૂયો હમહ રઝમખાહ**
**કોહો દશ્ત નખ્ચીરૂ બરૂદાશ્તન્દ**
**કે ગરૂદૂન હમી નઅરહ બોગ્ઝાશ્તન્દ**
**કે દરૂરન્દહ શીરાન ઝમીન શુદ તેહી**
**બપરૂરન્દહ મોર્ઘાન રસીદ આગેહી**
**તલી હરૂ સુએ મોર્ઘાં નખ્ચીરૂ બૂદ**
**અગરૂ કોશ્તહ ગરૂ ખસ્તએ તારૂ બૂદ**
**કે શાખે ગવઝનાન રમહ દરૂ રમહ**
**ઝમીન બીશઇ ગશ્ત આજીન હમહ**
**કે બાઝાન હવા હમચુ અબ્રે બહારૂ**
**કે ખૂને તઝર્વાન ઝમીન લાલહઝારૂ**
**દમાન બાઝો યૂઝાન બરૂ આંહુ બરહ**
**કમીન સાખ્તહ બરૂ કોહો બરૂ દરહ**
**બનાવરૂદ હરૂ જાએ ખરૂગૂશો સગ**
**સુતુરાન બખૂ ઘરૂકુ માન્દહ બતગ**
**ગેરૂફૂતહ સુએ કબ્કુ શાહીન શેતાબ**
**કે ખૂન કરૂદહ ચન્ગલ અકીકી ઓકાબ**
**ફેતાદહ ઘવે તબ્લે તોઘરોલ બરૂ અબરૂ**
**ગુરીઝાન કે ગરૂદે સવારાન હેઝબરૂ**
**કે કોહ દીદહબાન નઅરહ બરૂદાશ્તહ**
**કમીનઆવરાન ગૂશ બેફ્રાશ્તહ**
**નેહાદહ બઆહુ સેયહગૂશ ચશ્મ**
**જહાન ચૂન દેરખ્શ અઝ કમીનગહ બખશ્મ**

પાદશાહોમાંથી જે કોઈ આપણો એ શિકાર જોય-તે આપણા ઉપર બસ આફ્રીનજ કરે.”

રૂસ્તમે કહ્યું કે “ઠીક, તારી મરજી પ્રમાણેજ થજો અને તું આબાદ રહેજો!

આપણ બામદાદે તુરાનનાં તે જંગલમાં જઈશું-અને ત્યાં શિકાર કરીશું.

ઓ નામદાર પેહલવાન! મારો પણ એજ વિચાર છે-કે આપણ દુન્યામાં એક યાદગારી છોડી જઇયે.

આવતી કાલે સવારના પોહોરમાંજ આપણ ત્યાં શિકાર શોધીશું.

ખૂબ શિકાર કરીશું અને દમબદમ શરાબ લઈશું.”

તેઓ સઘળા આ ઉપર એકમત થયા-કોઇએ જુદો વિચાર દર્શાવ્યો નહીં. ૩૮૨

બામદાદે જ્યારે ખાબથી ઉઠયા-ત્યારે તેઓએ જવાની તેયારી કીધી.

ડોલીમાં બેસાડેલા ચિત્તા અને બાઝ ( શકરા ) સાથ-દોડતા અને ખુશી કરતા શેહદ નદી તરફ ચાલ્યા.

સરદાર અફ્રાસિયાબના શિકારગાહમાં-એક તરફ પહાડ અને બીજી તરફ નદી હતી.

ત્રીજી તરફ સરખ્સ નામનું શેહર અને સામેજ જંગલ-મયદાનમાં હરણ અને મેંઢાં ટોળે ટોળાં ફરતાં હતાં.

તેઓ હસ્તા હસ્તા જાણે દારૂ પીધો હોય તેવી ખુશહાલીમાં નદી ઉતરી આવ્યા.

તમામ જંગલ ડેરા અને તમ્બુએ ભરાઈ ગયું અને હરણ માણસોનાં ટોળાંથી ગભરાઈ ગયાં,

પછી તેઓ બધા લડાયકો ખુશી કરતા કરતા શિકારગાહમાં ગયા.

પહાડ અને શિકારનું મયદાન તેઓએ પસંદ કીધું-બૂમ બરાડાનો ઘોંઘાટ આસ્માન સૂધી ચઢાવી દીધો.

ફાડીખાનારા સિંહો ત્યાંથી જતા રહ્યા-વળી ઉડનારાં પક્ષીઓને પણ ખબર પહોંચી.

કારણ ત્યાં પક્ષી અને જાનવરોના ઢગલે ઢગલા પડેલા હતા-કોઈ કપાયલું અને કોઈ તીરથી ઝખ્મી થયલું. ૩૮

ટોળાંબંધ સાબરનાં શિંગડાથી-તમામ ઝમીન હાથીદાંતનાં જંગલ જેવી થઈ હતી.

બાઝોથી હવા બહારના વાદળની મિસાલ ( થઈ )-ઝમીન તીતરોનાં લોહીથી લાલાનું ખેતર થઈ હતી.

બાઝ અને ચિત્તાઓ હરણનાં બચ્ચાં ઉપર દોડતા-પહાડ અને તેની કઢણમાં કમીગાહ કરતા હતા.

જગે જગ કુતરાં અને સસલાંના શિકાર ચાલતા હતા-ઘોડાઓ દોડવાથી પરસેવામાં ધર્કાવ થયા હતા.

શકરો તીતર તરફ ઝપટ મારતો હતો-ઓકાબે લોહીથી ચુંગાલ લાલ કીધેલી હતી.

તોઘ્રોલ પક્ષીનાં ઢોલના આવાઝ વાદળ ઉપર જતા-સવારોની ગર્દથી ચિત્તા નાસ્તા હતા.

દીદબાનો પહાડ ઉપરથી પોકાર ઉઠાવીને-કમીગાહ કરનારાઓના કાન ઉભા કરતા હતા.

લોંકડી હરણ ઉપર તપી રહી હતી-અને વિજળીના ચમકારાની માફક સંતાવાની જગ્યાથી તે ( હરણ ) ઉપર કૂદતી હતી.

બહર્ સૂ યકી નામદાર્ અઝ સરાન્
ફેકન્હી ઝે ગૂરો ઝે આહુ સરાન્
૩૮૭ સેપહુદાર્ બા હમ્લહ્ બા શીરો ગરુગ્
ઝે પયકાન્ હમીરીખ્ત અહ્માસ મરુગ્
ગહ્ અફ્કન્દ નખ્ચીર્ બર્ દશ્તો રાઘ
ગહી ઝદ બનાવક્ અબર્ મીઘ માઘ
સરે ગૂર્ બૂદ અઝ કમન્દશ બદામ
દીલે શીર્ શમ્શીરે ઊરા નેયામ
બેયફ્ગન્દ બસ ગૂરે જન્ગી ઝે તીર્
દીલે તેશ્નહ્ હામૂન્ ઝે ખૂન કર્દહ્ સીર્
પુર્ અઝ ખુર્રમી બુદ રવાને મેહાન્
અઝ આવાઝે મોર્ઘા તગે અહ્આન્
બેબૂદન્દ રઉશનદેલો શાદમાન્
ઝે ખન્દહ્ નેયાસૂદ લબ્ યક્ઝમાન્
સુએ બઝમગહ્ બાઝ રફ્તન્દ શાદ
ઝે બઝ્મો ઝે નખ્ચીર્ દાદન્દ દાદ
નેશસ્તન્દો રામેશ બર્આરાસ્તન્દ
ઝે દેલહા ઘમો રન્જ દર્કાસ્તન્દ
બકફ્ જામો દર્ ગૂશ બાન્ગે રબાબ્
બર્ આતેશ સુરૂને ગવઝનાન્ કબાબ્
ચુ યક્હફ્તહ્ ઝીનગૂનહ્ બા મય બદસ્ત
બેબૂદન્દ શાદાનદેલો મયપરસ્ત
૩૮૮ બહશ્તોમ તહમ્તન્ બેયામદ બગાહ્
યકી રાએ શાયેસ્તહ્ ઝદ બા સેપાહ્
ચુનીન્ ગોફ્ત બા નામવર્ મેહ્તરાન્
બુઝોર્ગાનો ગર્દનકશાનો સરાન્
કે અઝ મા બઅફ્રાસેયાબ્ આનઝમાન્
હમાના શુદહ્ આગહી બીગમાન્
નબાયદ કે આન્ રીમને બદનશાન્
ઝનદ રાએ બા નામવર્ સર્કશાન્
યકી ચારહ્ સાઝદ બેયાયદ બજન્ગ્
કુનદ દશ્તે નખ્ચીર્ બર્ યૂઝ તન્ગ્
બેબાયદ તલાયહ્ બરહ્ બર્ યકી
કે ચૂન્ આગહી યાબદ ઊ અન્દકી
બેયાયદ દેહદ આગહી અઝ સેપાહ્
નબાયદ કે ગીરદ બદઅન્દીશ રાહ્
ગોરાઝહ્ સરે તોખ્મએ ગીવગાન્
બેયામદ બદાન્ કાર્ બસ્તહ્ મેયાન્
ચુનીન્ ગોફ્ત બા નામવર્ પહ્લવાન્
કે મન્ રફ્ત ખાહમ બરઉશનરવાન્
બદ્ ગોફ્ત રોસ્તમ કે અય નામદાર્
બરવ તાઝેયાન્ તા લબે રૂદબાર્
૩૮૯ બપાસ અન્દર્ આન્ રાહ્ બીદાર્ બાશ
સેપહ્રા હમી ખુદ નેગહ્દાર્ બાશ
ગોરાઝહ્ શુદ આન્ નામબર્દાર્ શીર્
અબા ચન્દ નામી સવારે દેલીર્
સેપહ્રા કે ચૂન્ ઊ નેગહ્દાર્ બૂદ
હમહ્ ચારએ દુશ્મનાન્ ખાર્ બૂદ
બનખ્ચીર્ કર્દન્ નેહાદન્દ રૂય
નકર્દન્દ કસ યાદે પર્ખાશજૂય

સરદારોમાંનો એક નામદાર ચારો-તરફ ગોરખર અને હરણનાં માથાં છટકાવતો હતો.

સરદાર ( રૂસ્તમ ) એકેક હુમ્લાએ કરી સિંહ અને વરૂનું-તલવારની નોકથી ( ગોયા ) મોત વરસાવતો હતો.

કદી તે પહાડ ઉપર અને કદી તે મયદાનમાં શિકાર કરતો-કોઈ વખત તીરથી ઉડતું કબૂતર મારતો હતો.

તેની કમંદમાં ગોરખરનું માથું ફસેલું હતું-સિંહનું દિલ તે તેની તલવારનું મેયાન થયું હતું.

તેણે તીરથી એટલાં બધાં તો જંગી ગોરખર માર્યા-કે તરસિયાં જંગલનું દિલ લોહી પીને ધરાઈ ગયું.

સરદારોના જીવ મુર્ઘના આવાઝ અને હરણના દોડવાથી ખુશી ભરેલા હતા.

તેઓ ચાલાક અને ખુશહાલ હતા-તેઓના હોઠ હસવાથી થોડો વખત પણ આસાયેશ નહીં પામતા.

તેઓ બઝમગાહ તરફ પાછા ફર્યા-તેઓએ મજલેસ અને શિકારને પુરતો ઈન્સાફ આપ્યો.

તેઓ બેઠા અને ગાયન ચાલ્યું-દિલમાંથી ઘમ અને દુઃખ દૂર કીધાં.

હાથમાં જામ અને કાનમાં તમ્બુરાનો સુરોદ-આતશ ઉપર સાબરોનાં કબાબ ચાલતા હતા.

જ્યારે એક અઠવાડિયું તેઓએ એ પ્રમાણે શરાબની ખુશી ખુશહાલી કીધી,

ત્યારે તેહમ્તન આઠમે દહાડે બામદાદે આવ્યો-અને તેને એક સારો વિચાર સૂઝ પડયો.

તેણે નાંમવર મોટાઓ, બુઝોર્ગો, ગર્દનકશો અને સરદારોને કહ્યું,

કે "અત્યાર આગમજ વગર શકે અફ્રાસિયાબને આપણી ખબર થઈ હશે.

અને એવું નહીં થાય કે તે બૂરી બુન્યાદનો એહરેમન-પોતાના નામીચા સરદારો સાથે મસ્લહત કરીને

કોઈ તાલમેલ સાથે આપણુ સામે લડવા આવે-અને આપણા ચિત્તાઓની શિકાર કરવાની જગ્યા લઈ લે.

માટે આપણને ઘટે છે કે કોઇને ચોકી માટે રાખ્યે-કે જેવી તે તેની જરા પણ ખબર પામે,

કે તુરત આપણને ખબર આપે-એવું નહીં થાય કે તે દુશ્મન આપણો રસ્તો રોકી નાખે."

ગેવગાનનાં ખાન્દાનનો લડાયક સરદાર ગોરાઝેહ-તે કામ માટે કમર બાંધીને આવ્યો.

તેણે નામવર પેહલવાનને કહ્યું-કે "હું ખબરદારી સાથે ત્યાં જઈશ."

રૂસ્તમે તેને કહ્યું કે "ઓ નામવર-તું દોડતો નદીના કીનારા સૂધી જા.

તે રસ્તામાં પાસબાની માટે હુશ્યાર રહેજે-તું પોતે લશ્કરનો નેગાહ રાખનાર થજે."

તે નામ ઉઠાવનાર સિંહ ગોરાઝે થોડાક નામવર બહાદુર સવારો સાથ ગયો.

જ્યારે તેના જેવો લશ્કરનો નેગેહબાન હતો-ત્યારે દુશ્મનોની કશી પણ યુક્તિ તેની આગળ તુચ્છ હતી.

( પેલી તરફ ) બીજાઓ શિકાર કરવામાં મશ્ઘુલ થયા-કોઇને લડાઈનો વિચાર પણ આવ્યો નહીં.

## આગાહી યાફ્તને અફ્રાસેયાબ્ અઝ્ આમદને ઇરાનેયાન્ બશેકાર્ દર્ ઝમીને તૂરાન્ વ લશ્કર્ કશીદનશ્ બર્ સરે ઇશાન્.

પસ આગાહી આમદ્ બઅફ્રાસેયાબ્
અઝીશાન્ શબે તીરહ હન્ગામે ખાબ્
કે લશ્કર્ જહાનદીદગાનરા બેખાન્દ
કે રોસ્તમ બસી દાસ્તાનહા બેરાન્દ
વઝાન્ હફ્ત ગોરૂહે સવારે દલીર્
કે બૂદન્દ હર્ યક્ બકેર્દારે શીર્
વઝાન્પસ બલશ્કર્ સરાસર્ બેગોફ્ત
કે મારા ફેતાદસ્ત કારી શેગોફ્ત
બેબાયદ ફુનૂન્ ચારઈ સાખ્તન્
બનાગાહ બેરૂદન્ યકી તાખ્તન્
ગર્ ઈન્ હફ્ત યલરા બચન્ગ્ આવરીમ
જહાન્ પીશે કાઊસ તન્ગ્ આવરીમ
ચુનીન્ ગોફ્ત બા નામદારાને જન્ગ્
કે મારા ફુનૂન્ નીસ્ત જાએ દેરન્ગ્
બકેર્દારે નખ્ચીર્ બાયદ શદન્
સેપહરા બનાગહ બર્ ઈશાન્ ઝદન્
રદાનો સવારાને તૂરાન્ સેપાહ
બદાન્ રાએ ગશ્તન્દ હમરાહે શાહ
ગુઝીન્ કરદ શમ્શીરઝન્ સીહઝાર્
હમહ નામદાર્ અઝદરે કાર્ઝાર્
ચુનીન્ ગોફ્ત કઝ રાહ યક્સૂ શવીદ
શબો રૂઝ અઝ તાખ્તન્ નગ્નવીદ
બરાહે બેયાબાન્ બેરૂન્ તાખ્તન્દ
હમહ જન્ગ્રા ગરદન્ અફ્રાખ્તન્દ
બહર્ સૂ ફેરેસ્તાદ બીમર્ સેપાહ
બરાન્ સરકશાન્ તા બેગીરન્દ રાહ
ચુ નઝદીકે નખ્ચીરગાહ આમદન્દ
શેતાબાન્ હમહ કીનહખાહ આમદન્દ
ગોરાઝહ ચુ ગરદે સેપહરા બેદીદ
બેયામદ સેપહરા હમહ બેન્ગરીદ
નેગહ કરદ યક્સર્ બેદીદ આન્ સેપાહ
સેપાહી કે બુદ હમચુ અબ્રે સેયાહ
બેદીદશ કે બરખાસ્ત અઝ દશ્ત ગરદ
દેરફ્શી પદીદ આમદ અઝ લાજવરદ
ગોરાઝહ ચુ બાદે દમાન્ બાઝ ગશ્ત
અબા નઅરહો બાન્ગો આવાઝ ગશ્ત
ચુ આમદ બનઝદીકે નખ્ચીરગાહ
તહમ્તન્ હમી ખુરદ મય બા સેપાહ
ચુનીન્ ગોફ્ત કય રોસ્તમે શીરમરદ
અઝ ઈદર્ બદીન્ ખુસરવી બાઝ ગરદ

## અફ્રાસિયાબને તૂરાન ઝમીનમાં શિકાર માટે ઇરાનીઓના આવવાની ખબર મળવી અને તેનું તેઓ ઉપર લશ્કર ખેંચવું.

આખેરે રાતે સૂવાને વખતે અફ્રાસિયાબને તેઓની ખબર પડી.

તેણે લશ્કરમાંથી અનુભવીઓને બોલાવ્યા—અને રૂસ્તમ બાબે ઘણી વાતો કીધી.

તેમજ તે સાત બહાદુર સવાર પેહલવાનો માટે—કે જેઓ દરેક સિંહની મિસાલના હતા (તેઓ માટે મસ્લહત ચલાવી).

ત્યાર પછી તેણે તમામ લશ્કરને કહ્યું—કે "આપણા ઉપર એક અજાયબ કામ આવી પડયું છે.

માટે આપણને તુરતજ કાંઈ ઉપાય કરવો જોઇયે—તેઓ ઉપર ઓચિન્તો એક હુમ્લો કરવો જોઇયે.

જો આપણ આ સાત પેહલવાનોને પકડી લઇયે—તો પછી કાઊસ ઉપર જેહાન તંગ કર્યે."

તેણે લડાયક નામદારોને કહ્યું—કે "હવે આપણને ઢીલ કરવાનો વખત નથી. ૩૯૦

આપણે શિકારને બહાને ત્યાં જઇયે—અને લશ્કર અચાનક તેઓ ઉપર હુમ્લો કરી બેસે."

સરદારો અને તુરાની લશ્કરના સવારો—પાદશાહના તે વિચાર સાથે મળતા થયા.

તેણે લડાયકોમાંથી શમ્શેર મારનારા ત્રીસ હઝાર નામદારો ચુંટી કાઢયા.

તેણે કહ્યું કે "તમો ધોરી રસ્તો ના લેતા—અને રાત કે દહાડો કંથે થોભતા ના."

તેઓ જંગલને રસ્તે ગયા—અને સઘળાઓએ લડાઈની તૈયારી કીધી.

તેણે દરેક તરફથી બેશુમાર લશ્કર મોકલ્યું—કે જેથી તે સરકશોને ઘેરી લીયે.

જ્યારે તેઓ શિકારગાહની નઝદીક આવ્યા—ત્યારે સઘળાઓ લડાઈ કરવા દોડયા.

જ્યારે ગોરાઝેએ લશ્કરની ગર્દ જોઈ—ત્યારે તે આવ્યો અને તમામ લશ્કર જોયું,

તેણે નેગાહ કીધી અને તે તમામ લશ્કર જોયું—જે લશ્કર સીઆહ વાદળની મિસાલનું હતું.

તેણે જોયું કે જંગલમાંથી ગર્દ ઉઠી—અને બલ્લું રંગનો એક ઝુંડો દેખાયો. ૩૯૧

ગોરાઝે ફુંકતા પવનની મિસાલ શોર, પોકાર, અને આવાઝ કરતો પાછો ફર્યો.

જ્યારે તે શિકારગાહની નઝદીક આવ્યો—ત્યારે તેહમ્તન પોતાના સાથીઓ સાથ શરાબ પીતો હતો.

તેણે કહ્યું કે "ઓ શેરમર્દ રૂસ્તમ!—હવે આ રામેશની છોડી દે.

કે ચન્દાન્ સેપાહસ્ત કન્હાઝહુ નીસ્ત
ઝે લશ્કર્ ખુલન્હીઓ હામૂન્ યકીસ્ત
દેરફ્શે જફાપીશહ અફ્રાસેયાબ્
હમીતાબદ્ અઝ્ ગરૂદ્ ચૂન્ આફ્તાબ્
ચુ બેશ્નીદ્ રોસ્તમ બેખન્દીદ્ સખ્ત
બદ્ ગોફ્ત બા માસ્ત પીરૂઝબખ્ત
તો અઝ્ શાહે તોર્કાન્ ચે તર્સી ચુનીન્
ઝે ગરૂદે સવારાને તૂરાન્ ઝમીન્
સેપાહશ ફુઝૂન્ નીસ્ત અઝ્ સદ્હઝાર્
એનાનપીચો બરૂગુસ્તુવાન્ વઝ્ સવાર્
બદીન્ દશ્ત અગર્ વીઝહુ તનહા મનમ
કે બા ગોર્ઝો બા રખ્શો બા જઉશનમ

૩૯૨ નબાશદ્ પસ્ અન્દીશહુ ઝ અફ્રાસેયાબ્
વઝાન્ લશ્કરે ગશ્નો ચન્દાન્ શેતાબ્
બદીન્ દશ્ત કીનહુ ગર્ અઝ્ મા યકીસ્ત
હમહુ શહ્રે તૂરાન્ બજન્ગ્ અન્દકીસ્ત
ચોઝ્ ઊ કીનહુકશ બસ્ નબાયદ્ મરા
અઝ્ ઈરાન્ સેપહ કસ્ નબાયદ્ મરા
શુદહ હફ્ત ગોરૂહે સવાર્ અન્જોમન્
ચુનીન્ નામદારાને શમ્શીરઝન્
સેપહ ગર્ ચે બાશદ્ હઝારાન્ હઝાર્
ફુઝૂનીએ લશ્કર્ નેયાયદ્ બકાર્
યકી મર્દ બા પાન્સદો દોહઝાર્
સવારાને અસ્પઅફ્કનો નીઝહદાર્
અગર્ નામવર્ સરૂવર્ અફ્રાસેયાબ્
હમી રાએ જૂયદ્ બદીન્ રૂએ આબ્
ઝમાના કે બરગશ્ત અઝ્ રૂઝગાર્
ગર્ આયદ્ બઈદર્ મરાન્ નામદાર્
તો અય મયગોસાર્ અઝ્ મયે ઝાબુલી
બેપયમાય તા સર્ યકી બુલબુલી
બેપયમૂદ્ સાકી મયો દાદ્ ઝૂદ્
તહમ્તન્ શુદ્ અઝ્ દાદનશ શાદ્ ઝૂદ્

૩૯૩ બકફ્ બરૂનેહાદ્ આન્ દુરૌખ્શન્દહ જામ
નુખોસ્તીન્ ઝે કાઊસે કય બોરૂદ્ નામ
કે શાહે ઝમાનહ મરા યાદ્ બાદ્
હમીશહ તનો જાનશ આબાદ્ બાદ્
બેગર્બારહ બેસ્તદ્ ઝમીન્ દાદ્ બૂસ
ચુનીન્ ગોફ્ત કીન્ બાદહ બર્ રૂયે તૂસ
સરાને જહાનદાર્ બરખાસ્તન્દ્
અબર્ પહલવાન્ ખાહેશ આરાસ્તન્દ્
કે મારા બદીન્ જામે મય જાએ નીસ્ત
બમય બા તો એબ્લીસરા પાએ નીસ્ત
મયો ગોર્ઝે યકઝખ્મો મયદાને જન્ગ્
નેયામદ્ બેઝઝ્ તૂ કસીરા બચન્ગ્
મયે ઝાબુલી સોરૂખ દર્ જામે ઝરૂદ્
તહમ્તન્ બરૂયે ઝવારહ બેખરૂદ્
ઝવારહ ચુ સાગર્ બકફ્ બરૂનેહાદ્
હમાન્ અઝ્ શહે નામવર્ કરૂદ્ યાદ્
બેખુર્દો બેબૂસીદ્ રૂયે ઝમીન્
તહમ્તન્ બદ્ બરૂગેરેફ્ત આફ્રીન્

કારણકે બેઅંદાઝે લશ્કર આવે છે–જેથી કરીને મયદાન અને પહાડ એક સરખાં થઈ ગયાં છે.

ઝુલ્મગાર અફ્રાસિયાબનો ઝુંડો–ગર્દમાંથી આફતાબની મિસાલ ચળકે છે."

જ્યારે રૂસ્તમે સાંભળ્યું ત્યારે તે ખૂબ હસ્યો–અને બોલ્યો કે "ફતેહમંદ નસીબ તો આપણી સાથે છે.

તું તુર્કીઓના પાદશાહથી અને તુરાન ઝમીનના સવારોની ગર્દથી એટલો શાનો બીહે છે?

તેનું લશ્કર ચાલાક હથિયારબંદ લાખ સવારથી તો વધુ નથી.

અગર ગોર્ઝ, રખ્શ અને બખ્તર સાથ હુંજ આ જંગલમાં એકલો હોઉં,

તો અફ્રાસિયાબ અને તેના પુષ્કળ લશ્કર અને તેઓની ગમે એટલી દોડધામની મને કશી ચિન્તા નથી.

જો આ લડાઈના મયદાનમાં આપણમાંથી એકજ હોય–તો તેના મુકાબલામાં આખું તુરાન કાંઈ વિસાતમાં નથી.

તેના જેવા ઘણાક લડાયકો મને જોઈયે છે–ઈરાની લશ્કરનો એક પણ સિપાહી મને જોઈતો નથી.

અને હમણા તો તલવાર મારનારા નામદાર સાત પેહલવાન સવારો એકઠા થયા છે.

તો પછી હઝારો હઝાર લશ્કર હોય તો શું થયું?–ઘણું લશ્કર કશું કામ નથી લાગતું.

આપણો એક પેહલવાન પાનસોને અને બે હઝારને બસ છે–પછી સામાનું લશ્કર ગમે એટલું કેળવાયલું અને બહાદુર કાં ન હોય?

અગર નામવર સરદાર અફ્રાસિયાબે–નદી આળંગી એની તરફ આવવાનો વિચાર કીધો,

તો એમજ જાણુ કે ઝમાનો તેનાથી ફરી બેઠો છે.

અને હવે ઓ સાકી તું ઝાબુલી શરાબની–એક જામ ઉપર સુધી ભર."

સાકીએ દારૂ ભર્યો અને જલ્દી આપ્યો–તેહમ્તન તેના જલ્દી આપવાથી ઉમંગમાં આવ્યો.

તેણે તે ચળકતી જામ હાથમાં લીધી–અને પહેલાં પાદશાહ કાઊસની સલામતી ચાહી.

કે "ઝમાનાનો પાદશાહ હમેશ મને યાદ રહેજો–તે હમેશ તન અને જાનથી આબાદ રહેજો!"

એમ કહી તેણે ઝમીન ચૂમી અને ફરી બીજી જામ લીધી અને બોલ્યો કે "આ તુસની સલામતી."

એ સાંભળી પાદશાહના બધા સરદારો ઉભા થયા–અને પેહલવાનને કહ્યું,

કે "હવે અમુને માફ કર–તારી સાથે તો એબ્લીસ પોતે પણ શરાબ લઈ શકે નહીં.

શરાબ, એકજ ઝખ્મમાં કામ કરી નાખનારો ગોર્ઝ અને લડાઈનું મયદાન–એ તો તારાંજ છે અને તારાંજ બસ."

પછી તેહમ્તને ઝવારેની યાદમાં સોનેરી જામમાં રાતો ઝાબુલી દારૂ લીધો.

જ્યારે ઝવારેએ શરાબનું પ્યાલું હાથમાં લીધું–ત્યારે તેણે પણ પહેલાં પાદશાહની સલામતી ચાહી.

તેણે દારૂ પીધો અને ઝમીન ચૂમી–તેહમ્તને તેના ઉપર દુઆ કીધી.

બખરૂ ચૂન્ બશાહે સમન્ગાન્ રસીદ
અઝાન્ શાહ્માની દેલશ બરૂદમીદ
કે પયવન્દે રોસ્તમ્ દેલશ શાદ ગશ્ત
બસાને યકી સર્વે આઝાદ ગશ્ત
બદાન્ પહ્‌લવાન્ દાદ પસ દોખ્તે ખીશ
બદાન્સાન્ કે બૂદસ્ત આયીનો કીશ
૫ બખુશનૂદીયો રાયો ફર્માને ઊય
બખૂબી બેયારાસ્ત પયમાને ઊય
ચુ બેસ્પોરૂદ દોખ્તરૂ બદાન્ પહ્‌લવાન્
હમહ્ શાદ ગશ્તન્દ પીરો જવાન્
બશાદી હમહ્ જાન્ બરૂઅફશાન્દન્દ
બરાન્ પહ્‌લવાન્ આફ્રીન્ ખાન્દન્દ
કે ઈન્ માહે નવ બરૂ તો ફર્ખુન્દહ્ બાદ
સરે બદ્સેગાલાને તૂ કન્દહ્ બાદ
ચુ અન્બાઝે ઊ ગશ્ત બા ઊ બરાઝ
બેબૂદ આન્ શબે તીરહ્ તા દીરૂ બાઝ
ઝે શબ્નમ શુદ આન્ ધુન્ચએ તાઝહ્ પુરૂ
વયા હુક્કએ લઅલ શુદ પુરૂ ઝે દુરૂ
બકામે સદફ કત્રહ્ અન્દરૂ ચકીદ
મેયાનશ યકી ગઉહરૂ આમદ પદીદ
બેદાનેસ્ત રોસ્તમ કે ઊ બરૂ ગેરેફ્ત
તહ્‌મતન્ બદેલ મેહ્‌રશ અન્દરૂ ગેરેફ્ત
ચુ ખોરૂશીદે રઉશન ઝે ચર્ખે બલન્દ
હમીખાસ્ત અફ્ગન્દ મુશ્કીન કમન્દ
બબાઝૂએ રોસ્તમ યકી મોહ્‌રહ્ બૂદ
કે આન્ મોહ્‌રહ્ અન્દરૂ જહાન્ શોહ્‌રહ્ બૂદ
૧૦ બદૂ દાદહ્ ગોફ્તશ કે ઈન્રા બેદારૂ
અગરૂ દોખ્તરૂ આરદ તોરા રૂઝગારૂ
બગીરો બગીસૂએ ઊ બરૂ બેદૂઝ
બનીક્અખ્તરો ફાલે ગીતીફેરૂઝ
વરૂ અયદૂન કે આયદ ઝે અખ્તરૂ પેસરૂ
બેબન્દશ બબાઝૂ નેશાને પેદરૂ
બબાલાએ સામે નરીમાન્ બુવદ
બમર્દીઓ ખૂએ કરીમાન્ બુવદ
ફેરૂદ આરદ અઝ અબ્રૂ પર્રાન્ ઓકાબ્
નતાબદ બતુન્દી બરૂ આફ્તાબ્
બબાઝી શુમારદ હમી રઝ્મે શીરૂ
નપીચદ સરૂ અઝ રઝ્મે પીલે દલીરૂ
હમીબૂદ આન્ શબ્ બરે માહ્‌રૂય
હમીગોફ્ત અઝ હરૂ સખુન પીશે ઊય
ચુ ખુરૂશીદે તાબન્દહ્ શુદ બરૂ સેપેહ્‌રૂ
બેયારાસ્ત રૂએ ઝમીન્રા બમેહ્‌રૂ
બપદરૂદ કરદન્ ગેરેફ્તશ બબરૂ
બસી બૂસહ્ દાદશ બચશ્મો બસરૂ
પરીચેહ્‌રૂ ગેર્યાન્ અઝૂ બાઝ ગશ્ત
અબા અન્દોહો દરૂદ અન્બાઝ ગશ્ત
૧ બરે રોસ્તમ આમદ ગેરાન્માયહ્ શાહ
બેપુર્સીદશ અઝ ખાબો આરામગાહ
ચુ ઈન્ ગોફ્તહ્ શુદ મોમ્દહ્ દાદશ બેરફ્ત
અઝ શાહ્માન શુદ દેલે તાજબખ્શ

જ્યારે એ ખબર સમનગાનના પાદશાહને પહોંચી-ત્યારે ખુશહાલીથી તેનું દિલ ખીલ્યું.

રૂસ્તમનાં જોડાણથી તેનું દિલ એક ઊચી તોખ્મનાં સર્વની માફક ખુશહાલ થયું.

પછી તેણે તે પેહલવાનને પોતાની બેટી ઘટતી ક્રિયાઓ સાથે જેવી રીતે કે રેવાજ અને ધર્મ હતો તેવી રીતે આપી.

પોતાની રાઝીખુશી અને તેના વિચાર અને હોકમ પ્રમાણે-ઘણીજ ખૂબી સાથે તેણે તે ગાંઠ બાંધ્યો.

જ્યારે તેણે તે પેહલવાનને બેટી આપી-ત્યારે સઘળા બુઢ્ઢા અને જવાન ખુશી થયા.

ખુશહાલીથી સઘળાઓએ જીવનો નેસાર કીધો-અને તેઓએ તે પેહલવાન ઉપર દુઆ કીધી.

કે "આ ચાંદરાતનો ચાંદ ( તેહમીના ) તને મુબારક હોજો-તારાં દુશ્મનોનાં માથાં કપાયલાં હોજો !"

જ્યારે તે તેની હકદાર ઓરત થઈ ત્યારે તેની સાથ તે ખાનગીમાં રહ્યો-સીઆહ રાતથી તે બામદાદ સુધી તે તેણીની સાથ રહ્યો.

પેલી નવી ખીલેલી કળી ઠારનાં પાણીથી ભરાઈ ગઈ-અથવા એમ કહો કે માણેકનો દાબડો મોતીથી ભરાઈ ગયો.

સીપના જડબામાં ટીપું ટીપાયું-જેની વચ્ચે એક મોતી બાઝ્યું.

રૂસ્તમે જાણ્યું કે તેણી ફળવંત થઈ છે-તેહમ્તનને તેણી વધુ પ્યારી થઈ પડી.

જ્યારે રોશન ખોરશેદે બુલંદ આસ્માન ઉપરથી-કસ્તુરીની કમંદ નાખવા ચાહી ( યાને બામદાદ થવા આવી ),

ત્યારે રૂસ્તમની બાઝૂએ એક નંગ હતું-જે નંગ દુન્યામાં મશહૂર હતું.

તે તેણીને આપ્યું અને તેને કહ્યું કે "તું એને રાખ-અગરજો તારે પેટે બેટી અવતરે,

તો સારે સબકતે વખતે તેના બાલમાં ગુંથી લેજે.

અને જો સેતારાની ચાલથી બેટો આવે-તો એ બાપની નિશાન તેની બાઝૂએ બાંધજે.

તે કદમાં નરીમાનના સામ જેવો થશે--મર્દી અને ખસ્લતમાં (નરીમાનના બાપ) કરીમાન જેવો થશે.

તે ઉડતાં ઓકાબને વાદળ ઉપરથી નીચે નાખશે-તેના ઉપર તુંદીથી સૂર્ય ( પણ ) તપશે નહીં.

તે સિંહની લડાઇને બચ્ચાંની રમત ગણશે-તે મસ્ત હાથીની લડાઈથી મોઢું ફેરવશે નહીં."

તેણે તે રાત પોતાની માહરૂઈની સાથે તરેહવાર વાતચિત્તમાં પસાર કીધી.

જ્યારે રોશન આફતાબ ઊંચો ચઢયો-અને મોહબતથી ઝમીનની સપાટીને સણગારી,

ત્યારે તેણે જતી વેળા તેણીને બધલમાં લીધી-( અને ) આંખ અને સર ઉપર પુષ્કળ બોસા લીધા.

પરીચેહર ( તેહમીના ) રડતી તેનાથી પાછી ફરી-તેણી ધમ અને દર્દની ભાગિયણ બની.

કુલીન પાદશાહ રૂસ્તમની આગળ આવ્યો-અને દરેક જાતની સગવડ માટે પૂછપરછ કરી,

અને તે જવાબ સાંભળી તેને રજ્શની વધાઈ આપી-જેથી તાજબખ્શનું દિલ ખુશહાલ થયું.

બેયામદ્ બેમાલીદો ઝીન્ બરૂનેહાદ્
શુદ્ અઝ્ રખ્શી રખ્શાનો અઝ્ શાહ્ શાદ્
વઝાન્જા સુએ સીસ્તાન્ શુદ્ ચુ બાદ્
વઝીન્ દાસ્તાન્ કરૂદ્ બેસ્યાર્ યાદ્
વઝાન્જા સુએ ઝાબુલેસ્તાન્ કશીદ્
કસીરા નગોફ્ત આન્ચે દીદો શનીદ્

તે આવ્યો અને તેને પસવાર્યો અને તે ઉપર ઝીન બાંધ્યું-તે ઝળકતા રખ્શથી અને પાદશાહથી ખુશી થયો.

અને ત્યાંથી તે પવનની મિસાલ સીસ્તાન તરફ ગયો–અને આ બનેલા બનાવને તે ઘણી વખત યાદ કરતો હતો.

તે જગાએથી તે ઝાબુલેસ્તાન તરફ ગયો–અને જે કાંઈ બનાવ બન્યો હતો તે વિષે તેણે કોઇને પણ કશું કહ્યું હતું નહીં.

## ગોફ્તાર્ અન્દર્ ઝાદને સોહ્રાબ્ વ પુર્સીદને નેઝાદે ખુદ્ અઝ્ માદર્.

ચુ નોહ્ માહ્ બોગ્ઝશ્ત્ બર્ દોખ્તે શાહ્
યકી કુદક્ આમદ્ ચુ તાબન્દહ્ માહ્
તો ગોફ્તી ગવે પીલતન્ રોસ્તમસ્ત
વયા સામે શીરસ્ત યા નયરમસ્ત
ચુ ખન્દાન્ શુદો ચેહ્રહ્ શાદાબ્ કરૂદ્
વરા નામ તહ્મીનહ્ સોહ્રાબ્ કરૂદ્
ચુ યક્માહ્ શુદ્ હમચુ યક્સાલ બૂદ્
બરશ ચૂન્ બરે રોસ્તમે ઝાલ બૂદ્
ચુ સેહ્ સાલહ્ શુદ્ સાઝે મયદાન્ ગેરેફ્ત
બપન્જોમ દેલે શીરૂમર્દાન્ ગેરેફ્ત
ચુ દહ્ સાલહ્ શુદ્ ઝાન્ ઝમીન્ કસ નબૂદ્
કે યારસ્ત બા ઊ નબરૂદ્ આઝ્મૂદ્
બતન્ હમચુ પીલો બચેહ્રહ્ ચુ ખૂન્
સેતબ્રશ દો બાઝૂ બસાને સુતૂન્
બનખ્ચીરે શીરાન્ બેરૂન્ તાખ્તી
બબાઝી હમહ્ રઝ્મ શાન્ સાખ્તી
બતગ્ દરૂદવીદી પયે બાદપાય
ગેરેફ્તી દુમે અસ્પ માન્દી બજાય
બરે માદર્ આમદ્ બેપુર્સીદ્ અઝૂય
બદૂ ગોફ્ત ગોસ્તાખ બા મન્ બેગૂય

## સોહરાબનાં જન્મ વિષેનું બેયાન અને તેની માને પોતાની બુન્યાદ માટે પૂછવું.

જ્યારે પાદશાહની બેટી ઉપર નવ મહિના પસાર થયા–ત્યારે રોશન માહતાબની મિસાલનું એક બાળક પેદા થયું.

જાણે પીલતન પેહલવાન રૂસ્તમજ–યાતો સિંહ જેવો સામ યા નરીમાન.

તે બાળક હસ્યું અને ચેહરો ગોલાબી કીધો–ત્યારે તેહમીનાએ તેનું નામ સોહરાબ* પાડયું.

જ્યારે તે એક મહિનાનો થયો ત્યારે તે એક વર્ષનો લાગતો હતો–તેની છાતી ઝાલના રૂસ્તમ જેવી હતી.

જ્યારે તે ત્રણ વર્ષનો થયો ત્યારે તે હથિયાર ફેરવવા લાગ્યો–અને પાંચમે વર્ષે તો તેનું દિલ બહાદુર મર્દોના જેવું થયું.

જ્યારે તે દશ વર્ષનો થયો ત્યારે દુન્યામાં કોઈ એવો નહીં હતો–કે તેની સાથે બાથ ભીડી શકે. ૪૩૨

તનમાં હાથીની મિસાલનો અને ચેહરામાં લોહીની મિસાલનો (લાલ હતો)–તેની બન્ને ભરેલી બાઝૂ થામલાની મિસાલની (હતી).

તે સિંહોના શિકાર ઉપર દોડતો હતો–અને રમતાં રમતાં તેઓનો શિકાર કરી લેતો.

તે દોડતા ઘોડાની પછાડી દોડતો–અને તેની પૂછડી પકડતો તો તે દોડતો ઉભો રહી જતો.

તે એકવાર માની આગળ આવ્યો અને તુંદીથી–બોલ્યો કે "મને કહે,

* કેટલાંક લખેલાં જૂના શાહનામામાં "સોખ્બ" લખે છે, જેનો અર્થ "હસતા ચેહરાનો" થાય છે. આ જવાન એટલો તો ઝોરાવર હતો કે પોતાના બાપ રૂસ્તમ સાથ અણજાણપણામાં લડી તેને પણ નીચે નાખ્યો હતો. અને આ બહાદુર પેહલવાનની સાથ લડવા માટે રૂસ્તમને ખોદાતાલા પાસ વધુ ઝોર માગવાની ફર્જ પડી હતી. શેવટે રૂસ્તમે તેને નીચે નાખી ખંજર ભોકયા પછી જ્યારે પોતાના છોકરાને ઓળખ્યો ત્યારે તેણે કાઊસ પાસે "નૂશ દારૂ" જેવું તંદુરોસ્તી આપનારૂં તથા ઝિંદગી લમ્બાવનારૂં પીણું મંગાવ્યું ત્યારે કાઊસે એમ સમજી તે ન આપ્યું કે "સોહરાબ જો જીવ્યો તો મને પાદશાહી ઉપરથી ઉઠાડી મૂકી પોતાના બાપ રૂસ્તમને ઈરાનનું તખ્ત આપશે." પોતાની મા આગળ સોહરાબ એમ બોલ્યો હતો કે,

બરોસ્તમ દેહમ ગન્જો તખ્તો કોલાહ્–નેશાનમશ બર્ ગાહે કાઊસે શાહ્
તોરા બાનુએ શહ્રે ઈરાન્ કુનમ–બજન્ગ્ અન્દરૂન્ કારે શીરાન્ કુનમ
ચુ રોસ્તમ પેદર્ બાશદો મન્ પેસર્–બગીતી નમાનદ્ યકી તાજ્વર્
ચુ રઉશન્ બુવદ્ રૂએ ખોર્શીદો માહ્–સેતારહ્ ચેરા બર્ફરાઝદ્ કોલાહ્

હું રૂસ્તમને ખઝાનો, તખ્ત અને તાજ આપીશ, તેને પાદશાહ કાઊસનાં તખ્ત ઉપર બેસાડીશ, અને તને ઈરાન શેહરની રાણી બનાવીશ, લડાઈમાં સિંહોનાં કામ કરી બતાવીશ. રૂસ્તમ જેવો બાપ અને હું જેવો બેટો હોય, તો પછી દુન્યામાં બીજો કોઈ પણ પાદશાહ રહી શકે નહીં. જ્યારે આફતાબ અને માહતાબ પ્રકાશતા હોય, ત્યારે સેતારા શા માટે પ્રકાશવા નીકળે ?

કે મન્ ચૂન્ ઝે હમશીરગાન્ બરૂતરમ
હમી બાસ્માન્ અન્દર્ આયદ્ સરમ
ઝે તોખ્મે કયમ્ વઝ્ કુદામી ગોહર્
ચે ગૂયમ્ ચુ પુર્સદ્ કસી અઝ્ પેદર્
ગર્ ઈન્ પુર્સેશ અઝ્ મન્ બેમાનદ્ નેહાન્
નમાનમ્ તોરા ઝેન્દહ્ અન્દર્ જેહાન્
ચુ બેશ્નીદ્ તહ્મીનહ્ ગોફ્તે જવાન્
બેતર્સીદ્ અઝાન્ નામવર્ પહ્લવાન્
બદ્ ગોફ્ત માદર્ કે બેશ્નવ સખુન્
બદીન્ શાદ્માન્ બાશો તુન્દી મકુન્
૪૩૩ તો પૂરે ગવે પીલતન્ રોસ્તમી
ઝે દસ્તાને સામીઓ અઝ્ નયરમી
અઝીરા સરત ઝાસ્માન્ બરૂતરસ્ત
કે તોખ્મે તો ઝાન્ નામવર્ ગઉહરસ્ત
જહાન્આફ્રીન્ તા જહાન્ આફ્રીદ્
સવારી ચુ રોસ્તમ નેયામદ્ પદીદ્
દેલે શીર્ દારદ્ બતન્ ઝેન્દહ્ પીલ
નેહન્ગાન્ બરૂઆરદ્ ઝે દર્યાએ નીલ
ચુ સામે નરીમાન્ બગીતી નબૂદ્
સરશરા નેયારસ્ત ગરૂદૂન્ બસૂદ્
યકી નામહ્ અઝ્ રોસ્તમે જન્ગ્જૂય
બેયાવર્દો બેન્મૂદ્ પેન્હાન્ બદૂય
સે યાકૂતે રખ્શાનો સેહ્ બદ્રહ્ ઝર્
કઝ્ ઈરાન્ ફેરેસ્તાદહ્ બૂદશ પેદર્
બદાન્ગહ્ કે તૂ ઝાદહ્ બૂદી ઝે મામ
ફેરેસ્તાદહ્ બૂદત પેદર્ બા પયામ
નેગહ્ કુન્ તો આન્રા બખૂબી નેગર્
કે બાબત ફેરેસ્તાદહ્ અય પુર્હોનર્
સઝદ્ ગર્ બેદારી કુનૂન્ યાદ્ગાર્
હમાના કે બાશદ્ તોરા ઈન્ બકાર્
૪૩૪ પેદર્ ગર્ બેદાનદ્ કે તુ ઝીન્ નેશાન્
શુદસ્તી સર્ અફ્રાઝો ગરૂદન્કશાન્
હમાન્ગહ્ બેખાનદ્ત નઝ્દીકે ખીશ
દેલે માદરત ગરૂદદ્ અઝ્ દરૂદ્ રીશ
દેગર્ ગોફ્ત અફ્રાસેયાબ્ ઈન્ સખુન્
નબાયદ્ કે દાનદ્ ઝે સર્ તા બબુન્
કે ઈન્ દોશ્મને નામવર્ રોસ્તમસ્ત
બતૂરાન્ ઝમીન્ ઝૂ હમહ્ માતમસ્ત
મબાદા કે ગરૂદદ્ બતૂ કીનહ્ખાહ્
ઝે ખેશ્મે પેદર્ પૂર્ સાઝદ્ તબાહ્
ચુનીન્ ગોફ્ત સોહ્રાબ્ કન્દર્ જેહાન્
નદારદ્ કસી ઈન્ સુખુન્રા નેહાન્
નબરૂદહ્ નેઝાદી કે ચૂનીન્ બુવદ્
નેહાન્ કરૂદન્ અઝ્ મન્ ચે આયીન્ બુવદ્
નેહાની ચેરા દાશ્તી અઝ્ મન્ ઈન્
નેઝાદી બઆયીનો બા આફ્રીન્
બુઝોર્ગાને જન્ગ્આવર્ અઝ્ બાસ્તાન્
ઝે રોસ્તમ ઝનન્દ્ ઈન્ ઝમાન્ દાસ્તાન્
કુનૂન્ મન્ ઝે તોર્કાને જન્ગ્આવરાન્
ફરાઝ્ આવરમ્ લશ્કરી બીકરાન્

કે હું મારી સાથના ધાવેલાઓ કરતાં ચઢયાતો શા માટે છું-મારૂં માથું આસ્માન સુધી કાં પુગે છે?

હું કોણનાં તોખ્મથી અને કોણની બુન્યાદથી છું-જ્યારે કોઈ બાપ વિષે પૂછે ત્યારે હું શું કહું?

જો આ સવાલનો જવાબ મારાથી છુપાવશે-તો હું તને જીવતી નહીં રાખીશ."

જ્યારે તે જવાનનું બોલવું તેહમીનાએ સાંભળ્યું-ત્યારે તેણી તે નામવર પેહલવાનથી બીધી.

તેને માએ કહ્યું કે "તું મારી વાત સાંભળ તું ખુશહાલ થા અને હુલ્લડાઈ ના કર.

તું પીલતન પેહલવાન રૂસ્તમનો બેટો છે-તું સામના દસ્તાનથી અને નરીમાનના તોખ્મથી છે.

એટલા માટે તારૂં સર આસ્માનથી પણ વધારે બુલંદ છે-કારણકે તારી તોખ્મ તે નામવર બુન્યાદથી છે.

ખોદાતાલાએ જ્યારથી દુન્યા પેદા કીધી ત્યારથી આજ સુધી-રૂસ્તમ જેવો એક પણ સવાર પેદા થયો નથી.

તે સિંહની હિમ્મત ધરાવે છે અને તનમાં મસ્ત હાથી(ની મિસાલનો) છે-તે નીલના દર્યામાંથી મગરમચ્છો ખેંચી કાઢે છે.

દુન્યામાં સામ નરીમાન જેવો (કોઈ) હતો નહીં-જેના માથાંને આસ્માન પણ અડકી શકયું નહીં."

લડાયક રૂસ્તમનું એક નામુ તેણી લાવી અને તેને દેખડાવ્યું.

ત્રણ ચળકતાં યાકૂત અને ત્રણ સોનેરી થેલી-કે જે તેના બાપે ઈરાનથી મોકલી હતી (તે દેખડાવી અને બોલી).

કે "જે વખતે તું માયને પેટે જન્મ પામ્યો-તે વખતે તારા બાપે એ પયધામ સાથે મોકલ્યું હતું.

ઓ હોનરમંદ! આ ચીઝોને તું સંભાળી રાખ કારણ એ તારા બાપે મોકલી છે.

એ તું ઈધાણી તરીકે રાખી.મૂક કોઈ દહાડો તને કામ આવશે.

જો તારો બાપ જાણશે કે તું આવો નામીચો અને બહાદુર નીકળ્યો છે,

તો ખચીત તને તે પોતાની પાસે બોલાવી લેશે-અને તારી જુદાઈથી તારી માતાનું દિલ દુઃખી થશે."

વળી બોલી કે "એવું નહીં થાય કે આ સઘળી વાત અફ્રાસિયાબ જાણે.

કારણકે તે નામવર રૂસ્તમનો દુશ્મન છે-તેનાથી આખું તૂરાન આફતમાં પડેલું છે.

એવું ન થાય કે તે તારા ઉપર કીનો કાઢે-અને બાપનાં વેરથી બેટાને તબાહ કરે."

સોહરાબે કહ્યું કે "એ વાત કાંઈ છુપી રહેવાની નથી-કારણકે મારા જેવાનો જન્મ કાંઈ પર્દામાં નહીં થાય (યાને છુપો નહીં રહે)

આવી કે જે લડાયક ઔલાદ હોય,-તો તે વાતને મારાથી છુપાવી રાખવામાં શું સાર નીકળે?

આવી ઊંચી તોખ્મને તેં મારાથી શું કામ છુપાવી રાખી?

બુઝુર્ગ સરદારો, રૂસ્તમની આજે પણ તારીફ કરે છે.

હવે હું લડાયક તુર્કીઓનું-એક મોટું લશ્કર એકઠું કરીશ,

બેરાનમ્ બઈરાન્ ઝમીન્ કીનહ્ખાહ્
હમી ગર્દે કીનહ્ બર્આરમ્ બમાહ્
બર્અન્ગીઝમ્ અઝ્ ગાહ્ કાઊસરા
અઝ્ ઈરાન્ બેબુરૂરમ્ પયે તૂસરા
ન ગૂદર્ઝ્ માનમ્ ન નીકૂ સરાન્
ન ગોર્દાને જન્ગીઓ નામ્આવરાન્
બરોસ્તમ દેહમ્ ગન્જો તખ્તો કોલાહ્
નેશાનમશ્ બર્ ગાહે કાઊસ શાહ્
અઝ્ ઈરાન્ બતૂરાન્ શવમ્ જન્ગ્જૂય
અબા શાહ્ રૂય અન્દર્ આરમ્ બરૂય
બેગીરમ્ સરે તખ્તે અફ્રાસેયાબ્
સરે નીઝહ્ બોગ્ઝારમ્ અઝ્ આફ્તાબ્
તોરા બાનુએ શહ્રે ઈરાન્ કુનમ્
બજન્ગ્ અન્દરૂન્ કારે શીરાન્ કુનમ્
ચુ રોસ્તમ પેદર્ બાશદો મન પેસર્
બગીતી નમાનદ્ યકી તાજવર્
ચુ રઊશન બુવદ્ રૂએ ખુર્શીદો માહ્
સેતારહ્ ચેરા બર્ફરાઝદ્ કોલાહ્

અને કીનો લેવા ઈરાન ઝમીન ઉપર જઈશ—અને કીનાની ધૂળ માહતાબ સુધી ચઢાવીશ. ૪૩૫

હું કાઊસને તખ્ત ઉપરથી ઉઠાડીશ—અને ઈરાનમાંથી તુસનાં પગલાં દૂર કરીશ.

હું ગુદર્ઝ અને નેક સરદારો તેમજ લડાયક પેહલવાનો અને નામદારોને જતા નહીં મૂકીશ.

હું રૂસ્તમને ખઝાનો, તખ્ત અને તાજ આપીશ-તેને પાદશાહ કાઊસના તખ્ત ઉપર બેસાડીશ.

ઈરાનથી પછી તુરાન તરફ લડવા જઈશ—અને પાદશાહની સામે લડવા માટે ઉભો રહીશ.

અફ્રાસિયાબનું પોતાનું તખ્ત છીનવી લઈશ—મારા નેઝાને આફતાબથી પણ ઊંચો કરીશ.

તને ઈરાન શેહરની રાણી બનાવીશ—અને લડાઈમાં સિંહનાં કામ કરી દેખાડીશ.

જ્યારે રૂસ્તમ મારો બાપ અને હું તેનો બેટો—તો પછી દુન્યામાં કોઈ પણ બીજો પાદશાહ રહી શકે નહીં.

જ્યારે આફતાબ અને માહતાબ પ્રકાશતા હોય-ત્યારે સેતારા શા માટે પ્રકાશ કરવા નીકળે ?"

---

## ગુઝીદને સોહ્રાબ અસ્પ્રા વ લશ્કર્ કશીદનશ્ બજન્ગે કાઊસ્.

બમાદર્ ચુનીન્ ગોફ્ત સોહ્રાબે ગોર્દ
કે અફ્નૂન બેબીની ઝે મન્ દસ્તબોર્દ
કે ખાહમ શુદન્ સૂએ ઈરાન્ ઝમીન્
કે બીનમ્ મરાન્ બાબે બાઆફ્રીન્
યકી અસ્પ્ બાયદ્ મરા ગામઝન્
સુમે ઊ ઝે ફૂલાદે ખારાશેકન્
ચુ પીલાન્ બઝૂરો ચુ મોર્ઘાન્ બપર્
ચુ માહી બઆબો ચુ આહૂ બબર્
કે બર્ ગીરદ્ ઈન્ ગોર્ઝો ગૂપાલે મન્
હમી પહ્લવાની બરો યાલે મન્
પેયાદહ્ નશાયદ્ શુદન્ જન્ગ્જૂય
ચુ બા ખસ્મ રૂ અન્દર્ આરમ્ બરૂય
ચુ બેશ્નીદ્ માદર્ ચુનીન્ અઝ્ પેસર્
બખુર્શીદે તાબાન્ બર્આવર્દ્ સર્
બચૂપાન્ બેફર્મૂદ્ તા હર્ચે બૂદ્
ફસીલહ્ બેયારદ્ બકોહ્સાર ઢૂદ્
કે સોહ્રાબ્ અસ્પી બચન્ગ્ આવરદ્
કે બર્ વય નેશીનદ્ ચુ જન્ગ્ આવરદ્
હમહ્ હર્ચે બૂદન્દ્ અસ્પાન્ ગલહ્
કે બૂદી બકૂહો બસહ્રા યલહ્
બશહ્ર્ આવરીદન્દ્ સોહ્રાબ્ શીર્
કમન્દી ગેરેફ્તો બેયામદ્ દલીર્

## સોહરાબનું ઘોડો પસંદ કરવું અને તેનું કાઊસની લડાઈ માટે લશ્કર લઈ જવું.

પેહલવાન સોહરાબે માને કહ્યું-કે "તું મારી કારકીર્દી હવે જોશે.

હું ઈરાન તરફ જવા ચાહું છું-કે હું મારા કીર્તિમાન બાપને જોઉં. ૪૩૬

મને એક દોડનારો ઘોડો જોઈયે-જેની ખરી પત્થર તોડનારાં લોઢાંની હોવી જોઈયે.

જે કૌવતમાં હાથીની મિસાલનો, અને દોડવામાં પક્ષીની માફકનો, પાણીમાં માછલીની માફકનો અને ઝમીન ઉપર હરણની માફકનો હોય.

જે મારો ગોર્ઝ અને મારી કુહાડી-આએ મારી પેહલવાની છાતી અને ગર્દનનો ભાર ઉપાડી શકે.

કારણકે દુશ્મનો સામે મારે સવાર થઇનેજ જવું જોઇયે."

જ્યારે માએ બેટાની આ વાત સાંભળી-ત્યારે ખુશહાલીથી તેણીનું સર રૌશન ખુરશેદ સૂધી પુગ્યું.

અને તેણીએ ગોવાળિયાને ફર્માવ્યું કે "જેટલાં ઘોડાનાં ટોળાં હોય તે તુરત હાઝેર કરે.

જેમાંથી સોહરાબ પોતાનો ઘોડો પસંદ કરી લે-અને લડાઈ વખતે તેના ઉપર સવાર થાય."

પહાડ અને મયદાનોમાં ચરતાં જે બધાં ઘોડાનાં ટોળાં હતાં,

તે તેઓ શેહરમાં લાવ્યા પછી. સિંહની મિસાલનો સોહરાબ—એક કમંદ લઈ જલ્દીથી આવ્યો,

૪૩૭ હર અસ્પી કે દીદી બનીરૂયો યાલ
ફેકન્દી બગરૂદનશ ખમ્મે દુવાલ
નેહાદી બરૂ દસ્તશ આઝમૂન
શેકમ બર ઝમીન્ બરનેહાદી હયૂન
બઝૂરશ બસી અસ્પે ઝીબા શેકસ્ત
નેયામદ્ શાયસ્તહુ અસ્પી બદસ્ત
નબૂદ ઈચ અસ્પી સઝાવારે ઊય
બેબુદ તન્ગદેલ આન ગવે નામજૂય
સરન્જામ ગોર્દી અઝાન અન્જોમન
બેયામદ બનઝદીકે આન પીલતન
કે દારમ યકી કુરૂહ રખ્શશ નેઝાદ
બેરફ્તન ચુ તીરો બપૂયહુ ચુ બાદ
બઝૂરો બરફતન બકેર્દારે હૂર
નદીદ અસ્પ કસ હમચુનાન તીઝ બૂર
ઝે ઝખ્મે સુમશ ગાવ માહી સોતૂહ
બજસ્તન ચુ બર્કો બહયકલ ચુ કૂહ
યકી કુરૂરહ ચૂન કૂહે વાદીસપર
બસહરા બેપૂયદ ચુ મોર્ગી બપર
બકૂહ બર દવન્દહ બસાને કોલાગ
બદર્યા બકેર્દારે માહીઓ માગ
૪૩૮ બસહરા રવદ હમચુ તીર અઝ કમાન
રસદ ચૂન શવદ અઝ પયે બદગમાન
બેશુદ શાદ સોહરાબ અઝ ગોફતે મર્દ
બેખન્દીદો રોખ્સારહ શાદાબ કર્દ
બેઓરદન્દ આન ચર્મએ ખૂબરન્ગ
બનઝદીકે સોહરાબે યલ બીદેરન્ગ
બેકર્દશ બનીરૂએ ખુદ આઝમૂદ
કવી બૂદો શાયસ્તહુ આમદ હયૂન
નવાઝીદો માલીદો ઝીન્ બરનેહાદ
બઝ બરનેશસ્ત આન યલે નીવઝાદ
દરઆમદ બઝીન ચૂન કોહે બીસુતૂન
ગેરેફ્તશ યકી નીઝઈ ચૂન સુતૂન
ચુનીન ગોફ્ત સોહરાબે બા આફ્રીન
કે ચૂન અસ્પમ આમદ બદસ્ત ઈનચુનીન
મન અકૂનૂન બેબાયદ સવારી કુનમ
બકાઊસ બર રૂઝ તારી કુનમ
બેગોફત ઇનો આમદ સુએ ખાનહ બાઝ
હમી જન્ગે ઈરાનેયાન કર્દ સાઝ
ઝે હર સૂ સેપહ શુદ બરૂ અન્જોમન
કે હમ બા ગોહર બૂદો હમ તીગઝન
૪૩૯ બપીશે નેયા શુદ બખાહેશગરી
વઝ ખાસ્ત દસ્તૂરીઓ યાવરી
ચુ શાહે સમનગાન ચુનાન દીદ બાઝ
બેબખ્શીદ ઊરા ઝે હરગૂનહ સાઝ
ઝે તાજો ઝે તખ્તો કોલાહો કમર
ઝે અસ્પો ઝે અસ્તર ઝે ઝરો ગોહર
ઝે ખફ્તાને રૂમીઓ સાઝે નબર્દ
શેગેફ્તીદ અઝાન કૂદકે શીરખર્દ
બદાદો દેહેશ દસ્તરા બરકોશાદ
હમહ સાઝો આયીને શાહાન નેહાદ

અને જે કોઈ માતેલો અને કૌવતમંદ ઘોડો તે જોતો-તેની ગર્દનમાં પેચદાર કમંદ નાખતો,

અને તેના ઉપર આઝમાયેશનો હાથ ફેરવતો-( જેથી ) ઘોડાનું પેટ ઝમીન સાથે લાગતું.

તેના કૌવતથી ઘણા નામીચા ઘોડા બેઝાર થઈ પડયા-અને તેને પોતા લાયકનો એકબી ઘોડો મળ્યો નહીં.

તેને લાયકનો એક પણ ઘોડો નહીં મળ્યો-તેથી તે નામવર પેહલવાન દિલગીર થયો.

શેવટે તે અંજુમનમાંથી એક પેહલવાન-તે પીલતન ( સોહરાબ )ની નઝદીક આવ્યો,

અને કહ્યું કે "હું રખ્શની બુન્યાદનો એક વછેરો ધરાઉં છું-જે ચાલવામાં તીરની મિસાલ અને દોડવામાં પવનની મિસાલ છે.

ઝોરમાં અને દોડવામાં આફતાબની મિસાલનો-કોઇએ એવો તેઝી ઘોડો જોયો નહીં હશે.

તેની ખડીના ઝખ્મથી ગાય માછલી ( યાને ઝમીનનું પાતાળ ) આજેઝ થાય છે-તે કૂદવામાં વીજળીની મિસાલનો અને સૂરતમાં પહાડની મિસાલનો છે.

તે એક બુલંદ પહાડ જેવો વછેરો છે-જે પક્ષીની માફક જંગલમાં દોડે છે.

તે, પહાડ ઉપર કાગડાની મિસાલ અને દર્યામાં માછલી અને બતકની ચાલે ચાલનારો છે.

જંગલમાં તે કમાનમાંના તીરની પખે દુશ્મનની પછાડી દોડે છે અને તેને પકડી પાડે છે."

સોહરાબ તે મર્દના કહેવાથી ખુશહાલ થયો-તે હસ્યો અને ચેહરો ખીલતો કીધો.

તેઓ તે સુંદર ઘોડો તુરતજ પેહલવાન સોહરાબની નઝદીક લઈ ગયા.

તેણે પોતાના કૌવતથી તેને તપાસ્યો-તે ઘોડો ઝોરાવર હતો અને લાયક નીવડયો.

તેને પસવાર્યો, પ્યાર કીધો અને તે ઉપર ઝીન બાંધ્યું-તે પેહલવાનઝાદો પેહલવાન તે ઉપર બેઠો.

તે "બેસતુન" નામના પહાડની માફક સવાર થયો-અને થાંભલાની મિસાલનો એક નેઝો લીધો.

પછી વખાણવા લાયકનો સોહરાબ એમ બોલ્યો-કે "જ્યારે મને આવો ઘોડો મળ્યો છે,

ત્યારે મને ઘટે છે કે હું તુરતજ ઉપડી જાઉં-અને કાઊસનો દહાડો ઊંધો વાળું."

તે એટલું બોલ્યો અને ઘર તરફ ફર્યો-તેણે ઈરાનીઓ સાથની લડાઈની તૈયારી કીધી.

ચો તરફથી ત્યાં લશ્કર ભેગું થયું-કારણકે તે બુન્યાદી અને તલવાર મારનાર હતો.

તે રૂખસત લેવા માટે મમાવાની આગળ ગયો-તેનો હુકમ અને મદદ માગી.

જ્યારે સમનગાનના પાદશાહે આવી બધી તૈયારી જોઈ-ત્યારે તેને દરેક તરાહનો સામાન બક્ષ્યો.

( જેવાં કે ) તાજ, તખ્ત, કોલાહ અને કમરબંદ-ઘોડા, ખચ્ચર, સોનું અને ગોહર.

રૂમી બખ્તર અને લડાઇનો સામાન ( આપ્યો )-તે દૂધમલ છોકરાથી તે ઘણો અજબ થયો.

તેણે આપવા અને સખાવત કરવાનો હાથ ખોલ્યો-અને સઘળો પાદશાહી ઈંતેઝામ કરી આપ્યો.

ખબરૂ શુદ બનઝદીકે અફ્રાસેયાબ્
કે અફૂગન્દ સોહ્રાબ્ કશ્તી બરૂ આબ્
યકી લશ્કરી શુદ બરૂ અન્જમન્
હમી સરૂ ફરાઝદ ચુ સર્વે ચમન્
હનૂઝ અઝ દહન બૂએ શીરૂ આયદશ
હમી રાએ શમ્શીરો તીરૂ આયદશ
ઝમીનરા બખન્જરૂ બેશૂયદ હમી
કુનૂન રઝમે કાઊસ જૂયદ હમી
સેપાહ અન્જોમન શુદ બરૂ બરૂ બસી
નેયાયદ હમી યાદશ અઝ હરૂ કસી
સખુન ઝીન દરાઝી ચે બાયદ કશીદ
હોનરૂ બરૂતરૂ અઝ ગઊહરૂ આમદ પદીદ
કસીકૂ નેઝાદે . તહમ્તન બુવદ
નબાશદ ગુમાન કૂ ફોફતન બુવદ
સેપહદારૂ બેશ્નીદહ બૂદ ઈન ખબરૂ
જે તહમીનહો રોસ્તમે ઝાલેઝરૂ

અફ્રાસિયાબને ખબર થઈ–કે "સોહરાબે પોતાની હોડી છોડી છે (તૈયારી કરી છે).

તેની નઝદીક એક લશ્કર એકઠું થયું છે–તેણે બાઘનાં સરોવરની માફક માથું ઉઠાવ્યું છે.

જો કે હજી તેનાં મોંમાંથી દૂધનો વાસ આવે છે–તોપણ તેણે તલવાર અને તીરનો વિચાર કીધો છે.

તે ઝમીનને ખંજરથી સાફ કરવા ચાહે છે–હાલમાં કાઊસ સાથે લડવાનો વિચાર કરે છે.

તેની આગળ પુષ્કળ લશ્કર ભેગું મળ્યું છે–તેને કોઇનો પણ કશો ભય નથી.

એથી વધુ તે શું સખુન કહે–તેની કારકીર્દી તેની બુન્યાદ કરતાં વધુ નીવડી છે. ૪૪૦

જે કોઈ કે તેહમ્તનની બુન્યાદનો હોય–તે નબળો હશે એવો વિચાર રાખવો નહીં જોઇયે."

સરદાર (અફ્રાસિયાબે) તેહમીના, અને ઝાલેઝરના રૂસ્તમની ખબર સાંભળેલી હતી.

## ફેરેસ્તાદને અફ્રાસેયાબ્ હદ્યહ્ વ નામહ્ પીશે સોહ્રાબ્ વ બર્-અન્ગીખ્તનશ્ બજન્ગે ઇરાનીઆન્.

ચુ અફ્રાસેયાબ્ ઈન સુખુનહા શુનૂદ
ખુશ આમદશો ખન્દીદો શાદી નમૂદ
ઝે લશ્કરૂ ગુઝીદ અઝ દેલાવરૂ સરાન
કસી કૂ ગેરાયદ બગોર્ઝે ગરાન
સેપહબુદ ચુ હુમાનો ચૂન બાર્માન
કે દરૂ જન્ગે શીરાન નજોસ્તી ઝમાન
દહો દૂ હઝારૂ અઝ દેલીરાને ગોરૂદ
ગુઝીદશ ઝે લશ્કરૂ બદીશાન સેપોરૂદ
બગોદાને લશ્કરૂ સેપહદારૂ ગોફ્ત
કે ઈન રાઝ બાયદ કે માનદ નેહોફ્ત
ચુનીન ગોફ્ત કીન ચારહ અન્દરૂ જેહાન
બસાઝીદો દારીદ અન્દરૂ નેહાન
પેસરૂરા નબાયદ કે દાનદ પેદરૂ
ઝે પયવન્દે જાનો ઝે મેહરે ગોહરૂ
ફેરેસ્તમ ગેરાન લશ્કરી નઝદે ઊય
બઈરાન શવદ દરૂ ઝમાન જન્ગજૂય
ચુ રૂય અન્દરૂ આરન્દ હરૂ દૂ બરૂય
તહમ્તન બુવદ બીગુમાન ચારહજૂય
મગરૂ કાન દેલાવરૂ ગવે સાલખુરદ
શવદ કોશ્તહ બરૂ દસ્તે ઈન શીરૂ મરદ
ચુ બીરોસ્તમ ઈરાન બચન્ગ આવરીમ
જહાન પીશે કાઊસ તન્ગ આવરીમ

## અફ્રાસિયાબનું સોહરાબની નઝદીક લશ્કર સાથ હદયો અને નામુ મોકલવું અને તેને ઈરાનીઓ સામે લડવા માટે ઉસકેરવું.

જ્યારે અફ્રાસિયાબે આ વાતો સાંભળી–ત્યારે તે તેને પસંદ પડી; તે હસ્યો અને ખુશ થયો.

પછી લશ્કરના દિલાવર સરદારોમાંથી જે કોઈ કે ભારી ગોર્ઝ ફેરવનારા હતા તેઓને ચુંટી કાઢયા.

જેવા કે સરદાર હોમાન અને બારમાન કે જેઓ સિંહની લડાઈમાં પણ વાર નહીં લગાડતા હતા.

તેણે લશ્કરના બહાદુર પેહલવાનોમાંથી બાર હઝાર–પસંદ કીધા અને તેઓને સોંપ્યા.

સરદાર (અફ્રાસિયાબે) લશ્કરના પેહલવાનોને કહ્યું–કે "આ ભેદ છુપો રાખજો."

તે (વધુ) એવી રીતે બોલ્યો કે "આ તરકીબ છુપી રાખવી જોઇયે.

એવું નહીં થાય કે કુદરતી પ્રેરણા, પ્યાર, કે લોહીના સંબંધે બાપ બેટાને ઓળખી લે.

હું તેની નઝદીક એક ભારી લશ્કર મોકલું છું–જે લઈ તે ઈરાન ઉપર ચઢાઈ કરશે. ૪૪૧

જ્યારે તેઓ બન્ને સામા સામી થશે–ત્યારે બેશક રૂસ્તમ લાચાર થઈ પડશે.

કેવું સારૂં થાય કે તે બુઢ્ઢો દિલાવર પેહલવાન–આ શેરમર્દના હાથ ઉપર માર્યો જાય?

તો આપણે રૂસ્તમ વિનાનું ઈરાન હાથ કરી લઈયે–અને કાઊસને આજેઝ કરી નાખ્યે.

વઝાન્પસ બેસાઝીમ સોહરાબ્રા
બેબન્દીમ યકુશબ્ બદ્ ખાબ્રા
વગર્ કોશ્તહ્ ગર્દદ્ બદસ્તે પેદર્
અઝાન્ પસ બેસુઝદ્ દેલે નામવર્
બેરફતન્દ બીદાર્ દૂ પહલવાન્
બનઝદીકે સોહરાબે રઉશનરવાન્
બપીશ અન્દરૂન્ હદયએ શહરૂયાર્
દહ્ અસ્પો દહ્ અસ્તર્ બઝીનો બબાર્
ઝે પીરૂઝહ્ તખ્તો ઝે બીજાદહ્ તાજ
સરે તાજ દુર્ પાયએ તખ્ત આજ
યકી નામહ્ બા લાબહો દેલપસન્દ
નબેશ્તહ્ બનઝદીકે આન અરૂજમન્દ
'૨ કે ગર્ તખ્તે ઈરાન્ બદસ્ત આવરી
ઝમાનહ્ બરૂઆસાયદ્ અઝ દાવરી
અઝીન્ મરૂઝ તા આન્ બસી રાહ નીસ્ત
સમનગાનો તૂરાનો ઈરાન્ યકીસ્ત
ફેરેસ્તમત્ યન્દાન્ કે બાયદ્ સેપાહ્
તો બર્ તખ્ત બેન્શીનો બર્નેહ્ કોલાહ્
બતૂરાન્ ચુ હુમાનો ચૂન્ બાર્માન્
દેલીરો સેપહબુદ્ નબુદ્ બીગમાન્
ચુ તર્ખાને ચીનીઓ સીસદ્હઝાર્
ગુઝીદહ્ યલાન્ અઝ દરે કાર્ઝાર્
ફેરેસ્તાદમ ઈનક્ બફર્માને તૂ
કે બાશન્દ યક્ ચન્દ મેહમાને તૂ
અગર્ જન્ગજૂઈ તો જન્ગ્ આવરન્દ
જહાન બર્ બદ્અન્દીશ તન્ગ્ આવરન્દ
ચુનીન્ નામહો ખેલઅતે શહરૂયાર્
બેબોર્દન્દ બા અસ્પો અસ્તર્ બબાર્
ચુ આમદ્ બસોહરાબ્ અઝીશાન્ ખબર્
પઝીરહ્ શુદન્રા બેબસ્તશ કમર્
બેશુદ્ બા નેયા પીશે હુમાન્ ચુ બાદ્
સેપહ્ દીદ્ ચન્દાન્ દેલશ ગશ્ત શાદ્
'૩ ચુ હુમાન્ વરા દીદ્ બા યાલો કેફૂત
ફેરૂમાન્દ યક્બાર્ અઝ દર્ શેગેફૂત
બદ્ દાદ્ પસ નામએ શહરૂયાર્
અબા હદયહો અસ્પો અસ્તર્ બબાર્
સેપહ્દારે હુમાન્ સવારે દેલીર્
બસોહરાબ્ ગોફ્ત અય યલે નર્રહ્શીર્
બેખાન્ નામએ શાહે તૂરાન્ ઝમીન્
બેબીન્ તા ચે ફર્માન દેહદ્ અન્દરીન્
જહાનજૂય ચૂન્ નામએ ઊ બેખાન્દ
અઝાન્જાયગહ્ તીઝ લશ્કર્ બેરાન્દ
જહાનદીદહ્ ગોર્દાને કેશ્વર્ગોશાય
નેશસ્તન્દ બર્ ચર્મએ બાદ્પાય
બેઝદ્ ફૂસો સૂએ રહ્ આવર્દ રૂય
જહાન્ શુદ્ પુરઝ લશ્કરો હાયો હૂય
કસીરા નબુદ્ તાબ્ બા ઊ બજન્ગ્
અગર્ શીર્ પીશ આયદશ ગર્ નેહન્ગ્
સુએ મર્ઝે ઈરાન્ સેપહરા બેરાન્દ
હમીસૂખ્ત આબાદ્ ચીઝી નમાન્દ

અને ત્યાર પછી સોહરાબનો રસ્તો કરીશું-આપણે તેને એક રાતે લામ્બી ઊંઘમાં નાખીશું.

વળી જો તે બાપના હાથ ઉપરજ માર્યો ગયો-તો પછી તે નામવરનું દિલ હમેશ સુધી બળતુંજ રહેશે."

તેઓ બન્ને ( હોમાન અને બારમાન ) પહોંચેલા પેહલવાનો ઉમંગી સોહરાબની નઝદીક ગયા.

આગળ પાદશાહનો હદયો, સણગારેલા દશ ઘોડા અને અસ્બાબ સાથના દશ ખચ્ચર;

પીરોઝાનું તખ્ત, અને કેરબાનું તાજ-તાજ ઉપર મોતી જડેલાં અને તખ્તના પાયા હાથીદાંતના હતા.

એક ફરેબ ભરેલું અને દિલપસંદ નામુ-લખીને તે નામાંકિત સોહરાબની નઝદીક મોકલ્યું.

કે "અગર તું ઈરાનનું તખ્ત હાથ કરે તો લડાઈથી ઝમાનો આસાયેશ પામે.

આ મુલકથી તે ત્યાં સુધી કાંઈ ઘણો રસ્તો નથી-સમનગાન, તુરાન અને ઈરાન એકજ છે.

જેટલું તને લશ્કર જોઇયે એટલું હું મોકલું-તું તખ્ત ઉપર બેસ અને માથાં ઉપર તાજ મેલ.

તુરાનમાં હોમાન અને બારમાન જેવા-બહાદુર અને સરદાર બેશક નથી.

તેમજ તર્ખાનિચીની જેવો ( સરદાર ) અને લડાઈનો અનુભવ મેળવેલા ત્રણ લાખ પેહલવાનો,

હું તારે તાબે મોકલું છું-તેઓ થોડો વખત તારા મેહમાન રહેશે.

અગર તું લડાઇનો વિચાર કરશે તો તેઓબી લડાઈ કરશે-તેઓ તારા દુશ્મન ઉપર જેહાન તંગ કરશે."

એવી રીતનું પાદશાહનું નામુ અને હદયો-તેઓ ઘોડા અને અસ્બાબ સાથના ખચ્ચર સાથ લઈ ગયા.

જ્યારે તેઓની ખબર સોહરાબને પડી-ત્યારે તેણે સામે લેવા જવાને કમર બાંધી.

તે મમાવા સાથ પવનની મિસાલ હોમાનની નઝદીક ગયો-તેણે તે આટલું બધું લશ્કર જોયું જેથી તેનું દિલ ખુશહાલ થયું.

જ્યારે હોમાને તેની ગર્દન અને બાંધ જોઈ-ત્યારે તે અજાયબીથી દંગ થયો.

પછી તેણે તે પાદશાહનું નામુ, હદયા, ઘોડા અને અસ્બાબ સાથનાં ખચ્ચર સાથ તેને આપ્યું.

બહાદુર સવાર સરદાર હોમાને-સોહરાબને કહ્યું કે "ઓ સિંહ નર પેહલવાન!

તું તુરાન ઝમીનના પાદશાહનું નામુ વાંચ-અને જો કે તેમાં તને શું ફર્માવે છે?"

જ્યારે સોહરાબે તે નામુ વાંચ્યું-ત્યારે તે જગાએથી તુરત લશ્કર ચલાવ્યું.

દુન્યાને જીતનારા અનુભવી પેહલવાનો-શેતાબ ચાલના ઘોડા ઉપર બેઠા.

તેણે નગારૂં ઠોકયું-અને ચાલવા માંડયું-દુન્યા, લશ્કરથી ભરાયલી અને હોહા ભરેલી થઈ.

અગર સિંહ યા મગરમચ્છ તેની સામે આવે-તો પણ કોઇને તેની સાથ લડવાની તાકાત નહીં હતી.

તેણે ઈરાન ઝમીન તરફ લશ્કર ચલાવ્યું-તે આબાદ શેહરો બાળતો હતો અને કશું રહેવા દેતો નહીં હતો.

## રસીદને સોહ્‌રાબ્‌ બદેઝે સપીદ્‌ વ રઝૂમ્‌ કર્દન્‌ બા હજીર્‌ વ ગેરેફ્તનશ્‌.

હેઝી બૂદ કશ ખાન્દન્દી સપીદ
બદાન્‌ હેય્‌ બુદ ઈરાનેયાન્‌રા ઊમીદ
નેગહ્‌બાને હેય્‌ રઝમદીદહ્‌ હજીરૂ
કે બા ઝૂરો હેલ બૂદો બા ગોર્ઝો તીરૂ
જહાન્‌દીદહ્‌ ગઝ્‌દહ્‌મ બુદ કૂતવાલ
કે ઊરા નબૂદ અઝ્‌ દેલીરાન્‌ હમાલ
હજીરરા સેપહ્‌દારૂ દામાદ બૂદ
નેઝાદશ ઝે ફર્ખોન્દહ્‌ કશ્‌વાદ બૂદ
હનૂઝ્‌ આન ઝમાન્‌ ગોસ્તહમ ખોરૂદ બૂદ
બખોર્દી ગેરાયન્દહો ગોરૂદ બૂદ
યકી ખાહરશ બૂદ ગોર્દો સવારૂ
હોનરૂમન્દો ગરૂદનકશો નીઝહ્‌દારૂ
ચુ આગહ્‌ શુદ અઝ્‌ કારે લશ્કરૂ હજીરૂ
બેપૂશીદ જઊશન્‌ બકેર્દારે શીરૂ
ચુ સોહ્‌રાબ્‌ નઝ્‌દીકે આન્‌ હેય્‌ રસીદ
હજીરે દેલાવરૂ મરૂ ઊરા બેદીદ
નેશસ્ત અઝ્‌બરે બાદ્‌પાઈ ચુ ગરૂદ
ઝે હેય્‌ રફ્ત પૂયાન્‌ બદશ્તે નબરૂદ
બદાન્‌ લશ્કરે તોરૂક આવાઝ દાદ
ચુનીન્‌ ગોફ્ત આન્‌ ગોરૂદે પહ્‌લવનેઝાદ
કે ગોર્દાન્‌ કુદામન્દો જન્ગ્‌આવરાન્‌
દેલીરાનો કારૂઆઝ્‌મૂદહ્‌ સરાન્‌
કે બા મન્‌ બેગરૂદદ દરીન્‌ કીનહ્‌ગાહ્‌
ઝે ચન્દીન્‌ દેલાવરૂ સરાને સેપાહ્‌
પઝીરહ્‌ નેયામદ કસ ઊરા બજન્ગ્‌
કે બુદ બોરૂઝ બાલાઓ બા ઝૂરો હન્ગ્‌
ચુ સોહ્‌રાબે જન્ગ્‌આવરૂ ઊરા બેદીદ
બરૂઆશોફ્તો શમ્શીરે કીન્‌ બરૂકશીદ
ઝે લશ્કરૂ બેરૂન તાખ્ત બરૂસાને શીરૂ
બપીશે હજીરૂ અન્દરૂ આમદ દેલીરૂ
ચુનીન્‌ ગોફ્ત બા રઝમદીદહ્‌ હજીરૂ
કે તન્‌હા બજન્ગ્‌ આમદી ખીરહ્‌ખીરૂ
ચેરા ખીરહ્‌ તન્‌હા બજન્ગ્‌ આમદી
ખરામાન્‌ બજન્ગે નેહન્ગ્‌ આમદી
ચે મર્દીઓ નામો નેઝાદે તો ચીસ્ત
કે ઝાયન્દહ્‌રા બરૂ તો બાયદ ગેરીસ્ત
હજીરશ ચુનીન્‌ દાદ પાસોખ કે બસ
બતોર્કી નબાયદ મરા યારૂ કસ
મનમ ગોરૂદગીરૂ આન સવારે દેલીરૂ
કે ફુબહ્‌ શવદ નઝ્‌દે મન્‌ નરૂરહ્‌શીરૂ
હજીરે દેલીરે સેપહ્‌બુદ મનમ
હમ અકૂનૂન સરતરા ઝે તન બરૂકનમ
ફેરેસ્તમ બનઝ્‌દીકે શાહે જેહાન્‌
તનતરા ફુનદ કર્ગસ અન્દરૂ નેહાન્‌

## સોહરાબનું "સપીદ" નામના કિલ્લામાં પહોંચવું અને તેનું હજીર સાથ લડવું અને તેને પકડવું.

એક કિલ્લો હતો કે જેને તેઓ " સપીદ " કહેતા હતા-જે ઉપર ઈરાનીઓનો આધાર અને મદાર હતો.

કિલ્લાનો ચોકીદાર ( ગૂદર્ઝનો બેટો ) લડાયક હજીર હતો કે જે કૌવત, હિમ્મત, ગોર્ઝ અને તલવાર સાથનો હતો. ૪૪૪

તે કિલ્લાનો કોટવાલ બુઢ્ઢો ગઝદહમ નામનો હતો-કે દિલાવરોમાંથી કોઈ તેનો જોડયો નહીં હતો.

પેહલવાન હજીર તે નામીચા સરદારનો જમાઈ થતો હતો-જેની અઉલાદ મુબારક કેશ્વાદથી હતી.

તે વખતે ( ગઝદહમનો છોકરો ) ગોસ્તહમ નાનો હતો-પણ બચપણમાંજ તે બહાદુર અને હિમ્મતવાન હતો.

તેની એક બેહેન પેહલવાન અને સવારી કરનારી હતી-તેની હોનરમંદ, બહાદુર અને નેઝો ઉઠાવનારી હતી.

જ્યારે લશ્કરના આવવાથી હજીર વાકેફ થયો-ત્યારે તેણે સિંહની મિસાલ બખ્તર પેહેર્યું.

જ્યારે સોહરાબ તે કિલ્લાની નઝદીક પહોંચ્યો-ત્યારે દિલાવર હજીરે તેને જોયો.

તે તુરતજ ઘોડા ઉપર બેઠો-તે કિલ્લામાંથી દોડતો લડાઈનાં મયદાનમાં ગયો.

તેણે તે તુર્કી લશ્કરને પોકાર માર્યો-તે પેહલવાની બુન્યાદનો પેહલવાન એવી રીતે બોલ્યો,

કે " પેહલવાનો, લડાયકો અને અનુભવી બહાદુર સરદાર કોણ છે ?

કે જે લશ્કરના આટલા દિલાવર સરદારોમાંથી-આ કીનાનાં મયદાનમાં મારી સામે આવે. " ૪૪૫

તેની સામે લડવા કોઈ આવ્યું નહીં-કારણકે તે બુલંદ કદ, ઝોર અને કૌવત સાથનો હતો.

જ્યારે લડાયક સોહરાબે તેને જોયો-ત્યારે તે ઘુસ્સે થયો અને કીનાની તલવાર ખેંચી.

તે લશ્કરમાંથી સિંહની મિસાલ બાહેર દોડયો-હજીરની આગળ બહાદુરીથી આવ્યો.

તેણે લડાઈ જોયલા હજીરને કહ્યું-કે " ઓ બેવકુફ ! તું લડાઈમાં એકલો આવ્યો છે ?

બેહુદાપણાએ શા માટે લડાઈમાં એકલો આવ્યો-તું લાડથી ચાલતો મગરમચ્છની લડાઈમાં કાં આવ્યો ?

તું કોણ મ અને નામ શું છે અને તારી બુન્યાદ કોણથી છે ? કારણકે તારી જણનારીને તારા ઉપર રડવું પડશે. "

હજીરે તેને જવાબ આપ્યો કે " બસ-તુર્કી સાથે લડવા માટે મને કોઈ મદદગાર નહીં જોઇએ.

હું તે પેહલવાનને પકડનાર બહાદુર સવાર છું-કે મારી નઝદીક નર સિંહ કોહલું થઈ જાય છે.

હું દિલાવર સરદાર હજીર છું-હમણાં તારાં માથાંને તનથી ઉખેડી નાખું છું,

અને તે જેહાનના પાદશાહની નઝદીક મોકલું છું-તારાં તનને ગીધ અત્રે ખાઈ જશે " ૪૪૬

બેખન્દીદ સોહરાબ્ ઝીન્ ગોફતગૂય
બઆબરૂદગહ્ તીઝ બેન્હાદ રૂચ
સણુક્ નીઝહ્ બર્ નીઝહ્ અન્દાખ્તન્દ
કે અઝ ચક્ દેગર્ બાઝ્ નેશનાખ્તન્દ
ચુ આતેશ બેયામદ ગવે પીલઝૂર્
ચુ કૂહી રવાન્ કરદ અઝ જા સુતૂર્
યકી નીઝહ્ ઝદ બર્ મેયાનશ હજીર્
નેયામદ સનાન્ અન્દર્ જાયગીર્
સનાન્ બાઝ પસ કરદ સોહરાબે શીર્
બુને નીઝહ્ ઝદ બર્ મેયાનશ દેલીર્
ઝે ઝીન્ બરગેરેફતશ બકેર્દારે બાદ
નેયામદ હમી ઝૂ બદેલ્ દરદ યાદ
બેઝદ બર્ ઝમીનશ ચુ યક્ લખ્ત કૂહ્
બજાનો દેલશ અન્દર્ આમદ સોતૂહ્
ઝે અસ્પ્ અન્દર્ આમદ નેશસ્ત અઝ બરશ
હમીખાસ્ત અઝ તન્ બુરીદન્ સરશ
બપીચીદો બરગશ્ત બર્ દસ્તે રાસ્ત
ઘમી શુદ ઝે સોહરાબો ઝેન્હાર્ ખાસ્ત
૪૪૭ રહા કરદ અઝૂ ચન્ગો ઝેન્હાર્ દાદ
ચુ ખુશનૂદ શુદ પન્દે બેસ્યાર્ દાદ
બેબસ્તશ બબન્દ આનગહી જન્ગજૂય
બનઝદીકે હુમાન્ ફેરેસ્તાદ ઊય
ઝે કારશ ફેરૂમાન્દ હુમાન શેગેફ્ત
કે ઝાન્સાન્ દેલીરી બઆસાન્ ગેરેફ્ત
બદેઝ્ દર્ ચુ આગહ્ શુદન્દ અઝ હજીર્
કે ઊરા ગેરેફતન્દો બોરદન્દ અસીર્
ખોરૂશ આમદો નાલએ મર્દો ઝન્
કે ગુમ શુદ હજીર્ અન્દરાન્ અન્જોમન્

સોહરાબ આ વાતથી હસ્યો—અને તુરત લડાઈ તરફ મોં કીધું.

તેઓએ શેતાબ નેઝા ઉપર નેઝા ફેંકયા-તેઓ એટલા ઝડપથી નેઝા મારતા હતા કે કોણે ક્યારે નેઝો માર્યો તે માલૂમ પડતું નહીં હતું.

હાથીને ઝોરનો પેહલવાન આતશની મિસાલ ધસ્યો—તેણે એક પહાડની મિસાલ ઘોડાને ચલાવ્યો.

હજીરે એક નેઝો તેની કમર ઉપર માર્યો-પણ નેઝો તેમાં કારગર થયો નહીં.

સિંહની ચુંગાલના સોહરાબે તેનો નેઝો પાછો હઠાવ્યો, પછી—તે દેલીરે નેઝાની નોક તેની કમર ઉપર મારી,

સેહલાઈથી તેને ઝીન ઉપરથી પવનની મિસાલ ઉડાવી લીધો—અને તે બાબતનો કશો વિચાર પણ કીધો નહીં,

અને તેને એક પહાડના ટુકડાની માફક ઝમીન ઉપર પટકયો—જેથી તેનો જીવ અને દિલ આજેઝ થયાં.

તે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને તેની છાતી ઉપર બેઠો—અને તેનાં તનથી માથું કાપવા ચાહ્યું.

હજીર કોશેશ કરી જમણી તરફ ફર્યો—તે સોહરાબથી ઘમગીન થયો અને પનાહ ચાહી.

તેણે તેનાથી હાથ ઊંચક્યો અને જીવતદાન બક્ષ્યું—જ્યારે તે ખુશી થયો ત્યારે પુષ્કળ શીખામણ દીધી.

તે લડાયકે પછી તેને બંદથી બાંધ્યો—અને હોમાનની નઝદીક મોકલ્યો.

હોમાન તેના કામથી અજબ રહ્યો—કે આવા એક બહાદુરને સેહલાઈથી પકડયો.

જ્યારે કિલ્લામાં હજીરની ખબર થઈ—કે તેઓએ તેને પકડયો અને બંદીવાન તરીકે લઈ ગયા,

ત્યારે મર્દ અને ઓરતના પોકાર અને શોર ઉઠયા—કે હજીર દુશ્મનનાં ટોળામાં કયદ થયો.

## રઝ્મે સોહ્રાબ્ બા ગોર્દ્આફ્રીદ્

ચુ આગાહ્ શુદ દોખ્તરે ગઝ્દહમ
કે સાલારે આન્ અન્જોમન ગશ્ત કમ
ઘમીન્ ગશ્તો બરૂઝદ ખોરૂશી બદરદ
બરૂઆવરદ અઝ દેલ્ યકી બાદે સરદ
ઝની બૂદ બરસાને ગોર્દી સવાર્
હમીશહ્ બજન્ગ્ અન્દરુન નામદાર્
કુજા નામે ઊ બૂદ ગોર્દઆફ્રીદ
કે ચૂન ઊ બજન્ગ્ અન્દરુન કસ નદીદ
ચુનાન્ નન્ગશ આમદ ઝે કારે હજીર્
કે શુદ લાલહ્ બર્ગશ બકેર્દારે ખીર્
૪૪૮ બેપૂશીદ દરઅ સવારાન્ બજન્ગ્
નબૂદ અન્દરાન્ કાર્ જાએ દેરન્ગ્
નેહાન્ કરદ ગીસૂ બઝીરે ઝેરેહ્
બેઝદ બર્ સરે તર્ક રૂમી ગેરેહ્
ફેરૂદ આમદ અઝ દેઝ્ બકેર્દારે શીર્
કમર્ બર્ મેયાન્ બાદપાઈ બઝીર્

## સોહરાબની ગોર્દઆફ્રીદ સાથની લડાઇ.

જ્યારે ગઝદહમની બેટી વાકેફ થઈ—કે તે અન્જુમનનો સરદાર પકડાયો.

ત્યારે તેણી દિલગીર થઈ અને દર્દથી એક પોકાર માર્યો—તેણીએ દિલથી એક સર્દ હાય મારી.

તેણી એક બહાદુર પેહલવાનની મિસાલની ઓરત હતી—અને હમેશ લડાઈમાં નામની ઉઠાવનાર હતી.

તેણીનું નામ ગોર્દઆફ્રીદ હતું-જેના જેવી ( ઓરત ) લડાઈમાં કોઇએ જોઈ નહીં હતી.

તેણીને હજીરનાં કામથી એવી શર્મીન્દગી પહોંચી, કે તેણીના ગોલાબી ગાલ ખીરનાં ફૂલ જેવા લાલ થઈ ગયા.

તેણીએ લડાયક સવારોનું બખ્તર પેહેર્યું—હવે વખત ખોવાનું કામ નહીં હતું.

તેણીએ ઝુલ્ફાં બખ્તર નીચે છૂપાં કીધાં—રૂમી કોલાહ માથે મૂકી.

કિલ્લા ઉપરથી સિંહની મિસાલ નીચે આવી—કમર ઉપર કમરબંદ અને રાન નીચે એક ઘોડો હતો.

બપીશે સેપાહ્ અન્દરૂ આમદ્ ચુ ગરૂદ
ચુ રઅ્દે ખોરૂશાન્ ચકી વચલહ્ કરૂદ
કે ગોર્દાન્ કુદામન્દો સાલારૂ કીસ્ત
કે રઝ્મઆવરાન્ જન્ગ્રા ચારૂ કીસ્ત
કે બા મન્ ચકી આઝ્મૂન્રા બજન્ગ્
બેગરૂદદ્ બસાને દેલાવરૂ નેહન્ગ્
કે જન્ગ્આવરાન્ લશ્કરે સરફ્રાઝ
મરૂ ઊરા નેયામદ્ કસી પીશ્ બાઝ
ચુ સોહ્રાબ્ શીરૂઅઉજન્ ઊરા બેદીદ્
બેખન્દીદો લબ્રા બદન્દાન્ ગઝીદ્
ચુનીન્ ગોફ્ત આમદ્ દેગરૂ બારહ્ ગૂરૂ
બદામે ખોદાવન્દે શમ્શીરો જૂરૂ
બેપૂશીદ્ ખફ્તાનો બરૂ સરૂ નેહાદ્
ચકી તર્કે ચીની બકેર્દારે બાદ્
બેયામદ્ દમાન્ પીશે ગોરૂદ્આફ્રીદ્
ચુ દોખ્તે કમન્દ્અફ્ગન્ ઊરા બેદીદ્
કમાન્રા બઝેહ્ કરૂદ્ બોકુશાદ્ બરૂ
નબુદ્ મોરૂઘરા પીશે તીરશ્ ગોઝરૂ
બસોહ્રાબ્ બરૂ તીરે બારાન્ ગેરેફ્ત
ચપો રાસ્ત જન્ગે સવારાન્ ગેરેફ્ત
નેગહ્ કરૂદ્ સોહ્રાબો આમદશ્ નન્ગ્
બરૂઆશોફ્તો તીઝ અન્દરૂ આમદ્ બજન્ગ્
સેપરૂ બરૂ સરૂ આવર્દો બેન્હાદ્ રૂય
ઝે પયકારે ખૂન્ અન્દરૂ આમદ્ બજૂય
હમ્આવરૂદ્રા દીદ્ ગોરૂદ્આફ્રીદ્
કે બરૂસાને આતેશ્ હમી બરૂદમીદ્
કમાન્રા બઝેહ્ બરૂ બબાઝૂ ફેગન્દ્
સમન્દશ્ બરૂઆમદ્ બઅબ્રે બુલન્દ્
સરે નીઝહ્રા સૂએ સોહ્રાબ્ કરૂદ્
એનાનો સનાન્રા પુરઝ તાબ્ કરૂદ્
બરૂઆશોફ્ત સોહ્રાબો શુદ્ ચૂન્ પલન્ગ્
ચુ બદ્ખાહે ઊ ચારહ્જૂ શુદ્ બજન્ગ્
એનાન્ બરૂગેરાયીદો બરૂદાશ્ત અસ્પ
બેયામદ્ બકેર્દારે આઝરૂગોશસ્પ
ચુ આશોફ્તહ્ શુદ્ શીરો તુન્દી નમૂદ્
સરે નીઝહ્રા સૂએ ઊ કરૂદ્ ઝૂદ્
બદસ્ત અન્દરૂન્ નીઝએ જાન્સેતાન્
પસે પોશ્તે ખુદ્ કરૂદશ્ આન્ગહ્ સનાન્
બેઝદ્ બરૂ કમરૂબન્દે ગોરૂદ્આફ્રીદ્
ઝેરેહ્ બરૂ તનશ્ યકૂબયક્ બરૂદરીદ્
ઝે ઝીન્ બરૂગેરેફ્તશ્ બકેર્દારે ગૂય
કે ચઉગાન્ ઝે બાદ્ અન્દરૂ આરદ્ બરૂય
ચુ બરૂ ઝીન્ બેપીચીદ્ ગોરૂદ્આફ્રીદ્
યકી તીઘે તીઝ અઝ મેયાન્ બરૂકશીદ્
બેઝદ્ નીઝએ ઊ બદૂ નીમ કરૂદ્
નેશસ્ત અઝબરે ઝીનો બરૂખાસ્ત ગરૂદ્
બઆવરૂદ્ બા ઊ પસન્દહ્ નયૂદ્
બેતાબીદ્ અઝૂ રૂયો બરૂકાશ્ત ઝૂદ્
સેપહ્બુદ્ એનાન્ અઝ્દહારા સેપોરૂદ્
બખેશ્મ અઝ જહાન્ રઉશનાઈ બેબોરૂદ્

તેણી ગર્દની માફક લશ્કરની નઝદીક આવી–પોકારતાં વાદળની મિસાલ એક પોકાર માર્યો.

કે "પેહલવાનો કોણ અને સરદારો કોણ છે–લડાયકોમાંનો લડવૈયો કોણ છે?

કે મારી સાથ દિલાવર મગરમચ્છની મિસાલ એખલે હાથની લડાઈ અઝમાવે?"

લડાયક સરફરાઝ લશ્કરમાંથી–કોઈ તેણી સામે આવ્યું નહીં.

જ્યારે સિંહને મારનાર સોહરાબે તેણીને જોઈ–ત્યારે તે હસ્યો અને હોઠને દાંતમાં કરડયા.

તે બોલ્યો કે "વળી બીજી મરતબે ગોરખર તલવાર અને કોવતના સાહેબના ફાંદામાં આવ્યું છે."

તેણે બખ્તર પેહેર્યું અને માથાં ઉપર એક ચીનાઈ ટોપ મેળી અને પવનની મિસાલ

દોડતો ગોર્દઆફ્રીદની નઝદીક આવ્યો–જ્યારે કમંદ નાખનારી છોકરીએ તેને જોયો  ૪૪૯

ત્યારે છાતી પોહલી કીધી અને કમાનને ચિલ્લો ચઢાવ્યો–તેણીના તીરથી પક્ષી પણ બચી જતું નહીં હતું.

તેણીએ સોહરાબ ઉપર તીરનો વરસાદ વરસાવ્યો–અને લડાયક સવારોની માફક ડાબી જમણી લડાઈ કીધી.

સોહરાબે આ જોયું અને તેને શર્મ લાગી–તે ગુસ્સે થયો અને શેતાબ લડાઈમાં ઉતર્યો.

તેણે માથાં ઉપર ઢાલ ધરી અને સામે ધસ્યો–લડાઇથી તે ઉસ્કેરાઈ ગયો.

ગોર્દઆફ્રીદે હરીફને જોયો–કે તે આતશની મિસાલ તેઝ થયો છે.

તેણીએ ચિલ્લાવાળી કમાનને પાછી બાઝૂ ઉપર મેળી–તેણીના ઘોડાએ છલંગ મારી.

તેણીએ નેઝાની નોક સોહરાબની તરફ કીધી–લગામ અને ભાલાને તેઝ કીધાં.

જ્યારે પોતાના દુશ્મનને લડાઈમાં છલ કરતો જોયો–ત્યારે સોહરાબ ચિત્તાની પએ છેડાયો.

લગામ હીલવી અને ઘોડો ડપટાવ્યો–તે આઝરગોશસ્પની મિસાલ આવ્યો.

તે સિંહની મિસાલ ગુસ્સે થયો અને તેઝી બતાવી–તુરત નેઝાની નોક તેણીની તરફ કીધી.  ૪૫૦

તેણે જીવ લેનારો નેઝો હાથમાં (પકડયો)–અને તેજ વખત ભાલો પોતાની પીઠ પાછળ કરી નાખ્યો,

અને ગોર્દઆફ્રીદના કમરબંદ ઉપર નેઝો માર્યો–જેથી તેણીના તન ઉપરનું સઘળું બખ્તર ફાટી ગયું.

તેણીને દડીની પએ ઝીન ઉપરથી ઊંચકી લીધી–

જેવી ગોર્દઆફ્રીદ ઝીન ઉપર મરોડાઈ–કે તુરત તેણીએ એક તેઝ તલવાર મેયાનમાંથી બાહેર ખેંચી.

તેના નેઝા ઉપર મારી તેના બે ટુકડા કીધા–(અને પાછી) ઝીન ઉપર બેઠી અને ધૂળ ઉડી રહી.

તેણીને તેની સાથ લડાઈ ગમી નહીં–(તેથી) તેણીએ તેનાથી મોં ફેરવ્યું અને શેતાબ નાહથી.

સોહરાબે તુરતજ લગામ ઘોડાને સોંપી–અને ગુસ્સામાં આવી જાણે દુન્યાનેજ અંધારી કરી નાખી (તેણીની પાછળ તેઝ ઘોડો ડપટાવ્યો).

ચુ આમદ્ બેઝૂશાન્ બતન્ગ્ અન્દરશ
બેજુ ચ્બીદો બરૂદાશ્ત ખુદ અઝ્ સરશ
રહા શુદ્ ઝે બન્દે ગેરેહ્ મૂએ ઉય
દેરફૂશાન્ ચુ બોરૂશીદ્ શુદ્ રૂએ ઉય

૪૫૧ બેદાનેસ્ત સોહ્રાબ્ કૂ દોખ્તરસ્ત
સરે મૂએ ઉ દર્ ખુરે અફસરસ્ત
શેગેફ્ત આમદશ ગોફ્ત અઝ્ ઈરાન્ સેપાહ્
ચુનીન્ દોખ્તર્ આયદ્ બઆવરદ્ગાહ્
સવારાને જન્ગી બરૂઝે નબરદ્
હમાના બઅબ્ર્ અન્દર્ આરન્દ્ ગરદ્
ઝનાન્શાન્ ચુનીનન્દ્ ઝીરાનેયાન્
ચેગૂનન્દ્ મર્દાને જન્ગ્આવરાન્
ઝે ફેત્રાક્ બોક્શાદ્ પીચાન્ કમન્દ્
બેયન્દાખ્ત આમદ્ મેયાનશ બબન્દ્
બદૂ ગોફ્ત કઝ્ મન્ રહાઈ મજૂય
ચેરા જન્ગ્ જૂઈ તો અય માહ્રૂય
નેયાયદ્ બદામમ્ બસાને તો ગૂર્
ઝે ચન્ગમ્ રહાઈ નેયાબી બઝૂર્
કોશાદશ રોખ આનગાહ્ ગોર્દઆફ્રીદ્
મરાન્રા જોઝીન્ ચારેહ્ ચારહ્ નદીદ્
બદૂ રૂએ બેન્મૂદો ગોફ્ત અય દેલીર્
મેયાને દેલીરાન્ બકેર્દારે શીર્
દો લશ્કર્ નઝારહ્ બરીન્ જન્ગે મા
બદીન્ ગોર્ઝો શમ્શીરો આહન્ગે મા

૪૫૨ કુનૂન્ મન્ કોશાદહ્ ચુનીન્ રૂયો મૂય
સેપાહ્ અઝ્ તો ગરદદ્ પુર્ અઝ્ ગોફ્તગૂય
કે બા દોખ્તરી ઉ બદશ્તે નબરદ્
બદીન્સાન્ બઅબ્ર્ અન્દર્ આવરદ્ ગરદ્
નબાયદ્ કે ચન્દીન્ દેરન્ગ્ આવરદ્
કઝીન્ રઝ્મ બર્ ખીશ નન્ગ્ આવરદ્
ઝે બહ્રે મન્ આહ્ ઝે હર્ સૂ મખાહ્
મેયાને દો સફ્ બર્કશીદહ્ સેપાહ્
નેહાની બેસાઝીમ બેહ્તર્ બુવદ્
બેરદ્ દાશ્તન્ કારે બેહ્તર્ બુવદ્
કુનૂન્ લશ્કરો દેઝ્ બફર્માને તોસ્ત
નબાયદ્ બદીન્ આશ્તી જન્ગ્ જોસ્ત
દેઝો ગન્જો દેઝ્બાન્ સરાસર્ તોરાસ્ત
ચુ આઈ ચુનાન્ કત્ મોરાદો હવાસ્ત
ચુ રોખ્સારહ્ બેન્મૂદ્ સોહ્રાબ્રા
ઝે ખુશાબ્ બોક્શૂદ્ ઓન્નાબ્રા
યકી બુસ્તાન્ બૂદ્ અન્દર્ બેહેશ્ત
બબાલાએ ઉ સર્વ દેહ્કાન્ નકેશ્ત
દો ચશ્મશ ગવઝ્નો દો અબ્રૂ કમાન્
તો ગોફ્તી હમી બેશકફદ્ હર્ ઝમાન્

૪૫૩ ઝે દીદારે ઉ મોબ્તલા શોદ્ દેલશ
તો ગોફ્તી કે દુર્જે બલા શોદ્ દેલશ
બદૂ ગોફ્ત ઝીન્ ગોફ્તહ્ અફ્ઝૂન મગરદ્
કે દીદી મરા રૂઝ્ગારે નબરદ્
બદીન્ બારએ દેઝ્ દેલ અન્દર્ મબન્દ્
કે ઈન્ નીસ્ત બરતર્ ઝે અર્જે બલન્દ

જ્યારે તે પોકારતો તેણીની છેક નઝદીક આવ્યો–ત્યારે ધસારો કરીને તેણીનાં માથાં ઉપરથી ટોપ ઉઠાવી લીધી.

જેથી તેણીના બાલ બખ્તરનાં બંદથી ખુલ્લા થયા–તેણીનો ચેહરો ખુરશેદની મિસાલ ઝળકતો થયો.

જ્યારે સોહરાબે જોયું કે એતો છોકરી છે–તેણીના બાલ ભરેલું માથું તાજને લાયકનું છે.

ત્યારે તે અજબ થયો અને બોલ્યો કે " ઈરાની લશ્કરમાંથી–એવી છોકરીઓ લડાઈમાં ઉતરે છે.

તો ખરેજ લડાયક સવારો લડાઈને દહાડે–વાદળ સુધી ધૂળ પુગાડતા હશે.

જ્યારે ઈરાની બૈરાં આવાં લડાયક છે–તો લડાયક મર્દો તો કેવાક હશે ?"

તેણે શિકારબંદ ઉપરથી પેચદાર કમંદ ખોલી–અને નાખી જેથી તેણીની કમર ફાંદામાં આવી.

તેણીને કહ્યું કે " તું હવે મારેથી છુટી થવાની કોશેશ ના કરતી–ઓ માહતાબને ચેહરેની ! તું શા માટે લડાઈ કરે છે ?

તારા જેવું ગોરખર મારા ફાંદામાં આવવાનું નથી–તું ઝોર કરીનેબી મારા ફાંદામાંથી છુટવાની નથી."

તેજ વખત ગોર્દઆફ્રીદે ચેહરો ખુલ્લો કીધો–કારણ તેણીને એ સિવાય કાંઈ પણ ઈલાજ રહ્યો નહીં હતો.

તેણીએ તેને ચેહરો દેખડાવ્યો અને બોલી કે " ઓ દેલીરોની વચ્ચે સિંહની મિસાલના બહાદુર !

આ આપણી ગોર્ઝ, તલવાર સાથની લડાઈ અને કારકીર્દી બન્ને લશ્કરો જોય છે.

અને હવે જ્યારે મેં મારો ચેહરો અને બાલ ખોલી મૂકયા છે–ત્યારે બધું લશ્કર તારે માટે બોલશે,

કે તેણે એક છોકરી સાથ લડાઈનાં મયાદનમાં–આટલી બધી દોડધામ કીધી.

તારે હવે એ બાબતમાં વધુ ખંત કરવી નહીં જોઈયે–એવું નહીં થાય કે તને એથી નામોશી પુગે.

બેઉ તરફથી સફ સમારી ઉભેલાં લશ્કર વચ્ચે–મારે લીધે તને કાંઈ નામોશી નહીં પુગે.

માટે આપણે એ બધું છુપું રાખ્યે એટલુંજ ભલું છે–કારણકે સરદારોએ તો ડહાપણજ વાપડવું જોઇયે.

હવે કિલ્લો અને લશ્કર તારાંજ છે–એટલે સુલેહ થયા પછી લડાઈ કરવી નહીં જોઇયે.

જેમ તારી ઈચ્છા છે તેમ જ્યારે પણ તું આવશે–ત્યારે કિલ્લો, ખઝાનો અને કિલ્લેદાર એ સઘળું તારૂંજ છે."

જ્યારે તેણીએ સોહરાબને ચેહરો દેખાડયો–અને હસીને પોતાના ઓન્નાબી હોઠમાંથી ઝળકતાં મોતી દેખાડયાં,

જાણે કે તેણી બેહેસ્તની અંદર એક બાઘ જેવી હતી–તેણીનાં કદના જેવું કોઈ ગામડિયાએ કદી પણ સરોવર રોપ્યું નહીં હતું.

તેણીની બન્ને આંખો સાબર અને બન્ને ભવાં કમાન(ની મિસાલનાં) હતાં–જાણેકે તેણી હમેશ ખીલતીજ રહેતી હતી.

તેણીને જોયાથી તેનું દિલ ગિરેફતાર થયું–જાણેકે તેનું દિલ બલાનો ભરેલો દાબડો બન્યું.

ત્યારે તેણે તેણીને કહ્યું કે " હવે તું પોતાના કહેવાથી ફરતી ના–કારણકે તેં મને લડાઇને વખતે જોયો છે.

તું આ કિલ્લાની સફીલ ઉપર મુસ્તાક ના રહેતી–કારણકે એ કાંઈ બુલંદ આસ્માનથી ઊંચો નથી.

બપાય આવરદ્‌ ઝખ્મે ગૂપાલે મન્
નરાનદ્‌ કસી નીઝહ્‌ બરૂ ચાલે મન્

એનાન્‌રા બેપીચીદ્‌ ગોરૂદ્‌આફ્રીદ્‌
સમન્દે સરફ્રૂરાઝ્‌ બરૂ હેઝ્‌ કશીદ્‌

હમીરફ્રૂત સોહ્‌રાબ્‌ બા ઊ બહમ
બેયામદ્‌ બદરૂગાહે હેઝ્‌ ગઝ્‌દહમ

દરે હેઝ્‌ ગોશાદન્દો ગોરૂદ્‌આફ્રીદ્‌
તને ખસ્તહો બસ્તહ્‌ દરૂ હેઝ્‌ કશીદ્‌

દરે હેઝ્‌ બેબસ્તન્દો ઘમગીન્‌ શુદન્દ
પુરઝ્‌ ઘમ દેલો દીદહ્‌ ખૂનીન્‌ શુદન્દ

અઝ્‌ આઝારે ગોરૂદ્‌આફ્રીદો હજીરૂ
પુરઝ્‌ દરૂદ બૂદન્દ બર્નાઓ પીરૂ

બરે દોખ્તરૂ આમદ હમી ગઝ્‌દહમ
અબા નામ્‌દારાનો ગોર્દાન્‌ બહમ

બેગોફ્રૂતશ કે અય નીકુદેલ શીરૂઝન
પુરઝ્‌ ઘમ બુદ અઝ્‌ તૂ દેલે અન્જોમન

કે હમ રઝ્‌મ જોસ્તી હમ અફ્રૂસૂનો રન્ગ
નેયામદ્‌ ઝે કારે તો બરૂ દુદહ્‌ નન્ગ

સેપાસ અઝ્‌ ખોદાવન્દે ચર્ખે બલન્દ
કે નામદ ઝે દોશમન્‌ બજાનત ગઝન્દ

બેખન્દીદ્‌ બેસ્યારૂ ગોરૂદ્‌આફ્રીદ્‌
બબારહ્‌ બરૂઆમદ્‌ સેપહ્‌ બેન્ગરીદ્‌

ચુ સોહ્‌રાબ્‌રા દીદ બરૂ પોશ્તે ઝીન્‌
ચુનીન્‌ ગોફ્રૂત કય ગોરૂદે તૂરાન્‌ ઝમીન્‌

ચેરા રન્જહ્‌ ગશ્તી ચુનીન્‌ બાઝ્‌ ગરૂદ
હમ અઝ્‌ આમદન હમ ઝે દશ્તે નબરૂદ

બદૂ ગોફ્રૂત સોહ્‌રાબ્‌ કય ખૂબ્‌ચેહ્‌રૂ
બતાજો બતખ્તો બમાહો બમેહ્‌રૂ

કે ઈન્‌ બારહ્‌ બા ખાક પસ્ત આવરમ
તોરા અય સેતમગરૂ બદસ્ત આવરમ

ચુ બીચારહ્‌ ગર્દીઓ પીચાન્‌ શવી
ઝે ગોફ્રૂતારે હર્ઝહ્‌ પશીમાન્‌ શવી

પશીમાની આનગહ્‌ નદારદ્‌ત સૂદ
ચુ ગરૂદૂને ગર્દાન્‌ કોલાહત રેબૂદ

કુજા રફ્રૂત પયમાન્‌ કે કર્દી પદીદ્‌
ચુ બેશ્નીદ્‌ ગોફ્રૂતારૂ ગોરૂદ્‌આફ્રીદ્‌

બેખન્દીદો આનગહ્‌ બઅફ્રૂસૂસ ગોફ્રૂત
કે તોર્કાન્‌ ઝે ઈરાન્‌ નેયાબન્દ જોફ્રૂત

ચુનીન્‌ રફ્રૂત ફ્રૂઝી નબૂદત ઝે મન
બદીન્‌ દરૂદ ઘમગીન્‌ મકુન ખીશતન

હમાના કે તૂ ખુદ ઝે તોર્કાન્‌ નઈ
કે જોઝ્‌ બાફ્રીને બોઝોર્ગાન્‌ નઈ

બદીન્‌ જૂરો ઈન્‌ બાઝુયો કેત્ફો યાલ
નદારી કસ અઝ્‌ પહ્‌લવાનાન્‌ હમાલ

વલીકેન્‌ ચુ આગાહી આયદ બશાહ્‌
કે આવરૂદ ગોર્દી ઝે તૂરાન્‌ સેપાહ્‌

શહન્શાહો રોસ્તમ બેજોમ્બદ ઝે જાય
શુમા બા તહમ્તન નદારીદ પાય

નમાનદ યકી ઝેન્દહ્‌ અઝ્‌ લશ્કરત
નદાનમ ચે આયદ ઝે બદ બરૂ સરત

અને એને મારા ગોર્ઝના ફટકા તોડી પાડશે–જ્યારે કે કોઈ પણ દુશ્મનનો નેઝો મારી ગર્દન સુધી પુગશે નહીં.”

ગોર્દઆફ્રીદે લગામ ફેરવી–તેણીએ પોતાનો ઘોડો કિલ્લા તરફ હાંકયો.

સોહરાબ પણ તેણીની સાથેજ હતો-ગઝદહમ કિલ્લાના દરવાઝા આગળઆવ્યો.

તેઓએ કિલ્લાનો દરવાઝો ખોલ્યો અને ગોર્દઆફ્રીદ બંધાયલી અને ઝખ્મી તને કિલ્લામાં આવી.

તેઓએ કિલ્લાનો દરવાઝો બંદ કીધો અને દિલગીર થયાં-તેઓનું દિલ ઘમ ભરેલું અને આંખ લોહી ભરેલી થઈ.

ગોર્દઆફ્રીદ અને હજીરનાં દુઃખથી-બુઢ્ઢા અને જવાન દર્દ ભરેલા થયા.

નામદારો અને પેહલવાનો સાથ–ગઝદહમ, બેટી ગોર્દઆફ્રીદની આગળ આવ્યો.

તેણીને કહ્યું કે “ઓ નેકદિલ સિંહ મારનારી!-તારે લીધે અમો સઘળાનું દિલ ઘમ ભરેલું થયું હતું. ૪૫૪

કારણકે તેં ઘણી સિફત અને તાલતલાવટથી લડાઈ કરી-સારૂં થયું કે ખાન્દાનને નામોશી પુગી નથી.

બુલંદ આસ્માનના સાહેબના શુક્રાના !-કે દુશ્મનથી તારા જીવને નુકસાન પુગ્યું નથી.”

ગોર્દઆફ્રીદ ખૂબ હસી–પછી તેણી કિલ્લાની દીવાર ઉપર આવી અને દુશ્મન તરફ નેગાહ કીધી.

જ્યારે તેણીએ સોહરાબને હજુ સુધી ઘોડાની પીઠ ઉપરજ જોયો–ત્યારે તેણી બોલી કે “ઓ તુરાની પેહલવાન !

તું શા માટે દુઃખી થાય છે ? હવે પાછો ફર–અને લડાઇનો વિચાર છોડી દે.”

સોહરાબે તેણીને કહ્યું કે “ઓ ખૂબસૂરતત ચેહરેની !-તાજ, તખ્ત, માહતાબ અને આફતાબના કસમ લઈ કહું છું,

કે હું આ કિલ્લો ખાકમાં મેળવી દઈશ–અને ઓ ઝુલ્મગાર હું તને હાથ કરીશ.

જ્યારે તું લાઈલાજ થશે અને અફડાશે પટકાશે–ત્યારે તું પોતાના આ બેહુદા બોલવાથી પશીમાન થશે.

જ્યારે ફરતો આસ્માન તારી કોલાહ લૂટી લેશે-તે વખતે પસ્તાવો તને કાંઈજ કામ લાગશે નહીં.

તેં આપેલો કોલ હવે કયાં ગયો ?”–જ્યારે ગોર્દઆફ્રીદે આ વાત સાંભળી, ૪૫૫

ત્યારે તેણી હસી અને અફસોસ સાથ બોલી-કે “તુર્કીઓ ઈરાનીઓમાંથી સગપણ મેળવી શકતા નથી.

એમજ થવાનું હતું અને હું તારે માટે સરજાયલી નહીં હતી–માટે હવે એ વાત જવા દે અને એનો અફસોસ ના કર.

એટલું તો ખરૂંજ કે તું પોતે તુર્કીઓની બુન્યાદનો નથી–કારણકે તું મોટાઓમાં મોટાઈ પામેલો છે,

અને આવાં કૌવત અને બાઝ્‌, ખભાં અને ગર્દન સાથ–કોઈ પેહલવાન તારો જોડયો થઈ શકતો નથી.

પણ જ્યારે પાદશાહ કાઊસને ખબર થશે–કે તુરાનથી એક પેહલવાન લશ્કર લાવે છે,

ત્યારે શેહનશાહ અને રૂસ્તમ ( લડાઈ માટે ) હિલચાલ કરશે-તમો તેહમ્તનની સામે થોભી શકશો નહીં.

તારાં લશ્કરમાંથી એક પણ જીવતો રહેશે નહીં-ત્યારે કોણ જાણે તારે માથે શું આફત આવી પડશે.

હેરીઘ્ આયદમ્ કીન્ ચુનીન્ યાલો સોફૂત
હમી અઝ્ પલન્ગાન્ બેબાયદ્ નેહોફૂત
તોરા બેહતર્ આયદ્ કે ફર્માન્ કુની
રોખે નામવર્ સૂએ તૂરાન્ કુની
૫૬ નબાશી બસ ઈમન્ બબાઝૂએ ખીશ
ખુરદ્ ગાવે નાદાન્ ઝે પહલૂએ ખીશ
ચુ બેશનીદ્ સોહરાબ્ નન્ગ્ આમદશ
કે આસાન્ હમી દેઝ્ બચન્ગ્ આમદશ
બઝીરે દેઝ્ અન્દર્ યકી જાએ બૂદ્
કુજા દેઝ્ બદાન્ જાએ બર્ પાએ બૂદ્
બતારાજ્ દાદ્ આન્ હમહ્ બૂમો રોસ્ત
બયકબારગી દસ્તે બદ્રા બેશોસ્ત
ચુનીન્ ગોફ્ત એમરૂઝ બીગાહ્ ગશ્ત
ઝે પયગારે મા દસ્ત કૂતાહ્ ગશ્ત
બર્આરીમ શબ્ગીર્ અઝીન્ બારહ્ ગર્દ
નેહીમ અન્દરીન્ જાએ શૂરે નબર્દ
ચુ ગોફ્ત ઈન્ એનાન્રા બેતાબીદો રફ્ત
સૂએ જાએ ખુદ્ શાહ્રા બર્ગેરેફ્ત

મને અફસોસ આવે છે કે આ એવી ગર્દન અને ખભાં-ચિત્તાઓનાં પેટમાં જઇને છુપાશે.

તારે માટે તો બસ એજ ભલું છે કે તું તુરાન તરફ પાછો ફર અને લશ્કરને પણ પાછા ફરવાનો હુકમ આપ.

તું પોતાની બાઝૂ ઉપર એટલો મુસ્તાક ના રહે-કારણ ભેંસના શિંગડાં ભેંસનેજ ભારી પડે છે.”

જ્યારે સોહરાબે સાંભળ્યું ત્યારે તે શરમાયો-તે સમજતો હતો કે કિલ્લો તો મારોજ થઈ ચૂકયો છે.

કિલ્લાની હેઠળ એક જગ્યા હતી-જ્યાંથી કિલ્લામાં ખોરાકી વગેરેની મદદ પુગતી હતી.

તે જગ્યા અને ખેતીવાડીને તેણે તારાજ કરી નાખી-પછી થોડોવાર બુરાઈના વિચાર દૂર કરીને

તે બોલ્યો કે “આજે તો હવે અસુરૂં થઈ ગયું છે-અને હવે લડાઈ થઈ શકે તેમ નથી.

પણ બામદાદે આ કિલ્લાની ધૂળધાણી કરી નાખીશું-અને કિલ્લાની અંદર લડાઇનો શોર ઉડાવીશું.”

એમ કહી તેણે લગામ ફેરવી અને ચાલ્યો-તેણે પોતાની છાવણીનો રસ્તો લીધો.

---

## નામએ ગઝ્દહમ્ બકાઊસ્ વ ગોઝારેશ્ નમૂદને પહ્લવાનીએ સોહ્રાબ્.

ચુ બર્ગશ્ત સોહ્રાબ્ ગઝ્દહમે પીર્
બેયાવર્દ બેન્શાન્દ્ મર્દે દબીર્
યકી નામહ્ બેન્વેશ્ત નઝ્દીકે શાહ્
બર્અફ્ગન્દ્ પૂયન્દહ્ મર્દી બરાહ્
નુખોસ્ત આફ્રીન્ કર્દ્ બર્ શહ્રયાર્
નમૂદ્ આન્ ગહી ગર્દેશે રૂઝગાર્
૫૭ કે આમદ્ બરે મા સેપાહી ગરાન્
હમહ્ રઝ્મજૂયાનો ગોન્દાવરાન્
યકી પહ્લવાની બપીશ અન્દરૂન્
કે સાલશ ઝે દૂ હફ્ત નામદ્ ફુઝૂન્
બબાલા ઝે સર્વે સહી બર્તરસ્ત
ચુ ખોર્શીદ્ તાબાન્ બદ્ પયકરસ્ત
બરશ ચૂન્ બરે શીરો બાલાશ બોર્ઝ
બઈરાન્ નદીદમ ચુનીન્ દસ્તો ગોર્ઝ
ચુ શમ્શીરે હેન્દી બચન્ગ્ આયદશ
ઝે દર્યાઓ અઝ્ કૂહ્ નન્ગ્ આયદશ
ચુ આવાઝે ઊ રઅદે ધુરન્દહ્ નીસ્ત
ચુ બાઝૂએ ઊ તીઘે બુર્રન્દહ્ નીસ્ત
બઈરાનો તૂરાન ચુનૂ મર્દ્ નીસ્ત
બગીતી કસ ઊરા હમઆવર્દ્ નીસ્ત
બનામસ્ત સોહ્રાબ્ ગોર્દે દેલીર્
ન અઝ્ દીવ પીચદ્ ન અઝ્ પીલો શીર્

## ગઝદહમનું કાઊસ ઉપર નામુ અને તેનું સોહરાબની પેહલવાનીની હકીકતનું દર્શાવવું.

જ્યારે સોહરાબ પાછો ફર્યો ત્યારે બુઢ્ઢો ગઝદહમ-એક લખનારાને લાવ્યો અને બેસાડયો,

એક નામુ પાદશાહ ઉપર લખ્યું-એક ઝડપી કાસેદને રવાના કીધો.

પહેલે પાદશાહ ઉપર દુઆ લખી-પછી ઝમાનાની ગર્દેશ બાબે લખ્યું.

કે “અમો ઉપર લડાયક અને સઘળા બહાદુરોનું એક ભારી લશ્કર આવી ચઢયું છે.

તેઓની હરોલમાં એક પેહલવાન છે-કે જેની ઉમર ચૌદ વર્ષથી વધારે નથી.

તે કદમાં સીધાં સરોવરથી ઊંચો છે-અને ચેહરામાં ઝળકતા સૂર્યની માફક છે.

તેની છાતી સિંહની મિસાલની અને ઢબછબ અમીરી છે-ઈરાનમાં મેં એના જેવો હાથ અને ગોર્ઝ જોયો નથી.

જ્યારે તે પોતાની હિંદી તલવાર ફેરવે છે-ત્યારે પહાડ અને દર્યાને પણ શર્મીંદન્ગીમાં નાખે છે.

તેના આવાઝ જેવો પોકારતાં વાદળનો પણ આવાઝ નથી-તેની બાઝૂના કૌવત જેવું કાપનારી શમ્શેરમાં પણ નથી.

ઈરાન અને તુરાનમાં તેના જેવો મર્દ નથી-દુન્યામાં પણ કોઈ તેનો જોડયો નથી.

તે બહાદુર પેહલવાનનું નામ સોહરાબ છે-તે દેવ, હાથી અને સિંહથી ડરતો નથી.

**તો ગૂઈ મગર્ બીગુમાન્ રોસ્તમસ્ત**
**વયા ગોર્દી અઝ્ તોખ્મએ નયરમસ્ત**
**ચુ ઈદર્ રસીદ્ ઈન્ ચુનીન્ પાદ્શાહ્**
**અબા: લશકરી નામવર્ કીનહ્ખાહ્**
**હજીરે દેલાવર્ મેયાન્રા બેબસ્ત**
**યકી બારએ તીઝતગ્ બર્ નેશસ્ત**
**બેશુદ્ પીશે સોહ્રાબે રઝ્મઆઝ્માય**
**બર્ અસ્પશ નદીદમ ફેઝૂન્ ઝાન્ બપાય**
**કે બર્હમ ઝનદ્ મેઝ્હ્રા જન્ગ્ઝૂય**
**ગર્ આયદ્ ઝે બીની સુએ મગ્ઝ્ બૂય**
**કે સોહ્રાબશ અઝ્ પોશ્તે ઝીન્ બર્ગેરેફ્ત**
**બરશ માન્દહ્ ઝાન્ બાઝુ અન્દર શેગેફ્ત**
**દેરોસ્તસ્ત અકનૂન્ બઝેન્હારે ઊસ્ત**
**પુર્ આઝારે જાનો પુરઝ્ દર્દે પૂસ્ત**
**સવારાને તોર્કાન્ બસી દીદહ્અમ**
**એનાન્પીચ અઝાન્ગૂનહ્ નશ્નીદહ્અમ**
**નબાશદ્ બગીતી ચુ ઊ રઝ્મસાઝ્**
**મગર્ પીલતન્ ગોર્દે ગર્દન્ફ્રાઝ્**
**હમ્આવર્દે ઊ દર્ જહાન્ સર્બસર્**
**નબાશદ્ બજોઝ્ રોસ્તમે ઝાલેઝર્**
**મબાદા કે ઊ દર્ મેયાને દો સફ્**
**યકી મર્દે જન્ગ્આવર્ આરદ્ બકફ્**
**નખાહમ કે બા ઊ બસહ્રા ખુદ્**
**હમ્આવર્દ અગર્ કૂહે ખારા બુવદ્**
**બરાન્ કૂહ્ બખ્શાયેશ આરદ્ ઝમીન્**
**કુજા અસ્પ રાનદ્ બર્ રૂઝે કીન્**
**અગર્ દમ ઝનદ્ શહ્રયાર્ અન્દરી**
**નરાનદ્ સેપાહો નસાઝદ્ કમીન્**
**અઝ્ ઈરાન હમહ્ ફેરરહી રફ્તહ્ ગીર્**
**જહાન્ અઝ્ સરે તીધશ આશફ્તહ્ ગીર્**
**ઝે મા માયહ્ ગીરદ્ કે ખુદ્ ઝૂર્ હસ્ત**
**નગીરદ્ કસી દસ્તે ઊરા બદસ્ત**
**એનાનદાર્ ચૂન્ ઊ નદીદસ્ત કસ**
**તો ગૂઈ કે સામે સવારસ્તો બસ**
**નદારીમ તાકત દરીન્ જન્ગે ઊય**
**બદીન્ ગોર્ઝો ચન્ગાલો આહન્ગે ઊય**
**સરે બખ્તે ગોર્દાન્ ફેરૂખ્ફ્તહ્ ગીર્**
**બુઝોર્ગીશ બર્ આસ્માન્ રફ્તહ્ ગીર્**
**બુનહ્ ઈનક્ એમ્શબ્ હમહ્ બર્નેહીમ**
**હમહ્ રૂયેરા સૂએ કેશવર્ નેહીમ**
**અગર્ ખુદ્ શેકીબીમ યક્ચન્દ્ નીઝ્**
**નકૂશીમો દીગર્ નગૂયીમ ચીઝ્**
**કે ઈન્ બારહ્રા નીસ્ત પાયાબે ઊય**
**દેરન્ગી શવદ્ શીર્ ઝેશ્તાબે ઊય**
**ચુ નામહ્ બમોહ્ર્ અન્દર્ આમદ્ બશબ્**
**ફેરેસ્તાદહ્ બર્જોસ્તો બોકુશાદ્ લબ્**
**બગોફ્તશ ચુનીન્ રવ કે ફર્દા પગાહ્**
**નબીનદ્ તોરા હીચ કસ ઝાન્ સેપાહ્**
**ફેરેસ્તાદ્ નામહ્ સુએ રાહે રાસ્ત**
**પસે નામહ્ આન્ ગાહ્ બર્ પાએ ખાસ્ત**

જાણે તે આબેહૂબ રૂસ્તમ છે-યાતો નરીમાનનાં તોખ્મનો કોઈ પેહ-લવાન છે.

જ્યારે એવો એક સરદાર કીના ભરેલા નામવર લશ્કર સાથ અહીં આવ્યો,

ત્યારે દેલાવર હજીરે કમર બાંધી-એક તેઝ ચાલના ઘોડા ઉપર સવાર થઈ, ૪૫૮

લડાયક સોહરાબની સામે ગયો-પણ મેં તેને એટલીજ વાર ઘોડાની પીઠ ઉપર જોયો,

જેટલી વારમાં કે કોઈ પેહલવાન આંખનો પલકારો મારે અથવા તો નાકમાં થઇને ભેજાં સૂધી વાસ પુગે.

તુરતજ સોહરાબે તેને ઝીન ઉપરથી ઉઠાવી લીધો-તેની આવી ઝોરા-વર બાઝૂ જોઈ એ અજબ થયો.

તેને જીવતદાન બક્ષ્યું છે, તે હાલ સારી પખે છે-જો કે તે દિલગીર છે અને ધમથી ભરેલો છે.

મેં પુષ્કળ તુર્કી સવારો જોયા છે-પણ આવો સવાર તો સાંભળ્યો નથી.

દુન્યામાં તેના જેવો લડાયક પીલતન પેહલવાન સિવાય બીજો નહીં નીકળશે.

તમામ દુન્યામાં તેનો હરીફ-ઝાલેઝરના રૂસ્તમ સિવાય કોઈ નહીં હશે.

ખોદા ન કરે કે તે બન્ને સફોની વચ્ચે અમોમાંથી કોઈ સાથે લડાઈ કરે.

હું તો નથી ચાહતો કે મયદાનમાં કોઈ તેની સામે જાય, પછી તે જનાર ચકમકના પત્થરનો પહાડ કાં નહીં હોય ?

ઝમીનને પણ તે પહાડ ઉપર દયા આવે છે; જે પહાડ ઉપર તે લડાઇને દહાડે પોતાનો ઘોડો દપટાવે છે. ૪૫૯

હવે જો આ કામમાં પાદશાહ ઢીલ કરશે-અને લશ્કર નહીં મોકલશે અને કમીનગાહ નહીં કરશે,

તો ઈરાન સઘળો દબદબો ખોહી બેસશે-દુન્યા તેની તલવારની નોકથી હાલહવાલ થશે.

તે અમો પાસેથી સઘળી પુંજી લઈ લેશે કારણકે તે પોતે કૌવતજ છે-અને કોઈ તેની સાથે હાથોહાથ થઈ શકવાનું નથી.

તેના જેવો સવાર કોઇએ જોયો નથી-જાણે કે તે બસ સામે સવા-રજ છે.

અમો તેના ગોર્ઝ, પંજા અને ચપળતા આગળ તેની સાથે લડી શક-વાની તાકત રાખતા નથી.

તું આપણા પેહલવાનોનાં નસીબ ઊંધાં વળેલાંજ સમજ-અને તેની ( સોહરાબની ) બુઝોર્ગી આસ્માન ઉપર પુગેલી જાણ.

આજનીજ રાતે અમો ગાંસડા પોટલાં બાંધી પાછા ફર્યે છિયે-અને સઘળાઓ દેશ તરફ આવ્યે છિયે.

કારણકે જો અમો થોભ્યેબી તો તેની સાથે લડી શકવાના નથી-અને વધુ તો શું કહું ?

પણ આ કિલ્લાની દીવાર બી તેના હમ્લા આગળ ટકી શકવાની નથી-તે જેના ધસારા આગળ સિંહ પણ ઢીલો પડી જાય છે. ”

જ્યારે નામાને મોહરબંદ કીધું ત્યારે રાતો રાત એક કાસેદ શોધી કાઢી તેને કહ્યું, ૪૬૦

કે “ તું સહવાર પડયાની અગાઉ દુશ્મનનાં લશ્કરથી દૂર નીકળી જજે. ”

નામુ સીધે રસ્તે રવાના કરી-તુરતજ પોતે તેની પાછળ જવા તૈયાર થયો.

બઝીરે દેઝ્ અન્દર્ ચકી રાહ્ બૂદ
ફુજા ગઝ્દહમ્ ઝાન્ રહ્ આગાહ્ બૂદ
બુનહ્ બરૂનેહાદો સર્ અન્દર્ કશીદ
બદાન્ રાહે બીરાહ્ શુદ નાપદીદ
હમ આન્ શબ્ અઝાન્ રાહે દેઝ્ ગઝ્દહમ
બેરૂન્ શુદ હમહ્ દૂદહ્ બા ઊ બહમ
ચુ ખોરૂશીદ બરૂઝદ સર્ અઝ્ બોર્ઝે કુહ
મેયાનહા બેબસ્તન્દ તૂરાન્ ગોરૂહ
સેપહ્દાર્ સોહ્રાબ્ નીઝહ્ બદસ્ત
ચકી બારએ તીઝ્તગ્ બર્ નેશસ્ત
બદાન્ બુદ કે ગોર્દાને દેઝ્રા હમહ્
બેગીરદ બેબન્દદ બસાને રમહ્
ચુ આહન્ગે દેઝ્ કરૂદ કસરા નદીદ
ખોરૂશી ચુ શીરે ઝેયાન્ બરૂકશીદ
૪૬૧ બેયામદ દરે દેઝ્ કોશાદન્દ બાઝ્
નદીદન્દ દર્ દેઝ્ કસી સરફરાઝ્
બશબ્ રફ્તહ્ બૂદન્દ બા ગઝ્દહમ
સવારાને દેઝ્દારો ગોર્દાન્ બહમ
ચુ સોહ્રાબો લશ્કર્ દરે દેઝ્ રસીદ
બબારહ્ દરૂન્ ગઝ્દહમરા નદીદ
હરાન્ કસ કે બૂદ અન્દરાન્ જાયગાહ્
ગુનહ્ગાર્ બૂદન્દ અગર્ બીગુનાહ્
બફર્માન્ હમહ્ પીશે ઊ આમદન્દ
બજાન્ હર્ કસી ચારહ્જૂ આમન્દદ
હમીજોસ્ત ગોર્દઆફ્રીદો નદીદ
દેલશ મેહ્રો પયવન્દે ઊરા ગુઝીદ
હમીગોફ્ત અઝાન્ પસ દેરીઘા દેરીઘ
કે શુદ માહે તાબન્દહ્ દર્ ઝીરે મીઘ
મરા ચશ્મે ઝખ્મી અજબ્ રૂ નમૂદ
કે દહ્ર્ આન્ચુનાન્ સયદી અઝ્ મન્ રોબૂદ
ઘરીબ્ આહૂઈ આમદમ દર્ કમન્દ
કે અઝ્ બન્દ જસ્તો મરા કરૂદ બન્દ
પરી પયકરી નાગહાન્ રૂ નમૂદ
દેલમરા રોબૂદો ઘમમરા ફેઝૂદ
૪૬૨ બનાગાહ્ પેન્હાન્ શુદ આન્ દેલરોબા
શુદમ મન્ બદાઘે ઘમશ મોબ્તલા
ઝહી ચશ્મ બન્દી કે આન્ પુરફેસૂન
બતીઘમ નખસ્તો મરારીખ્ત ખૂન
મરા તલ્ખ શુદ ઝેન્દગી બીરોખશ
તનમ શુદ અસીરે શકર્ પાસોખશ
નદાનમ ચે કરૂદ આન્ ફેસૂનગર બમન્
કે નાગહ્ મરા બસ્ત રાહે સુખન્
બઆન્ રઝ્મો આન્ રૂયો અન્ ગોફ્તગૂય
નબીનમ દેગર દેલબરી હમચુ ઊય
અઝાન્ ગોફ્તનશ હરૂચે આરમ બયાદ
ઝે દાઘશ શવદ સૂઝો દરૂદમ ઝેયાદ
મરા મેહ્નતી બીકરાન્ રૂ નમૂદ
કે અઝ્ યાર્ દૂરી મરા ગશ્ત સૂદ
બઝારી મરા ખુદ બેબાયદ ગેરીસ્ત
કે દેલદારે ખુદરા નદાનમ કે કીસ્ત

કિલ્લાની હેઠળ એક રસ્તો હતો-જે રસ્તો ગઝદહમ જાણતો હતો.

તેણે અસ્બાબ બાંધ્યો અને જવા માટે તૈયાર થયો-તે વગર રસ્તાના રસ્તાએ ચાલ્યો.

ગઝદહમ તેજ રાતે કિલ્લાની રાહથી-તમામ કબીલા સાથ બાહેર નીકળી ગયો.

જ્યારે ખોરશેદે પહાડની બુલંદીથી સર ઉઠાવ્યું-ત્યારે તુરાની લશ્કરે કમર બાંધી.

સરદાર સોહરાબે નેઝો હાથમાં પકડયો-તે એક તેજ ચાલના ઘોડા ઉપર બેઠો.

તેનો એવો વિચાર હતો કે કિલ્લાના તમામ પેહલવાનોને-પકડે અને બકરાંની માફક બાંધે.

જ્યારે તેણે કિલ્લા ઉપર હમ્લો કીધો અને૰ કોઇને જોયા નહીં-ત્યારે તેણે મસ્ત સિંહની મિસાલ પોકાર માર્યો.

તે આવ્યો અને તેઓએ કિલ્લાનો દરવાઝો ખોલ્યો-તેણે કિલ્લામાં કોઈ સરફરાઝને જોયા નહીં.

કિલ્લાનો રખેવાળ સવારો અને પેહલવાનો-ગઝદહમ સાથ રાતોરાત ચાલી ગયા હતા.

જ્યારે સોહરાબ અને લશ્કર કિલ્લા ઉપર ગયા-ત્યારે કિલ્લામાં ગઝદહમને જોયો નહીં.

જે કોઈ કે તે જગો રહ્યા હતા-પછી તેઓ ગુનેહગાર અગર બેગુનાહ હતા,

તેઓ સઘળાઓ તેના હુકમ પ્રમાણે તેની નઝદીક આવ્યા-અને સઘળાઓએ જીવતદાન માંગ્યું.

તેણે ગોર્દઆફ્રીદને શોધી પણ મળી નહીં-તેનું દિલ તેણીનાં જોડાણ અને મોહબત ઉપર લાગુ હતું.

પછી તે બોલ્યો કે “અફસોસ અફસોસ !-ઝળકતો માહતાબ વાદળ નીચે છુપાઈ ગયો છે.

મને કેવી ખરાબ નઝર લાગી ગઈ-કે ઝમાનાએ આવો એક શિકાર મારી પાસેથી લઈ લીધો.

એક અજાયબ હરણ મારા ફાંદામાં આવ્યું હતું-તે તો બંદથી છુટું અને મને બંદ કરી ગયું.

એક પરીચેહર અચાનક નીકળી આવી-મારાં દિલને લૂટયું અને મારા ઘમને વધાર્યો.

વળી તે માશુક એકાયક છુપાઈ ગઈ-અને હું તેણીની જુદાઈના ઘમમાં ગિરેફતાર થયો.

શાબાશરે જાદૂગરણી ! શું નઝરબંધી કરી-કે તલવાર માર્યા વના મારૂં ખૂન કર્યું છે.

તેણીના ચેહરા વિના મારી ઝીંદગી કડવી થઈ છે-તેણીના મીઠા શબ્દોએ મારૂં તન ગિરેફતાર કર્યું છે.

કોણ જાણે તે જાદૂગરે મારા ઉપર શું કીધું-કે એકાયક મને બોલતો મૂગો કરી નાખ્યો.

તે લડાઈ, તે ચેહરો અને તે વાતચિત્ત સાથની-હું તેના જેવી બીજી માશુક જોઈશ નહીં.

હું જ્યારે તેણીના તે બોલ યાદ કરૂં છું-ત્યારે તેણીએ દીધેલા દાઘથી ઓર મારૂં દર્દ વધે છે.

અજબ આફત મારી સામે આવી ઉભી છે-દોસ્તથી જુદા પડવાનો મને આ લાભ થયો છે.

માત્ર હવે મને ઝારઝાર રડવુંજ જોઇયે-કારણકે હું જાણતો નથી કે મારૂં દિલ જીતનારી પરી ચેહરાની છોકરી કોણ હતી ?”

હમીગોફ્તો મીસૂખ્ત અઝ ઘમ બસી
નમીખાસ્ત રાઝશ બેદાનદ કસી
વલી એશ્ક પેન્હાન્ નમાનદ કે રાઝ
બમર્દોમ નોમાયદ હમી અશ્ક બાઝ
ઘમે જાન્ બરૂઆરદ ખોફ્શ અઝ દરૂન
અગર્ ચન્દ આશેક ખુવદ ઝુફ્નૂન
ઝે બસ મેહ્ર અન્દાખ્ત બા ફરૂરો હન્ગ્
નમાન્દ ઈચ બર્ રૂએ સોહ્રાબ્ રન્ગ્
અઝાન્ કાર્ હુમાન્ નબૂદશ ખબર
કે સોહ્રાબ્રા હસ્ત ખૂન દર્ જેગર
વલી અઝ ફેરાસત બદેલ્ નક્શ બસ્ત
કે ઊરા પરીશાનીએ દાદ દસ્ત
બદામે કસી પાએ બન્દ આમદસ્ત
ઝે ઝોલ્ફે બુતી દર્ કમન્દ આમદસ્ત
નેહાન્ મીકુનદ દર્દો ખૂનીન્ દેલસ્ત
હવસ મીરવદ રાહો પા દર્ ગેલસ્ત
ચકી ફુર્સતી જોસ્તો ગોફ્તશ બરાઝ
કે અય શીરૂદેલ્ ગોરૂદે ગરૂદનફરાઝ
બુઝોર્ગાને પીશીન્ બઆયીનો કીશ
ગેરામી નદીદન્દ કસરા ચુ ખીશ
નદાદન્દ બીહુદહ્ દેલ્રા ઝે દસ્ત
નગશતન્દ અઝ બાદએ મેહ્ર્ મસ્ત
સદ્ આહૂએ મુશ્કીન્ બખમ્મે કમન્દ
ગેરેફ્તન્દો દેલ્રા નકરૂદન્દ બન્દ
ફેરીબે પરીપયકરાને જવાન્
નખાહદ કસી ક્ર ખુવદ પહ્લવાન્
કસીરા રસદ ગોર્દીઓ સર્વરી
કે મેહ્રે ફલક્રા કુનદ મુશ્તરી
તો અય શીરૂદેલ્ મેહ્તરે દીવબન્દ
ઝે મેહ્રે કે ગશ્તી ચુનીન્ મુસ્તમન્દ
ન રસ્મે જહાન્ગીરીઓ સર્વરીસ્ત
કે અઝ મેહ્રે માહી બેબાયદ ગેરીસ્ત
તોરા ખાન્દ ફર્ઝન્દ અફ્રાસેયાબ્
તોઈ સર્વરૂ એમરૂઝ બર્ ખુશ્કો આબ્
ઝે તૂરાન્ બકારી બેરૂન્ આમદીમ
શેનાવર્ બદર્યાએ ખૂન્ આમદીમ
સરે મર્ઝે ઈરાન્ ગેરેફ્તીમ તન્ગ્
ચુનીન્ દેઝ્ બઆસાની આમદ્ બચન્ગ્
અગર્ ચન્દ ઈન્ કાર્ બાશદ્ બકામ
વલી હસ્ત દર્ પીશ રન્જી તમામ
બેયાયદ શહન્શાહે કાઊસો તૂસ
ચુ રોસ્તમ કે બર્ શીર્ સાઝદ્ ફોસૂસ
સેપહ્દાર્ ગૂદર્ઝો ગીવે દેલીર
સરફ્રાઝ બહ્રામો રહ્હામે શીર
ચુ ગુર્ગીને મીલાદો ફરૂહાદે રાદ
ગોરાઝહ્ કે અઝ પીલ બાશદ્ મેયાદ
ચુનીન્ નરરહ્ શીરાને પૂલાદચન્ગ્
કમર્ બસ્તએ કીન્ પયે નામો નન્ગ્
બેયાયન્દ યક્સર્ બપયગારે મા
કે દાનદ કે ખુદ ચુન્ શવદ કારે મા

તે એમ બોલતો હતો અને ઘમથી પુષ્કળ બળતો હતો-તે નહીં ચાહતો હતો કે તેનો ભેદ કોઈ જાણે.

પણ એશ્ક છુપો રહી શકતો નથી-કારણકે આંસુ માણસનો ભેદ ખુલ્લો પાડી દે છે.

આશક ગમે એવી હુશ્યારી કરે-તો પણ જીવમાં લાગેલા ઘમથી હાય નીકળીજ આવે છે. ૪૬૩

તેના દબદબા અને અકલમાં જ્યાં પ્યાર બેઠો-કે સોહરાબનાં મોઢાંનો રંગ જતો રહ્યો.

હોમાન તેની આ વાતથી વાકેફ નહીં હતો-કે સોહરાબનાં જીગરમાં (મોહબતનો) ઝખ્મ પડયો છે.

તો પણ તે પોતાની હુશ્યારીથી સમજી ગયો-કે તેના ઉપર કશી બેચેહેની આવી પડી છે.

તે કોઈની જાલમાં સપડાઈ ગયો છે-કોઈ માશુકનાં ઝુલ્ફાના ફાંદામાં ફસી પડયો છે.

તે પોતાનું દર્દ છુપાવી રાખે છે પણ તેના જીગરનું લોહી થઈ ગયું છે-હવસના રસ્તા ઉપર ચાલે છે અને કિચડમાં ફસી પડયો છે.

પછી તેણે નિરાંતનો વખત જોઈ તેને હરૂસે કહ્યું કે "ઓ ગર્દનફરાઝ સિંહ દિલના પેહલવાન!

નીતિ રીતિ અને ધર્મવાળા આગળા બુઝોર્ગોએ-પોતા કરતાં બીજા કશાને વધારે કીમતી ઠેરવ્યું નથી.

તેઓ જરા જરા વાતમાં બેચેહેન થતા ન હતા-તેમજ પ્યારના શરાબથી મસ્ત થતા હતા નહીં.

તેઓ કસ્તુરીના સો હરણ કમંદના પેચમાં પકડતા અને (ખુદ પોતાનાં) દિલને (તેઓના ફાંદામાં) બંદ કરતા ન હતા.

જે કોઈ કે પેહલવાન હોય છે-તે જવાન પરી ચેહરોના ફાંદામાં ફસી પડતો નથી. ૪૬૪

પેહલવાની અને સરદારી તેનેજ ઘટારત છે-કે જે આસ્માન ઉપરના આફતાબનો ખરીદદાર બને છે (એટલે પરાક્રમથી નામના મેળવે છે).

ઓ સિંહ દિલના દેવબંદ સરદાર!-તું કોણની મોહબતમાં આવો લાચાર થઈ ગયો છે?

દુન્યા જીતવા અને સરદારી કરવાની કાંઈ આ રીત નથી-કે કોઈ માહતાબમુખીની મોહબતમાં રડયા કરવું?

અફ્રાસિયાબ તને ફરઝંદ તરીકે ગણે છે-તેથી તુંજ આજે ઝમીન અને દર્યાનો સરદાર છે.

આપણ તુરાનથી એક મોટા કામ માટે આવ્યા છિયે-આપણ લોહીના દર્યામાં તરવા ઉતર્યા છિયે.

આપણે ઈરાન ઝમીનની સરહદ પકડી પાડી છે-આવો એક કિલ્લો આસાનીથી હાથ કીધો છે.

જોકે આટલું કામ સેહલાઈથી હાસેલ થયું છે-તો પણ આગળ પુષ્કળ મેહનત કરવાની છે.

કારણકે શેહન્શાહ કાઊસ અને તુસ-તેમજ રૂસ્તમ કે જે સિંહ ઉપર પણ જાદૂ ચલાવે છે તેઓ આવશે.

તેમજ સરદાર ગૂદર્ઝ અને દેલીર ગેવ-સરફ્રાઝ બેહરામ અને સિંહ(ની મિસાલનો) રહ્હામ,

તેમજ મીલાદનો ગુર્ગીન અને બહાદુર ફરૂહાદ-ગોરાઝે કે જે હાથી કરતાં વધારે કોવતમંદ છે; ૪૬૫

એવા પોલાદી પંજાવાળા નર સિંહો-નામ અને કીર્તિ માટે કીનાની કમર બાંધીને,

સઘળાઓ આપણી લડાઈમાં આવશે-ત્યારે કોણ જાણે છે કે આપણું પોતાનું શું થશે?

તોઈ મરૂદે મયદાને ઈન્ સર્વરાન્
ચે કારત બએશકે પરીપયકરાન્
બદેલ્ અરૂદ કુન્ મેહૂરે શૂખાને શન્ગ્
કે ફર્દા નમાની ઝે મર્દાને જન્ગ્
તો અય નવજવાન્ અઝ્ દેલીરીએ ખીશ
ગેરેફૂતી યકી કારે દોશવારૂ પીશ
અગરૂ યકદેલી કામ હાસેલ્ કુની
વગરૂનહ્ સરૂ અન્દરૂ સરે દેલ્ કુની
યકીન્ દાન્ કે કારી કે દારદ દવામ
બલન્દી પઝીરદ અઝાન્ કારૂ નામ
તો કારી કે દારી નઓર્દી બસરૂ
ચેરા દસ્ત યાઝી બકારી દેગરૂ
બનીરૂએ મર્દી જહાન્‌રા બેગીરૂ
ઝે શાહાન્ બદસ્ત આરૂ તાજો સરીરૂ
૪૬૬ ચુ કેશવરૂ બદસ્તે તૂ આયદ ફરાઝ્
બહરૂ જાએ ખૂબાન્ બરન્દત નમાઝ્
કસી ખસ્તએ મેહૂરે દેલબરૂ બુવદ
કે ઊ અઝ્ ઝરો ઝૂરૂ લાઘરૂ બુવદ
હરાન્ કસ કે શુદ કામરાન્ દરૂ જેહાન્
પરસ્તેશ કુનન્દશ કેહાનો મેહાન્
ચુ હુમાન્ બદીન્‌સાન્ સખુન્ પીશ બોરૂદ
સરાસરૂ બસોહૂરાબે યલ્ બરૂશુમોરૂદ
અઝાન્ ગોફૂતહ્ સોહૂરાબ્ બીદારૂ શુદ
દેલશ બસ્તએ બન્દે પયગારૂ શુદ
બેગોફૂત અય સરે નામદારાને ચીન્
બગોફૂતારે ખૂબત હઝારૂ આફ્રીન્
શુદ ઈન્ ગોફૂતે તૂ દારૂએ જાને મન્
કુનૂન્ બા તો નવ ગશત પયમાને મન્
જહાન્‌રા સરાસરૂ ચે, ખુશ્કો ચે આબ્
દરૂઆરમ બફર્માને અફ્રાસેયાબ્
બેગોફૂત ઇનો દેલરા ઝે દેલબરૂ કમન્દ
બરૂઆમદ બરૂઅફ્રાઝે તખ્તે બલન્દ
ઝે ફતહે હેસારો દેરન્ગો શેતાબ્
ફેરેસ્તાદ નામહ્ બઅફ્રાસેયાબ્
૪૬૭ અઝાન્ શાદ શુદ શાહે તૂરાન્ ઝમીન્
હમીકરૂદ . સોહૂરાબ્‌રા આફ્રીન્
વઝાન્‌સૂ ચુ નામહ્ બખુસ્રવ રસીદ
ઘમી શુદ દેલશ કાન્ સોખુન્‌હા શનીદ
ગેરાન્‌માયગાન્‌રા ઝે લશકરૂ બેખાન્દ
વઝીન્ દાસ્તાન્ યન્દગૂનહ્ બેરાન્દ
નેશસ્તન્દ બા શાહે ઈરાન્ બહમ
બુઝોર્ગાને લશકરૂ હમહ્ બીશો કમ
ચુ તૂસો ચુ ગૂદર્ઝે કશ્વાદો ગીવ
ચુ ગુર્ગીનો બહૂરામો ફરહાદે નીવ
સેપહ્‌દારૂ નામહ્ બરીશાન્ બેખાન્દ
કમો બીશે આન્ પહૂલવાન્‌રા બેરાન્દ
ચુનીન્ ગોફૂત બા પહૂલવાનાન્ બરાઝ
કે ઈન્ કારૂ ગરૂદદ બમા બરૂ દરાઝ
બદીન્‌સાન્ કે ગઝૂદહૂમ ગૂયદ હમી
અઝ્ અન્દીશહ્ દેલરા નશૂયદ હમી

આ સઘળા સરદારોનો તું સરદાર છે-માટે તારે પરીચેહરોના ઈશ્ક સાથે શું કામ છે?

નાઝ નખરાં ભરેલી મેહબૂબોની મોહબતને દિલથી દૂર કર-કાલે મર્દોની લડાઈમાં ટકી શકશે નહીં.

ઓ નવ જવાન! તેં પોતાની બહાદુરીથી-એક ભારી કામ માથે ઉઠાવ્યું છે.

માટે જો તું એક ચિતે રહેશે તો તારી મુરાદ પાર પડશે-નહીં તો પોતાનાં દિલમાં આવેલા વિચારના વિચારમાંજ માથું ખોઈ બેસશે.

તું નિશ્ચય જાણજે કે જે કામ કે લાગટ થયાજ કરે છે-તેજ કામથી નામના મળે છે.

તને સોંપાયલું કામ તેં હજુ સમ્પૂર્ણ કીધું નથી-તેટલાં બીજાં કામમાં શું કામ હાથ નાખે છે?

તું બહાદુરી અને કૌવતથી પહેલાં દુન્યા જીત-પાદશાહોના તાજ અને તખ્ત હાથમાં લાવ.

જ્યારે મુલક તારા હાથમાં આવશે-ત્યારે દરેક જગ્યા પર મેહબૂબો તને પગે પડશે.

પોતાની દિલબરનાં પ્યારથી તેજ ઝખ્મી થાય છે-કે જેની પાસે પૈસા કે કૌવત હોતાં નથી.

પણ જે કોઈ કે દુન્યામાં નામીચો થાય છે-તેને તો મોટાં અને નાના બધા પૂજે છે."

જ્યારે હોમાને પેહલવાન સોહરાબને એવી રીતના સઘળા સખુનો કહી સંભળાવ્યા,

ત્યારે તે સાંભળી સોહરાબ જાગૃત થયો-તેનું દિલ લડાઈના વિચાર ઉપર પાછું લાગ્યું.

તે બોલ્યો (કે) "ઓ ચીનના નામદારોના સરદાર! તારી નેક વાત ઉપર હઝાર દુઆ હોજો!

આ તારી વાત મારા જીવની દવા થઈ છે-હું નવેસરથી તારી સાથે કોલકરાર કરૂં છું,

કે તમામ દુન્યા શું ઝમીન કે પાણી-બધું હું અફ્રાસિયાબના હુકમ તલે લાવી મૂકીશ."

તે એટલું બોલ્યો અને માશુક(નો ખેયાલ) તર્ક કીધો-અને બુલંદ તખ્ત ઉપર જઈ બેઠો.

પોતાની કારકીર્દી અને કિલ્લાની ફતેહનું-અફ્રાસિયાબ ઉપર નામુ મોકલ્યું.

તેથી તુરાન ઝમીનનો પાદશાહ ખુશી થયો-તેણે સોહરાબ ઉપર આફ્રીન કીધી.

પેલી તરફ જ્યારે નામુ પાદશાહ કાઊસને મળ્યું-ત્યારે તેનુ દિલ તે સખુનો સાંભળ્યાથી દિલગીર થયું.

તેણે લશ્કરના સરદારોને બોલાવ્યા-અને કેટલીક મસ્લહત કીધી.

લશ્કરના સઘળા નાના મોટા સરદારો-ઈરાનના પાદશાહની સાથે બેઠા.

જેવા કે તૂસ, કશ્વાદનો ગૂદર્ઝ અને ગેવ-ગુર્ગીન, બેહરામ અને પેહલવાન ફરહાદ.

સરદાર કાઊસે તેઓ આગળ નામુ વાંચ્યું અને-તેણે તે પેહલવાન સોહરાબની વધતી ઓછી વાત ચલાવી.

તેણે પેહલવાનોને ખાનગી કહ્યું-કે "આ કામમાં આપણને વખત ઘણો લાગશે.

અને જેવી રીતે કે ગઝદહમે લખ્યું છે-તે ઉપરથી તો આપણને ક્યો દિલાસો મળતો નથી.

ચે સાઝીમો દર્માને ઈન્ દરૂદ ચીસ્ત
બઈરાન્ હમઆવરૂદે ઈન્ મરૂદ કીસ્ત
બરાન્ બરૂનેહાદન્દ યકૂસરૂ કે ગીવ
બઝાબુલ શવદ નઝદે સાલારે નીવ
બરોસ્તમ રસાનદ અઝીન્ આગહી
કે બા બીમ શુદ તખ્તે શાહનશાહી
મરૂ ઊરા બેખાનદ બદીન્ રઝમગાહ
કે ઊયસ્ત ઈરાનેયાનરા પનાહ

આ દર્દનો ઈલાજ શું છે અને આપણ શું કર્યે-ઈરાનમાં એ મર્દનો હરીફ કોણ છે ?"

તેઓ સઘળા એ ઉપર એક મત થયા કે "ગેવ-પેહલવાનોના સરદારની નઝદીક ઝાબુલ જાય,

અને રૂસ્તમને આ ખબર પહોંચાડે-કે શાહન્શાહી તખ્ત ધાસ્તીમાં આવી પડયું છે. ૪૬૮

તેને આ લડાઈ માટે લઈ આવે-કારણકે ઈરાનીઓને તેનીજ પનાહ છે."

---

## નામએ કાઊસ્ બરોસ્તમ્ વ તલબીદનશ્ બજન્ગે સોહ્‌રાબ્

નેશસ્ત આનગહી રાએઝન બા દબીર
કે કારી ગઝાયન્દહ બુદ નાગુઝીર
યકી નામહ ફરૂમૂદ પસ શહરૂયાર
નેવેશ્તન બરે રોસ્તમે નામદાર
નુખોસ્ત આફ્રીન કરૂદ બર પહૂલવાન
કે બીદાર દેલ બાશો રઊશનરવાન
ચુનાન બાદ કન્દર જહાન જોઝ તો કસ
નબાશદ બહર કાર ફર્યાદરસ
બેદાન કઝ રહે તોરૂક ઝી મા સરી
યકી તાખ્તન કરૂદ બા લશ્કરી
બદેઝ દરૂનેશસ્તસ્ત ખુદ બા સેપાહ
બદાન મરૂદુમે દેઝ ગેરેફ્તસ્ત રાહ
યકી પહૂલવાનીસ્ત ગોર્દી દેલીર
બતન ઝન્દહ પીલો બદેલ નરૂરહ શીર
અઝ ઈરાન નદારદ કસી તાબે ઊય
મગર તૂ કે તીરહ કુની આબે ઊય
તોઈ પહૂલવાનઝાદએ શીરૂદેલ
કે દોશ્મન રોબૂદહ બશમ્શીર દેલ
સરૂઅફ્રાઝો ગરૂદનકશો નામવર
ઝે ગોર્દાને ગીતી બરૂઆવરૂદહ સર
સેપહૂદારે નામી ગવે પીલતન
સોતૂને યલાન નાઝેશે અન્જોમન
દેલો પોશ્તે ગોર્દાને ઈરાન તોઈ
બચન્ગાલો નીરૂએ શીરાન તોઈ
સેતાનન્દએ શહ્રે માઝન્દરાન
કુશાયન્દએ બન્દે હામાવરાન
ઝે ગોર્ઝે તો ખોરૂશીદ ગેર્યાન શવદ
ઝે તીઘે તો બહરામ બેર્યાન શવદ
ચુ ગરૂદે પયે રખ્શે તૂ નીલ નીસ્ત
હમઆવરૂદે તૂ દર જહાન પીલ નીસ્ત
કમન્દે તો બર શીર બન્દ અફ્ગનદ
સનાને તો બર કોહ ગઝન્દ અફ્ગનદ
તોઈ દર હમહ બદ બઈરાન પનાહ
ઝે તૂ બરૂફરાઝન્દ ગોર્દાન કોલાહ

## રૂસ્તમ ઉપર કાઊસનું નામુ અને તેને સોહરાબની લડાઇ માટે બોલાવવું.

તેજ વેળા તે લેખક સાથ વિચાર ચલાવતો બેઠો-કારણકે તે કામ ઘણુંજ જોખમ ભરેલું અને ઉતાવળનું હતું.

પછી પાદશાહે નામદાર રૂસ્તમ ઉપર એક નામુ લખવા ફર્માવ્યું.

પહેલાં પેહલવાન ઉપર દુઆ લખી-કે "તું હુશ્યારદિલનો અને રોશનજીવનો રહેજે !

એવું ના થતું કે દુન્યામાં તારા સિવાય કોઈ ફર્યાદે પુગનારો ના હોતો !

તું જાણ કે તુર્કસ્તાનની રાહથી આપણી તરફ એક સરદારે-લશ્કર સાથે હુમ્લો કીધો છે.

તે પોતે લશ્કર સાથ કિલ્લાની અંદર બેઠેલો છે-તેણે તે કિલ્લામાં માણસોનો રસ્તો રોકયો છે.

તે એક બહાદુર અને દેલીર પેહલવાન છે-તનમાં હાથી અને હિમ્મતમાં નર સિંહ ( મિસાલનો છે ).

ઈરાનમાંથી કોઈ તેની સામે ટકી શકે એવો નથી-સિવાય તું કે તેની આબરૂ ઝાંખી પાડે.

તુંજ સિંહની હિમ્મતવાળો પેહલવાનઝાદો છે-તેંજ તલવારથી દુશ્મનોને નાહિમ્મત કરી નાખ્યા છે. ૪૬૯

તુંજ સરફરાઝ, બહાદુર અને નામવર છે-દુન્યાના પેહલવાનોમાં તુંજ નામીચો છે.

તું પીલતન પેહલવાન નામદાર સરદાર છે-તું પેહલવાનોનો સ્થંભ અને અંજુમન તારી ઉપરજ લાડ કરે છે.

તુંજ ઈરાનના પેહલવાનોની હિમ્મત અને આધાર છે-સિંહોના જેવી ચુંગાલ અને કૌવતનો તુંજ છે.

માઝંદરાન શેહરનો લેનારો તુંજ છે-હામાવરાનમાં મારા બન્દ ખોલનારો તુંજ છે.

તારા ગોર્ઝથી ખુરશેદ રડવા પડે છે-તારી તલવારથી બેહરામ (મંગળ) ભુંજાઈ જાય છે.

તારા રખ્શનાં કદમથી ઉડેલી ગર્દ જેવી કાળી તો ગળી પણ નથી હોતી-હાથી પણ તારી સામે ટકી શકતો નથી.

તારી કમંદ સિંહને કયદ કરે છે-તારો ભાલો પહાડને નુકસાન પહોંચાડે છે.

દરેક આફત વખતે તુંજ ઈરાનની પનાહ છે-તારેથીજ પેહલવાનો નામના મેળવે છે.

દોરૂદ અઝ ખોદાવન્દે રૂઝે શુમારૂ
બગર્શસ્પો નયરમ બસામે સવારૂ
૪૭૦ કઝીનગૂનહ દારન્દ તોખ્મો નેઝાદ
જહાનગીરો શીરૂઅઉઝનો પાકૂઝાદ
મરા બખ્ત રઉશન બદીદારે તોસ્ત
બોવી ખોરૂરમો જાવેદાન તનદુરોસ્ત
ગઝાયન્દહ કારી નવ આમદ બપીશ
કઝ અન્દીશએ આન દેલમ ગશ્ત રીશ
નેશસ્તન્દ ગોર્દાન સરાસર બહમ
બેખાન્દન્દ આન નામએ ગઝ્દહમ
બદાનગૂનહ દીદન્દ ગોર્દાને નીવ
કે નઝ્દે તો આયદ ગેરાનમાયહ ગીવ
બનઝ્દે તો આરદ મર ઈન નામહરા
બેદાની બદ નીકે ઈન ખામહરા
ચુ નામહ બેખાની બરૂઝો બશબ
મકુન દાસ્તાનરા કુશાદહ દો લબ
અગર દસ્તહ દારી બદસ્તત મબૂય
ચકી તીઝ કુન મગઝો બેન્માઈ રૂય
વગર ખોફતઈ ઝૂદ બરૂજહ બજાય
વગર ખુદ બપાઈ ઝમાની મપાય
મગર બા સવારાને બેસ્યારહશ
બેરાની ઝે ઝાબુલ બરૂઆરી ખોરૂશ
૪૭૧ બરાનસાન કે ગઝ્દહમ અઝૂ યાદ કરૂદ
બોઝઝ તૂ નબાશદ વરા હમનબરૂદ
ચુ બરૂખાની ઈન નામહરા બાદિરન્ગ
બરૂઆરાએ બરૂકશ સેપહ સૂએ જન્ગ
નેહાદ અઝબરે નામહ મોહરી ચુ કીર
ઝે અમ્બર બરૂઆમીખ્તહ વઝ અબીરૂ
ચુ નામહ બમોહરૂ અન્દર આમદ બેદાદ
બગીવે દેલાવરૂ બકેર્દારે બાદ
બગીવ આનગહી ગોફત બેશતાબ ઝૂદ
એનાને તગાવરૂ બેબાયદ બસૂદ
નબાયદ કે ચૂન નઝ્દે રોસ્તમ શવી
બઝાબુલ બેમાનીઓ ગર બેઘનવી
અગર શબ રસી રૂઝરા બાઝ ગરૂદ
બેગૂયશ કે તન્ગ અન્દર આમદ નબરૂદ
વગરનહ ફરાઝસ્ત ઈન મરૂદે ગોરૂદ
બદઅન્દીશરા ખાર નત્વાન શુમોરૂદ
બેશુદ ગીવ આનગહ બેકેર્દારે આબ
બરહ બર નજોસ્ત ઈચ આરામો ખાબ
શબો રૂઝ તાઝાન ચુ બાદે દમાન
ન પર્વાએ આબો ન અન્દૂહે નાન
૪૭૨ ચુ નઝ્દીકીએ ઝાબુલેસ્તાન રસીદ
ખોરૂશે તલાયહ બદસ્તાન રસીદ
કે આમદ સવારી ઝે ઈરાન ચુ ગરૂદ
બઝીર અન્દરશ બારએ રહનવરૂદ
તહમ્તન પઝીરહ શુદશ બા સેપાહ
નેહાદન્દ બર સર બુઝોર્ગાન કોલાહ
પેયાદહ શુદશ ગીવો ગોર્દાન બહમ
હરાન કસ કે બર ઝીન બુદ અઝ બીશો કમ

કયામતના સાહેબ તરફથી ગેરશાસ્પ, નરીમાન અને સામે સવાર ઉપર દુઆ હોજો !

કે તેઓ આવી દુન્યા જીતનારી, સિંહને ઝમીન દોસ્ત કરનારી અને પાકઝાદ તોખ્મ અને બુન્યાદ ધરાવે છે.

હું તને જોઈનેજ ખુશાહાલ રહું છું-તું જાવેદાન ખુશાહાલી ભરેલો અને તન્દુરોસ્ત રહેજો !

એક નવું મુશ્કેલ કામ આવી પડયું છે-જેના અંદેશાથી મારૂં દિલ ઝખ્મી થયું છે.

સઘલા પેહલવાનો મસલહત કરવા બેઠા-અને તેઓએ ગઝદહમનું તે નામુ વાંચ્યું.

પછી બધાનો એજ વિચાર થયો-કે નેક બુન્યાદનો ગેવ તારી નઝદીક આવે,

અને તે નામુ તારી નઝદીક લાવે-જેથી તું સારૂં માઠું લખેલું જાણે.

આ નામુ તું દિવસે વાંચે કે રાતે-તો એક બોલ બોલવા પણ થોભતો ના.

અગર તારા હાથમાં ફૂલનો તુરો હોય તો તે સુંઘવાને પણ થોભતો ના પણ ઉતાવળ કરી અત્રે આવી પુગજે.

જો તું સૂતેલો હોય તો ઝટ ઉઠી ઉભો થજે-અને જો તું ઉભેલોજ હોય તો એક પળ ( પણ ત્યાં ) થોભતો ના.

બલ્કે લડાયક ભારી લશ્કર સાથે-લડાઈનો શોર ઉડાવતો ઝાબુલથી રવાના થજે,

કારણકે જેમ કાંઈ ગઝદહમે લખ્યું છે તે જોતાં તો-તારા સિવાય તેનો હમનબર્દ બીજો કોઈ નથી.

જ્યારે તું આ નામુ વાંચે ત્યારે વગર ઢીલે-નીકળી પડજે અને લડાઈ માટે લશ્કર ચલાવજે."

તેણે નામા ઉપર અમ્બર અને અબીર ભેળેલી સીઆહી મિસાલ એક મો ર કીધી.

જ્યારે નામુ મોહરબંદ થયું-ત્યારે તુરતજ તે દિલાવર ગેવને આપ્યું;

અને ગેવને કહ્યું ( કે ) "તું શેતાબ દોડ-તારા તેઝી ઘોડાની લગામને જમ્બેશ આપ.

એવું નહીં થાય કે જ્યારે તું રૂસ્તમની નઝદીક પુગે-ત્યારે ઝાબુલમાં થોભે અથવા સૂવે.

જો તું ( ત્યાં ) રાતે પહોંચે તો બીજે દિવસેજ પાછો ફરજે-તું તેને કહેજે કે લડાઈ નઝદીક આવી લાગી છે.

નહીં તો આ પેહલવાન મર્દ ( સોહરાબ ) નઝદીકજ છે-દુશ્મનને તુચ્છ ગણવો નહીં જોઇયે."

ગેવ તેજ વખત પાણીની મિસાલ શેતાબ દોડયો-રસ્તામાં તેણે આસાયેશ અને સૂવાની દરકાર કીધી નહીં.

તે રાત અને દહાડો ફુંકતા પવનની મિસાલ દોડતો હતો-તેને પાણીની દરકાર અને રોટલીનો વિચાર નહીં હતો.

જ્યારે તે ઝાબુલેસ્તાનની નઝદીક પહોંચ્યો-ત્યારે તલાયાના પોકાર ઝાલને પહોંચ્યા,

કે ઈરાનથી એક સવાર ગર્દની માફક આવે છે-તેની રાન હેઠળ એક રાહ કાપનારો ઘોડો છે.

( એવું સાંભળી ) બુઝોર્ગોએ સર ઉપર કોલાહ મેલી-અને તેહમ્તન તેને એસ્તેકબાલ ગયો.

ગેવ તથા બીજા નાના મોટા જે સવાર થયલા હતા તે નીચે ઉતર્યા.

અઝ અસ્પ અન્દરૂ આમદ ગવે નામદારૂ
અઝ ઈરાન્ બેપોર્સીદો અઝ શાહુરૂયારૂ
ઝે રેહ્ સૂએ અયવાને રોસ્તમ શુદન્દ
ઝમાની બેબૂદન્દો દમ બરૂઝદન્દ
બેગોફ્ત આન્ ચે બેશ્નીદો નામહ્ બેદાદ
ઝે સોહ્રાબ્ ચન્દીન્ સખુન્ કરૂદ યાદ
તહ્મ્તન્ ચુ બેશ્નીદો નામહ્ બેખાન્દ
બેખન્દીદો ઝાન્ કારૂ ખીરહ્ બેમાન્દ
કે માનન્દએ સામે ગોરૂદ અઝ મેહાન્
સવારી પદીદ આમદ અન્દરૂ જેહાન્
અઝ આઝાદગાન્ ઈન્ નબાશદ શેગેફ્ત
ઝે તોર્કાન્ ચુનીન્ યાદ નત્વાન્ ગેરેફ્ત
નદાનમ્ દરીન્ રાએ યઝદાન્ કે ચીસ્ત
ચુનીન્ પહ્લવાન્ તોર્કે ફર્ખોન્દહ્ કીસ્ત
મન્ અઝ દોખ્તે શાહે સમન્ગાન્ યકી
પેસરૂ દારમો હસ્ત ઊ અન્દકી
હનૂઝ આન્ ગેરામી નદાનદ કે જન્ગ્
તવાન્ કરૂદ ગાહે શેતાબો દેરન્ગ્
ફેરેસ્તાદમશ ઝરૂરો ગઊહરૂ બસી
બરે માદરે ઊ બદસ્તે કસી
ચુનીન્ પાસોખ આવરૂદ કાન્ અરૂજમન્દ
બસી બરૂ નેયાયદ કે ગરૂદદ બલન્દ
હનૂઝ આન્ નેયાઝે દેલો જાને મન્
ન મરૂદે મસાફસ્તો લશ્કરૂશેકન્
ચુ આયદશ હન્ગામ તાઝદ ચુ શીરૂ
બસી સર્વરાન્રા સરૂ આરદ બઝીરૂ
હમી મય ખુરદ બા લબે શીરૂ બૂય
શવદ બીગોમાન્ ઝૂદ પર્ખાશજૂય
બેયા તા કુનૂન સૂએ અયવાન્ શવીમ
બશાદી સુએ કાખે દસ્તાન્ શવીમ
બેબીનીમ તા રાએ ઈન્ કારૂ ચીસ્ત
હમાન્ પહ્લવાન્ તોર્કે ફર્ખોન્દહ્ કીસ્ત
બેયામદ સુએ કાખે દસ્તાન્ ફરાઝ
યલે પહ્લવાન્ રોસ્તમે સરફરાઝ
ખુદો ગીવ દરૂ કાખે નયરમ શુદન્દ
ઝમાની બેબૂદન્દો બીધમ શુદન્દ
દોવુમ બારહ્ અશ આફ્રીન્ કરૂદ ગીવ
કે અય પહ્લવાને જહાન્ ગોરૂદ નીવ
બતૂ બાદ અફ્રૂખ્તહ્ તાજો તખ્ત
કે ઝીબન્દહ્ તાજી તો અય નીકબખ્ત
મરા શાહ્ કાઊસ ફરૂમૂદો ગોફ્ત
કે દરૂ ઝાબુલેસ્તાન્ મબાયદત ખોફ્ત
અગરૂ શબ્ રસીદ રૂઝરા બાઝ ગરૂદ
મબાદા કે તન્ગ્ અન્દરૂ આયદ નબરૂદ
કુનૂન અય સરફરાઝ બા આબરૂય
બઈરાન્ બેબાયદ શુદન્ પૂય પૂય
ચુનીન્ ગોફ્ત રોસ્તમ કઝીન્ બાક નીસ્ત
કે આખેરૂ સરન્જામ બોઝ ખાક નીસ્ત
નયાયદ કસ ઈન્ નામદારૂ અઝ કુજાસ્ત
નદાનમ કુનૂન કીન્ સવારૂ અઝ કુજાસ્ત

નામદાર પેહલવાન રૂસ્તમબી ઘોડા ઉપરથી નીચે ઉતર્યો–અને તેણે ઈરાન તેમજ પાદશાહને માટે ખબર પૂછી.

તેઓ રાહમાંથી રૂસ્તમના મેહલ તરફ ગયા–તેઓ થોડો વખત બેઠા અને આસાયેશ લીધી.

તેણે નામુ આપ્યું અને જે કાંઈ સાંભળેલું હતું તે કહ્યું–અને સોહ્રાબની કેટલીક વાત કીધી.

જ્યારે તેહ્મ્તને સાંભળ્યું અને નામુ વાંચ્યું–ત્યારે તે હસ્યો અને તે વાતથી અજબ થયો.

કે "સરદારોમાંથી પેહલવાન સામની મિસાલનો–એક સવાર પેદા થયો છે.

આપણુ આઝાદગાનોમાંથી એમ બને તો કાંઈ અજાયબ જેવું નથી–પણ તુર્કીઓમાંથી એમ બને એ માનવામાં નહીં આવે.

કોણ જાણે કે એમાં ખુદાતાલાની ઈચ્છા શું હશે–એવી રીતનો આવો મુબારક તુર્કી પેહલવાન કોણ હશે ? ૪૭૩

હું સમનગાનના પાદશાહની બેટીથી એક–બેટો ધરાઉં છું પણ તે હજી બચ્ચું છે.

હજી તે પ્યારૂં બચ્ચું લડાઈ, હમ્લો અને પોતાનો બચાવ કેમ કરવો તે જાણતું નથી.

મેં તેને માટે પુષ્કળ સોનું અને ગોહર એક માણસ સાથે તેની મા પાસે મોકલ્યાં.

તે માણસ એવો જવાબ લાવ્યો કે તે વહાલું બચ્ચું–થોડાજ વખતમાં મોટું થશે.

તે મારા જીવ અને દિલનું પ્યારૂં બચ્ચું–હજુ લડાઈ કરવા અને લશ્કર વીખેરી નાખવા લાયક થયું નથી.

જ્યારે તેનો વખત આવશે ત્યારે તે સિંહની મિસાલ હમ્લો કરશે–અને ઘણાક સરદારોના માથાં નીચે નાખશે.

હજુ તો તે દૂધની વાસના હોઠે શરાબ પીયે છે–પણ જલ્દીજ તે લડાયક થઈ નીકળશે.

ચાલ હવે આપણ હસતા બોલતા ઝાલના મેહલ તરફ જઇયે.

ત્યાં આ વાતનો વિચાર કર્યે–કે આ મુબારક તુર્કી પેહલવાન કોણ છે ?"

બહાદુર પેહલવાન સરફરાઝ રૂસ્તમ–ઝાલના મેહલ તરફ આવ્યો. ૪૭૪

જ્યારે પોતે અને ગેવ નરીમાનના મેહલમાં ગયા–તેઓ થોડો વખત બેઠા અને ખુશહાલ બન્યા,

ત્યારે બીજી મરતબે ગેવે રૂસ્તમ ઉપર દુઆ કરી–કે "ઓ બહાદુર જેહાનપેહલવાન !

તારાથીજ ઈરાનનું તાજ અને તખ્ત રોશન રહેલું છે–કારણકે ઓ નીકબખ્ત ! તુંજ તાજને ઝેબ દેનારો છે.

મને શાહ કાઊસે ફર્માવી કહ્યું છે–કે ઝાબુલેસ્તાનમાં તું બિલ્કુલ ઊંઘાતો ના.

જો રાત્રે તું પહોંચે તો સહવારનાં પોહોરમાંજ પાછો ફરજે–એવું નહીં થાય કે લડાઈ ઘણીજ બતંગ આવી જાય.

ઓ મરતબાવાળા સરફરાઝ પેહલવાન ! હવે–આપણુને ઈરાન તરફ જલ્દીથી જવું જોઇયે."

( આ સાંભળી ) રૂસ્તમ એમ બોલ્યો કે "એની કશી બાક નથી–કારણકે આખેર બધું ખાકજ થવાનું છે.

કોઈ કહેતું નથી કે આ નામદાર કયાંથી આવ્યો છે–હું પણ નથી જાણતો કે આ સવાર કયાંનો છે ?

**ફેરેસ્તાહ્‌ ચુનીન્‌ પાસોખ આવરૂદ બાઝ**
**કે દીરી નબાશદ અઝાન્‌ સરૂફરાઝ**
૪૭૫ **બબાલા શવદ હમ્‌ચુ સર્વે બલન્દ**
**બદસ્ત અન્દરૂન્‌ ગોર્ઝો બરૂ ઝીન્‌ કમન્દ**
**બબાઝુ કવીઓ બતન્‌ ઝૂરૂમન્દ**
**સેતારહ્‌ દરૂઆરદ ઝે ચર્ખે બલન્દ**
**હમાના કે સાલશ નબાશદ દોહફ્ત**
**બમર્દી બરે ચર્ખે ગરૂદન્દહ્‌ રફ્ત**
**વલીકેન્‌ હનૂઝ અઝ ગહે રઝ્મ નીસ્ત**
**હમાન્‌ દરૂખુરે સૂરો દરૂ બઝ્મ નીસ્ત**
**અઝીન્‌સાન્‌ કે ગૂઈ તુ અય પહ્‌લવાન્‌**
**કે આમદ સુએ રઝ્મે ઈરાનેયાન્‌**
**ઝે બાલા હજીરે દેલાવરૂ ફેગન્દ**
**બેબસ્તશ સરાસરૂ બખમ્મે કમન્દ**
**નબાશદ ચુનીન્‌ કારે આન્‌ બચ્ચાહ્‌ શીરૂ**
**વગરૂ ચન્દ ગશતસ્ત ગોર્દો દેલીરૂ**
**ગરૂ ઊયસ્ત અઝ નીસ્ત હાન્‌ તર્સો બાક્‌**
**કે યઝ્‌દાન્‌ ઝે દોશ્મન્‌ બરૂઆરદ હલાક્‌**
**બગીવ આન્‌ ગહી ગોફ્ત પસ પીલ્તન્‌**
**કે અય ગોર્દો સાલારે લશ્કરૂશેકન્‌**
**હમ ઈદરૂ નેશીનીમ એમરૂઝ શાદ**
**ઝે ગોર્દાનો ખુસ્રવ નગીરીમ યાદ**
૪૭૬ **બેબાશીમ યકરૂઝ દમ દરૂઝનીમ**
**યકી બરૂ લબે ખુશ્ક નમ બરૂઝનીમ**
**વઝાન્‌ પસ બેતાઝીમ નઝ્‌દીકે શાહ્‌**
**બગોર્દાને ઈરાન્‌ નોમાયીમ રાહ્‌**
**મગરૂ બખ્તે રખ્શન્દહ્‌ બીદારૂ નીસ્ત**
**વગરૂનહ્‌ ચુનીન્‌ કારૂ દોશ્વારૂ નીસ્ત**
**ચુ દર્યા બમઊજ અન્દરૂ આયદ ઝે જાય**
**નદારદ દમે આતેશે તીઝ પાય**
**દેરફ્શે મરા ચૂન્‌ બેબીનદ ઝે દૂરૂ**
**દેલશ માતમ આરદ બહન્ગામે સૂરૂ**
**ચે માનદ હમી રોસ્તમે ઝાલરા**
**ખોદાવન્દે શમ્શીરો ગૂપાલરા**
**હમાન્‌ નીઝ ચૂન્‌ સામે જન્ગી બુવદ**
**દેલીરો હુશીવારો સન્ગી બુવદ**
**બદીન્‌ તીઝી અન્દરૂ નેયાયદ બજન્ગ્‌**
**નબાયદ ગેરેફ્તન્‌ ચુનીન્‌ કારૂ તન્ગ્‌**
**બમય દસ્ત બોરૂદન્દો મસ્તાન્‌ શુદન્દ**
**બયાદે સેપહ્‌બુદ બદસ્તાન્‌ શુદન્દ**
**દેગરૂ રૂઝ શબ્‌ગીરો હમ પુરૂ ખુમારૂ**
**બેયામદ તહમ્તન્‌ બેયારાસ્ત કારૂ**
૪૭૭ **ઝે મસ્તી હમાન્‌ રૂઝ બાઝ ઈસ્તાદ**
**દોવુમ રૂઝ રફ્તન્‌ નેયામદશ યાદ**
**બેફરૂમૂદ રોસ્તમ બખાલીગરાન્‌**
**કે અન્દરૂ ઝમાન્‌ આવરીદન્દ ખાન્‌**
**ચુ ખાન્‌ ખુરૂદહ્‌ શુદ મજ્‌લેસ આરાસ્તન્દ**
**મયો રૂદો રામેશગરાન્‌ ખાસ્તન્દ**
**ચુ આન્‌ રૂઝ બોગ્ઝશ્ત રૂઝે દેગરૂ**
**બરૂઆરાસ્ત મજ્‌લેસ ચુ રોખસારે ખરૂ**

કાસેદ વળી એમ પણ જવાબ લાવ્યો હતો-કે તે સરફરાઝને (મોટો થતાં ) વિલંબ લાગશે નહીં.

તે બુલંદ સરોવરની માફક ઊંચો થશે-તે હાથમાં ગોર્ઝ ( પકડશે ) અને ઝીન ઉપર કમંદ ( મેળશે ).

તે કવી બાઝૂનો અને ઝોરમંદ તનનો ( થશે )-બુલંદ આસ્માન ઉપરથી સેતારા નીચે પાડશે.

તે ચૌદ વર્ષનો નહીં થશે તેટલાં તો તેનું નામ આસ્માન સુધી ઊંચું ચઢશે.

પણ હજુ તે લડાઇને લાયકનો થયો નથી-તેમજ તે ખુશી અને મજલેસને લાયકનો થયો નથી.

પણ ઓ પેહલવાન ! તું જે કહે છે કે-તે ઈરાનીઓ સાથે લડવા આવ્યો,

અને તેણે ઘોડા ઉપરથી દિલાવર હજીરને નીચે નાખ્યો-તેને કમંદના પેચે બાંધી લીધો.

એ કામ તો તે સિંહ બચ્ચાનું નહીં હોય-પછી તે ગમે એટલો પેહલવાન અને બહાદુર કાં ન થયો હોય ?

હવે જો એ તેજ હોય તો તેની કશી ફિકર નથી-દુશ્મનને તો ખોદાજ હલાક કરે છે. ”

પછી પીલતને ગેવને કહ્યું-કે “ ઓ લશ્કર તોડનારા સરદાર પેહલવાન !

આજતો આપણ જરા આરામથી બેસ્યે-અને પેહલવાનો તથા પાદશાહનો કશો વિચાર કર્યે નહીં.

આપણ થોભિયે અને એક દહાડો આસાયેશ લઇયે-અને સૂક્કા હોઠને થોડાક તર કર્યે.

ત્યાર પછી આપણ પાદશાહની નઝદીક દોડતા જઈશું-અને ઈરાનના પેહલવાનોને રસ્તો બતાવીશું.

જો ઝળકતું નસીબજ જાગૃત નહીં થાય તો તેમ-નહીં તો આ કામ કશું મુશ્કેલ નથી.

કારણકે જ્યારે દર્યા મોજા મારવા ઉપર આવે છે-ત્યારે ગમે એવા રોશન આતશનો ભડકો તેની સામે ટકી શકતો નથી.

જ્યારે તે દૂરથી મારો ઝુંડો જોશે-ત્યારે તેનું દિલ ખુશીની મજલેસમાં પણ ધમમાં ગિરેફતાર થઈ પડશે.

તે તલવાર અને ગોર્ઝના સાહેબ-ઝાલના રૂસ્તમ જેવો કેમ હોય ?

તેમજ તે લડાયક સામની મિસાલનો બહાદુર, હુશ્યાર અને દૂર અંદેશ પણ કેમ થાય ?

તેથીજ તે એટલી ઝડપથી લડાઈમાં નહીં ઉતરશે-માટે એ કામ મુશ્કેલ ગણવું નહીં જોઈયે. ”

તેઓએ શરાબ ઉપર હાથ નાખ્યો અને પાદશાહ તથા ઝાલની યાદમાં મસ્ત થયા.

બીજે દિવસે સવારે ખુમારી ભરેલો હોવા છતાં રૂસ્તમ જવાની તૈયારી કરવા લાગ્યો.

પણ તે દહાડેબી ખુમારીને લીધે પાછા બેઠા-અને બીજે દિવસે પણ જવાનો વિચાર માંડી વાળ્યો.

રૂસ્તમે બાવરચીઓને ફર્માવ્યું-કે ખાણાના ખુમચા લાવો.

જ્યારે તેઓ ખાણું ખાઈ રહ્યા ત્યારે મજલેસ સણગારી-શરાબ, તમ્બુરા અને ગવૈયા બોલાવ્યા.

જ્યારે તે દિવસ પણ પસાર થયો ત્યારે બીજે દિવસે-ફરીથી ખુરશેદના જેવી ભપકાદાર મજલેસ ભરી.

કે દીગર્ સહરગહ્ બેયાવરદ્ મય
નેયામદ્ વરા યાદે કાઊસે કય
બફ્રઝે ચહારીમ બરઆરાસ્ત ગીવ
ચુનીન્ ગોફ્તત બા ગોરદે સાલારે નીવ
કે કાઊસ તુન્દસ્તો હોશયાર નીસ્ત
હમીન્ દાસ્તાન્ બર્ દેલશ ખાર્ નીસ્ત
ઘમીન્ બુદ્ અઝીન્ કારો દેલ પુર્ શેતાબ્
શુદહ્ દૂર્ અઝુ ખુર્દો આરામો ખાબ્
બઝાબુલસેતાન્ ગર્ દેરન્ગ્ આવરીમ
ઝમીન્ પીશે કાઊસ તન્ગ્ આવરીમ
શવદ્ શાહે ઈરાન્ બમા ખેશ્મગીન્
ઝે નાપાક્ રાઈ દરઆયદ્ બકીન્
મરા ચન્દ્ ગોફ્તસ્ત કાઊસે શાહ્
કે તન્ગ્ અન્દર્ આમદ્ બઈરાન્ સેપાહ્
બદ્ ગોફ્ત રોસ્તમ મેયન્દીશ અઝીન્
કે બા મા નશૂરદ્ કસ અન્દર્ ઝમીન્
સોબૂહી અઝાન્ રૂઝ બરખાસ્તન્દ્
અઝ્ અન્દીશહા દેલ બેપર્દાખ્તન્દ્
બેફરમૂદ્ તા રખ્શરા ઝીન્ કુનન્દ્
દમ અન્દર્ દમે નાએ રૂયીન્ કુનન્દ્

ત્રીજે દિવસે સવારથી પાછો શરાબ ચાલુ થયો-તેણે કયકાઊસનો કશો વિચારજ ન કીધો.

ચોથે દિવસે ગેવ ઉઠયો-અને બહાદુર સરદાર પેહલવાનને કહ્યું,

કે "કાઊસ ઉછાછલો છે અને હુશ્યાર નથી-તેને મનસે આ વાત કાંઈ નજીવી નથી.

આ કામથી તે ચીરડાયલો અને આતુર બનેલો હતો-તેનું ખાવું પીવું અને આરામ દૂર થઈ ગયાં હતાં.

તેથી આપણ ઝાબુલમાં વધુ વખત થોભીને-કાઊસને સંકડામણમાં નાખ્યે છિયે.

કદાચ ઈરાનનો પાદશાહ આપણા ઉપર ધુસ્સે થશે-અને પોતાના બુરા વિચારોને લીધે કીનો લેવા તત્પર થશે.

મને પાદશાહ કાઊસે ઘણીવાર કહ્યું હતું-કે દુશ્મનનું લશ્કર ઈરાનની ઘણીજ નઝદીક આવી લાગ્યું છે." ૪૭૮

રૂસ્તમે તેને કહ્યું કે "તું એનો અંદેશો ના કર-કારણકે દુન્યામાં આપણ સાથે કોઈ ધુસ્સો કરી શકતું નથી."

બીજે દહાડે સવારના પોહોરમાં તેઓ શાન્ત ચિત્ત થઇને ઉઠયા.

તેણે હોકમ કીધો કે "રખ્શને ઝીન બાંધે-અને પિત્તળની કરનાય વજાડે."

---

## આમદને રોસ્તમ્ વ ગીવ્ નઝદે કાઊસ્ વ ખેશ્મ્ ગેરેફ્તને ઊ બર્ ઈશાન્.

શુદ્ આરાસ્તહ્ રખ્શે રોસ્તમ તમામ
બઝરીન્ રેકીબો બસીમીન્ સેતામ
સવારાને ઝાબુલ શનીદન્દ્ નાય
બેરફ્તન્દ્ બા તર્કો જઉશન્ ઝે જાય
બરઆરાસ્ત રોસ્તમ સેપાહી ગેરાન્
સવારહ્ શુદશ બર્ સેપહ્ પહ્લવાન્
ચુ રોસ્તમ બેયામદ્ બનઝદીકે શાહ્
પઝીરહ્ શુદન્દશ બયક્ રૂઝ રાહ્
ચુ તૂસો ચુ ગૂદર્ઝો કશ્વાદગાન્
પેયાદહ્ શુદહ્ પીશે અસ્પશ દવાન્
પેયાદહ્ શુદ્ અઝ્ અસ્પ રોસ્તમ હમાન્
ગેરેફ્તન્દ્ પોર્સેશ બદેલ દર્ મેહાન્
ગોરાઝાન્ બદરગાહે શાહ્ આમદન્દ્
કુશાદહ્દેલો નીકૂખાહ્ આમદન્દ્
ચુ રફ્તન્દો બોરદન્દ્ પીશશ નમાઝ
બરઆશોફ્તો પાસોખ નદાદ્ ઈચ્ બાઝ
યકી બાન્ગ્ બરઝદ્ બગીવ અઝ્ નુખોસ્ત
પસ આન્ગાહ્ શરમ અઝ્ દો દીદહ્ બેશોસ્ત
કે રોસ્તમ કે બાશદ્ કે ફર્માને મન
કુનદ્ પસ્તો પીચદ્ ઝે પયમાને મન

## રૂસ્તમ અને ગેવનું કાઊસની નઝદીક આવવું અને તેઓ ઉપર તેનું ધુસ્સે થવું.

સોનેરી રેકાબ અને રૂપેરી લગામ સાથનો-રૂસ્તમનો રખ્શ તમામ તૈયાર થયો.

ઝાબુલના સવારોએ કરનાયના આવાઝ સાંભળ્યા-કે બધા હથિયાર બંદ થઈ આવી હાઝેર થયા.

રૂસ્તમે એક મોટું લશ્કર તૈયાર કીધું-તે ઉપર ઝવારેને સરદારી આપી.

જ્યારે રૂસ્તમ પાદશાહની નઝદીક આવ્યો-ત્યારે તેઓ એક દહાડાની રાહ સૂધી એસ્તેકબાલ ગયા.

તૂસ, ગૂદર્ઝ અને કેશ્વાદીઓ-પેયાદા થઈ તેના ઘોડા તરફ દોડયા.

તેજ વેળા રૂસ્તમ પણ ઘોડા ઉપરથી પેયાદો થયો-અને સરદારોને પ્રીતથી બધલમાં પકડયા અને ખયર આફીયત પૂછી.

તેઓ હસ્તા બોલતા અને વફાદારી ભરેલા દોડતા પાદશાહની દરગાહમાં આવ્યા. ૪૯

જ્યારે તેઓ આવ્યા અને તેઓએ તેને નમન કીધું-ત્યારે તે ધુસ્સે થયો અને કાંઈ પણ જવાબ આપ્યો નહીં.

પહેલાં તેણે ગેવ ઉપર પોકાર માર્યો-પછી તેણે આંખમાંથી શર્મ ધોઈ નાખી,

કે "રૂસ્તમ કોણ થાય છે કે મારા હોકમનો-અનાદર કરે અને રાજ્યભક્તિથી સર ફેરવે?

અગર તીઘ બૂદી કુનૂન પીશે મન
સરશ કન્દમી ચૂન તોરન્જી ઝે તન
બેગીરશ બેબર ઝેન્દહુ બર દાર કુન
વઝ નીઝ મોકુશાય બા મન સખુન
ઝે ગોફ્તારે ઊ ગીવરા દેલ બેખસ્ત
કે બોર્દી બરોસ્તમ બદીનગૂનહુ દસ્ત
શુદહુ તુન્દ કાઊસ ચીન દર જબીન
શુદહુ રાસ્ત માનન્દે શીરે ઘરીન
બરઆશોફ્ત બા ગીવો બા પીલતન
બદ્ ખીરહુ માન્દહુ હમહુ અન્જોમન
બેફરમૂદ પસ તૂસરા શહરૂયાર
કે રવ હર દોરા ઝેન્દહુ બરકુન બદાર
૪૮૦ ખુદ અઝ જાએ બરખાસ્ત કાઊસે કય
બરઅફ્રૂખ્ત બરસાને આતેશ ઝે નય
બેશુદ તૂસો દસ્તે તહમ્તન ગેરેફ્ત
બદ્ માન્દહુ પર્ખાશજૂયાન શેગેફ્ત
કે અઝ પીશે કાઊસ બીરૂન બરદ
મગર અન્દરાન્ તીઝી અફસૂન બરદ
બેઝદ તુન્દ યકદસ્ત બર દસ્તે તૂસ
તો ગોફ્તી ઝે પીલે ઝેયાન યાફ્ત ફૂસ
ઝે બાલા નેગૂન અન્દર આમદ બસર
બરૂ કરદ રોસ્તમ બતુન્દી ગુઝર
તહમ્તન બરઆશોફ્ત બર શહરૂયાર
કે યન્દીન મદાર આતેશ અન્દર કેનાર
હમહુ કારત અઝ યક દેગર બદ્તરસ્ત
તોરા શહરૂયારી ન અન્દરખરસ્ત
સુનીન્ તાજ બર તારકે બીબહા
બસી બેહતર અન્દર દમે અઝ્દહા
મન આન્ રોસ્તમે ઝાલે નામઆવરમ
કે અઝ ચૂન તો શહ ખમ નગીરદ સરમ
ઝે મેસરો ઝે ચીનો ઝે હામાવરાન્
ઝે રૂમો ઝે સગસારો માઝન્દરાન્
૪૮૧ જેગરખસ્તએ તીઘો તખ્શે મનન્દ
હમહુ બન્દહુ દર પીશે રખ્શે મનન્દ
તો અન્દર જહાન્ ખુદ ઝે મન ઝેન્દઈ
બકીનહુ ચેરા દેલ પરાગન્દઈ
તો સોહરાબરા ઝેન્દહુ બર દાર કુન
બરઆશૂબો બદ્ખાહરા ખાર કુન
ચુ ખશ્મ આવરમ શાહે કાઊસ કીસ્ત
ચેરા દસ્ત યાઝદ બમન તૂસ કીસ્ત
ચેરા દારમ અઝ ખેશ્મે કાઊસ બાક
ચે કાઊસ પીશમ ચે યક મોશ્ત ખાક
મરા રૂઝે ફીરૂઝી અઝ દાવરસ્ત
ન અઝ પાદશાહો ન અઝ લશકરસ્ત
ઝમીન્ બન્દહો રખ્શ ગાહે મનસ્ત
નેગીન્ ગોર્ઝો મેગ્ફર કોલાહે મનસ્ત
શબે તીરહુ અઝ તીઘ રખ્શાન કુનમ
બર આવરદ્દગહુ બર સર અફ્શાન કુનમ
સરે નીઝહો ગોર્ઝ યારે મનન્દ
દો બાઝૂઓ દેલ શહરૂયારે મનન્દ

જો હમણા મારી પાસે તલવાર હતે-તો તનથી તેનું માથું લીંબુની મિસાલ ઉડાવી નાખતે.

તેને પકડ, લઈ જા અને જીવતો ફાંસીએ ચઢાવ-મારી આગળ ફરી એનું નામ ના લેતો."

તેના કહેવાથી ગેવનું દિલ ઝખ્મી થયું-(તે બોલ્યો) કે "તેં આવી રીતનું રૂસ્તમને અપમાન કર્યું."

(એ સાંભળી) કાઊસે ધુસ્સામાં આવી ભવાં ચઢાવ્યાં-અને તે પોકારતા સિંહની મિસાલ સીધો થયો.

તે ગેવ અને રૂસ્તમ બન્ને ઉપર ધુસ્સે થયો-તેથી તમામ અન્જુમન દંગ થઈ.

પછી પાદશાહે તુસને ફર્માવ્યું-કે "જા એ બન્ને જણાંને જીવતા સૂળીએ ચઢાવ."

ખુદ કયકાઊસ પોતાની જગ્યાએથી ઉભો થયો-અને તે વાંસમાં લાગેલા આતશની મિસાલ ગર્મ થયો.

તુસ આવ્યો અને તેહમ્તનનો હાથ પકડયો-એ જોઈ સરદારો અજબ થયા.

(તુસની મતલબ એ) કે "તેને કાઊસ આગળથી બાહેર લઈ જાય-અને એમ કરી તેનો ધુસ્સો નરમ પાડે."

રૂસ્તમે ધુસ્સામાંનો ધુસ્સામાં તુસનો હાથ ઝટકાડી કાઢયો-જાણે કે મસ્ત હાથીએ તેને થપડાક લગાડી.

તે એમનો એમ ઊંધે મસ્તક પડયો--અને રૂસ્તમ ધુસ્સા ભરેલો તેની આગળથી ચાલી ગયો.

પછી તેહમ્તન પાદશાહ ઉપર છડાયો--અને બોલ્યો કે "આટલો બધો ધુસ્સો પોતાની છાતીમાં ના રાખ.

તારાં સઘળાં કામ રોઝ બૂરાં અને બૂરાંજ થતાં જાય છે-તું પાદશાહીને લાયક નથી.

તારાં દમડીની કીમતનાં આ માથાં ઉપર આવું તાજ (મેલાય)-(તે કરતાં) જો તે અઝદહાનાં મોઢાંમાં પડે તો વધારે બેહતર.

હું તે નામ ઉઠાવનાર ઝાલનો રૂસ્તમ છું-કે તું જેવા પાદશાહ આગળ મારૂં માથું નમતું નથી.

મિસર, ચીન અને હામાવરાન-રૂમ, સગસાર અને માઝંદરાનના લોકો,

મારા તીર અને તલવારના ઝખ્મી છે-તેઓ સઘળા મારા રખ્શના ઘોલામ છે.

તું પોતે દુન્યામાં મારી મદદથીજ જીવતો રહ્યો છે-તો પછી દિલમાં શા માટે કીનો ભરી રાખે છે?

તું પહેલાં સોહરાબને જીવતો ફાંસીએ ચઢાવ-પછી મારી ઉપર ધુસ્સે થજે અને દુશ્મનને ખુવાર કરજે.

જ્યારે હું ધુસ્સે થાઉં ત્યારે કાઊસ શું ચીઝ છે-તુસ તે કોણ છે તે શા માટે મારો હાથ પકડે?

મને કાઊસના ધુસ્સાની શું દરકાર છે?-મારે મનસે કાઊસ અને એક મૂઠી બરાબર ખાક બેઉ સરખાંજ છે.

મને ફતેહમંદી ખોદાતાલા તરફથીજ પુગે છે-નહીં કે પાદશાહ અને લશ્કર તરફથી.

મારો ચાકર તે આ ઝમીન, મારૂં તખ્ત તે મારો રખ્શ,-મારો ગોર્ઝ તેજ મારી મોહર (છાપ) અને મારી કોલાહ તેજ મારૂં તાજ છે.

અંધારી રાતને મારી તલવારથી હું ઝળકતી કરૂં છું-અને લડાઈગાહ ઉપર માથાંનો છટકાવ કરૂં છું.

નેઝાની નોક અને ગોર્ઝ મારા મદદગાર છે-બન્ને બાઝૂ અને હિમ્મત એજ મારા પાદશાહ છે.

ચે આઝારદમ ઊ ન મન્ બન્દહુઅમ
ચકી બન્દએ આફ્રીનન્દહુઅમ
દેલીરાન્ બશાહી મરા ખાસ્તન્દ
હમાન્ ગાહો અફ્સર્ બેયારાસ્તન્દ
સુએ તખ્તે શાહી નકરદમ નેગાહ્
નેગહ્દાશ્તમ રસ્મો આયીનો રાહ્
અગર્ મન્ પઝીરોફ્તમી તાજો તખ્ત
નબૂદી તોરા ઈન્ બુઝોર્ગીઓ બખ્ત
હમહ્ હર્ચે ગોફ્તી સઝાએ મનસ્ત
કે તૂ નીકુઈહા બજાએ મનસ્ત
નેશાન્દમ બદીન્ તખ્ત મન્ કયકોબાદ
ચે કાઊસ દાનમ ચે બેશ્મશ ચે બાદ
વગર્ કયકોબાદમ ઝે અલ્બોરઝ કુહ્
બઝારી ફેતાદહ્ મેયાને ગોરૂહ્
નેયાવર્દમી મન્ બઇરાન્ ઝમીન્
નબસ્તી કમર્બન્દો શમ્શીરે કીન્
તોરા ઈન્ બુઝોર્ગી નબૂદીઓ કામ
કે ગૂઈ સુખુનહા બદસ્તાને સામ
અગર્ મન્ નરફ્તી બમાઝન્દરાન્
બગર્દન બર્આવર્દહ્ ગોર્ઝે ગરાન્
કે કન્દી દેલો મગ્ઝે દીવે સપીદ
કેરા બૂદ બર્ બાઝુએ ખુદ ઉમીદ
ચુ બર્ ગોફ્ત ઝીનગૂનહ્ ગોફ્તારે ચન્દ
બગોર્દાન્ દરે પન્દ બોગ્શૂદ બન્દ
બઈરાનેયાન્ ગોફ્ત સોહ્રાબે ગોર્દ
બેયાયદ નમાનદ બુઝોર્ગો ન ખોર્દ
શુમા હર્ યકી ચારએ જાન્ કુનીદ
બેરદરા બદીન્ કાર્ દર્માન્ કુનીદ
બઈરાન્ ન બીનીદ ઝીન્ પસ મરા
શુમારા ઝમીન્ પરૂરે કર્ગસ મરા
બેરૂન શુદ બખેશ્મ અન્દર્ આમદ બરખ્શ
મનમ ગોફ્ત શીરઅફ્ગનો તાજબખ્શ
બેઝદ અસ્પો અઝ પીશે ઈશાન્ બેરફ્ત
હમી પૂસ્ત બર્ તનશ ગોફ્તી બેકફ્ત
ઘમીન શુદ દેલે નામદારાન્ હમહ્
કે રોસ્તમ શબાન્ બૂદ ઈશાન્ રમહ્
બઝૂદરઝ ગોફ્તન્દ કીન્ કારે તોસ્ત
શેકસ્તહ્ બદસ્તે તો ગર્દદ દુરોસ્ત
સેપહ્બુદ ચુ અઝ તૂ સખુન બેશ્નવદ
બગોફ્તારે તૂ બીગુમાન બેગ્રવદ
બનઝદીકે આન્ શાહે દીવાનહ્ શવ
વઝીન્ દર્ સખુન યાદ કુન નવ બનવ
સખુનહાએ ચર્બો દરાઝ આવરી
મગર્ બખ્તે ગુમબૂદહ્ બાઝ આવરી
હમાનગહ્ નેશસ્તન્દ બા યક્દેગર્
સરાસર્ બુઝોર્ગાને પર્ખાશખર્
ચુ ગીવો ચુ ગૂદર્ઝો બહરામે શીર્
ચુ રહ્હામો ગુર્ગીન્ સવારે દેલીર્
હમી આન્ બદીન્ ઈન્ બદાન્ ગોફ્ત શાહ્
નદારદ દેલે નામદારાન્ નેગાહ્

તે મને શા માટે હયરાન કરે હું કાંઈ તેનો ચાકર નથી ?-હું ખુદા-તાલાનોજ અદના બંદો છું.

પેહલવાનો આ પાદશાહી લેવા મને કહેતા હતા-તેમજ તેઓએ ૪૮૨ તખ્ત અને તાજ ( મારે માટે ) તૈયાર કીધું,

( પણ ) મેં પાદશાહી તખ્ત તરફ નઝર નહીં કીધી-મેં મારા વડ-વાઓના રેવાજ, રીતભાંત અને કાયદાને માન આપ્યું.

જો હું તાજ અને તખ્ત કબૂલ કરતે-તો તને મોટાઈ અને દબદબો નહીં મળતે.

શું હું આ તારા બોલેલા બોલ સાંભળવા લાયક છું ?-આવીજ ભલાઈ તું મારી સાથે કરે છે ?

મેંજ કયકોબાદને આ તખ્ત ઉપર બેસાડયો-હું શું જાણું કે તેનોજ છોકરો કાઊસ આવો મિજાઝી અને પાજી નીકળશે ?

એક ટોળા વચ્ચે હલકી હાલતમાં પડેલા કયકોબાદને જો હું અલ્બોર્ઝ પહાડ ઉપરથી,

ઈરાન ઝમીનમાં નહીં લાવતે-તો તું આ કમરબંદ અને કીનાની તલ-વાર નહીં બાંધી શકતે.

આ દબદબા અને મોટાઇને લાયક નહીં થયો હતે-કે આજે તું સામના દસ્તાનને એક બોલ પણ કહી શકતે.

અગર ગર્દન ઉપર ભારી ગોર્ઝ મૂકીને હું માઝંદરાન નહીં જતે.

તો કોણને પોતાની તાકત ઉપર એટલો ભરોસો હતો-કે તે સફેદ દેવનું દિલ અને મઘઝ ઉખેડી શકતે ?"

જ્યારે તેણે એવી રીતના કેટલાક સખુનો કહ્યા-ત્યાર પછી પેહલ- ૪૮૩ વાનોને શીખામણ દેવા માંડી.

તેણે ઈરાનીઓને કહ્યું કે " સોહરાબ પેહલવાન-હવે આવશે અને નાના કે મોટા કોઈને છોડશે નહીં.

માટે તમો પોત પોતાના બચાવનાં ઉપાય કરી લેવો-અને આ કામમાં અકલનો ઉપયોગ કરો.

તમો હવે પછીથી મને ઈરાનમાં જોશો નહીં-આ ઝમીન તમોને મુબારક હોજો ! અને મને ગીધની પાંખ (કે હું જલ્દીથી અત્રેથી જતો રહું)."

તે ઘુસ્સા સમેત બાહેર નીકળ્યો અને રખ્શ ઉપર સવાર થયો-તે બોલ્યો કે " હું સિંહ મારનારો અને તાજબક્ષ છું."

( એટલું બોલી ) તેણે ઘોડો હાંકયો અને તેઓની આગળથી ચાલી ગયો-ઘુસ્સાથી ગોયા તેના તન ઉપરની ચામડી ફાટતી હતી.

એ જોઈ તમામ નામદારોનાં દિલ દિલગીર થયાં-કારણકે રૂસ્તમ ગોવા-ળિયો અને તેઓ મેંઢાં હતાં.

તેઓએ ગૂદર્ઝને કહ્યું કે " હવે આ કામ તારૂં છે તારે હાથે ભાંગેલું સંધાશે.

જ્યારે પાદશાહ તારી વાત સાંભળશે-ત્યારે ખચીત તે તારી વાતનો વિચાર કરશે.

તું તે દીવાના પાદશાહની નઝદીક જા-અને એ બાબદમાં તેને બધી રીતે સમજાવ.

તું અસરકારક અને લમ્બાણ સખુનો કહેજે-જેથી કદાચ ઊંધું થયલું ૪૮૪ નસીબ પાછું ઠેકાણે આવે."

તેજ વખત સઘળા લડાયક સરદારો એક બીજા સાથ મસલહત કરવા બેઠા.

જેવા કે ગેવ, ગૂદર્ઝ અને સિંહની મિસાલનો બેહરામ-રેહામ અને દેલીર સવાર ગુર્ગીન.

( તે સરવે ) એકમેકને કહેતા હતા કે " પાદશાહ-સરદારોની લાગ-ણીનો કાંઈ વિચાર કરતો નથી.

ચુ રોસ્તમ કે હસ્ત ઊ જહાન્પહુલવાન્
બેબખ્શીદ કાઊસે કયરા રવાન્
બરન્જો બસખ્તીશ ફર્યાદરસ
નબૂદસ્ત હરૂગેઝ્ જોઝ્ ઊ હીચ કસ
ચુ બસ્તન્દ દીવાને માઝન્દરાન્
હમાન્ શાહો હમ મા બબન્દે ગરાન્
ઝે બહ્રરશ ચે રન્જો ચે સખ્તી કશીદ
જેગરૂગાહે દીવે દેઝમ બરૂદરીદ
બશાદી બરે તખ્તે શાહી નેશાન્દ
બરૂ આફ્રીને બુઝોર્ગાન્ બેખાન્દ
દેગરૂ રહ્ ચુ ઊરા બહામાવરાન્
બેબસ્તન્દ પાયશ બબન્દે ગરાન્
૪૮૫ ઝે બહ્રશ ચુનાન્ શાહૂરયારાન્ બેકુશ્ત
બહામાવરાન્ હીચ નન્મૂદ પુશ્ત
બેયાવરૂદ ઊરા સુએ તખ્ત બાઝ્
બશાહી હમીબેરૂદ પીશશ નમાઝ્
ચુ પાદાશે ઊ બાશદ આવીખ્તન્
નબીનીમ જોઝ્ રૂએ બોગ્રીખ્તન્
વલીકેન્ કુનૂનસ્ત હન્ગામે કારૂ
કે·તન્ગ્ અન્દરૂ આમદ ચુનીન્ રૂઝગારૂ
નબાયદ કે આયન્દ ઈદરૂ બતન્ગ્
ચુ ઈદરૂ નબીનન્દ મારા બજન્ગ્
ચે સાઝીમ અકૂનૂન કે રોસ્તમ બેરફ્ત
સુએ ઝાબુલેસ્તાન્ ખરામીદ તફ્ત
અબી ઊ નબાશીમ દરૂ રઝ્મ શાદ
હમહ્ રઝ્મે મા ગશ્ત અકૂનૂન ચુ બાદ
કસી બાયદ અકૂનૂન બેરફ્તન્ દમાન્
મગરૂ બાઝ્ ગર્દાનદ આન્ પહ્લવાન્
સેપહ્દારૂ ગૂદર્ઝે કશ્વાદ તફ્ત
બનઝ્દીકે ખુસ્રવ ખરામીદો રફ્ત
બકાઊસે કય ગોફ્ત રોસ્તમ ચે કરૂદ
કઝ્ ઈરાન્ બરૂઆવર્દી એમરૂઝ્ ગરૂદ
૪૮૬ ફરામૂશ કર્દી ઝે હામાવરાન્
વઝાન્ કારે દીવાને માઝન્દરાન્
કે ગૂઈ વરા ઝેન્દહ્ બરૂ દારૂ કુન્
ઝે શાહાન્ નબાયદ ગેઝાફહ્ સખુન્
જુકાફાતે રોસ્તમ નમૂદી દુરોસ્ત
ઝે શાહાન્ કસ ઈન્ રાએ હરૂગેઝ્ નજોસ્ત
ચુ ઊ રફ્તો આમદ સેપાહી બુઝોરૂગ્
અબા પહ્લવાની બકેર્દારે ગોરૂગ્
કે દારી કે બા ઊ બદશ્તે નબરૂદ
શવદ બરૂફેશાનદ બરૂ તીરહ્ ગરૂદ
ચલાને તોરા સરૂબસરૂ ગઝ્દહમ
શનીદસ્તો દીદસ્ત અઝ્ બીશો કમ
હમીગૂયદ આન્ રૂઝ્ હરૂગેઝ્ મબાદ
કે બા ઊ સવારી કુનદ રઝ્મ યાદ
કસીરા કે જન્ગી ચુ રોસ્તમ બુવદ
બયાઝારદ ઊરા ખેરદ કમ બુવદ
ખેરદ બાયદ અન્દરૂ સરે શહ્રયારૂ
કે તીઝીઓ તુન્દી નેયાયદ બકારૂ

રૂસ્તમ કે જે જેહાનપેહલવાન છે–અને જેણે કયકાઊસનો ઘણી વખત જીવ બચાવ્યો છે,

તેનાં દુઃખ અને આફતમાં રૂસ્તમેજ મદદ કરી હતી–તેના સિવાય બીજા કોઈએ નહીં.

જ્યારે માઝંદરાનના દેવોએ પાદશાહને તેમજ આપણુને ભારી બંદથી બાંધ્યા હતા,

ત્યારે તેણે તેને માટે શું શું મેહનત અને શું શું સખ્તી ખેંચી હતી–અને મસ્ત દેવનું કાળજું ચીર્યું હતું ?

તેને ખુશી સાથ પાછો પાદશાહી તખ્ત ઉપર બેસાડયો હતો–અને બુઝોર્ગોને તેના ઉપર દુઆ કરવા ભેગા કર્યા હતા.

વળી બીજી મરતબે જ્યારે હામાવરાનમાં–તેઓએ તેને ભારી કયદમાં નાખ્યો,

ત્યારે તેણે તેને માટે કેવા કેવા પાદશાહોને માર્યા ?–અને હામાવરાનથી જરા પણ પીઠ ફેરવી નહીં,

પણ તેને પાછો પોતાના તખ્ત તરફ લાવ્યો–અને પાદશાહ તરીકે તેને માન આપ્યું.

જો એ બધાનો બદલો તેને ફાંસીએ લટકાવવાનોજ મળે–તો આપણુને નાસવા સિવાય બીજો કશો માર્ગ રહ્યો નથી.

અને તે પણ કેવી કટોકટ વખતે–કે જ્યારે આવો બારીક મામલો થઈ પડયો છે ત્યારેજ.

એવું નહીં થાય કે દુશ્મન એકદમ ચઢી આવે–જ્યારે તેઓ જુવે કે આપણ લડવા તૈયાર નથી.

હવે આપણે શું કરીએ ? જ્યારે રૂસ્તમ ધુસ્સે થઈ ઝાબુલેસ્તાન તરફ ચાલી ગયો છે.

આપણ તે વિના લડાઈમાં ફતેહ પામીશું નહીં–હવે આપણી તમામ લડાઈ ફોકટની થઈ ગઈ.

કોઇએ દોડતું જવું જોઇયે–કે તે પેહલવાનને પાછો ફેરવે."

એ ઉપરથી કેશ્વાદનો ગૂદર્ઝ શેતાબ–ચાલતો પાદશાહની નઝદીક ગયો.

તેણે કયકાઊસને કહ્યું કે "રૂસ્તમે શું કીધું ? કે તું આજે ઈરાનને બરબાદ કરવા બેઠો ?

શું તું હામાવરાન અને પેલા માઝંદરાનના દેવોની વાત ભૂલી ગયો,

કે તું તેને જીવતો ફાંસીએ ચઢાવવા નીકળ્યો ?–પાદશાહોને એવા બેહુદા સખુન બોલવા ઘટે નહીં.

તેં રૂસ્તમને ઘણોજ વાજબી બદલો આપ્યો–આજવેર કોઈ પાદશાહને એવી અકલ સુજી નહીં.

જ્યારે તે ગયો છે અને હવે પેલો વરૂની મિસાલનો પેહલવાન–મોહ્ટું લશ્કર લઈ ચઢી આવશે,

ત્યારે તારી પાસે કોણ છે કે તેની સાથ લડાઈનાં મયદાનમાં–ઉતરી તેના ઉપર સીઆહ ગર્દ છાંટશે ?

ગઝદહમે તારા તમામ પેહલવાનોને-વધતા ઓછા સાંભળ્યા છે અને જોયા છે.

તે કહે છે કે ખોદા તે દહાડો કદી પણ ન દેખાડે–કે આપણામાંનો કોઈબી સવાર તેની સામે લડાઈમાં ઉતરે.

જે કોઈ પાદશાહનો કે રૂસ્તમ જેવો લડાયક પેહલવાન હોય–અને તે તેને દુઃખી કરે તો તેનામાં અકલ કમ હોવી જોઇયે.

પાદશાહના સરમાં ડહાપણુ હોવું જોઇયે–કારણકે તેઝી અને તુંદી કામ લાગતી નથી."

**ચુ બેશ્નીદ ગોફ્તારે ગૂદર્ઝ શાહ**
**બેદાનેસ્ત કે દારદ આચીનો રાહ**
**પશીમાન શુદ અઝ હર્ ચે ઊ ગોફ્તહ બૂદ**
**બબીહુદગી મગઝરા આશોફ્તહ બૂદ**
**બગૂદર્ઝ ગોફ્ત ઈન્ સખુન દર્ખરસ્ત**
**લબે પીર્ બા પન્દ નીફ્તરસ્ત**
**શુમારા બેબાયદ બરે ઊ શદન**
**બખૂબી બસી દાસ્તાનહા ઝદન**
**સરશ કરૂદન્ અઝ તીઝીએ મન્ તેહી**
**નમૂદન્ બદ્ રૂઝગારે બેહી**
**બેયાવર્ તુ ઊરા બનઝદીકે મન્**
**કે રઉશન્ શવદ જાને તારીકે મન્**
**ચુ ગૂદર્ઝ બર્ખાસ્ત અઝ પીશે ઊય**
**પસે પહુલવાન્ તીઝ બેન્હાદ રૂય**
**બેરફ્તન્દ બા ઊ સરાને સેપાહ**
**પસે રોસ્તમ અન્દર્ ગેરેફ્તન્દ રાહ**
**ચુ દીદન્દ બર્ રહ ગવે પીલતન્**
**હમહ નામદારાન્ શુદન્દ અન્જોમન્**
**નેયાયેશ ગેરેફ્તન્દ બર્ પહુલવાન્**
**કે જાવીદ બાશીઓ રઉશનરવાન્**
**જહાન્ સર્બસર્ ઝીરે પાએ તો બાદ**
**હમીશહ સરે તખ્ત જાએ તો બાદ**
**તો દાની કે કાઊસરા મગ્ઝ નીસ્ત**
**બતીઝી સખુન્ ગોફ્તનશ નગ્ઝ નીસ્ત**
**બેગૂયદ હમાન્ ગહ પશીમાન્ શવદ**
**બખૂબી ઝે સર્ બાઝ પયમાન્ શવદ**
**તહમ્તન્ ગર્ આઝોરૂદહ ગરૂદદ ઝે શાહ**
**મર્ ઈરાનેયાન્રા નબાશદ ગોનાહ**
**કે બોગ્ઝારદ ઈન્ શહરે ઈરાન્ હમી**
**કુનદ રૂએ ફર્ખોન્દહ પેન્હાન્ હમી**
**હમ ઊ ઝીન્ સોખુનહા પશીમાન્ શુદસ્ત**
**ઝે તુન્દી બેખાયદ હમી પોશ્તે દસ્ત**
**તહમ્તન્ ચુનીન્ પાસોખ આવરૂદ બાઝ**
**કે હસ્તમ ઝે કાઊસે કય બીનેયાઝ**
**મરા તખ્ત ઝીન્ બાશદો તાજ તરૂક**
**કબા જઉશનો દેલ નેહાદહ બમર્ગ**
**સઝાયમ બદીન્ ગોફ્તને નાસઝા**
**કે ગૂયદ બતુન્દી મરા પાદ્શા**
**કે ઊરા ઝે બન્દ આવરીદમ બેરૂન**
**સુએ તાજો તખ્તશ ખુદમ રહ્નમૂન**
**ગહી રઝ્મે દીવાને માઝન્દરાન્**
**ગહી જન્ગ્ બા શાહે હામાવરાન્**
**ઝે બન્દો ઝે સખ્તી રહાનીદમશ**
**ચુ દર્ દસ્તે દુશ્મન્ ચુનાન્ દીદમશ**
**ઝે દાનેશ નદારદ સરશ આગહી**
**મગર્ તીઝીઓ તુન્દીઓ અબ્લહી**
**સરમ ગશ્ત સીરો દેલમ કરદ બસ**
**નેઅ્ અઝ પાક યઝદાન્ નતર્સમ ઝે કસ**
**ઝે ગોફ્તાર્ ચૂન્ સરદ ગશ્ત અન્જુમન્**
**ચુનીન્ ગોફ્ત ગૂદર્ઝ બા પીલતન્**

જ્યારે પાદશાહે ગૂદર્ઝની વાત સાંભળી–ત્યારે તેણે જાણ્યું કે તે વાજ-બીજ બોલે છે.

જે કાંઈ તે બોલ્યો હતો તેથી તે પસ્તાવા લાગ્યો–કારણકે તેનું મગ્ઝ બેહુદાપણાથી દીવાનું થયું હતું. ૪૮૭

તેણે ગૂદર્ઝને કહ્યું કે "તું વાજબીજ બોલે છે–બુઢ્ઢાઓજ સઉથી સારી શીખામણ આપી શકે છે.

તમે તેની પાસે જાઓ અને નમાઁસથી તેને સમજાવો.

મારા આકળા સખુન તેને વીસરાવવા જોઇયે–અને તેને ખાતેરી આપવી જોઇયે કે તે હવે સારા માર્ગ ઉપર આવ્યો છે.

તું તેને મારી આગળ લાવ–કે જેથી મારો સીઆહ જીવ રોશન થાય."

જ્યારે ગૂદર્ઝ તેની આગળથી ઉઠયો–ત્યારે તે પેહલવાનની પછાડી શેતાબ દોડયો.

તેની સાથે લશ્કરના સરદારો પણ ગયા–અને તેઓ રૂસ્તમની પછાડી દોડયા.

જ્યારે તેઓએ પીલતન પેહલવાનને માર્ગમાં જોયો–ત્યારે તમામ નામદારો એકઠા થયા.

તેઓએ પેહલવાન ઉપર દુઆ કીધી–કે "તું જાવેદાન સુધી રહેજે અને રોશન જીવનો થજે!

તમામ દુન્યા તારા પગ હેઠલ હોજો–હમેશે તારી બેઠક તખ્તને મથાલે હોજો!

તું જાણે છે કે કાઊસનાં માથાંમાં ભેજું નથી–તેને મનસે તુંદી કરવી કશું નવાઈ જેવું નથી. ૪૮૮

તે બોલે છે અને તુરતજ પાછો પશેમાન થાય છે–અને ભલા ખવા-સને લીધે પાછો મિલનસાર થઈ જાય છે.

અગર તેહમ્તન પાદશાહ સાથે ગુસ્સે થયો છે–તો તેમાં ઈરાનીઓનો શું વાંક છે

કે તે આ ઈરાન શેહર છોડે–(અને પોતાનો) મુબારક ચેહરો છુપાવે?

તે પણ હવે આ વાતનો પસ્તાવો કરે છે–અને ગુસ્સાથી પોતાના હાથની ચામડી કરડે છે."

તેહમ્તન રૂસ્તમે પાછો એવો જવાબ દીધો–કે "મને કયકાઊસની કશી દરકાર નથી.

આ ઝીનજ મારૂં તખ્ત અને કોલાહજ મારૂં તાજ છે–બખ્તર મારો ડગલો છે અને મેં મરવા ઉપરજ દિલ મૂકયું છે.

શું હું આવા નાલાયક વચનોને લાયક છું–કે જે પાદશાહે ગુસ્સામાં આવી મને કહ્યા?

જેને મેં કયદખાનેથી છોડવ્યો–તેમજ તાજ અને તખ્ત તરફ પાછો લાવ્યો.

એક વખત માઝંદરાનના દેવોની લડાઈ–અને એક વેળા હામાવરાનના પાદશાહની લડાઈમાં,

મેં જ્યારે તેને એવી રીતે દુશ્મનના હાથમાં પડેલો જોયો–ત્યારે મેંજ તેને બંદ અને સખ્તીમાંથી છોડવ્યો. ૪૮૯

તેના માથામાં તેઝી, તુંદી અને મૂર્ખાઈ સિવાય દાનાઈ અને હુશ્યારી બિલ્કુલ નથી.

હું ધરાઈ ગયો છું અને ઘણું પામી ચૂકયો છું–હું પાક યઝદાન સિવાય કોઈથી બીહતો નથી."

જ્યારે તેહમ્તન બોલી રહ્યો–તેના આવા સખુનોથી જ્યારે સઘળાઓ દઘાઈ ગયા ત્યારે ગૂદર્ઝે પીલતનને પાછું કહ્યું,

કે શાહો હલીરાનો લશ્કર ગમાન
બદીગર સોખુનહા બરન્દ ઈન્ જમાન
કઝીન્ તુર્ક તર્સન્દહ શુદ સરફરાઝ
હમીગૂયદ ઈન્ ગૂનહ હર કસ બરાઝ
ગર આન્ શાન્ કે ગઝ્દહુમ દાદ આગેહી
હમહ બૂમો બર ગરદદ અઝ મા તેહી
કે ચૂન્ રોસ્તમ અઝ વય બેતર્સદ બજન્ગ્
મરાઓ તોરા નીસ્ત જાએ દેરન્ગ્
ઝે આશોફતને શાહો પયગારે ઊય
બેદીદમ બદરગાહ બર ગોફતગૂય
ઝે સોહરાબે યલ રફત યકસર સખુન
ચુનીન્ પોશ્ત બર શાહે ઈરાન મકુન
૪૫૦ ચુનીન્ બરશુદહ નામત અન્દર જેહાન
બદીન્ બાઝ ગશ્તન્ મગર્દાન્ નેહાન
વ દીગર કે તન્ગ્ અન્દર આમદ સેપાહ
મકુન તીરહ બર ખીરહ ઈન્ તાજો ગાહ
કે નન્ગસ્ત બર મા ઝે તૂરાન્ ઝમીન્
પસન્દહ નબાશદ બરે પાકદીન્
બરોસ્તમ બરીન્ દાસ્તાનહા બેખાન્દ
તહમ્તન્ ચુ બેશ્નીદ ખીરહ બેમાન્દ
બપાસોખ ચુનીન્ ગોફત ગૂદરઝરા
કે બેસ્યાર પયમૂદમ ઈન્ મરઝરા
બદુ ગોફત અગર બીમ દારદ દેલમ
નખાહમ બતન્ જાન્ અઝ બોગસેલમ
તો દાની કે નુર્શીઝમ અઝ કાર્ઝાર
વલીકેન્ સબુક દારદમ શહરયાર
ચુનીન્ દીદ રોસ્તમ અઝાન્ કારે ઊય
કે બરગરદદ આયદ બદરબારે ઊય
અઝાન્ નન્ગ્ બરગશ્તો આમદ બરાહ
ખરામાન્ બેશુદ પીશે કાઊસે શાહ
ચુ અઝ દૂર શાહ દીદ બરપાએ ખાસ્ત
બસી પૂઝેશ અન્દર ગુઝશ્તહ બેખાસ્ત
૪૫૧ કે તુન્દી મરા ગઊહરસ્તો સેરેશ્ત
ચુનાન્ રોસ્ત બાયદ કે યઝદાન્ બેકેશ્ત
વઝીન્ નાસેગાલીદહ બદખાહે નવ
દેલમ ગશ્ત બારીક ચૂન માહે નવ
વગરનહ મરા પોશ્તે લશ્કર તોઈ
દરીન્ તખ્તે શાહીમ અફસર તોઈ
બયાદે તો નૂશમ હમહ રૂઝ જામ
બમેહરે તો કૂશમ હમહ સોબ્હો શામ
મરા શાહી અઝ ફરરો અઊરન્ગે તોસ્ત
ઝે જમશીદ બાશીમ હર દુ દુરોસ્ત
તેરા ખાહમ અન્દર જહાન્ યારો બસ
કે બાશી બહર કાર ફર્યાદરસ
બદીન્ આરઝૂ ખોસ્તન્ તોરા ખાસ્તમ
ચુ દીર આમદી તુન્દી આરાસ્તમ
ચુ આઝોરદહ ગશ્તી તો અય પીલતન્
પશીમાન્ શુદમ ખાક અન્દર દહન્
બદુ ગોફત રોસ્તમ કે ગયહાન્ તોરાસ્ત
હમહ કેહતરાનીમો ફર્માન્ તોરાસ્ત

કે "પાદશાહ, પેહલવાનો અને લશ્કર આ વેળા કાંઈ જુદોજ વિચાર ધરાવે છે.

અને તે એકે તું નામદાર આ તુર્કીથી બીહ ગયો છે-વળી બધા હરૂસે હરૂસે બોલે છે,

કે અગર જેમ ગઝદહમે ખબર આપી છે-તેમ થયું તો આપણને આપણા ઘરબાર છોડવાં પડશે,

કારણકે જ્યારે રૂસ્તમ જેવોજ તેનાથી બીહે-તો પછી તું અને હું તે શું ટકી શકવાના હતા ?

મેં જોયું કે પાદશાહના ધુસ્સે થવા અને કજીયો કરવાથી-દરબારમાં હોહા મચી ગઈ હતી,

અને સઘળા બસ સોહરાબનીજ વાતો કરતા હતા-માટે તું ઈરાનના પાદશાહથી મોં ના ફેરવ.

દુન્યામાં તારૂં આવી રીતનું મશહૂર થયલું નામ-તું આવી રીતે પાછો ફરવાથી કલંકી ના કર.

અને બીજું એકે ( દુશ્મનનું ) લશ્કર નઝદીક આવ્યું છે-( તેથી ) તું વગર કારણે આ તાજ અને તખ્ત ઊંધાં ના વાળ.

કારણકે તુરાન ઝમીને આપણનું અપમાન કીધું છે-જે પાક દીન-નાઓ પસંદ કરતા નથી."

તેણે રૂસ્તમને આવી આવી વાતો કહી-જ્યારે તેહમ્તને તે સાંભળી ત્યારે તે અજબ રહ્યો.

તેણે ગૂદર્ઝને જવાબ આપ્યો-કે "મેં આ ઈરાન દેશની ઘણીક સેવા બજાવી છે."

( વળી ) તે બોલ્યો કે "હું હીચકારો બનીને જીવું-તેના કરતાં હું મારો પ્રાણ શરીરથી ખેંચી કાઢું.

તું જાણે છે કે હું લડાઈથી નાસ્તો નથી-પણ પાદશાહ મને તુચ્છ સમજે છે તેથી ચાલી જાઉં છું."

પછી ગૂદર્ઝની સમજાવટથી રૂસ્તમે એવો વિચાર કીધો-કે તે પાછો ફરે અને તેની દરબારમાં આવે.

(શેવટે) તે નામોશીથી અચકાયો અને પાછો ફર્યો-અને ચાલતો પાદ-શાહ કાઊસની નઝદીક ગયો.

જ્યારે દૂરથી પાદશાહે જોયો ત્યારે તે ઉભો થયો-અને ગઈ ગુઝરીની પુષ્કળ માફી ચાહી.

કે "કુદરતીજ મારો સ્વભાવ ધુસ્સા ભરેલો છે-જેવું ખોદાએ વાવ્યું તેવું ઉગવુંજ જોઇયે.

અને આ અચણુચા નવા દુશ્મનથી-મારૂં દિલ નવા ચંદ્રની માફક બારીક થયું હતું.

નહીં તો મારાં લશ્કરની પનાહ તુંજ છે-તખ્ત ઉપર પાદશાહ હું છું પણ મારૂં તાજ તો તુંજ છે.

હું તારીજ યાદમાં હમેશ જામ પીઉં છું-અને રાત દહાડો તારીજ માયા મેહરબાની મેળવવાની કોશેશ કરૂં છું.

તારા દબદબા અને તખ્તથીજ આ મારી પાદશાહી છે-આપણ બન્ને છેક જમશેદથી ઉતરતા આવ્યા છિયે.

હું તનેજ દુન્યામાં દોસ્ત તરીકે માગું છું-તુંજ દરેક કામમાં મદદ-ગાર છે.

આ કામની તદબીર કરવા મેં તને બોલાવ્યો-પણ જ્યારે તું મોડો આવ્યો ત્યારે હું ધુસ્સે થયો.

ઓ પીલતન ! જ્યારે તું મારાથી આઝોર્દ થયો-ત્યારે તેજ વખતે મેં મારે મોઢે ખાક ચાટી પશેમાન થયો છું."

રૂસ્તમે તેને કહ્યું કે "કુલ દુન્યા તારીજ છે-અમો સઘળા બંદા છિયે અને હોકમ તારોજ છે.

કુનૂન્ આમદમ તા ચે ફર્માન્ દેહી
તો શાહે જહાન્દારીઓ મન્ રેહી
હમાન્ બરૂ દરે તૂ યકી કેહૂતરમ
વગરૂ કેહૂતરીરા ખુદ અન્દરૂખરમ
વગરૂ ઉમરૂ બાશદ્ મરા સાલેયાન્
બેબન્દમ બપીશત્ કમરૂ બરૂ મેયાન્
ચુનીન્ ગોફ્ત કાઊસ કય પહૂલવાન્
તોરા બાદ્ પયવસ્તહૂ રઉશનરવાન્
ચુનીન્ બેહૂતરૂ આયદ્ કે એમરૂઝ બઝ્મ
બેસાઝીમો ફર્દા ગુઝીનીમ રઝ્મ
બેયારાસ્ત રામેશગહી શાહૂવારૂ
શુદ્ અયવાન્ બકેર્દારે ખુરૂરમ બહારૂ
ગેરાન્માયગાનરા ‘ હમીખાન્દન્દ
બદાન્ ખુરૂરમી ગઉહરૂ અફૂશાન્દન્દ
અઝ્ આવાઝે અબ્રીશમો બાન્ગે નાય
સમન્ ચેહૂરગાન્ પીશે ખુસ્રવ બપાય
હમી બાદહૂ ખુરૂદન્દ તા નીમ શબ્
બયાદે બુઝોર્ગાન્ કોશાદહૂ દો લબ્
બેખુરૂદન્દ મય તા જહાન્ તીરહૂ ગશ્ત
દેલે નામદારાન્ ઝે મય ખીરહૂ ગશ્ત
હમહૂ મસ્ત બૂદન્દો ગશ્તન્દ બાઝ્
બેપયમૂદહૂ ગર્દાન્ શબે દીરૂબાઝ્

હું હવે આવ્યો છું તું શું હોકમ આપે છે?–તું દુન્યાનો પાદશાહ અને હું નોકર છું.

જો હું પોતે તારી તાબેદારીને લાયકનો હોઉં તો હું તારા દરવાઝા ૪૯૨ ઉપરનો એક બંદો છું.

ખોદાએ મને આવરદા આપ્યા તો આખી ઉમર–હું તારી નઝદીક કમર બાંધી ઉભો રહીશ.”

કાઊસે તેને કહ્યું કે “ઓ પેહલવાન!–હમેશે તું રોશન જીવનો રહેજે!

આજે તો આપણ ખુશીની મજલેસ ભર્યે–અને આવતી કાલે લડાઈનો વિચાર કરીશું.”

પછી પાદશાહોને લાયકની એક મજલેસ ભરી–જેથી મેહલ ખુશી ભરેલા બહારના જેવો થયો.

બધા કુલીનોને બોલાવ્યા–અને તેઓએ તે ખુશાહાલીમાં ગોહર વધાવ્યાં.

વાજન્તરના સુરોદ અને વાંસળીના આવાઝ સાથે–ચમ્બેલીને ચેહેરેનીઓ પાદશાહની નઝદીક નાચતી હતી.

એ પ્રમાણે અરધી રાત સૂધી તેઓએ શરાબ પીધો–અને સઘળી વાત ચિત્ત બુઝોર્ગોના પરાક્રમનીજ કીધી.

જ્યાં સૂધી તેઓના દિલ અને આંખો શરાબથી ચકચૂર થયાં ત્યાં સૂધી તેઓએ શરાબ પીધો.

જ્યારે રાતનો વખત પૂરો થવા આવ્યો–ત્યારે સઘળાઓ મસ્ત બની પાછા ફર્યા.

## લશ્કરૂ કશીદને કાઊસ્ બજન્ગે સોહ્રાબ્.

ચુ ખુરૂશીદ્ આન્ ચાદરે કીરૂગૂન
બેદરૂરીદો અઝ્ પરૂદહૂ આમદ્ બેરૂન
બેફરૂમૂદ્ કાઊસ તા ગીવો તૂસ
બબસ્તન્દ બરૂ ફૂહએ પીલ કૂસ
દરે ગન્જ બોગશાદો રૂઝી બેદાદ્
સેપહૂ બરૂનેશાન્દો બુનહૂ બરૂનેહાદ્
સેપહૂદારો જઉશનવરાન સદ્હજારૂ
શુમોરૂદહૂ બલશ્કરૂગહૂ આમદ્ સવારૂ
યકી લશ્કરૂ આમદ્ ઝે પહૂલવ બદશ્ત
કે અઝ્ ગરૂદે અસ્પાન્ હવા તીરહૂ ગશ્ત
હવા નીલગૂન શુદ્ ઝમીન્ આબનૂસ
બેજુમ્બીદ્ હામૂન ઝે આવાએ કૂસ
હમીરફ્ત મન્ઝેલ બમન્ઝેલ સેપાહૂ
શુદહૂ રૂએ ખોરૂશીદે તાબાન્ સેયાહૂ
દુરોખ્શીદને ખેશ્તો ઝૂબીન ઝે ગરૂદ
ચુ આતેશ પસે પરૂદએ લાજવરૂદ
ઝે બસ ગૂનહૂગૂનહૂ સનાનો દેરફ્શ
સેપરૂહાએ ઝરૂરીનો ઝરૂરીનહૂ કફ્શ
તો ગોફ્તી કે અબ્રી બરન્ગ્ આબનૂસ
બેયામદ્ બબારીદ્ અઝ્ સન્દરૂસ

## કાઊસનું સોહરાબની લડાઈ માટે લશ્કર લઇ જવું.

જ્યારે ખોરશેદ કાળા રંગની ચાદર–ફાડીને પર્દામાંથી બાહેર આવ્યો, ૪૯૩

ત્યારે કાઊસે ગેવ અને તૂસને ફર્માવ્યું જેથી–તેઓએ હાથીની પીઠ ઉપર નગારાં બાંધ્યાં.

તેણે ખઝાનાનો દરવાઝો ખોલ્યો અને (લશ્કરને) પગાર આપ્યો–લશ્કરને સવાર કીધું અને અસ્બાબ લાધ્યો.

સરદાર અને બખ્તરવાળા ગણત્રીના એક લાખ સવાર લશ્કરગાહમાં આવ્યા.

શેહરમાંથી એક લશ્કર મયદાનમાં આવ્યું–જેના ઘોડાઓની ગર્દથી હવા સીઆહ થઈ.

હવા બલુ રંગની અને ઝમીન કાળી થઈ–નગારાંના આવાઝથી જંગલ ધ્રુજ્યું.

એ પ્રમાણે લશ્કર મંઝલ દર મંઝલ ચાલ્યું–જેથી ઝળકતા ખુરશેદનો ચેહરો સીઆહ થયો.

બે નોકી નેઝા અને ભાલાઓ લાજવર્દી પર્દાની પછવાડે આતશની માફક ધૂળમાં ચળકવા લાગ્યા.

તરેહ તરેહના પુષ્કળ ભાલા અને ઝુંડા તેમજ સોનેરી ઢાલ અને સોનેરી જોડાથી,

ગોયા એક સીઆહ રંગનું વાદળ–ચઢી આવ્યું હતું અને તેમાંથી ચંદ્રુસ વરસ્તો હતો.

૪૯૪ જહાન્રા શબ્ અઝ્ રૂઝ્ પયદા નબૂદ
તો ગોફૂતી સેપહ્રો સુરયયા નબૂદ
અઝીન્સાન્ બેશુદ તા દરે દેઝ્ રસીદ
શુદહ્ સન્ગો ખાક્ અઝ્ જહાન્ નાપદીદ
સરાપરૂદહો ખીમહ્ ઝદ બર્ દો મીલ
બેપૂશીદ ગીતી બનઅલો બપીલ
બોરૂશી બલન્દ આમદ અઝ્ દીદગાહ્
બસોહ્રાબ્ બેન્મૂદ કામદ સેપાહ્
ચુ સોહ્રાબ્ ઝાન્ગૂનહ્ આવા શનીદ
બબારહ્ બર્આમદ સેપહ્ બેન્ગરીદ
બઅન્ગોશ્ત લશ્કર્ બહુમાન્ નમૂદ
સેપાહી કે આન્રા કરાનહ્ નબૂદ
ચુ હુમાન્ ઝે દૂર્ આન્ સેપહ્રા બેદીદ
દેલશ ગશ્ત પુર્ બીમો દમ દર્કશીદ
વઝાન્ પસ ચુનીન્ ગોફ્ત સોહ્રાબે ગોરૂદ
કે અન્દીશહ્ અઝ્ દેલ્ બેબાયદ સેતોરૂદ
નબીની તો ઝીન્ લશ્કરે બીકરાન્
યકી મર્દે જન્ગીઓ ગોર્ઝે ગરાન્
કે પીશે મન્ આયદ બઆવર્દગાહ્
ગર્ અયદૂન્ કે યારી દેહદ હુરો માહ્

૪૯૫ સલીહસ્ત બેસ્યારો મર્દુમ બસી
અર્અફ્રાઝ નામી નદાનમ કસી
ફ્રુનૂન્ મન્ બબખ્તે શાહ્ અફ્રાસેયાબ્
કુનમ દશ્તરા હમચુ દર્યાએ આબ્
બતન્ગી નદાદ ઈચ સોહ્રાબ્ દેલ
ફેરૂદ આમદ અઝ્ બારહ્ શાદાબ્દેલ
યકી જામે મય ખાસ્ત અઝ્ મયગોસાર્
નકરૂદ ઈચ રન્જહ્ દેલ અઝ્ કાર્ઝાર્
બેયારાસ્ત બઝ્મો બેખુરૂદન નેશસ્ત
બગેર્દશ દેલીરાને ખુસ્રવપરસ્ત

દુન્યામાં રાત અને દહાડો એ શું તે કશું જણાતું ન હતું-જાણેકે આસ્માન અને સિતારા રહ્યાજ ન હતા.

એ પ્રમાણે લશ્કર ચાલ્યું અને કિલ્લાના દરવાઝા સુધી પહોંચ્યું-દુન્યામાં ઝમીન કે પહાડ બધું ઢંકાઈ ગયું.

બે માઈલની લમ્બાઈ સુધી ડેરા તમ્બુ નાખ્યા-હાથી અને ઘોડાની નઅલે ઝમીન ઢંકાઈ ગઈ.

ચોકીમાંથી એક બુલંદ પોકાર ઉઠયો-અને સોહરાબને ખબર થઈ કે લશ્કર આવ્યું છે.

જ્યારે સોહરાબે તે આવાઝ સાંભળ્યો-ત્યારે તે સફીલ ઉપર ચઢયો અને લશ્કર જોયું.

તેણે આંગળીથી હોમાનને લશ્કર બતાવ્યું-એક લશ્કર કે જેની હદજ ન હતી.

જ્યારે હોમાને દૂરથી તે લશ્કરને જોયું-ત્યારે તેનું દિલ ધાસ્તી ભરેલું થયું અને તેનો દમ બંધ થઈ ગયો.

ત્યારે પેહલવાન સોહરાબ બોલ્યો-કે "દિલમાંથી અંદેશો કાઢી નાખ.

તું આ બેહદ લશ્કરમાંથી એક પણ જંગી અને ભારી ગોર્ઝ સાથના મર્દને જોશે નહીં,

કે જે લડાઈગાહમાં મારી નઝદીક આવી શકે-જો હવડાં મને આફતાબ અને માહતાબ યારી આપશે,

તો આ પુષ્કળ હથિયાર અને માણસો છતાં-હું કોઈ પણ સરફરાઝ મર્દને ગણકારીશ નહીં.

હવે હું પાદશાહ અફ્રાસિયાબનાં બખ્તની મદદથી-આ જંગલને (લોહીના) દર્યાની મિસાલ કરીશ."

સોહરાબ કશી પણ ધાસ્તી કે વિચાર વના-ખુશહાલ દિલે કિલ્લા ઉપરથી નીચે આવ્યો.

તેણે સાકી પાસેથી એક શરાબની જામ માગી-અને લડાઈ બાબે કોઈ પણ રીતે દિલ દુઃખી કીધું નહીં.

તેણે ખુશીની મજલેસ ભરી અને ખાવા બેઠો-તેની આસપાસ પાદશાહના દલીરો બેઠા.

---

## રફ્તને રોસ્તમ્ બલશ્કર્ગાહે સોહ્રાબ્ વ કોશ્તને ઝન્દહ્રઝ્મ્રા.

વઝાનસ્ સરાપર્દએ શહ્ર્યાર્
કશીદન્દ બર્ દશ્ત પીશે હેસાર્
ઝે બસ ખીમહો મર્દો પર્દહ્સરાય
નમાન્દ ઈચ બર્ કૂહો બર્ દશ્ત જાય
ચુ બોરૂશીદ શુદ અઝ્ જહાન્ નાપદીદ
શબે તીરહ્ બર્ રૂઝ્ દામન્ કશીદ
તહમ્તન્ બેયામદ બનઝ્દીકે શાહ્
મેયાન્ બસ્તએ રઝ્મો દેલ્ કીનહ્ખાહ્
કે દસ્તૂર્ બાશદ મરા તાજ્વર્
કઝ્ ઈદર્ શવમ બીકોલાહો કમર્

૪૯૬ બેબીનમ કે ઈન્ નવ જહાન્દાર્ કીસ્ત
બુઝોર્ગાન્ કુદામન્દો સાલાર્ કીસ્ત

## રૂસ્તમનું સોહરાબના લશ્કરગાહમાં જવું અને તેનું ઝંદહરઝમને મારવું.

આ તરફ પાદશાહ કાઊસના તમ્બુ-મયદાનમાં કિલ્લાની નઝદીક ઠોકયા.

પુષ્કળ તમ્બુ, માણસ અને સરાપર્દાને લીધે-પહાડ અને મયદાનમાં કશી જગ્યા રહી નહીં.

જ્યારે દુન્યાથી ખુરશેદ અંદીઠ થયો-અને દહાડા ઉપર અંધારી રાતે દામન પાંથરી,

ત્યારે તેહમ્તને લડાઈની કમર બાંધી અને લડાયક દિલે પાદશાહની નઝદીક આવ્યો,

(અને બોલ્યો) કે "મને તું પાદશાહનો હોકમ થાય-તો હું હમણાં કોલાહ અને કમરબંદ વગર જાઉં,

અને હું જોઉં કે આ નવો પાદશાહ કોણ છે-બુઝોર્ગો કોણ અને સરદાર કોણ છે?"

**બદૂ ગોફ્તા કાઊસ કીન્ કારે તોસ્ત**
**કે રઉશન્રવાન્ બાદીઓ તન્દુરોસ્ત**
**હમીશહ્ નેગહ્દાર્ યઝદાનત બાદ**
**બકામે દેલો રાયો પયમાનત બાદ**
**તહ્મ્તન્ યકી જામએ તોર્ક વાર્**
**બપૂશીદો આમદ્ નેહાન્ તા હેસાર્**
**બયામદ્ બનઝ્દીકીએ દેઝ્ રસીદ્**
**ખોરૂશીદને બાન્ગે તોર્કાન્ શનીદ્**
**બદાન્ દેઝ્ દરૂન્ રફ્ત મરૂદે દલીર્**
**ચુનાન્ ચૂન્ સુએ આહુઆન્ નરૂરહ્ શીર્**
**યકાયક્ સરાન્રા નેગહ્ કર્દ દીદ્**
**ઝે શાદી રોખાનશ ચુ ગુલ્ બેશકફીદ્**
**ચુ સોહ્રાબ્રા દીદ્ બર્ તખ્તે બઝ્મ**
**નેશસ્તહ્ બયક્ દસ્તે ઊ ઝન્દહ્રઝ્મ**
**બદીગર્ ચુ હૂમાન્ સવારે દલીર્**
**દેગર્ બાર્માન્ નામબર્દાર્ શીર્**
**તો ગોફ્તી હમહ્ તખ્ત સોહ્રાબ્ બૂદ્**
**બસાને યકી સર્વે શાદાબ્ બૂદ્**
**દો બાઝૂ બકેર્દારે રાને હયૂન્**
**બરશ ચૂન્ બરે શીરો ચેહ્રહ્ ચુ ખૂન્**
**ઝે ગોર્દાન્ બગેર્દ્ અન્દરશ સદ્ દલીર્**
**જવાનો સર્અફ્રાઝ્ ચૂન્ નરૂરહ્ શીર્**
**પરસ્તાર્ પન્જાહ્ બા દસ્તબન્દ્**
**બપીશે દેલ્અફ્રૂઝ્ તખ્તે બલન્દ્**
**હમહ્ યક્ બયક્ ખાન્દન્દ્ આફ્રીન્**
**બદાન્ બોર્ઝો બાલાઓ તાજો નેગીન્**
**હમીબૂદ્ રોસ્તમ બદાન્જા ઝે દૂર્**
**નેશસ્તહ્ નેગહ્ કર્દ્ ગોર્દાને તૂર્**
**બશાયેસ્તહ્ કારી બેરૂન્ રફ્ત ઝન્દ્**
**ગવી દીદ્ બર્સાને સર્વે બલન્દ્**
**બદાન્ લશ્કર્ અન્દર્ ચુનૂ કસ નબૂદ્**
**બેસૂદશ બતુન્દીઓ પુર્સીદ્ ઝૂદ્**
**ચે મર્દી બદૂ ગોફ્ત બા મન્ બેગૂય**
**સુએ રઉશની આયો બેન્માય રૂય**
**તહ્મ્તન્ યકી મોશ્ત બર્ ગર્દનશ**
**બેઝદ્ તીઝો બર્શુદ્ રવાન્ અઝ્ તનશ**
**બદાન્ જાએગહ્ ખુશ્ક્ શુદ્ ઝન્દહ્રઝ્મ**
**સર્આમદ્ બર્ રૂઝે પયકારો બઝ્મ**
**બદાન્ગહ્ કે સોહ્રાબ્ આહન્ગે જન્ગ્**
**નમૂદો ગહે રફ્તન્ આમદશ તન્ગ્**
**તલબ્ કર્દ્ માદર્શરા ઝન્દહ્રઝ્મ**
**કે ઊ દીદહ્ બુદ્ પહ્લવાન્ ગાહે બઝ્મ**
**બુદ્ ઊ પૂરે શાહે સમન્ગાન્ ઝમીન્**
**હમાન્ ખાલે સોહ્રાબે બા આફ્રીન્**
**બદૂ ગોફ્ત કય ગોર્દે રઉશન્રવાન્**
**ફેરેસ્તમત હમરાહે ઈન્ નવજવાન્**
**કે ચૂન્ નામવર્ સૂએ ઈરાન્ રસદ્**
**બનઝ્દીકે શાહે દલીરાન્ રસદ્**
**ચુ તન્ગ્ અન્દર્ આયદ્ સેપહ્ રૂઝે કીન્**
**પેદર્રા નોમાઈ બપૂરે ગુઝીન્**

કાઊસે તેને કહ્યું કે "આ કામ તારૂંજ છે–તું મનદુરોસ્ત અને તન-દુરોસ્ત રહેજે !

યઝદાન હમેશે તારો અને તારા વચન, અકલ અને વફાદારી ભરી મુરાદનો નેગેહબાન હોજો !"

તેહમ્તને એક તુર્કી પોશાક–પેહેર્યો અને કિલ્લા સૂધી છૂપો આવ્યો.

જ્યારે તે કિલ્લાની નઝદીક પહોંચ્યો–ત્યારે તુર્કીઓના પોકાર સાંભળ્યા.

જેવી રીતે હરણો તરફ નરસિંહ જાએ–તેવી રીતે તે બહાદુર મર્દ તે કિલ્લાની અંદર ગયો.

તેણે તમામ સરદારોને નેગાહ કરીને જોયા–તેનો ચેહરો ખુશહાલીથી ફૂલની મિસાલ ખીલ્યો.

જ્યારે તેણે મજલેસમાં તખ્ત ઉપર સોહરાબને જોયો–કે તેના એક હાથ ઉપર ઝેંદહરઝમ બેઠેલો હતો,

બીજા હાથ ઉપર હોમાન જેવો દેલીર સરદાર–અને બીજો નામ ઉઠાવનાર સિંહની મિસાલનો બાર્માન હતો.

ત્યારે તેને જણાયું કે ગોયા બધું તખ્ત સોહરાબજ હતું–જે એક તાઝા સરોવરની માફક દેખાતો હતો.

તેની બન્ને બાઝૂ ઊંટની રાનની મિસાલની–અને તેનો સીનો સિંહના સીના મિસાલનો અને ચેહરો લોહીની મિસાલનો (લાલ હતો). ૪૯૭

પેહલવાનોમાંથી તેની આસપાસ સિંહ નરની મિસાલના જવાન અને સરફરાઝ સો દેલીરો (હતા).

દિલ રોશન કરનારાં બુલંદ તખ્તની નઝદીકમાં–કડાં પેહેરેલા પચાસ ઘોલામો (ઉભા હતા).

જે સઘળા તેના દબદબા, શરીર, તાજ અને મોહર ઉપર વારા ફરતી દુઆ કરતા હતા.

રૂસ્તમ તે જગામાં દૂરથી ભરાઈ બેઠેલો–તુર્કી પેહલવાનોને જોતો હતો.

તેટલાંમાં કાંઈ અગત્યના કામસર ઝેંદહરઝમ બાહેર ગયો–તેણે બુલંદ સરોવરની મિસાલનો એક પેહલવાન જોયો.

તે લશ્કરમાં તેના જેવો કોઈ હતો નહીં–માટે તેણે તુંદીથી તેને પકડી શેતાબ પૂછ્યું;

કે "તું કોણ છે તે મને કહે–ઉજરડામાં આવ અને ચેહરો દેખાડ?"

તેહમ્તને તેની ગર્દન ઉપર એક મુક્કી–તુરત મારી જેથી તેના તન-માંથી જીવ નીકળી ગયો.

ઝેંદહરઝમ તો ત્યાંજ સૂકાઈ ગયો–તેને માટે તો લડાઇનો દહાડો અને ખુશીની મજલેસ આખેર થઈ.

જે વખતે કે સોહરાબે લડાઇનો ઈરાદો–કીધો અને તેનો જવાનો વખત નઝદીક આવ્યો, ૪૯૮

તે વખતે તેની માએ ઝેંદહરઝમને પોતા પાસે બોલાવ્યો–કારણકે તેણે મીજલેસમાં પેહલવાન રૂસ્તમને જોયો હતો.

તે સમનગાન ઝમીનના પાદશાહનો બેટો તેમજ કીર્તિમાન સોહરા-બનો મામો હતો.

અને તેને કહ્યું કે "ઓ રોશનરવાનના પેહલવાન !–હું તને આ નવજવાન સાથે મોકલું છું,

કે જ્યારે એ નામવર ઈરાન તરફ પહોંચે–અને તે દેલીરોના શાહની નઝદીક જાય,

તેમજ કીનાને દહાડે લશ્કર સામા સામી આવે ત્યારે તું લાડકવાયા પેહલવાનને તેનો બાપ દેખાડજે."

ઝમાની હમીબુદ સોહ્રાબ્ દીરૂ
નેયામદ બનઝદીકે ઊ ઝન્દહુ શીરૂ
નેગહ્ કરૂદ સોહ્રાબ્ તા ઝન્દહ્રઝમ
કુજા શુદ કે ખાયશ તેહી શુદ ઝે બઝમ
બેયામદ યકી દીદ ઊરા નેગૂન્
ફેતાદહ્ શુદહ્ જાનશ અઝ્ તન્ બેરૂન
ઝે કારશ બેગોફતન્દ સોહ્રાબ્રા
બબુદ તલખ્ કરૂદશ ખુરે ખાબ્રા
૪૯૯ બેરફતન્દો દીદન્દશ અફગન્દહ્ ખારૂ
બરૂ આસૂદહ્ અઝ્ બઝ્મો અઝ્ કૂઝગારૂ
ખોરૂશાન્ ખુરૂ અઝ્ દરૂદ બાઝ્ આમદન્દ
ઝે દરૂદશ દેલ્ અન્દરૂ ગોદાઝ્ આમદન્દ
બસોહ્રાબ્ ગોફતન્દ શુદ ઝન્દહ્રઝમ
સરૂઆમદ બરૂ કારે પયગારો બઝમ
ચુ બેશ્નીદ સોહ્રાબ્ બરૂજસ્ત ઝૂદ
બરૂઆમદ બરે ઝન્દહ્ બરૂસાને દૂદ
અબા ચાકરો શમએ ખુન્યાગરાન્
બેયામદ વરા દીદ સુરૂદહ્ ચુનાન્
શેગેફત આમદશ સખ્ત ખીરહ્ બેમાન્દ
દેલીરાનો ગુન્દાવરાન્રા બેખાન્દ
ચુનીન્ ગોફત કેમશબ્ નબાયદ ગુનૂદ
હમહ્ શબ્ સરે નીઝહ્ બાયદ બેસૂદ
કે ગોરગ્ અન્દરૂ આમદ મેયાને રમહ્
સગો મરૂદરા દીદ દરૂ દમદમહ્
રોબૂદ અઝ્ દેલીરાન્ યકી ગૂસ્ફન્દ
બઝારીઓ ખારીશ ખૂનીન્ ફેકન્દ
અગરૂ યારૂ બાશદ જહાન્આફ્રીન્
ચુ નઅલે સમન્દમ બેસાયદ ઝમીન્
૫૦૦ ઝે ફેત્રાકે ઝીન્ બરૂકુશાયમ કમન્દ
બેખાહમ ઝે ઈરાનેયાન્ કીને ઝન્દ
બેયામદ નેશસ્ત અઝ્બરે ગાહે ખીશ
ગેરાન્માયગાન્રા હમહ્ ખાન્દ પીશ
બદીન્શાન્ ચુનીન્ ગોફત સોહ્રાબે શીરૂ
કે અય બેખ્રદાનો રદાને દેલીરૂ
અગરૂ ગુમ શુદ અઝ્ તખ્તે મન્ ઝન્દહ્રઝમ
નેયાયદ હમી સીરૂ જાનમ ઝે બઝમ
બહ્માન્ બેફરૂમૂદ તા મય ખરીમ
હમહ્ લશ્કરે ઘમ ઝે મય બેશ્કરીમ
ચુ બરૂગશ્ત રોસ્તમ બરે શહ્રૂયારૂ
અઝ્ ઈરાન્ સેપહ્ ગીવ્ બુદ પાસદારૂ
બરહ્ બરૂ ગવે પીલ્તન્રા બેદીદ
બેઝદ દસ્તો તીઘ અઝ્ મેયાન્ બરૂકશીદ
યકી બરૂખોરૂશીદ ચૂન્ પીલે મસ્ત
સેપરૂ બરૂ સરૂ આવર્દો બેન્મૂદ દસ્ત
બેદાનેસ્ત રોસ્તમ કઝ્ ઈરાન્ સેપાહ્
બશબ્ ગીવ્ બાશદ તલાયહ્ બરાહ્
બેખન્દીદો ઝાન્ પસ ફેઘાન્ બરૂકશીદ
તલાયહ્ ચુ આવાએ રોસ્તમ શનીદ
૫૦૧ પેયાદહ્ બેયામદ બનઝદીકે ઊય
ચુનીન્ ગોફત કય મેહ્તરે કીનહ્જૂય

( હવે પેલી તરફ ) સોહરાબે ઘણો વખત રાહ જોઈ–તોપણ સિંહની મિસાલનો ઝેંદહરઝમ પાછો આવ્યો નહીં.

ત્યારે સોહરાબે તલાશ કીધી કે " ઝેંદહરઝમ–કયાં ગયો કે તેની જગ્યા મજલેસમાં ખાલી પડી છે ?"

એ ઉપરથી એક જણ આવ્યો અને તેને ઊંધો પડેલો જોયો તેનો જીવ તનમાંથી બાહેર નીકળી ગયલો હતો.

તેઓએ એ વાત સોહરાબને કહી–જેથી તેનું ખાનું પીનું બંધ થઈ ગયું.

તેઓ ગયા અને તેને ખુવાર પડેલો જોયો–તે ખુશીની મજલેસ અને લડાઈથી છુટી ગયો હતો.

તેઓ દર્દથી ભરેલા પોકારતા અને તેના દુઃખથી દિલ પીગળાવતા પાછા આવ્યા.

તેઓએ સોહરાબને કહ્યું કે " ઝેંદહરઝમ ગુઝરી ગયો છે–તેની ખુશહાલી અને લડાઈ પુરાં થયાં છે. "

જ્યારે સોહરાબે સાંભળ્યું ત્યારે તે શેતાબ ઉઠયો–અને ધુંઆની મિસાલ ઝેંદહરઝમની નઝદીક આવ્યો.

તે નોકર, બતી અને ગવૈયાઓ સાથ–આવ્યો અને તેને એવી રીતે મૂએલો જોયો.

તેથી તે ઘણો અચરત થયો અને અજબ રહ્યો–તેણે દેલીરો અને પેહલવાનોને બોલાવ્યા.

તેણે કહ્યું કે " આજની રાત સૂવું નહીં જોઈયે–આખી રાત નેઝાની નોક કાઢવી જોઇયે,

કારણકે મેંઢાંનાં ટોળાં વચ્ચે વરૂ આવ્યું–અને કુતરાં અને ભરવાડને ઘાફેલ જોઈ ગયું છે.

તે દેલીરોમાંથી એક બકરૂં લઈ ગયું છે–તેને ખુવારી સાથે લોહી લુહાન નાખી ગયું છે.

પણ ખોદાતાલાની મદદથી–જ્યારે મારા ઘોડાની નઅલ ઝમીનને ઘસી નાખશે,

ત્યારે હું ઝીનના શિકારબંદ ઉપરથી કમંદ ખોલી–ઈરાનીઓ ઉપર ઝેંદહરઝમનો કીનો લઈશ. "

તે પાછો આવ્યો અને પોતાના તખ્ત ઉપર બેઠો–તેણે તમામ બુઝાર્ગોને નઝદીક બોલાવ્યા.

સિંહની મિસાલના સોહરાબે તેઓને કહ્યું–કે " ઓ અકલમંદો અને દેલીરોના સરદારો !

જો કે મારાં તખ્તથી ઝેંદહરઝમ ગુમ થયો છે–તો પણ મારો જીવ મજલેસથી ધરાયો નથી. "

તેણે હોમાનને ફર્માવ્યું કે " આપણ શરાબ પીયે–અને ઘમના લશ્કરને દારૂથી તોડી નાખ્યે. "

જ્યારે રૂસ્તમ પાદશાહની નઝદીક પાછો ફર્યો–ત્યારે ઈરાની લશ્કરમાંથી ગેવ ચોકી ઉપર હતો.

તેણે પીલતન પેહલવાનને આવતો જોયો–તેવોજ તેણે હાથ માર્યો અને મેયાનમાંથી તલવાર બાહેર ખેંચી.

તેણે મસ્ત હાથીની મિસાલ એક પોકાર કીધો–અને સર ઉપર ઢાલ પકડી અને લડવા તૈયાર થયો.

રૂસ્તમ જાણતો હતો કે ઈરાની લશ્કરમાંથી–ગેવ ચોકી ઉપર છે,

તેથી તે હસ્યો અને પછી તેણે પોકાર માર્યો–જ્યારે તલાયાએ રૂસ્તમનો આવાઝ સાંભળ્યો,

ત્યારે તે પેયાદો તેની નઝદીક આવ્યો–અને બોલ્યો કે "ઓ લડાઈની ઈચ્છા કરનારા સરદાર !

પેયાદહ્ કુજા બૂદઈ તીરહ્ શબ્
તહમ્તન્ બગોફ્તાર્ ઓગ્શાદ્ લબ્
બગોફ્તશ બગીવ આન્ કુજા કર્દહ્ બૂદ
ચુનાન્ શીરમર્દી કે આઝર્દહ્ બૂદ
બઝ આફ્રીન્ કર્દ ગીવે ગુઝીન્
કે બીતૂ મબાદ અસ્પો ગૂપાલો ઝીન્
વઝાન્ જાએગહ્ રફ્ત નઝદીકે શાહ્
ઝે તોર્કાન સખુન્ ગોફ્તો અઝ્ બઝ્મગાહ્
ઝે સોહ્રાબો અઝ્ બોર્ઝો બાલાએ ઊય
ઝે બાઝૂયો કેત્ફો બરો યાલે ઊય
કે હરગેઝ ઝે તોર્કાન્ ચુનીન્ કસ નખાસ્ત
બકેર્દારે સર્વીસ્ત બાલાશ રાસ્ત
ઝે ઈરાનો તૂરાન્ નમાનદ્ બકસ
તો ગૂઈ કે સામે સવારસ્તો બસ
વઝાન્ મોશ્ત બર્ ગરદને ઝન્દહરઝ્મ
કઝાન્ પસ નેયામદ્ બરઝ્મો બબઝ્મ
બગોફ્તન્દો પસ રૂદો મય ખાસ્તન્દ
હમહ્ શબ્ હમી લશ્કર્ આરાસ્તન્દ

તું પેયાદો અંધારી રાતમાં કયાં ગયો હતો?"—તેહમ્તને ખોલાસો કરવા માંડયો.

તેણે ગેવને જે કીધું હતું તે અને જેવી રીતે એક સિંહમર્દને માર્યો હતો તે કહ્યું.

વખણાયલા ગેવે તેના ઉપર દુઆ કીધી—કે "તું વગર ઘોડો, ગોર્ઝ અને ઝીન ના હોતાં!"

પછી ત્યાંથી તે પાદશાહની નઝદીક ગયો—તેણે તુર્કીઓની અને મજ-લેસની વાત કહી.

સોહરાબની અને તેની બુલંદી અને કદની—તેમજ બાઝૂ, ખભાં છાતી અને ગર્દનની તારીફ કીધી,

અને બોલ્યો કે "તુર્કીઓમાંથી કદી પણ એવો શખ્સ પેદા થયો નથી—તેનું કદ એક સીધાં સરોવરની મિસાલનું છે.

ઈરાન અને તુરાનમાં તેનો કોઈ જોડયો નથી—ટુંકમાં તે સામેસવા-રજ છે."

અને ત્યાર પછી ઝેંદહરઝમની ગર્દન ઉપરની મુક્કી(ની વાત કહી)—કે પછી તે મજલેસ કે લડાઈમાં આવ્યો નહીં.

તે એટલું બોલ્યો અને પછી તમ્બુરા અને શરાબ મંગાવ્યો—તેઓએ આખી રાત લશ્કર તૈયાર કરવામાં કાઢી.

## પુર્સીદને સોહ્રાબ્ નામો નેશાને સર્દારાને ઈરાન્ અઝ્ હજીર.

ચુ ખોરશીદ્ બર્દાશ્ત ઝરીન્ સેપર્
ઝમાનહ્ બર્ આવર્દ અઝ્ ચરખ સર્
બપૂશીદ્ સોહ્રાબ્ ખફ્તાને જન્ગ્
નેશસ્ત અઝબરે ચર્મએ નીલરન્ગ્
યકી તીઘે હેન્દી બુદ્ અન્દર્ બરશ
યકી મેઘફરે ખુસ્રવી બર્ સરશ
કમન્દી બફેત્રાક્ બર્ શસ્ત ખમ
ખમ અન્દર્ ખમો રૂએ કર્દહ્ દેઝમ
બેયામદ્ યકી તુન્દ્ બાલા ગુઝીદ્
બજાઈ કે ઈરાન્ સેપહ્રા બદીદ
બફર્મૂદ્ તા રફ્ત પીશશ હજીર્
બદૂ ગોફ્ત કઝ્ઝી નેયાયદ્ ઝે તીર્
નેશાનહ્ નેયાયદ્ કે ખમ આવરદ્
સર્અફ્રાઝ શવદ્ ઝખ્મ કમ આવરદ્
બહર્ કાર્ દર્ પીશ કુન્ રાસ્તી
ચુ ખાહી કે નુગ્ઝાયદત કાસ્તી
સખુન્ હરચે પુર્સમ હમહ્ રાસ્ત ગૂય
બકઝ્ઝી મકુન્ રાયો ચારહ્ મજૂય
ચુ ખાહી કે યાબી રહાઈ ઝે મન
સરઅફ્રાઝ બાશી બહર્ અન્જોમન
અઝ્ ઈરાન્ હરાન્ ચત બેપુર્સમ બેગૂય
મતાબ્ અઝ્ રહે રાસ્તી હીચ રૂય
અગર્ રાસ્ત ગોફ્તી સરાસર્ સુખન્
બપાદાશ નીકી બેયાબી ઝે મન

## સોહરાબનું હજીરથી ઈરાનના સરદારોનાં નામ અને નિશાન પૂછવું.

જ્યારે આફતાબે પોતાની સોનેરી ઢાલ ઊંચી કીધી—ત્યારે નસીબે પણ પોતાનું સર ઉઠાવ્યું. ૫૦

સોહરાબે લડાઈનું બખ્તર પેહેર્યું—અને કાળા ઘોડા ઉપર સવાર થયો.

એક હિંદી તલવાર છાતી આગળ લટકતી હતી—પાદશાહી કોલાહ તેના સર ઉપર હતી.

શિકારબંદ ઉપર એક સાઠ પેચની કમંદ (હતી કે જેને)—વળની અંદર વળ (આપેલો હતો) તેણે મોં ધુસ્સા ભરેલું કીધેલું હતું.

તે આવ્યો અને એક ઊંચી જગ્યા પસંદ કરીને ઈરાની લશ્કર તપા-સવા લાગ્યો.

તેણે ફરમાવ્યું જેથી હજીર તેની આગળ ગયો—તેણે કહ્યું કે "તીર સીધોજ હોવો જોઈએ.

કારણકે જ્યારે તે વાંકો હોય છે તો બરાબર નિશાન ઉપર લાગતો નથી—અને તેથી તે ઊંધો પડે છે અને કારગત થતો નથી.

જો તું ચાહે કે જુઠાઈ તને દુઃખી ન કરે—તો તું દરેક કામમાં સચ્ચાઈજ અખ્તયાર કર.

હું જે કાંઈ વાત પૂછું તે સઘળી સાચી કહેજે—જુઠાઈનો વિચાર ના કરતો અને ઉડાઉ જવાબ ના આપતો.

જો તું મારાથી છુટકારો પામવા ચાહતો હોય—અને દરેક અંજુમ-નમાં સરફરાઝ થવા માગતો હોય,

તો હું તને જે કાંઈ ઈરાન માટે પૂછું તે કહેજે—અને સચ્ચાઈથી મોં ના ફેરવતો. ૫૫

જો તું સઘળી સાચી વાત કહેશે—તો તું મારેથી સારોજ બદલો પામશે.

સેપારમ બતૂ ગન્જે આરાસ્તહુ
બેયાબી જે મન્ બેહઅતો ખાસ્તહુ
વરૂ અયદૂન્ કે કઝ્ઝી બુવદ રાએ તૂ
હમાન્ બન્દો જેન્દાન્ બુવદ જાએ તૂ
ચુનીન્ દાદ પાસોખ હજીરશ કે શાહુ
જે મન્ હર્ ચે પોર્સદ જે ઈરાન્ સેપાહુ
બેગૂયમ હમહુ હર્ચે દાનમ બદૂર્ય
બકઝ્ઝી ચેરા બાયદમ ગોફ્તગૂય
નબીની જેઝ અઝ્ રાસ્તી પીશહુઅમ
બકઝ્ઝી નબાશદ ખુદ અન્દીશહુઅમ
બગીતી બેહ અઝ રાસ્તી પીશહુ નીસ્ત
જે કઝ્ઝી બતરૂ હીચ અન્દીશહુ નીસ્ત
બદૂ ગોફ્ત કઝ્ તૂ બેપુર્સમ હમહુ
જે ગર્દનકશાનો જે શાહો રમહુ
હમહુ નામદારાને આન્ મરૂઝરા
ચુ તૂસો ચુ કાઊસો ગૂદરૂઝરા
૫૦૪ દેલીરાનો ગોર્દાને ઈરાન્ ઝમીન્
ચુ ગોસ્તહુમો ચૂન્ ગીવ બા આફ્રીન્
જે બહુરામો અઝ્ રોસ્તમે નામદારૂ
જે હર્ ચત બેપોર્સમ બમન્ બરૂ શોમારૂ
ચકાયકુ નેશાની બમન્ બરૂકોશા
અગરૂ સરૂ બતન્ ખાહીઓ જાન્ બજા
સરાપરૂદએ દીબએ રન્ગ્‌રન્ગ્
બદૂ અન્દરૂ ખીમહાએ પલન્ગ્
બપીશ અન્દરૂન્ બસ્તહુ સદ ઝન્દહુ પીલ
યકી તખ્તે પીરૂઝહુ બરૂસાને નીલ
યકી જરૂદ ખોરૂશીદ પયકરૂ દેરફ્શ
સરશ માહે ઝરૂરીન્ ઘેલાફશ બેનફ્શ
બકલ્બે સેપાહુ અન્દરૂન્ જાએ કીસ્ત
જે ગોર્દાને ઈરાન્ વરા નામ ચીસ્ત
બદૂ ગોફ્ત કાન્ શાહે ઈરાન્ બુવદ
કે બરૂ દરૂગહશ પીલો શીરાન્ બુવદ
વઝાન્ પસ બદૂ ગોફ્ત કઝ્ મયમનહુ
સવારાને બેસ્યારો પીલો બનહુ
સરાપરૂદઈ બરૂકશીદહુ સેયાહુ
રદહુ ગેરૂદશ અન્દરૂ સેતાદહુ સેપાહુ
૫૦૫ બગેરૂદ અન્દરશ ખીમહુ ઝન્દાઝહુ બીશ
પસે પોશત પીલાનો શીરાન્ બપીશ
ઝદહુ પીશે ઊ પીલ્ પયકરૂ દેરફ્શ
બનઝ્દશ સવારાને ઝરૂરીનહુ કફ્શ
ચે બાશદ જે ઈરાનેયાન્ નામે ઊય
બેગૂ તા કુજા બાશદ આરામે ઊય
ચુનીન્ ગોફ્ત કીન્ તૂસે નવદરૂ બુવદ
દેરફ્શશ કુજા પીલ પયકરૂ બુવદ
સેપહુદારો અઝ્ તોખ્મએ પાદશાહુ
સરફ્રાઝ લશ્કરશેકન કીનહુખાહુ
નદારદ અબા ઝખ્મે ઊ શીરૂ તાવ
બુઝોર્ગાન્ જે બીમશ પઝીરન્દ સાવ
બેપુર્સીદ કાન્ સોરૂખ પરૂદહુસરાય
યકી લશ્કરે ગશ્ન પીશશ બપાય

હું તને ભરપુર ખઝાનો આપીશ-તેમજ તું મારાથી સરપાવ અને હદયો પામશે.

પણ જો તું જૂઠું બોલશે-તો બંદ અને બંદીખાનુંજ તારી જગ્યા રહેશે."

હજીરે તેને જવાબ આપ્યો કે "ઓ પાદશાહ!-તું મને ઈરાની લશ્કર માટે જે કાંઈ પૂછશે,

તે સઘળું જેમ હું જાણતો હોઈશ તેમ તને કહીશ-મારે જૂઠું શા માટે બોલવું જોઇયે?

તું પોતેજ મારી સચ્ચાઈ જોઈ લેશે-જૂઠાઇનો તો હું વિચાર પણ નહીં કરીશ.

દુન્યામાં રાસ્તી કરતાં બેહતર બીજું કોઈ કામ નથી-અને જૂઠાઈ કરતાં બૂરો બીજો કોઈ પણ વિચાર નથી."

(સોહરાબે) તેને કહ્યું કે "હું તને ગર્દનકશો, પાદશાહ અને લશ્કર માટે લમ્બાણથી પૂછીશ.

તે ઝમીનના સઘળા નામદારો-જેવાકે તૂસ, કાઊસ અને ગૂદર્ઝ માટે,

તેમજ દેલીરો અને ઈરાન ઝમીનના પેહલવાનો-જેવાકે ગોસ્તહમ અને ખવણાયલો ગેવ,

બેહરામ અને નામદાર રૂસ્તમ માટે-હું તને જે કાંઈ પૂછું તે મને કહેજે.

જો તું તન ઉપર માથું રાખવા અને જીવતો રહેવા ચાહતો હોય-તો સઘળી નિશાની મને આપ.

રંગ બેરંગી રેશમી સરાપર્દા-જેની અંદર ચિત્તાનાં ચામડાંના તમ્બુઓ છે,

તેની આગળ સો હાથી બાંધેલા છે-અને એક નાઈલ નદીની મિસાલનું પીરોઝાનું તખ્ત છે,

પીલા ખોરશેદની આકૃતીવાળો એક ઝુંડો-જેને માથે સોનેરી માહતાબ અને જેનું કવર આસ્માની રંગનું છે,

તે લશ્કરની કલ્બગાહમાં કોણની જગ્યા છે-અને ઈરાની પેહલવાનોમાંથી તેનું નામ શું છે?"

(હજીરે) તેને કહ્યું કે "તે ઈરાનનો પાદશાહ છે-કે જેના દરવાઝા ઉપર હાથી અને સિંહો હોય છે."

ત્યાર પછી (સોહરાબે) પૂછ્યું કે "જમણા હાથ તરફથી-પુષ્કળ સવારો અને હાથી તથા સામાન છે,

એક કાળો સરાપર્દો ખેંચેલો છે-તેની આસપાસ લશ્કર સફ સમારીને ઉભેલું છે,

તેની આસપાસ હદથી ઝેયાદા તમ્બુઓ છે-તેની પછાડી હાથીઓ અને આગળ સિંહો છે,

તેની આગળ હાથીની સૂરતવાળો ઝુંડો ડાટેલો છે-અને સોનેરી જોડા પેહેરેલા સવારો ઉભા છે,

ઈરાનીઓમાંથી તેનું નામ શું છે-અને તેની જગ્યા ક્યાં છે?"

તેણે એવો જવાબ દીધો કે "તે નવદરશાહનો તૂસ છે-કે જેનો ઝુંડો હાથીની સૂરતનો છે.

તે સરદાર છે અને પાદશાહી તોખ્મનો છે-તે સરફરાઝ, લશ્કર તોડનાર અને લડાયક છે.

સિંહ તેના ઝખ્મ આગળ ટકી શકતો નથી-તેની ધાસ્તીથી મોટાઓ ચોથાઈ કબૂલ રાખે છે."

(સોહરાબે) પૂછ્યું કે "પેલો રાતો સરાપર્દો છે-જેની નઝદીક ઘણું લશ્કર ઉભેલું છે,

**ચકી શીરૂ પયકરૂ હેરફૂશે બેનફૂશ**
**હેરફૂશાન્ ગોહરૂ દરૂ મેયાને હેરફૂશ**
**પસે પોશ્તશ અન્દરૂ સેપાહી ગરાન્**
**હમહ્ નીઝહ્દારાનો જઉશનવરાન્**
**કે બાશદ્ બમન્ નામે ઊ બાઝ ગૂય**
**ઝે કઝ્ઝી મેયાવરૂ તબાહી બરૂય**
**ચુનીન્ ગોફ્ત કાન્ ફરૂરે આઝાદગાન્**
**સેપહ્દારૂ ગૂદર્ઝે કશ્વાદગાન્**
**સેપહ્કોશ બુવદ્ ગાહે કીનહ્ હેલીરૂ**
**હોચેલ પૂરૂ દારદ્ ચુ પીલો ચુ શીરૂ**
**કુજા પીલ બા ઊ નફૂશદ્ બજન્ગ્**
**ન અઝ દશ્ત બબ્રો ન અઝ કોહ્ પલન્ગ્**
**દેગરૂ ગોફ્ત કાન્ સબ્ઝ પરૂદહ્સરાય**
**બુઝોર્ગાને ઈરાન્ બપીશશ બપાય**
**ચકી તખ્તે પુરૂમાયહ્ અન્દરૂ મેયાન્**
**ઝદહ્ પીશે ઊ અખ્તરે કાવેયાન્**
**બરૂ બરૂનેશસ્તહ્ ચકી પહ્લવાન્**
**અબા ફ્રૂરો બા સોફ્તો યાલે ગવાન્**
**અઝાન્ કસ કે બરૂ પાએ પીશશ બરસ્ત**
**નેશસ્તહ્ બયફ્સરૂ અઝ્ઝ બરૂતરસ્ત**
**ચકી બારહ્ પીશશ બબાલાએ ઊય**
**નબીનમ હમી અસ્પ્ હમ્તાએ ઊય**
**બખુદ્ હરૂ ઝમાન્ બરૂખોરૂશદ્ હમી**
**તો ગૂઈ કે દર્યા બેજૂશદ્ હમી**
**બસી પીલ બરૂગુસ્તુવાન્દારૂ પીશ**
**હમીજૂશદ્ આન્ મરૂદ્ બરૂ જાએ ખીશ**
**બઈરાન્ ન મર્દી બબાલાએ ઊય**
**કમન્દી ફેરૂહેશ્તહ્ તા પાએ ઊય**
**દેરફૂશશ બેબીન્ અઝ્દહા પયકરસ્ત**
**બરાન્ નીઝહ્ બરૂ શીરૂ ઝરૂરીન્ સરસ્ત**
**કે બાશદ્ બનામ આન્ સવારે દેલીરૂ**
**કે હરૂ દમ હમી બરૂખોફ્શદ્ ચુ શીરૂ**
**હજીરૂ આન્ ગહી ગોફ્ત બા ખીશતન્**
**કે ગરૂ મન્ નેશાને ગવે પીલતન્**
**બેગૂયમ બદીન્ નીકુદેલ શીરૂમરૂદ્**
**ઝે રોસ્તમ બરૂઆરદ્ બનાગાહ્ ગરૂદ્**
**અઝાન્ બેહ્ નબાશદ્ કે પેન્હાન્ કુનમ**
**ઝે ગરૂદનકશાન્ નામે ઊ બેફૂકનમ**
**બદૂ ગોફ્ત કઝ ચીન્ ચકી નીકુખાહ્**
**બનવ્વી બેયામદ્ બનઝ્દીકે શાહ્**
**બેપુર્સીદ્ નામશ ઝે ફરૂરોખ હજીરૂ**
**બેગોફ્તા કે નામશ નદાનમ બવીરૂ**

એક સિંહની સૂરતનો આસ્માની રંગનો ઝુંડો છે-તે ઝુંડાની વચ્ચે ઝળકતાં ગોહરો છે,

તેની પછાડી એક ભારી લશ્કર-તમામ નેઝા અને બખ્તર સાથનું છે,

તે કોણ છે તેનું નામ મને કહે?-તું જૂઠાઈથી તારી ખરાબી ના કરતો."

૫૦૬ તેણે કહ્યું કે "તે આઝાદગાનોનો ઝળકાટ-કેશ્વાદીઓનો સરદાર ગૂદર્ઝ છે.

તે દેલીર લડાઇને વખત લશ્કરનાં લશ્કર કાપી નાખે છે-તે હાથી અને સિંહની મિસાલના હેંસી બેટાઓ ધરાવે છે.*

લડાઇને વખતે શું હાથી કે જંગલનો સિંહ કે પહાડ ઉપરનો ચિત્તો કોઈ તેની સામે થઈ શકતું નથી."

સોહરાબે વળી પૂછ્યું કે "પેલો લીલો સરાપર્દો-જેની આગળ ઈરાનના બુઝોર્ગો ઉભેલા છે,

તેની વચ્ચે એક મોટી કીમતનું તખ્ત છે-તેણી આગળ કાવેયાની ઝુંડો ડાટેલો છે,

તેના ઉપર દબદબા અને પેહલવાની ખભાં અને ગર્દન સાથનો એક પેહલવાન બેઠેલો છે,

જે લોકો તેની આસપાસ ઉભા છે તેઓ કરતાં તે બેઠેલોજ એક માથાં પુર ઊંચો છે,

તેની આગળ તેનીજ ઊંચાઇનો એક ઘોડો છે-હું તેની બરાબરીનો બીજો ઘોડો જોતો નથી,

તે જ્યારે ખંખાર કરે છે-ત્યારે જાણે દર્યો મોજા મારે છે,

તેની નઝદીક પાખર સાથના પુષ્કળ હાથીઓ છે-તે મર્દબી પોતાની જગ્યા ઉપર ઉછાળા મારે છે.

૫૦૭ ઈરાનમાં તેની બુલંદીનો એક પણ મર્દ દેખાતો નથી-એક કમંદ તેના પગ સૂધી નીચે લટકેલી છે,

તું જો તેનો ઝુંડો અઝદહાની સૂરતનો છે-અને તેના વાંસ ઉપર સોનેરી સિંહનું સર છે,

તે દેલીર સવારનું નામ શું છે-કે જે હર વખત સિંહની માફક પોકારે છે?"

હજીરે તેજ વખત મનમાં વમાસ્યું-કે "અગર હું પીલતન પેહલવાનની નિશાન,

આ નેકદિલ સિંહ મર્દને કહું છું-તો તે એકદમ રૂસ્તમની ગર્દ કાઢી નાખશે.

માટે એજ ભલું છે કે હું તે છૂપાવી રાખું-અને સરદારોમાંથી તેનું નામજ કાઢી નાખુ."

(પછી) તેણે કહ્યું કે "ચીનથી એક મદદગાર-પાદશાહની નઝદીક નવોજ આવેલો છે."

(સોહરાબે) મુબારક હજીરને તેનું નામુ પૂછ્યું-તેણે કહ્યુંકે "હું તેનું નામ જાણતો નથી."

---

* આ ગૂદર્ઝ પોતાના છોકરાઓ નબીરાઓ અને છોકરીના છોકરાઓ મળી ૮૦ બેટાઓ ધરાવતો હતો. ગેવ, હજીર, શીદૂશ, બેહરામ અને રેહ્હામ વગેરે એના જાણીતા છોકરાઓ હતા. એનો છોકરો ગેવ જે ઈરાની લશ્કરના સરદારોમાં સર્વથી ઝોરાવર હતો તે જેહાનપેહલવાન રૂસ્તમની છોકરી બાનૂ ગોશસ્પ સાથ પરણ્યો હતો જેને પેટે બેઝન નામનો એક ઘણોજ બહાદુર અને ખૂબસૂરત બેટો પેદા થયો હતો. આ ગૂદર્ઝ પાદશાહ કયકાઊસનાં લશ્કરનો વડો સરદાર હતો તેમજ પાદશાહનો વઝીર પણ હતો. આટલા બધા છોકરાઓ ધરાવવા માટે જેટલો એ ભાગ્યશાળી હતો એટલોજ તે કમનસીબ પણ હતો કે અફ્રાસિયાબ અને કયખુસરૂ વચ્ચેની છેલ્લી લડાઈ કે જે "પશન"ને નામે પ્રખ્યાત થઈ હતી તેમાં એના ૭૦ છોકરાઓ માર્યા ગયા હતા. આ ગૂદર્ઝની ઘણી લામ્બી ઝિંદગી હતી.

હેગર્ બાર્ પુર્સીદ્ સોહ્રાબ્ અઝૂય
કે બારી મરા નામે ચીની બેગૂય
બપાસોખ્ ચુનીન્ ગોફ્ત બા ઊ હજીર્
કે અય પુર્હોનર્ મેહ્તરે શીર્ગીર્
૫૦૮ બદીન્ દેઝ્ બુદમ્ મન્ બદાન્ રુઝ્ગાર્
કુજા ઊ બિયામદ્ બરે શહ્રયાર્
ગુમાનમ્ કે આન્ ચીની આન્ પહ્લવસ્ત
કે હર્ચૂનશ્ સાઝો સલાહશ નવસ્ત
ઘમીન્ ગશ્ત સોહ્રાબ્રા દેલ્ બદાન્
કે જાઈ નેયામદ્ ઝે રોસ્તમ્ નેશાન્
નેશાન્ દાદહ્ બૂદ્ અઝ્ પેદર્ માદરશ
હમીદીદો દીદહ્ નબુદ્ બાવરશ
હમી નામ જોસ્ત અઝ્ દહાને હજીર્
મગર્ કાન્ સોખુનહા શવદ્ દેલ્પઝીર્
નબેશ્તહ્ બસર્ બર્ દેગર્ગૂનહ્ બૂદ્
ઝે ફર્માન્ નકાહદ્ ન હર્ગેઝ્ ફુઝૂદ્
કઝા ચૂન્ ઝે ગર્દૂન્ ફેરૂહેશ્ત પર્
હમહ્ ઝીરકાન્ કૂર્ ગર્દન્દો કર્
વઝાન્ પસ બેપુર્સીદ્ કઝ્ મેહ્તરાન્
કશીદહ્ સરાપર્દઈ બર્ કરાન્
સવારાને બેસ્યારો પીલાન્ બપાય
બર્આયદ્ હમી નાલએ કર્રનાય
યકી ગોર્ગ પયકર્ દેરફ્શ અઝ્ બરશ
બઅબ્ર્ અન્દર્ આવર્દહ્ ઝર્રીન્ સરશ
૫૦૯ મેયાને સરાપર્દહ્ તખ્તી ઝદહ્
સેતાદહ્ ઘોલામાન્ બપીશશ રદહ્
ઝે ઈરાન્ બેગૂ નામે આન્ મર્દ ચીસ્ત
કુજા જાએ દારદ્ નેઝાદશ ઝે કીસ્ત
ચુનીન્ ગોફ્ત કાન્ પૂરે ગૂદર્ઝ ગીવ
કે ખાનન્દ્ ગોર્દાન્ વરા ગીવે નીવ
ઝે ગૂદર્ઝેયાન્ મેહ્તરો બેહ્તરસ્ત
બઈરાન્ સેપહ્ બર્ દો બહ્રહ્ સરસ્ત
સરફ્રાઝ્ દામાદે રોસ્તમ્ બુવદ્
બઈરાન્ ઝમીન્ હમચુ ઊ કમ્ બુવદ્
બદ્ ગોફ્ત અઝાન્ સૂ કે તાબન્દહ્ શીદ્
બર્આયદ્ યકી પર્દહ્ બીનમ્ સપીદ્
ઝે દીબાએ રૂમી બપીશશ સવાર્
રદહ્ બર્કશીદહ્ ફેઝૂન્ અઝ્ હઝાર્
પેયાદહ્ સેપહ્દારો નીઝહ્વરાન્
શુદહ્ અન્જોમન્ લશ્કરી બીકરાન્
ઝે દીબા ફેરૂહેશ્તહ્ ઝીબા જલીલ્
ઘોલામ્ ઈસ્તાદહ્ રદહ્ ખીલ્ ખીલ્
નેશસ્તહ્ સેપહ્દાર્ બર્ તખ્તે આજ
નેહાદહ્ બરાન્ આજ કુર્સીએ સાજ
૫૧૦ ચે નામસ્ત ઊરા ઝે નામ્આવરાન્
સેપહ્બુદ્ નેઝાદસ્ત યા સર્વરાન્
બદ્ ગોફ્ત ફૂરા ફરીબોર્ઝ્ ખાન્
કે ફર્ઝન્દે શાહ્ હસ્તો તાજે ગવાન્
બદ્ ગોફ્ત સોહ્રાબ્ ઈન્ દર્ખરસ્ત
કે ફર્ઝન્દે શાહસ્તો બા અફ્સરસ્ત

સોહરાબે બીજી મરતબે તેને પૂછ્યું કે "કોઈબી રીતે તું મને એ ચીનીનું નામ બતાવ."

હજીરે તેને જવાબ કહ્યો-કે "ઓ સિંહ પકડનાર હોનર ભરેલા સરદાર!

જ્યારે તે પાદશાહની પાસે આવ્યો-ત્યારે તે વખતે હું કિલ્લામાં હતો.

હું ધારૂં છું કે એ ચીની તેજ પેહલવાન છે-કે જેનાં બધાં હથિયાર અને અસ્બાબ નવાંજ છે."

સોહરાબનું દિલ તેથી ઘમગીન થયું-કારણકે રૂસ્તમની નિશાન કેથે તેને નહીં મળી.

તેની માએ તેને બાપની નિશાન આપી હતી-તે પ્રમાણે જોઈ અને જોયલાં ઉપર તેને ભરોસો નહીં આવ્યો.

તે હજીરને મોંઢેથી બાપનું નામ માગતો હતો-કે તે સાંભળી તેનું દિલ થંડુ પડે.

પણ તેના સર ઉપર કાંઈ જુદોજ લેખ લખેલો હતો-કે જે ફર્માન કદી પણ વધઘટ થઈ શકતું નથી.

જ્યારે મોતનું પક્ષી પોતાનાં પર ફેલાવે છે-ત્યારે બધા ડાહ્યા આંધળા અને બેહરા થઈ જાય છે.

(સોહરાબે) ત્યાર પછી (પાછું) સરદારો માટે પૂછ્યું કે-"એક સરાપર્દો એલાહેદો ખેંચેલો છે,

(ત્યાં) પુષ્કળ સવારો અને હાથીઓ ઉભેલા છે-અને કરનાયના આવાઝ નીકળે છે,

તેની નઝદીક એક વરૂની સૂરતનો ઝુંડો (છે)-તેનું સોનેરી માથું વાદળ ઉપર લાગે છે,

સરાપર્દાની વચ્ચે એક તખ્ત મૂકેલું છે-તેની આગળ ઘોલામોની સફ ઉભેલી છે,

ઈરાનીઓમાંથી તે મર્દનું નામ કહે કે તે કોણ છે-તેનો શું મરતબો છે અને તેની બુન્યાદ કોણથી છે?"

તેણે એમ કહ્યું કે "તે ગૂદર્ઝનો બેટો ગેવ છે-કે જેને પેહલવાનો બહાદુર ગેવ-કરી કહે છે,

તે ગૂદર્ઝીઆનમાં સઉથી મોટો અને સઉથી ભલો છે-તે ઈરાનના બે હિસ્સા લશ્કર ઉપર સરદારી ભોગવે છે.

તે સરફરાઝ રૂસ્તમનો જમાઈ છે-અને ઈરાન ઝમીનમાં તેના જેવા થોડાજ છે."

(સોહરાબે) તેનુ પૂછ્યું કે "જે તરફ રોશન ખોરશેદ-ઉગે છે તે તરફ હું એક સફેદ પર્દો ઉઠાવેલો જોઉં છું,

તેની નઝદીક રૂમી કપડાંના એક હઝારથી વધારે સવારોએ સફ ખેંચેલી છે,

પેયાદા ઢાલ રાખનારા અને નેઝા સાથનાનું-ઘણું લશ્કર એકઠું થયલું છે,

દીબાના શોભાયમાન પર્દા નીચે લટકેલા છે-સફ સમારી ટોળાબંધ ઘોલામો ઉભેલા છે,

તે સરદાર હાથીદાંતનાં તખ્ત ઉપર બેઠેલો છે-તે હાથીદાંતનાં તખ્ત ઉપર સાગની કુર્સી મૂકેલી છે,

નામદારોમાંથી તેનું નામ શું છે-તે પાદશાહી યા સરદારોની ઓલાદનો છે?"

(હજીરે) તેને કહ્યું કે "તું તેને ફરીબોર્ઝ જાણ-તે પાદશાહનું ફર્ઝંદ અને પેહલવાનોનું તાજ છે."

સોહરાબે તેને કહ્યું કે "આ વાજબીજ છે-કે પાદશાહનો બેટો અને તાજનો રાખનાર

ઝે હરૂ સૂ ઝે બહુરે જહાનદારૂ શાહુ
બેયાયન્દ પીશશ મેહાન બા સેપાહ
બેપુર્સીદ કાન ઝરૂદ પરૂદહુસરાય
બદહુલીઝ ચન્દીન પેયાદહુ બપાય
બગેરૂદ અન્દરશ સોખ્રોં ઝર્દો બેનફૂશ
ઝે હરૂગૂનઈ બરૂકશીદહુ દેરફૂશ
દેરફૂશી પસે પોશ્ત પયકરૂ ગોરાઝ
સરશ માહે સીમીનો બાલા દરાઝ
ચે ખાનન્દ ઊરા ઝે ગરૂદનકશાન
બેગૂ તા ચે દારી અઝૂ હમ નશાન
ચુનીન ગોફૂત ફૂરા ગોરાઝસ્ત નામ
કે દરૂ જન્ગે શીરાન નપીચદ લગામ
હોશીવારો અઝ તોખમએ કાવગાન
કે બરૂ દર્દો સખ્તી નબાશદ ગેકાન
નેશાને પેદરૂ જોસ્ત બા ઊ નગોફૂત
હમીદાશ્ત આન રાસ્તી દરૂ નેહોફૂત
જહાનરા ચે સાઝી કે ખુદ સાખ્તસ્ત
જહાનદારૂ અઝીન કારૂ પર્દાખ્તસ્ત
ઝમાનહુ નબેશ્તહુ દેગરૂગૂનહુ દાશ્ત
ચુનાન કૂ ગોઝારદ બેબાયદ ગોઝાશ્ત
ચુ દેલ બરૂનેહી દરૂ સરાએ સેપન્જ
હમહુ ઝહેરૂ ઝૂ બીનીઓ દર્દો રન્જ
દેગરૂ બારહુ પુર્સીદ અઝૂ સરૂફરાઝ
અઝાન કશ બદીદારે ઊ બુદ નેયાઝ
અઝાન પરૂદએ સબ્ઝો અસ્પે બલન્દ
વઝાન મર્દે આન તાબ દાદહુ કમન્દ
વઝાન પસ હજીરે સેપહુબુદશ ગોફૂત
કે અઝ તૂ સખુનરા નબાયદ નેહોફૂત
ગરૂ અઝ નામે ચીના બેમાનદ હમી
અઝાનસ્ત ફૂરા નદાનમ હમી
બદૂ ગોફૂત સોહુરાબ કીન નીસ્ત દાદ
ઝે રોસ્તમ નકર્દી સખુન હીચ યાદ
કસી કૂ બુવદ પહુલવાને જેહાન
મેયાને સેપહુ દરૂ નમાનદ નેહાન
તો ગોફૂતી કે દરૂ લશ્કરૂ ઊ મેહુતરસ્ત
નેગહુબાને હરૂ મર્ઝો હરૂ કેશ્વરસ્ત
બરઝ્મી કે કાઊસ લશ્કરૂ કશદ
બપીલે દમાન તખ્તો અફૂસરૂ કશદ
જહાનપહુલવાન બાશદશ પીશરવ
ચુ બરૂખીઝદ અઝ દશ્ત આવાએ ધવ
ચુનીન દાદ પાસોખ મરૂ ઊરા હજીરૂ
કે શાયદ બુદન કાન ગવે શીરૂગીરૂ
કુનૂન રફૂતહુ બાશદ બઝાબુલસેતાન
કે હન્ગામે બઝમસ્ત દરૂ ગુલસેતાન
બદૂ ગોફૂત સોહુરાબ ખુદ કીન મગૂય
કે દારદ સેપહુબુદ સુએ જન્ગ રૂય
બરામેશ નેશીનદ જહાનપહુલવાન
બરીન બરૂ બેખન્દન્દ પીરો જવાન
મરા બા તો એમરૂઝ પયમાન યકીસ્ત
બેગૂયમ કે ગોફૂતારે મન અન્દકીસ્ત

તેમજ બીજા બધા સરદાર લશ્કર લઇને જેહાનના પાદશાહ આગળ આવે."

(પાછું) પૂછ્યું કે "પેલો પીલો સરાપર્દો-કે જેના દરવાઝા ઉપર કેટલાક સિપાહો ઉભા છે,

તેની આસપાસ રાતા, પીલા અને આસ્માની રંગના-દરેક તરેહના ઝુંડા ઉભા છે.

પછાડી એક ડુક્કરની સૂરતનો ઝુંડો છે-તેનું માથું સોનેરી માહતાબનું અને કદ લામ્બું છે,

ગર્દનકશોમાં તેનું નામ શું છે-એને માટે તું શું જાણે છે?"

(હજીરે) કહ્યું કે "તેનું નામ ગોરાઝ છે-તે સિંહોની લડાઈથી લગામ ફેરવતો નથી.

તે હુસ્યાર અને કાવેની ઔલાદનો છે-તે દુઃખ અને સખ્તીની પરવા કરતો નથી."

સોહરાબે બાપની નિશાન શોધી પણ હજીરે તે કહી નહીં અને ૫૧૧ સચ્ચાઇને છૂપાવી રાખી.

તું હવે દુન્યામાં શું કરવાનો છે? કારણકે તેણે પોતેજ સઘળું કરી મૂક્યું છે-ખોદાતાલાજ એ સર્વ કામ કરી પરવારી ગયો છે.

નસીબે કંઈ જુદુંજ લખી રાખ્યું હતું-જેમ તે ચલાવે તેમજ ચાલવું જોઇયે.

જ્યારે તું ત્રણ પાંચ દહાડાની દુન્યા સાથ દિલ બાંધશે-તો તેનાથી તમામ ઝેહર, દુઃખ અને મેહનતજ જોશે.

તે સરફરાઝે બીજી મરતબે તેને તેનેજ માટે પૂછ્યું-કે જેને જોવા તે આતુર હતો.

પેલો લીલો તમ્બુ અને બુલંદ ઘોડો-અને તેજ મર્દ અને તે વળદાર કમંદ માટે પૂછ્યું.

ત્યારે પાછો સરદાર હજીરે જવાબ દીધો-કે "તારેથી કશી વાત છૂપાવવી નહીં જોઇયે.

અગર હું ચીનીનું નામ લેતાં અટકી જાઉં છું-તેનું કારણ એજ છે કે હું એને પિછાણતોજ નથી."

ત્યારે સોહરાબે તેને કહ્યું કે "આ કાંઈ ઈન્સાફ નથી-કે તું રૂસ્તમ માટે કશું બોલતોજ નથી.

જે કોઈ કે દુન્યાનો પેહલવાન હોય-તે લશ્કર વચ્ચે છૂપો રહે નહીં.

તેંજ કહ્યું છે કે તે લશ્કરનો સરદાર છે-અને તે દરેક ઝમીન અને ૫૧૨ હરેક મુલકનો નેગેહબાન છે.

જે લડાઈમાં કે, કાઊસ લશ્કર લઈ જાય છે-અને મસ્ત હાથી ઉપર પોતાનું તખ્ત અને તાજ ગોઠવે છે,

જ્યારે મયદાનમાં લડાઇનો ઘોંઘાટ ઉઠે-ત્યારે જહાનપેહલવાન તેનો સરદાર હોવો જોઈએ."

હજીરે તેને જવાબ આપ્યો-કે "કદાચ તે સિંહ પકડનાર પહેલવાન,

હમણા ઝાબુલેસ્તાન ગયો હશે-કારણ કે બાઘમાં મેઝબાની કરવાનો ત્યાં આજ વખત છે."

સોહરાબે તેને કહ્યું કે "તું એવું ના બોલ-કારણકે સરદારો લડાઈ તરફ આવે,

અને જેહાનપેહલવાન રામશનીમાં બેસે-એ વાત સાંભળીને તો બધા બુઢ્ઢા અને જવાન હસી કાઢે.

આજે મેં તારી સાથે કોલ કીધો છે-અને જો કે ઘણું બોલવું મને પસંદ નથી તો પણ ફરી તને કહું છું,

અગર્ પહુલવાન્રા નોમાઈ બમન્
સરફ્રરાઝ્ બાશી બહર્ અન્જમન્
તોરા બીનેયાઝી ફ્રેહમ દર્ જેહાન્
કોશાદહ્ કુનમ ગન્જહાએ નેહાન્
૫૧૩ વર્ અયદૂન કે ઈન્ રાઝ્ દારી ઝે મન્
કોશાદહ્ બમન્ બર્ એપૂશી સુખન્
સરતરા નખાહદ હમી તન્ બજાય
મેયાન્જી કુનૂન્ કુન બદીન્ હર્ દો રાય
નબીની કે મૂબેદ બખુસ્રવ ચે ગોફ્રત
બહાન્ગહ્ કે બોકુશાદ રાઝે નેહોફ્રત
સખુન્ ગોફ્રતહ્ નાગોફ્રતહ્ ચૂન ગઉહરસ્ત
કુજા ના બસૂદહ્ બબન્દ અન્દરસ્ત
ચુ અઝ્ બન્દો પયવન્દ યાબદ રહા
ચુ રખ્શાન્દહ્ મેહુરી બુવદ બીબહા
ચુનીન્ દાદ પાસોખ હજીરશ કે શાહ્
ચુ સીર્ આયદ્ અઝ્ મેહુરો અઝ્ તાજો ગાહ્
નબર્દે કસી જૂયદ અન્દર્ જેહાન્
કે ઊ ઝન્દહ્ પીલ્ અન્દર્ આરદ ઝે જાન્
અગર્ ખુદ બેબીની તો ચન્ગાલે ઊય
ચુનાન્ હયબતો પયકરો યાલે ઊય
બેદાની કે અઝ્ વય નેયાબદ રહા
ન દીવો ન શીરો ન નર્ અઝ્દહા
બઝખમે સરે ગોર્ઝે સન્દાન્શીકન્
બર્આરદ દમાર્ અઝ્ દો સદ અન્જોમન્
૫૧૪ કસીરા કે રોસ્તમ બુવદ હમનબર્દ
સરશ ઝાસ્માન્ અન્દર્ આરદ બગર્દ
હમઆવર્દે ઊ બર્ ઝમીન્ પીલ્ નીસ્ત
ચુ ગર્દે પયે અસ્પે ઊ નીલ્ નીસ્ત
તનશ ઝૂર્ દારદ બસદ ઝૂરમન્દ
સરશ બર્તરસ્ત અઝ્ દરખ્તે બલન્દ
ચુ ઊ ખેશ્મ ગીરદ બરૂઝે નબર્દ
બજન્ગશ ચે શીરો ચે પીલો ચે મર્દ
નખાહમ કે બા ઊ બસહ્રા બુવદ
હમાવર્દ અગર્ કૂહે ખારા બુવદ
હોનર્હાએ રોસ્તમ બગેર્દે જેહાન્
હમહ્ આશકાર્ અસ્ત પીશે મેહાન્
તો બા ઊ પસન્દહ્ નબાશી બજન્ગ્
ચુ ઊ તીઘે હેન્દી બેગીરદ બચન્ગ્
બગીતી નદીદી તો જન્ગ્આવરાન
કે બૂદન્દ બા ગોર્ઝહાએ ગરાન્
ચુ અફ્રાસેયાબ્ આન્ સેપહ્દારે ચીન્
અબા નામ્દારાને તૂરાન્ ઝમીન્
બશમ્શીરે કીન્ રોસ્તમે પીલ્તન
બેબારીદ આતેશ બરાન્ અન્જોમન્
૫૧૫ બદૂ ગોફ્રત સોહ્રાબે આઝાદગાન્
સેયહ્બખ્તે ગૂર્દર્ઝે કશ્વાદગાન્
કે હમચૂન તોઈ ખાન્દ બાયદ પેસર્
બદીન્ ઝૂરો ઈન્ દાનેશો ઈન્ હોનર્
તો મર્દાને જન્ગી કુજા દીદઈ
કે બાન્ગે પયે અસ્પ નશ્નીદઈ

કે અગર તું રૂસ્તમ પહેલવાનને મને દેખાડશે-તો તું દરેક અંજુમનમાં સરફરાઝ થશે.

હું તને દુન્યામાં હાજત વિનાનો કરીશ-અને છૂપો ખઝાનો ખુલ્લો કરીશ.

પણ જો તું એ ભેદ મારાથી છૂપો રાખશે-અને જ્યાં છૂપાવવાનું કાંઈજ નથી તે મારાથી છૂપાવશે,

તો તારૂં માથું હું છટકાવી નાખીશ-હવે આ બેમાંથી એક વિચાર પસંદ કરી લે.

શું તું તે દાના મૂબેદની વાત નથી જાણતો-જે તેણે ભેદ ખોલતી વખતે પાદશાહને કહી હતી ?

કે ભેદમાંજ કહેલી વાત કાપ્યા વનાના હીરા જેવી છે-જેને હજુ કાપી સાફ નથી કીધો.

પણ જ્યારે તેજ વાત સ્પષ્ટ થઈ જાય છે-ત્યારે પ્રકાશતા સૂર્યની પેઠે ઘણીજ મોટી કીમતની થઈ પડે છે."

હજીરે તેને પાછો જવાબ આપ્યો-કે "જ્યારે તું પાદશાહ મોહર, તાજ અને તખ્તથી ધરાઈ જાય,

ત્યારે તું તેવા માણસ સાથે લડવાનો વિચાર કરજે-કે જે મસ્ત હાથીને કચડી નાખે છે.

અગર તું પોતે તેની ચુંગાલ, તેનો રોબ, તેની સૂરત અને ગર્દન જોય,

તો તું જાણે કે તેનાથી દેવ, સિંહ અને નરઅઝદહા છૂટકારો [illegible]તા નથી.

લૂહારની એરણ તોડનાર ગોર્ઝના એક ઝખમથી-તે બસો જણાનાં ભેજાં બાહેર કાઢે છે.

જે કોઈ સાથે રૂસ્તમ લડવા ઉતરે-પછી તેનું માથું આસ્માન ઊપર હોય તો પણ ધૂળમાં લાવી નાખે છે.

ઝમીન ઉપર હાથી પણ તેનો મુકાબલો કરી શકતો નથી-તેના ઘોડાના પગની ગર્દ બરાબર નાઈલ નદીનો પણ લેશ નથી.

તેનું તન સો ઝોરમંદનું કૌવત ધરાવે છે-તેનું માથું ઊંચાં ઝાડથી પણ ઊંચું છે.

લડાઇને દહાડે જ્યારે તે ગુસ્સે થાય છે-ત્યારે તેની લડાઈમાં શું સિંહ, હાથી અને શું મર્દ એક સરખા છે.

તેનો હરીફ સખ્ત પહાડ જેવોબી હોય-તો પણ ખુદા ન કરે કે તેની સાથે મયદાનમાં ઉતરે.

રૂસ્તમના હોનરો દુન્યામાં-સરદારોની નઝદીક સઘળા ઝાહેર છે.

જ્યારે તે હિન્દી તલવાર હાથમાં પકડે-ત્યારે તું તેની સાથ લડાઈમાં ટકી નહીં શકે.

તેં દુન્યામાં લડાયકોને જોયા નથી-કે જેઓ ભારી ગોર્ઝો ધરાવતા હતા.

જેવાકે અફ્રાસિયાબ, પેલો ચીનનો સરદાર-તેમજ બીજા તુરાની નામદારો,

જે બધા ઉપર પીલતન રૂસ્તમે-લડાઈની તલવારે આતશ વરસાવ્યો હતો."

ઊંચી બુન્યાદના સોહરાબે તેને કહ્યું-કે "અભાગ બિચારા કેશ્વાદના ગૂદર્ઝના,

કે આવાં પરાક્રમ, અકલ અને કૌવત ધરાવ્યા છતાં-તુંજ જેવા એકને પોતાનો છોકરો કહેવો પડે છે.

તેં લડાયક મર્દો ક્યાં જોયા છે ?-તેં તેઓના ઘોડાનાં પગલાંનો ઘોંઘાટ પણ સાંભળ્યો નથી,

**કે અન્દીન્ ઝે રોસ્તમ સખુન્ બરૂ ઝબાન્**
**બેરાની સેતાઈ વરા હરૂ ઝમાન્**
**ગરશ બીનમ આન્ગાહ્ આયદ્દત યાદ**
**કે દર્યાએ જૂશાન્ બેલર્ઝદ ઝે બાદ**
**અઝ્ આતેશ તોરા બીમ ચન્દાન્ બુવદ**
**કે દર્યા બઆરામ જોમ્બાન્ બુવદ**
**ચુ દર્યાએ સબ્ઝ્ અન્દરૂ આયદ ઝે જાય**
**નદારદ દમે આતેશે તીઝ્ પાય**
**સરે તીરગી અન્દરૂ આયદ બખાબ્**
**ચુ તીઘે તપશ બરૂકશદ આફૂતાબ્**
**ચુ બરૂગોફૂત અઝીન્ગૂનહ્ સોહ્રાબે ગોરૂદ**
**ઘમીન્ ગશ્તહ્ હઝ્માન્ હમી બરૂશુમોરૂદ**
**બદેહ ગોફૂત ̇ નાકારૂદીદહ્ હજીરૂ**
**કે ગરૂ મન્ નેશ્ાને ગવે શીરૂગીરૂ**
**બેગૂયમ બદીન તારૂકે બા ઝૂરૂદસ્ત**
**ચુનીન્ યાલો ઈન્ ખુસ્રવાની નેશસ્ત**
**ઝે લશ્કરૂ કુનદ જન્ગ્જૂ અન્જોમન્**
**બરૂ અન્ગીઝદ આન્ બારએ પીલ્તન્**
**બદીન્ ઝૂરો ઈન્ કેત્ફો ઈન્ યાલે ઊય**
**શવદ કોશ્તહ્ રોસ્તમ બચન્ગાલે ઊય**
**ઝે ગોર્દાન્ નેયાયદ કસી જન્ગ્જૂય**
**કે બા ઊ બરૂય અન્દરૂ આરદ બરૂય**
**ઝે ઈરાન નબાશદ કસી કીનહ્ખાહ્**
**બેગીરદ સરે તખ્તે કાઊસે શાહ્**
**ચુનીન્ ગોફૂત મૂબેદ કે મોરૂદન્ બનામ**
**બેહ્ અઝ્ ઝેન્દહ્ દોશ્મન્ બરૂ ઊ શાદકામ**
**અગરૂ મન્ શવમ કોશ્તહ્ બરૂ દસ્તે ઊય**
**નગરૂદદ સેયહ્ રૂઝો ખૂન્ આબે જૂય**
**ચુ ગૂદર્ઝો હશ્તાદ પૂરે ગોઝીન્**
**હમહ્ નામદારાને બાઆફ્રીન્**
**ચુ ગીવે જહાન્ગીરે લશ્કરૂશેકન્**
**કે બાશદ બહરૂ જા સરે અન્જોમન્**
**ચુ બહ્રામો રહ્હામે ગરૂદનફરાઝ્**
**ચુ શીદૂશે શીરૂઅઉજને રઝ્મસાઝ્**
**પસ અઝ્ મર્ગે મન્ મેહ્રૂબાની કુનન્દ**
**ઝે દોશ્મન્ બકીન્ જાનસેતાની કુનન્દ**
**નબાશદ બઈરાન્ તને મન્ મબાદ**
**ચુનીન્ દારમ અઝ્ મૂબેદે પાક્ યાદ**
**ચુ તન્ સરૂ કશદ અઝ્ ઝમીન્ બીખે સરૂવ**
**સઝદ ગરૂ ગેયારા નબૂયદ તઝરૂવ**
**બસોહ્રાબ્ ગોફૂત આન્ ચે આશોફૂતનસ્ત**
**હમહ્ બા મન્ અઝ્ રોસ્તમત ગોફૂતનસ્ત**
**ચેરા બાયદ ઈન્ કીનહ્ આરાસ્તન્**
**બબીહૂદહ્ ચીઝી ઝે મન્ ખાસ્તન્**
**કે આગાહીએ આન્ નબાશદ બરમ**
**બદીન્ કીનહ્ ખાહી બુરીદન્ સરમ**
**બહાનહ્ નબાયદ બખૂન રીખ્તન્**
**ચે બાયદ કુનૂન્ રન્ગત આમીખ્તન્**
**હમી પીલ્તનરા નખાહી શેકસ્ત**
**હમાના કત આસાન્ નેયાયદ બદસ્ત**

કે રૂસ્તમનીજ આવી ડિંગ હાંકે છે-અને હરેક વેળા તેનીજ તારીફ કરે છે.

જો હું તેને જોઈશ તો તને માલૂમ પડશે-કે ઉછળતો દર્યો પવનથી કેમ ધ્રુજે છે ?

તને આતશનો ભય એટલા માટેજ લાગે છે કે દર્યો શાન્તિથી વેહ્યા કરે છે.

પણ જ્યારે લીલો દર્યા જોશમાં આવે છે-ત્યારે ભભુકા મારતી અગ્ની તેની સામે ટકી શકતી નથી.

જ્યારે આફતાબ પોતાની તેઝી તલવાર બાહેર ખેંચે છે-ત્યારે અંધારી રાતનું સર ઊંઘાવા માંડે છે."

પહેલવાન સોહરાબ એટલું બોલી-દરેક વાત ઉપર વિચાર કરી દિલગીર થવા લાગ્યો.

બીન અનુભવી હજીરે વિચાર્યું-કે "અગર હું સિંહ પકડનાર પેહલવાનની નિશાન,

એવી રીતની ગર્દન અને પાદશાહી બેઠકના-કૌવત સાથના હાથના આ તુર્કીને કહું છું, ૫૧૬

તો તે પોતાનું લડાયક લશ્કર એકઠું કરશે-અને પોતાના પીલતન ઘોડાને ડપટાવશે.

ત્યારે તેના આ કૌવત, ખભાં અને આ ગર્દનથી-રૂસ્તમ તેના હાથ ઉપર માર્યો જશે.

પછી પેહલવાનોમાંથી કોઈ લડાયક પણ તેની સામે લડવા આવશે નહીં.

ત્યારે ઈરાનીઓમાં કોઈ લડનારો રહેશે નહીં-અને એ પાદશાહ કાઊસનું તખ્ત છીનવી લેશે.

એક દાનાવે કહ્યું છે કે દુશ્મનને હાથે હાર ખાઈ જીવવા કરતાં નામ સાથે મરી જવું ભલું છે.

જો હું એના હાથ ઉપર માર્યો જઈશ-તો નસીબ કાંઈ ઊંધું વળી જવાનું નથી અને નદીના પાણી લોહી થવાના નથી.

કારણકે મારી ઉપરાંત ગૂદર્ઝ અને તેના વખણાયલા હેંસી બેટા-જે સઘળા તારીફ ભરેલા નામદારો છે.

જેવાકે લશ્કર તોડનાર દુન્યા જીતનાર ગેવ-કે જે દરેક જગોએ અંજુમનનો સરદાર થાય છે.

જેવાકે બેહરામ અને ગર્દનફરાઝ રહામ-જેવોકે લડાઈ કરાનાર બહાદુર શીદૂશ.

તેઓ મારાં મરણ પછી મારા ઉપર દુઆ કરશે-અને કીનો લેવા દુશ્મનનો જીવ લેશે. ૫૧૭

જો હું ઈરાનમાં જીવતો ન રહ્યો તો નહીં-મને તો પાક મૂબેદથી એજ યાદ રહ્યું છે,

કે જ્યારે સરોવરના પીલા ફૂટે-ત્યારે તીતરે ઘાસ સાથે શું કામ પ્રીતિ કવી જોઇયે ?"

એમ વિચારી તેણે સોહરાબને કહ્યું કે "તું આટલો બધો ગર્મ શા માટે થાય છે ?-તારૂં બધું પૂછવું રૂસ્તમ માટેજ છે.

તું એવા બેહુદા સવાલ પૂછી જૂઠાં છિટાં શા માટે શોધે છે ?

જે બાબતની મને ખબર કશી નહીં-તો તેવા કીના માટે તું મને ગર્દન મારવા ચાહે છે.

ખૂન કરવા માટે તને કશાં બહાનાની ઝરૂર નથી-હવે એવાં છિટાં તને શા માટે જોઇયે ?

યાદ રાખજે કે તું પીલતનને હરાવી શકવાનો નથી-તે તારા હાથમાં સહેલાઈથી આવવાનો નથી. ( હજી પણ કહું છું કે, )

નબાયદ તોરા જોસ્ત બા ઊ નબરૂદ
બરૂઆરદ બરૂ આવરૂદગહ્ આઝ તો ગરૂદ

તું તેની સાથે ના લડતો-( નહીં તો ) તે લડાઈગાહમાં તારીજ ગર્દ કાઢી નાખશે.

---

## તાખ્તને સોહ્‌રાબ્ બર્ ખીમએ કાઊસ્ વ બર્કન્દને મીખ્હા.

ચુ બેશ્નીદ ગોફ્તારૂહાએ દુરોશ્ત
સરે પુરૂહેલાન્ જૂદ બેન્મૂદ પોશ્ત
૫૧૮ નેહાન્ કરૂદ અઝૂ રૂએ ચીઝી નગોફ્ત
અજબ્ માન્દ અઝાન્ ગોફ્તહાએ નેહોફ્ત
ઝે બાલા ઝદશ તુન્દ યક પોશ્તે દસ્ત
બેયફ્ગન્દશ આમદ બજાએ નેશસ્ત
બસી કરૂદ અન્દીશહાએ દરાઝ
ઝે હર ગૂનઈ કરૂદ પયગારૂ સાઝ
બેબસ્ત અઝ પયે કીનહ્ આન ગહ્ કમરૂ
નેહાદ અઝ સરે સર્વરી તાજે ઝરૂ
બેપૂશીદ ખફ્તાનો બરૂ સરૂ નેહાદ
યકી તર્કે રૂમી બકેર્દારે બાદ
ગેરેફ્તશ સનાનો કમાનો કમન્દ
ગેરાન્ ગોરૂઝરા પહ્‌લવે દીવબન્દ
ઝે તોન્દી બજૂશ આમદશ ખૂનો રગ્
નેશસ્ત અઝબરે બારએ તીઝતગ્
બઆવરૂદગહ્ રફ્ત ચૂન પીલે મસ્ત
ચુ કૂહે રવાન્ અસ્પશ અઝ જા બેજસ્ત
બેરૂન્ આમદો રાએ નાવરૂદ કરૂદ
બરૂઆવરૂદ બરૂ ચેહ્‌રએ માહ્ ગરૂદ
બેયામદ દમાન્ તા બકલ્બે સેપાહ્
રસીદ ઊ બનઝદીકે કાઊસે શાહ્
૫૧૯ બકેર્દારે ગૂરાન્ ઝે ચન્ગાલે શીરૂ
રમીદન્દ અઝ વય સરાને દેલીરૂ
ઝે પાયો રેકીબો ઝે દસ્તો અનાન્
ઝે બાઝૂયો આન્ આબ્દાદહ્ સનાન્
કસ અઝ નામદારાને ઈરાન્ સેપાહ્
નેયારસ્ત કરૂદન્ બદૂ દરૂ નેગાહ્
વઝાન્ પસ દેલીરાન્ શુદન્દ અન્જોમન્
બેગોફ્તન્દ કીનસ્ત ગવ પીલતન્
નશાયદ નેગહ્ કરૂદન્ આસાન્ બદૂય
કે યારદ શુદન્ પીશે ઊ જન્ગ્જૂય
વઝાન્ પસ બેખ્રૂશીદ સોહ્‌રાબે ગોરૂદ
હમી શાહ્ કાઊસરા બરૂશુમોરૂદ
ચુનીન્ ગોફ્ત કય શાહે આઝાદ મરૂદ
ચેગૂનસ્ત કારત બદશ્તે નબરૂદ
ચેરા કરૂદઈ નામ કાઊસે કય
કે દરૂ જન્ગે શીરાન્ નદારી તો પય
અગરૂ નીઝહ્ દરૂ મોશ્ત પીચાન્ કુનમ
સેપાહે તોરા જુમ્લહ્ બીજાન્ કુનમ

## સોહરાબે કાઊસના તમ્બુ ઉપર હમ્લો કરવો અને ખૂંટીઓનું ઉખેડવું.

જ્યારે તેણે આવી કઠણ વાતો સાંભળી-ત્યારે બહાદુરોના સરદારે શેતાબ પીઠ ફેરવી.

તેણે તેનાથી મોં છપું કીધું અને કાંઈ પણ બોલ્યો નહીં તે ભેદી વાતોથી અજબ રહ્યો.

તેને ઊંધે હાથની એક થબડાક મારી નીચે નાખી દીધો-અને પોતાની બેઠક ઉપર આવી બેઠો.

તેણે ઘણો લામ્બો વિચાર કીધો-અને હરેક તરેહનો લડાઇનો અસ્બાબ તૈયાર કીધો.

પછી તેણે કીનાને માટે કમર બાંધી-અને સર ઉપરથી સોનેરી તાજ કાઢી મૂક્યું.

તેણે બખ્તર પેહેર્યું અને ઝડપથી માથાં ઉપર એક રૂમી ટોપ મૂકી.

તે દેવબંદ પેહલવાને ભારી ગોર્ઝ, ભાલો કમાન અને કમંદ સજ્યાં.

ઉલટને મારે તેનું લોહી ઉછાળા મારતું હતું તે તેઝી ઘોડા ઉપર બેઠો.

તે મસ્ત હાથીની મિસાલ લડાઈગાહમાં ગયો-તેનો ઘોડો ચાલતા પહાડની મિસાલ જગ્યાથી કૂદયો.

તે લડાઇના ઈરાદાથી બાહેર આવ્યો-તેણે માહતાબ સૂધી ગર્દ ઉડાવી.

તે ફુંફારા મારતો લશ્કરની કલ્બગાહ સૂધી આવ્યો અને શાહ કાઊસની નઝદીકમાં પહોંચ્યો.

સિંહની ચુંગાલથી જેમ ગોરખરો નાસે તેમ-દેલીર સરદારો તેનાથી નાઠા.

તેના પગ, રેકાબ, હાથ અને લગામ-બાઝૂ અને તે પાણી પાયલો ભાલો જોઇને,

ઈરાની લશ્કરના નામદારોમાંથી કોઇએ-તેના ઉપર નઝર કરવાની હિમ્મત નહીં કીધી.

ત્યાર પછી દેલીરો એકઠા થયા-તેઓ બોલ્યા કે "આ હાથીને તનનો પેહલવાન છે.

ગભરાટ ઉપજ્યા વના તેને કોઈ જોઈ પણ નથી શકતું-તો એની સામે લડવા માટે તે કોણ જઈ શકે ?"

ત્યાર પછી સોહરાબ પેહલવાન પોકાર્યો-અને પાદશાહ કાઊસને કહેવા માંડ્યું.

તે બોલ્યો કે " ઓ આઝાદ મર્દોના પાદશાહ !-લડાઈનાં મયદાનમાં તારૂં શું કામ છે ?

તેં કયકાઊસ નામ શા માટે રાખ્યું છે?-જ્યારે તું સિંહોની લડાઈમાં ટકી શકતો નથી.

જ્યારે મારો નેઝો ફેરવીશ-ત્યારે તારાં તમામ લશ્કરને બેજાન કરીશ.

ચકી સખ્ત સઊગન્દ ખુરૂદમ બબઝમ
બદાન્ શબ્ કુજા કોશતહુ શુદ ઝન્દહુરઝમ
કઝ ઈરાન્ નમાનમ ચકી નીઝહુદારૂ
કુનમ ઝેન્દહુ કાઊસે કયરા બદારૂ
કે દારી અઝ ઈરાનેયાન્ તીઝચન્ગ્
કે પીશે મન્ આયદ બદીન્ દશ્તે જન્ગ્
કુજા ગીવો ગૂદર્ઝો તુસે દેલીરૂ
ફ્રીબોર્ઝે કાઊસો ગોસ્તહુમે શીરૂ
સવારે જહાન્ રોસ્તમે નામવરૂ
દેગરૂ ઝન્ગએ ગોરૂદે પર્ખાશખરૂ
દરૂઆયન્દો મર્દી નોમાયન્દ દીન
દરીન્ રઝમગાહુ અઝ પયે ખેશમો કીન
બેગોફ્તો હમીબૂદ ખામૂશ બસ
અઝ ઈરાન્ નદાદ ઈચ પાસોખશ કસ
અઝાન્ પસ બેજુમ્બીદ અઝ જાએ ખીશ
બનઝદીકે પરૂદહુસરા રફ્ત પીશ
ખમ આવરૂદ પોશ્તો સનાને સેતીખ
બેઝદ તુન્દો બરૂકન્દ હફ્તાદ મીખ
સરાપરૂદહુ યકુ બહુરહુ આમદ ઝે પાય
ઝે હરૂ સૂ બરૂઆમદ દમે કરૂરનાય
ઝમીન્ ગશ્ત કાઊસ આવાઝ દાદ
કે અય નામદારાને ફરૂરોખ નેઝાદ
ચકી નઝદે રોસ્તમ બરીદ આગેહી
કઝીન્ તોરૂક શુદ મગઝે ગોર્દાન્ તેહી
નદારમ સવારી વરા હમનબરૂદ
અઝ ઈરાન્ નેયારદ કસ ઈન્ કારૂ કરૂદ
બેશુદ તૂસો પયઘામે કાઊસ બોરૂદ
શનીદહુ સખુન પીશે ઊ બરૂશુમોરૂદ
બદુ ગોફ્ત રોસ્તમ કે હરૂ શહુરૂયારૂ
કે કર્દી મરા નાગહાન્ ખાસ્તારૂ
ગહી જન્ગ્ બૂદી ગહી સાઝે બઝમ
નદીદમ ઝે કાઊસ જોઝ રન્જે રઝમ
બેફરૂમૂદ તા રખ્શરા ઝીન્ કુનન્દ
સવારાન્ બરૂહા પુરૂ અઝ ચીન્ કુનન્દ
ઝે ખીમહુ નેગહુ કરૂદ રોસ્તમ બદશ્ત
ઝે રહુ ગીવરા દીદ કન્દરૂ ગોઝશ્ત
નેહાદ અઝબરે રખ્શે રખ્શન્દહુ ઝીન
હમીગોફ્ત ગુર્ગીન કે બેશતાબ્ દીન
હમીબસ્ત બા ગોરૂઝ રહુહામ તન્ગ્
બબરૂગુસ્તુવાન્ બરૂઝદહુ તુસ ચન્ગ્
હમીઆન્ બદીન્ ઈન્ બદાન્ ગોફ્ત ઝૂદ
તહમ્તન્ ચુ અઝ પરૂદહુ આવા શુનૂદ
બદેલ ગોફ્ત ઈન્ રઝમ અહુરીમનસ્ત
ન ઈન્ રસ્તખીઝ અઝ પયે યકુ તનસ્ત
બેઝદ દસ્તો પૂશીદ બબ્રેબેયાન
બેબસ્ત આન્ કયાની કમરૂ બરૂ મેયાન
નેશસ્ત અઝબરે રખ્શો પયમૂદ રાહુ
સપારહુ નેશહુબાને ગાહો સેપાહુ
બદુ ગોફ્ત અઝ ઈદરૂ મરવ પીશતરૂ
બમન્ દારૂ ગૂશ અઝ યલાન્ બીશતરૂ

જે રાતના કે ઝંદેહરઝમ માર્યો ગયો–તે રાતના મેં મજલેસમાં એક સખ્ત સૌગંદ ખાધા છે,

કે હું ઈરાનના એકબી સવારને જીવતો જવા દઈશ નહીં–અને કાઊસને જીવતો શૂળી ઉપર ચઢાવીશ. ૫૨૦

ઈરાનીઓમાંથી કયો પેહલવાન તારી પાસે છે–કે આ લડાઇનાં મયદાનમાં મારી નઝદીક આવે ?

ક્યાં છે ગેવ, ગૂદર્ઝ અને બહાદુર તુસ-કાઊસનો ફરીબોર્ઝ અને સિંહની મિસાલનો ગોસ્તહમ,

દુન્યાનો સવાર નામવર રૂસ્તમ–અને બીજો, બહાદુર પેહલવાન ઝંગે.

તેઓ આવે અને આ લડાઈગાહમાં કીનો લેવા મર્દી બતાવે."

તે એટલું બોલ્યો અને મૂંગો રહી ગયો–ઈરાનીઓમાંથી કોઈએ તેને કાંઈ પણ પાછો જવાબ આપ્યો નહીં.

ત્યાર પછી તે પોતાની જગોથી હીલ્યો–અને સરાપરદાની તરફ ધસ્યો.

અને વાંકો વળી બુલંદ ભાલાના–મઝબૂત ફટકા લગાવીને તમ્બુની સિત્તેર ખૂંટી ઉખેડી નાખી.

જેથી તમ્બુનો એક ભાગ લચી પડયો–ચો તરફ કરનાયના આવાઝ નીકળ્યા.

એ જોઈ કાઊસ ધમગીન થયો અને પોકાર્યો–કે "ઓ મુબારક ઓલાદના નામદારો !

તમોમાંથી એક જણ રૂસ્તમની નઝદીક ખબર લઈ જાઓ–કે આ તુર્કીથી પેહલવાનોની અકલ જતી રહી છે. ૫૨૧

તેની સામે લડવા જવા મારી પાસે કોઈ પેહલવાન નથી-ઈરાનીઓમાંથી કોઈ આ કામ કરી શકે એમ નથી."

તુસ ગયો અને કાઊસનો પયઘામ કહ્યો તેણે સાંભળેલા સખુન તેની નઝદીક કહ્યા.

રૂસ્તમે તેને કહ્યું કે "જે કોઈ પાદશાહ–કે મને એકાયક બોલાવતો હતો,

તે કદી તો લડાઇને માટે અને કદી ખુશીની મજલેસને માટે–પણ કાઊસથી તો લડાઈની જંજાળ સિવાય મેં કાંઈ જોયું નથી."

તેણે ફર્માવ્યું કે "રખ્શને ઝીન બાંધે–અને સવારો તૈયાર થાય."

રૂસ્તમે તમ્બુમાંથી મયદાન તરફ નઝર કીધી–તેણે જોયુ કે ગેવ જે હમણાજ આવ્યો હતો,

તે ઝળકતા રખ્શ ઉપર ઝીન બાંધતો હતો–અને ગુર્ગીન કહેતો હતો કે "ચાલ ઉતાવળ કર."

રહામ ગોર્ઝ સાથે તંગ બાંધતો હતો–તુસે પાખર હાથમાં લીધી હતી,

અને એક બીજાને કહેતા હતા કે વેગો ઉતાવળ કરો–જ્યારે રૂસ્તમે તમ્બુમાંથી એ બધું સાંભળ્યું,

ત્યારે તે મનસે વિચારવા લાગ્યો કે આતો કેથી આહરેમનની લડાઈ છે–કાંઈ એક જીવને માટેની આ બધી દોડધામ નથી. ૫૨૨

તેણે ઝટ બબ્રેબેયાન પેહેર્યું–કમર ઉપર કયાની કમરબંદ બાંધ્યો.

તે રખ્શ ઉપર બેઠો અને ચાલ્યો–ઝવારે એ તખ્ત અને લશ્કરનો હવાલો લીધો.

રૂસ્તમે તેને કહ્યું કે "અહીંથી આગળ ના જતો–અને મારા હોકમ સિવાય કોઇનો હોકમ ના સાંભળતો."

હેરકુશરા બેબોરૂદન્દ બા ઊ બહમ
હમીરફૂત પર્ખાશજૂયો દેઝમ

ચુ સોહ્રાબ્રા દીદ આન્ યાલો શાખ
બરશ ચૂન બરે સામે જન્ગી ફ્રાખ

બદૂ ગોફ્ત અઝ્ ઈદરૂ બયકુસૂ શવીમ
બરૂ આવરૂદગહ બરૂ બીઆહૂ શવીમ

બેજુમ્બીદ સોહ્રાબે પર્ખાશખરૂ
ઝે ગોફ્તે ગવે પીલતન્ નામવરૂ

બેમાલીદ સોહ્રાબ્ કફ્રા બકફ્
બઆવરૂદગહ રફ્ત અઝ્ પીશે સફ્

બેગોફ્ત ઊ બરોસ્તમ બેરવ તા રવીમ
બયક્ જાએ હરૂ દૂ દો મરૂદે ગવીમ

૫૨૩ અઝ્ ઈરાનો તૂરાન્ નખાહીમ કસ
ચુ મન્ બાશમો તૂ બઆવરૂદ બસ

બબાલા બલન્દીઓ બા કેત્ફો યાલ
સેતમ યાફ્ત બા ઈન્ ઝે બેસ્યારૂ સાલ

બઆવરૂદગહ મરૂ તોરા જાએ નીસ્ત
તોરા ખુદ બયક્ મોશ્તે મન્ પાએ નીસ્ત

નેગહ કરૂદ રોસ્તમ બદાન્ સરૂફરાઝ
બદાન્ સોફ્તો ચન્ગો રેકીબે દરાઝ

બદૂ ગોફ્ત નરૂમ અય જવાન્ મરૂદે નરૂમ
ઝમીન્ સર્દો ખુશ્કો હવા નર્મો ગરૂમ

બપીરી બસી દીદમ આવરૂદગાહ
બસી બરૂ ઝમીન્ પસ્ત કરૂદમ સેપાહ

તબહ શુદ બસી દીવ બરૂ દસ્તે મન્
નદીદમ બદાન્ સૂ કે બૂદમ શેકન્

નેગહ કુન્ મરા તા બેબીની બજન્ગ્
અગરૂ ઝેન્દહ માની મતરૂસ અઝ્ નેહન્ગ્

મરા દીદ દરૂ જન્ગ્ દર્યાઓ કૂહ
કે બા નામદારાને તૂરાન્ ગોરૂહ

ચે કરૂદમ સેતારહ ગવાએ મનસ્ત
બમર્દી જહાન્ ઝીરે પાએ મનસ્ત

૫૨૪ કસાની કે દીદન્દ રઝ્મે મરા
શુમોરૂદન્દ બૂઈ કે બઝ્મે મરા

હમી રહ્મત આરદ બતૂ બરૂ દેલમ
નખાહમ્ કે જાનત ઝે તન્ બોગ્સેલમ

નમાની બતુર્કાન્ બદીન્ યાલો સોફ્ત
બઈરાન્ નદાનમ તોરા નીઝ્ જોફ્ત

ચુ આમદ ઝે રોસ્તમ ચુનીન્ ગોફ્તગૂય
બેજુમ્બીદ સોહ્રાબ્રા દેલ બદૂય

બદૂ ગોફ્ત કઝ્ તૂ બેપોર્સમ સખુન
હમહ રાસ્તી બાયદ અફ્ગન્દ બુન

યકાયક્ નેજાદત મરા યાદ દારૂ
ઝે ગોફ્તારે ખૂબત મરા શાદ દારૂ

મન્ અયદૂન્ ગોમાનમ કે તૂ રોસ્તમી
કે અઝ્ તોખ્મએ નામવરૂ નયરમી

ચુનીન્ દાદ પાસોખ કે રોસ્તમ નેયમ
હમ અઝ્ તોખ્મએ સામે નયરમ નેયમ

કે ઊ પહલવાનસ્તો મન્ કેહતરમ
ન બા તખ્તો ગાહમ ન બા અફૂસરમ

તેઓ તેની સાથે તેનો ઝુંડો લઈ ગયા—એ પ્રમાણે તે લડવા માટે ગુસ્સા ભરેલો થઈ ચાલ્યો.

જ્યારે તેણે સોહરાબને તેમજ તેની ગર્દન અને બાઝૂને જોઈ—તેની છાતી લડાયક સામની મિસાલ પોહોળી જોઈ,

ત્યારે તેને કહ્યું કે "આપણે અહીંથી લડાઇને લાયકની કોઈ એકાંત જગ્યા તરફ જઇયે."

નામવર પીલતન પેહલવાનનાં કહેવાથી-લડાયક સોહરાબ તૈયાર થયો.

સોહરાબ હાથ મસળવા લાગ્યો—અને સફ આગળથી લડાઈગાહમાં ગયો.

પછી તેણે રૂસ્તમને કહ્યું કે "ચાલ આપણ બન્ને જણા એકાંત જગ્યામાં જઇયે-કારણ આપણ બન્ને પેહલવાનોને,

ઈરાન તુરાનમાંથી કોઈ મદદગાર જોઇતો નથી—લડાઈમાં તું અને હું બસ છઇયે.

જો કે તું કદમાં લામ્બો અને તારા હાથ પગ અને ગર્દન ભરેલાં છે-તો પણ ઉમરને સબબે તું કમઝોર પડી ગયો છે.

અને લડાઈનું મયદાન એ હવે તારે માટે નથી—તું મારી એક મુક્કી પણ ખમી શકશે નહીં.."

રૂસ્તમે તે સરફરાઝ ઉપર તેમજ તેનાં ખભાં, ચુંગાલ અને લામ્બી રેકાબ ઉપર નઝર કીધી,

અને બોલ્યો કે "ઓ જવાન મર્દ ! ધીમે જરા ધીમે—આ ઝમીન સખ્ત અને થંડી છે અને હવા નરમ અને ગરમ છે.

મેં બૂઢાપામાં ઘણી લડાઈ જોઈ છે—અને મેં ઘણાક સવારો ઝમીન ઉપર ખુવાર નાખ્યા છે.

પુષ્કળ દેવો મારા હાથ ઉપર માર્યા ગયા છે-પણ મેં પોતાની હાર કદી જોઈ નથી.

પહેલાં મારા ઉપર નેગાહ કર તોજ તું લડાઈમાં મને ઓળખશે-તું મારા હાથ ઉપર જીવતો રહે તો પછી મગરમચ્છથી પણ બીહતો ના.

મને દર્યા અને પહાડોએ લડાઈમાં જોયો છે-તુરાની ટોળાના નામદારો સાથે,

મેં જે કીધું છે તેના સિતારા સાક્ષી છે—મારી મર્દીથી દુન્યા મારા પગ નીચે આવી છે.

જે કોઇએ કે મારી લડાઇ જોઈ છે-તેઓ લડાઇને મારે મનસે ખુશીની મજલેસ હોય તેમ ગણે છે.

પણ તારી તરફતો મારા દિલમાં કાંઈ લાગણી થઈ આવે છે—અને હું નથી ચાહતો કે તું મારે હાથ માર્યો જાય.

તારી આવી ગર્દન અને ખભાંથી તું કોઈ તુરાની તો માલૂમ પડતો નથી-તેમજ તારા જેવો ઈરાનીઓમાં પણ કોઇ નથી."

જ્યારે રૂસ્તમ એમ બોલ્યો—ત્યારે સોહરાબનું દિલ ધડકવા લાગ્યું.

તેણે કહ્યું કે "હું તને એક વાત પૂછું છું—તેનો તને વાજબી જવાબ આપવો જોઇયે.

તારાં ખાન્દાનથી મને વાકેફ કર—અને તારા નેક બોલવાથી મને ખુશહાલ કર.

હું ધારૂં છું કે તુંજ રૂસ્તમ છે—તુંજ નામવર નરીમાનના તોખ્મનો છે."

તેણે જવાબ આપ્યો કે "હું રૂસ્તમ નથી—તેમજ નરીમાનના સામના તોખ્મથી પણ નથી,

કારણકે તેતો પેહલવાન છે અને હું તો બંદો છું—મારી પાસે તખ્ત તાજ કશું નથી.

## નબર્દે રોસ્તમ્ બા સોહ્રાબ્.

ઞે ઉમ્મીદ્ સોહ્રાબ્ શુદ્ નાઉમીદ્
બઝ્ તીરહ્ શુદ્ રૂએ રૂઞે સપીદ્
બઆવરદ્ગહ્ રફ્તો નીઝહ્ ગેરેફ્ત
હમીમાન્દ્ અઝ્ ગોફ્તે માદર્ શેગેફ્ત
યકી તન્ગ્ મયદાન્ ફ્રેઝાખ્તન્દ્
બકૂતાહ્ નીઝહ્ હમીતાખ્તન્દ્
નમાન્દ્ ઈચ્ બર્ નીઝહ્ બન્દો સનાન્
બચપ્ બાઝ્ બોર્દન્દ્ હર્ દૂ અનાન્
બશમ્શીરે હેન્દી બર્આવીખ્તન્દ્
હમી ઝાહન્ આતેશ્ ફ્રેરૂરીખ્તન્દ્
બઝખ્મ અન્દરૂન તીઘ્ શુદ્ રીઝ્ રીઝ્
ચે રઝ્મી કે પયદા કુનદ્ રસ્તખીઝ્
ગેરેફૂતન્દ્ અઝાન્ પસ્ અમૂદે ગરાન્
હમીકૂફ્તન્દ્ આન્ બરીન્ ઈન્ બરાન્
ઞે નીરૂ અમૂદ્ અન્દર્ આમદ્ બખમ
ચમાન્ બાદ્પાયાનો ગોર્દાન્ દેઞમ
ઞે અસ્પાન્ ફ્રેરૂરીખ્ત બર્ગુસ્તવાન્
ઝેરેહ્ પારહ્ શુદ્ બર્ મેયાને ગવાન્
ફ્રેરૂમાન્દ્ અસ્પો દેલાવર્ ઞે કાર્
યકીરા નબુદ્ દસ્તો બાઝુશ યાર્
તન્ અઝ્ ખૂ પુરઆબો દહાન્ પુર્ ઞે ખાક્
ઝબાન્ ગશ્તહ્ અઝ્ તેશનગી ચાક્ ચાક્
યક્ અઝ્ દીગર્ એસ્તાદ્ આન્ ગાહ્ દૂર્
પુર્ અઝ્ દર્દ્ બાબો પુર્ અઝ્ રન્જ પૂર્
જહાના શેગેફ્તી ઞે કેર્દારે તોસ્ત
શેકસ્તહ્ હમ અઝ્ તૂ હમ અઝ્ તૂ દુરોસ્ત
અઝીન્ દૂ યકીરા નજુમ્બીદ્ મેહ્ર્
ખેરદ્ દૂર્ બુદ્ મેહ્ર્ નન્મૂદ્ ચેહ્ર્
હમહ્ બચ્ચહ્રા બાઝ્ દાનદ્ સોતૂર્
ચે માહી બદર્યા ચે દર્ દશ્ત ગૂર્
નદાનદ્ હમી મરૂદુમ અઝ્ રન્જે આઝ્
યકી દુશ્મનીરા ઞે ફર્ઝન્દ્ બાઝ્
બદેલ્ ગોફ્ત રોસ્તમ કે હર્ગેઝ્ નેહન્ગ્
નદીદમ કે આયદ્ બદીન્ સાન્ બજન્ગ્
મરા ખાર્ શુદ્ જન્ગે દીવે સપીદ્
ઞે મર્દી શુદ્ એમરૂઝ્ દેલ્ નાઉમીદ્
ઞે દસ્તે યકી નાસેપોરૂદહ્ જેહાન્
ન ગોર્દી ન નામઆવરી અઝ્ મેહાન્
બસીરી રસાનીદમ અઝ્ રૂઝ્ગાર્
દુ લશ્કર્ નઝારહ્ બદીન્ કારઝાર્
ચુ આસૂદહ્ શુદ્ બારએ હર્ દો મર્દ્
ઞે આઝારે જન્ગો ઞે નન્ગો નબર્દ્
બઝેહ્ બર્નેહાદન્દ્ હર્ દૂ કમાન્
યકી સાલ્ ખુર્દહ્ દેગર્ નવજવાન્
બતન્ બૂદ્ બર્તાનો બબ્રેબેયાન્
ઞે કેહ્કો ઞે પયકાન્ નેયામદ્ ઝેયાન્

## રૂસ્તમની સોહરાબ સાથની લડાઈ.

સોહરાબને આશા હતી પણ તે નાઉમેદ થયો–અને સફેદ દહાડો તેના ઉપર સીઆહ થયો.

તે લડાઈગાહમાં ગયો અને નેઝો પકડયો–તે માની વાત ઉપર વિચાર કરતો હતો. ૫૨૫

તેઓએ એક સાકડું મયદાન પસંદ કીધું–(અને) ટુંકા નેઝાથી લડવા લાગ્યા.

ત્યાં સુધી કે નેઝાની નોક કે લાકડી કાંઈ રહ્યું નહીં–પછી તેઓ ડાબા હાથ તરફ ફર્યા,

અને હિન્દી તલવાર સાથ વળગ્યા–અને લોઢાંમાંથી આતશ વરસાવવા લાગ્યા.

ફટકા પડવાથી તલવાર પુરજે પુરજા થઈ ગઈ–તે લડાઈ હતી કે જાણે કયામતનો નમૂનો.

તે પછી તેઓએ ભારી ગોર્ઝ પકડયા–અને એકમેક ઉપર ફુટવા લાગ્યા.

કૌવતથી ગોર્ઝ પણ વાંકા થઈ ગયા–ઘોડા લથડવા લાગ્યા અને પેહલવાનો લાચાર થઈ પડયા.

ઘોડાઓ ઉપરથી પાખર નીકળી પડી–પેહલવાનોનાં બખ્તર ફાટી ગયાં.

ઘોડા અને દિલાવરો આજેઝ થયા–કોઈના હાથ કે બાજૂ કશામાં શક્તિ રહી નહીં

શરીર ઉપર પરસેવાથી પાણીના રેલા અને મોઢાં ધૂળે ભરેલાં થયાં–વળી ઝબાન તરસથી ફાટફાટ થતી હતી.

પછી તેઓ એક બીજાથી દૂર જઈ ઉભા–બાપ દુઃખી અને બેટો થાકી ગયલો. ૫૨૬

એ દુન્યા! તારું કામ અજાયબ છે–તુટેલું કે આખું બેઉ તુંજ ઝાહેર કરે છે.

તે બેઉમાંથી એકનો પણ પ્યાર ઉભર્યો નહીં–અકલ ગુમ થઈ ગઈ અને માયા છુપાઈ ગઈ.

શું દર્યામાં માછલાં કે જંગલમાં ગોરખર–અને ઢોરો સઘળાં પોતપોતાનાં બચ્ચાંઓને પિછાની લે છે.

પણ દાવપેચ અને લોભને સબબે ઈન્સાન પોતાના દુશ્મન કે ફર્ઝંદને ઓળખી શકતું નથી.

રૂસ્તમ હવે વિચારવા લાગ્યો કે "મેં મગરમચ્છનેબી આવી રીતે લડતું કદી જોયું નથી.

(એની આગળ) સફેદ દેવ સાથની મારી લડાઇતો કાંઈ વિસાતમાંજ નથી–આજે એક મર્દથી મારું દિલ નાઉમેદ થયું છે.

એક બીન અનુભવી જવાનના હાથે–નહીં કે કોઈ પેહલવાન કે સરદારોમાંના કોઈ નામદારના હાથે,

આ બેઉ લશ્કરની સન્મુખ આજ હું જીવવાથી ધરાઈ ગયો છું."

જ્યારે બેઉ જણના ઘોડાઓએ જરા દમ લીધો ત્યારે–લડાઈનાં દુઃખ શર્મ તથા નામોશીના વિચારે,

બેઉ જણાએ કમાન ઉપર ચિલ્લા ચઢાવ્યા–એક બુઢઢો અને બીજો જવાન. ૫૨૭

પણ તીરની નોક કે ભાલાથી બખ્તર કે બબ્રેબેયાનને કશી હાનિ પુગી નહીં.

બહમ તીરૂ બારાન્ નમૂદન્દ સખ્ત
તો ચૂઈ ફેરૂરીખ્ત બર્ગે દરખ્ત
ધમીન્ શુદ હેલે હરૂ દુ અઝ યકુ દેગરૂ
ગેરેફ્તન્દ હરૂ દુ દુવાલે કમરૂ
તહમ્તન્ અગરૂ દસ્ત બોર્દી બસન્ગ્
બેકન્દી સેયહુ સન્ગ્રા રૂઝે જન્ગ્
બઝૂરૂ અઝ ઝમીન્ કુહ બરૂદાશ્તી
ગેરાન સન્ગ્રા મૂમ પેન્દાશ્તી
કમરૂબન્દે સોહુરાબ્રા ચારહુ કરૂદ
કે અઝ ઝીન્ બેજુમ્બાનદ અન્દરૂ નબરૂદ
મેયાને જવાન્રા નશુદ આગેહી
બેમાન્દ અઝૂ હોનરૂ દસ્તે રોસ્તમ તેહી
ફોરૂદાશ્ત દસ્ત અઝ કમરૂબન્દે ઊય
શેગેફ્તી ફોરૂમાન્દ અઝ બન્દે ઊય
દો શીરૂઅઉઝન્ અઝ જન્ગ્ સીરૂ આમદન્દ
તબહુ ગશ્તહો ખસ્તહુ દીરૂ આમદન્દ
૫૨૮ દેગરૂ બારહુ સોહુરાબ્ ગોર્ઝે ગરાન્
ઝે ઝીન્ બરૂકશીદો બેયકૂશોરૂદ રાન્
બેઝદ ગોર્ઝે આવરૂદ કેત્ફશ બદરૂદ
બેપીચીદો દરૂદ અઝ દેલીરી બેખરૂદ
બેખન્દીદ સોહુરાબો ગોફ્ત અય સવારૂ
બઝખ્મે દેલીરાન્ નઈ પાયદારૂ
બઝીરૂ અન્દરત રખ્શ ગૂઈ ખરસ્ત
દો દસ્તે સવારૂ અઝ હમહુ બદ્તરસ્ત
મરા રહુમત આયદ બતૂ બરૂ ઝે દેલ
કે અઝ ખૂનત આલુશતહુ ગશ્તસ્ત ગેલ
અગરૂચેહુ ગવી સર્વે બાલા બુવદ
જવાની કુનદ પીરૂ કાના બુવદ
તહમ્તન્ નદાદ ઈચ ઊરા જવાબ્
શેગેફ્તી ફોરૂમાન્દ દરૂ પીચો તાબ્
બપરસ્તી રસીદ ઈન્ અઝાન્ આન્ અઝીન્
ચુનાન્ તન્ગ્ શુદ બરૂ દેલીરાન્ ઝમીન્
કે અઝ યકુ દેગરૂ રૂએ બરૂકાશ્તન્દ
દેલો જાન્ બઅન્દીશહુ બોગ્ઝાશ્તન્દ
તહમ્તન્ બતૂરાન્ સેપહુ શુદ બજન્ગ્
બદાન્સાન્ કે નખ્ચીરૂ બીનદ પલન્ગ્
૫૨૯ બઈરાન્ સેપહુ રફ્ત સોહુરાબે ગોરૂદ
એનાન્ બારએ તીઝતગ્રા સેપોરૂદ
બેઝદ ખીશતન્રા બઈરાન્ સેપાહુ
બદસ્તશ બસી નામવરૂ શુદ તબાહુ
મેયાને સેપહુ અન્દરૂ આમદ ચુ ગોરૂગ્
પરાગન્દહુ ગશ્તન્દ ખુર્દો બુઝોરૂગ્
ચુ રોસ્તમ બનઝદીકે તૂરાન્ રસીદ
પરીમાન્ શુદ આહુ અઝ જેગરૂ બરૂકશીદ
ધમીન્ ગશ્તો અન્દીશહુ કર્દો દવીદ
કે કાઊસરા બીગોમાન્ બદ રસીદ

તેઓએ એકમેક ઉપર તીરનો સખ્ત વરસાદ વર્સાવ્યો-ગોયા ઝાડના પાતરાં ખરવા લગ્યાં.

એક બીજા ઉપર બેઉ જણા ધુસ્સે થઇને-બન્નેએ એકમેકના કમરબંદ પકડયા.

હવે એમ હતું કે તેહમતન જે લડાઈ વખતે પહાડના ખડકને પકડતો-પછી તે ખડક કાળો* પત્થરજ કાં ન હોય તો પણ તેને ઉખેડી કાઢતો.

તે કૌવતે કરી જમીન ઉપરથી પહાડને ઉઠાવી લેતો-અને ભારી પત્થરને મીન સમજતો.

તેવા રૂસ્તમે જ્યારે સોહરાબનો કમરબંદ પકડયો-અને ચાહ્યું કે તેને ઝીન ઉપરથી ઊંચકી લીએ.

પણ જવાન સોહરાબની કમરને તો ખબરબી નહીં પડી-જેથી રૂસ્તમના હાથનો હોનર ખાલી ગયો.

તેણે તેનો કમરબંદ છોડી દીધો-અને પોતાના દુશ્મનના પરાક્રમથી અજબ થયો.

બન્ને સિંહ મારનારાઓ લડાઈથી ધરાયા-તેઓ થાકી અને ઝખ્મી થઈને દૂર થયા.

સોહરાબે બીજી મરતબે ભારી ગોર્ઝ-ઝીન ઉપરથી ઊંચકયો અને ઘોડાને એડ મારી.

તેણે ગોર્ઝ માર્યો જેથી તેનાં ખભા દુખાયાં-એથી રૂસ્તમે આંગ સંકોચ્યું પણ બહાદુરીથી ઝખ્મ ખમી ગયો.

એ જોઈ સોહરાબ હસ્યો અને બોલ્યો કે "ઓ સવાર !-તું દેલીરોના ઝખ્મ ખમી નથી શકતો.

તારી રાન નીચેનો રખ્શ ઘોડો ગોયા ગધેડો છે-અને તું સવારના બન્ને હાથ જૂઠા પડી ગયા છે.

મને દિલથી તારા ઉપર દયા આવે છે-કારણકે તારાં લોહીથી ખાક આલૂદેહ થઈ છે.

કોઈ લડવૈયો સરોવર જેવો ઊંચો કાં ન હોય-પણ બુઢ્ઢાપાને વખતે જો તે જવાની કરવા ચાહે તો તે મૂર્ખ છે."

તેહમ્તને તેને કાંઈ પણ જવાબ આપ્યો નહીં-તે વિચારમાંનો વિચારમાંજ ગુમ થઈ ગયો.

બેઉ એક બીજાને હાથે નીચા પડયા હતા-અને બેઉને એટલીતો નામોશી લાગી હતી,

કે તેઓએ એક બીજાથી મોં ફેરવ્યાં-તેઓનાં મન અને દિલ બેઉ ઝખ્મી થયાં હતાં.

જેમ ચિત્તો શિકાર ઉપર પડે- તેમ તેહમ્તન લડાઈ માટે તૂરાની લશ્કરમાં ગયો.

( અને ) પેહલવાન સોહરાબ ઈરાની લશ્કરમાં ગયો-તેણે લગામ તેઝ ચાલના ઘોડાને સોંપી.

તે પોતે ઈરાની લશ્કર ઉપર પડયો-તેના હાથથી પુષ્કળ નામવરો માર્યા ગયા.

તે વરૂની મિસાલ લશ્કરમાં આવી પડયો-જેથી નાનાં અને મોટાં વીખરાઈ ગયાં.

જ્યારે રૂસ્તમ તૂરાની લશ્કરની નઝદીક પહોંચ્યો-ત્યારે તે પરેશાન થયો અને જીગરથી હાય મારી.

તે ધમગીન થયો અને અંદેશો કીધો અને દોડયો કે "કાઉસને બેશક બુરાઈ પહોંચશે.

* મુસલમાનોનાં પવિત્ર ગણાતાં સ્થાન મક્કા જેનું અસલ નામ "મહગાહ" અથવા ચંદ્રની આરાધના કરવાની જગ્યા છે, ત્યાં જે "સંગે અસ્વદ નામનો કાલો પત્થર છે અને જેને સઘળા દીનદાર મુસલમાનો બોસા લે છે તે પત્થર.

